# કીનાંનાં ભોગ.

રચનાર

બાઈ રૂપાંબાઇ કે૦ દારાશાજી તાલચેરીવાલા.

મુંબઈ.

જામે જમશેદ સ્ટીમ પ્રેસમાં છાપ્યું છે.

બેંક સ્ટ્રીટ.

૧૮૯૧.

# સાંકળીયું.

સાંકળીયુ.

# કીનાંના ભોગ.

## પ્રકરણ ૧ લું.

### એકાંતવાસ.

ફિલીપ નૉરીસ જેવો એક એકલસૂરો છોકરો, જે દરીયા-કાંઠે કલાકનાં કલાક બેસી, કોઈ દિન ભવિષ્યમાં લખવા માટે કરૂણારસ નાટકો અને કિસ્સાઓનાં તુરંગી ખ્યાલો મનસે કરતો, અને શેખચલ્લી સહી વિચારો કરતો હતો, તે છોકરો કેટલું થોડું જાણતો હતો કે, પેહેલો અને કદાપિ છેલો કિસ્સો તે લખશે, તે **પોતાનીજ** ઝિંદગીનો કિસ્સો લખશે; અને, સઘળાં પ્રપંચી ચોકઠાં—જેમાંનાં ઘણાં ખરાં, એની બહુ આગમચથી પસંદ કરેલાં પુસ્તકોમાંની અચેત ચોરીયો હતી—તેઓમાંનું શ્રેષ્ઠ પ્રપંચી ચોકઠું, તે **પોતાની** જીંદગી અને તેનાં સર્વસ્વનું ગુંચવાએલું સૂત્ર છે; જે સૂત્ર છુટશે ત્યારે તે છોકરાને વધુને વધુ વિચિત્ર અને કૌતક ભર્યા બનાવો ભણી,—વધુ અદ્ભૂત સમ્મતિયો ભણી, ખેંચી લઇ જનાર છે; અને તેની કલ્પના શક્તિ અને ચાતુરાઈ સૂચવી શકે તે કરતાંને વધારે મોટા ઓચંબાઓ ભણી તાણી લઇ

જનાર છે. વળી જોઈયે તો તે વેળાની મારી ઝિંદગી કેવી નિરાસ અને સાધારણ !

કારણ કે, મેં, ઉપલા રીતીયે, મારી તમામ જીંદગી એકજ સ્થળ ઉપર કાઢી છે, અને મને યાદ છે તે દિનથી એકજ ઘરમાં રહેતો આવ્યો છું. એ ઘર શા કારણસર બાંધવામાં આવ્યું, એ ભેદ સર્વ કોઈથી ગુપ્ત હતો; પણ, "સર્વ કોઈ," એ શબ્દ બહુ અલ્પ સંખ્યા રોકે છે, કારણ કે જુજ લોકજ તેનાં અસ્તિત્વથી જાણીતા છે. એ મકાન ધોરી રોડથી કેટલાક માઈલ આઘું હોવાને લીધે, અને પડોશમાં ખેતર જેવી કોઈ જગ્યાની નિશાણ ન હોવાને લીધે, કોઇ ખેડુત કે જાગીરદાર સારૂં પણ બંધાએલું નહીં ગણાઈ શકાય. ખચિત એનો દેખાવજ તમોને કહી આપશે કે, એ મકાન તો કોઇ સારા ગ્રહસ્થનું છે.

ગમે તેણે બાંધ્યું હોય, પણ એ બાંધનારે એ ઘર તરફ જવા આવવાનો માર્ગ પણ સેહેલો અને ખુલ્લો રાખવાની થોડીજ દરકાર કે સંભાળ રાખી હતી. એ મકાનની જમણી અને ડાબી બાજુએ, ઉંચા અણીદાર પાહાડો ઉભેલા છે, અને જે નિંચી ખિણુમાં એ ઘર ગોઠવાયલું છે, તે ખીણનો છેડો એક ઉંચા પાહાડને વળગેલો છે. અને એ પાહાડની લગોલગ, ભિણાસવાળી લીલોતરીવાળી ઉંચી સપાટ ધરતી લંબાયલી પડી છે. ઉપલી રવેશે એ ઘરની ત્રણ બાજુઓ રોકાયલી છે, અને ચોથી બાજુયે દરીયો આવેલો છે, જેના કાંઠા ઉપરથી ઘરનાં મુખડાંની—ઘરની ઉતર દિશાની—પ્રત્યેક બારીઓ ખુલ્લે ખુલ્લી જણાય છે.

## પ્રકરણ ૨ જું.

## ઓળખાણ અને તેહનો અસ્વિકાર.

હું ચૌદ વર્ષની વયનો થયો ત્યારે મારા બાવાએ મને એક હોડી ભેટ આપી. પોતાની પેઠે મને વનપ્રહસ્થ કરવાની પોતાની ઇચ્છા ન હતી, એ સ્પષ્ટ રીતે સાબેત થતી હતી; અને મારો ફુરસદનો કાળ ઘર–બાહારની મન ગમતી રમત ગમતમાં ગાળવા, મને અનેક પ્રકારે ઉતેજન આપતા વર્ષો સુધી, નિત્ય, જ્યારે પણ પવન લગાર લલચાવતો દિસ્તો, કે હું બે યા ત્રણ કલાક પાણી પર ગાળી કાઢતો હતો; માછીયો મોરા સોગંદથી બંધાયલા મિત્રો હતા અને તેમની હોડીયો સર્વેદા મારા વ્યવસ્થા—ધિકારમાં રેહતી. તેઓનો સઘળો હુનર અને કળા તેઓએ મને શીખવી હતી, જેથી, ચૌદ વર્ષની ઉમ્મરમાં તેમનાંમાંનાં કોઈ જોડે પણ, મછવાને હતેહ સાથ હારમાં ઉતારતો હતો.

એ સમુદ્ર–કીનારાની પ્રત્યેક ઇન્ચ હું પિછાણતો હતો; ટુંકમાં, ઉમ્મર પ્રમાણે બહુ બળિષ્ઠ અને હિમ્મતવાન ગણાતો હતો. વળી, હું બતક મિસાલે પાણીમાં ઉતરી પણ શકતો હતો, જેથી, મોટા હર્ષ સાથ મારી વર્ષ ગાંઠને દિને એક મજબુત સુરક્ષિત, સઢ–દોરડાંની સજેલી એક નાનકડી હોડીનો હું માલેક થયો. એ હોડી અઢાર ફીટ લાંબી, એક માણુસથી સેહેલાઈથી હંકરાઇ શકાયે, હેવી ખુલ્લી હતી; એ મારી નવી મિલકત ઉપર અભિમાન લેતો, અને

ઉગારી શકતો તેટલા કાળમાંનો મોટો ભાગ મુખ્યત્વે કરી એખલો પાણી ઉપર કાઢતો હતો.

એક દિને પ્રભાતે, પશ્ચિમભણીની ખુશ લ્હેરકીમાં મારી હોડી પર સવાર થઈ ઉત્કૃષ્ટ આનંદમાં સેહેલ કરતો હતો, તેવામાં એક નાહની 'સ્કુનર'નાં ઢબની એક ક્રિડા નૌકાને, લાંબી મરોડદાર ગતિયે ફીનારા ભણી ખેંચાઇ આવતી દીઠી. ક્રીડા નૌકાનો દેખાવ મને સર્વદા ત્વાઇ અને હર્ષ ઉત્પન્ન કરનારો હોવાથી, વળી, ઉતર-ડેવનશાયરનાં કોસ્ટા ઉપર વારે વારે દેખાતી ન હોવાથી હું, તે તરફ મ્હારાથી બની શક્યું તેટલું નજદીક હંકારી ગયો. કોણુ જાણે કિયાં કારણે આસરે પા માઈલ ફીનારાથી પાછળ હઠી અને બરોબર આપણું અખાતની સામે જઈ ઉભી.

તેની ખુબસુરતી અચંતી સાથ નેહાળતો જેવો હું તેની આગળથી પાસ થયો તેવુંજ કોઇએ મ્હને તુતક ઉપરથી હાંક માર્યો, અને તેમની બાજુએ આવી શકીશ કે, કરી પુછ્યું. પવનની લેહેર બહુ તાજી, અને દરીયો જાગૃત અને ઉછળતો હતો, પરંતુ તેઓની મરજી મુજબ મારૂં ત્યાં જવાનું અટકાવી શકે એવું કાંઈ મેં જોયું નહીં. વાયુની દિશા ભણી હું ફરયો, મારા સડો ઉતાર્યો અને થોડીજ પળમાં ક્રીડા નૌકા ઉપરથી ફેંકેલું દોરડું ઝાલ્યું. જેવી મેં મારી હોડી તેમનાં બારકસથી યોગ્ય અંતરે ઉભી રાખી, તેવાજ બે ગ્રહસ્થો તે વાહાણની બાજુ ઉપરથી ઉભા રહી મારી સાથ વાત કરવા લાગ્યા.

"આપણે પેલી તરફ કીનારા ઉપર ઉતરી શકીશું?" તેઓમાંનાં એકે ઉપસાગર ભણી આંગલી દેખાડી પુછયું.

"હાજી; બહુ સારી રીતે." મેં ઉતર વાલ્યો.

"આપણે એક આજારી માણુસને કિનારા ઉપર ઉતારવા ચાહીયેછ. આપણાથી છુટા પડવાને તેવણ બહુ આગ્રહ કરે છે." એમ બોલતાં તે બંધે પુરૂષો ઉલટભર હસવા લાગ્યા.

"જો તેવણ બાહાર વાહાણ ઉપર આવી શકશે તો હું એઓને ઉતારી કીનારા ઉપર મારી હોડીમાં લઈ જઇ શકીશ." હું બોલ્યો.

"બહુ મેહેરબાની; તમો બહુ ભલા માણસ છો. હવે, ડન્સટેબલ——" તેઓમાનું એક માંહે જઇ બોલ્યું. "બાહાર ગબડો; છુટકો હાથ આવ્યોછ!"

થોડીજ વારમાં એક ત્રીજો મુખડો તેમની જોડે આવી ઉભો. તે પામરદુ:ખનો ચિત્રજ હતો—ચેહરાની દરેક રેખે દરીયાઈ બેમારી ચિતરાયેલી હતી. પણ મી૦ ડન્સટેબલે વેઠેલી સર્વે વેદનાંઓ છતાં હજી તેવણને જીવ પ્યારો હતો.

"જવું સલામતી ભર્યું છે કે?" તેવણ મોંહ ફાડી મ્હા મેહેનતે શ્વાસ લેવાને પ્રયત્ન કરતા બોલ્યા.

"હાવો સમુદ્ર! હાવી નાંહની બોટ!—અને તે હંકારવાને માત્ર એક પોર્યો!"

હું કસ્સું બોલ્યો નહીં, પણ ઉપલા શબ્દો ઉપર વાજબી ક્રોધે ભરાઈ, તેમનાં ઠેડાવની વાટ જોતો ઠોભ્યો. "સલા-

મત ! અલબત સલામતી ભર્યું છે ! એ છોકરો ભમરડાની પેઠે પોતાની હોડીને હંકારી શકેછ. હું જોઇ શકું છું કે એનાં કરતાં પણ વધુ તોફાની પવનમાં એ બાહાર નિકળેલો છે ! ચાલો તમારેથી બને તો એમાં કુદી પડો." પછી મારી તરફ ફરી પેલા ગ્રહસ્થ બોલ્યા—"પણ તમારે જલદી કરવું પડશે."

મારી હોડી જે ઉછળતા દરીયાઇ લીલા મોજાને ધબ્બ-ધબ્બ ઠોકતી આનંદી ઝનક સાથ ગોઠવાતી હતી તે તરફ પેલો આજારી બાડી નજરે જોતો ઉભો હતો, અને ડગડગતો હતો તેવામાં તેનાં વિકારની નવી તાંણ—ખેંચે, દેખા દીધો. "પણ તમો બંને જણાથી મારી સાથ અવાઇ શકાયે !" આજારી આજીજીથી બોલ્યો, "એટલી મેહેરબાની કરો, અને મને કિનારા ઉપર સહી સલામત ઉતારી આગળ વધો !"

આ દયામણી અપીલ ઉપર પેલા ગ્રહસ્થો પેટ ધરી હસવા લાગ્યા—"મને એમ કરવામાં કસ્સી અડચણ નથી;" એઓમાં જે વયે નાંહનો હતો તે બોલ્યો "જો રાથવેલને આવવા ગમતું હોય તો હું તૈયાર છેઉં."

"જો આપણો હોડીવાન નાનો મિત્ર આપણને પાછા વાહાણ ઉપર ચઢાવાની શ્રમ લેવાનું માન્ય કરે તો, હું તમો સાથ આવી ઘેર પોંહોંચી શકો તેમ કરી આપવા રાજી છેઉં." રાથવેલ કબુલ થયા. તેઓ પોતાનાં કપટાનને, ઈશારત કરે ત્યાં સુધી, નૈકા કિનારાથી આઘે હાંકી થોભવાની આગ્ના આપી. ત્યાર બાદ હું મારી હોડી હંકારી બનતાં સુધી

અંડાઅડ લઈ આવ્યો, અને તક તપાસી તેઓએ ડન્સટેબલને અંદર ગબડાવ્યો, જેવણુ તત્કાળ સ્વાસોસ્વાસ, પણુ એક નિર્જીવ ઢગલો થઈ, પડયા—તેમની પાછળ હમો પણ કુદી પડયા, સડ ચઢાવી ચાલ્યા.

જ્યાં સુધી હમો રેતીવાળા નાના ઉપસાગરની અંદર પેઠા ત્યાં સુધી હોડી ચલાવી, અને ત્યાં આપણાં પગ ભિંજાયાની દરકાર કિધા વિનાં, આપણે હોડી છેક વેર ઘસડી—ડન્સટેબલને તેઓનાં ખાનગી ખુણામાંથી ઘસડી બાહાર કાઢયા ત્યાં સુધી મારા ઉતારૂઓને સારી પેઠે જોવાનો મને વખ્ત નહીં મલ્યો હતો. જે વેળા તેમનાં નૌકાની બાજુએ હતો તે વેળા તેમની સામાસામી અથડાઅથડી અટકાવામાં પુર ગુંતાએલો હતો તેથી અને તેમને હાંકી લાવતાં એવું મને લાગું કે જો મારા ઉપલા નૌકાદાર મિત્રનું અનુકૂળ મત ખરૂં સાબેત કરી આપવા, અને મી૦ ડન્સટેબલની દેહેસ્તોની બેવકુફી દેખડાવી આપવા જો ઈચ્છતોજ હોઉં તો, એ માર્ગ ઉપર ઘણીજ બાહોશી અને સંભાળથી હોડી હંકારવાની અગત્ય છે; તેમાં મારૂં ધ્યાન પુરૂં રોકાએલું હતું, તેથી હું એઓનો દેખાવ સારી રીતે જોઈ ન શકયો હતો. આપણે હોડીને ઉંચી અને સુક્કિ જગ્યા ઉપર ખેંચી લઈ આવ્યા અને તેની સ્તુતિ ગાવા લાગ્યા ત્યારે મને તેમને નેહાળવાની અચ્છી તક મલી.

તેઓ બધે સારા દેખાવળા પુરૂષો હતા; અને હવા અને સૂર્ય—તાપથી મુખડાનો રંગ લગાર કજરાયો હતો. મારી સંકોચાયલી સમજ સાથે પણુ મારા મનમાં ઉતર્યું જે,

એઓ આબરૂદાર ગ્રહસ્થો હતા. તેમનામાંના વડા આસરે પિસ્તાલીસ વર્ષના અને તેનાથી ઉતરતા દસેક વર્ષ ઓછી ઉમ્મરના હશે. મી૦ ડન્સટેબલનું વર્ણન હ્યાં કરવાનો યત્ન નથી કરતો, કારણ, તેઓની હાલની પ્રતિકૂળ સ્થિતીમાં તેમ કરવું ગેરવાજબી ગણાય. એ ગરીબ પુરૂષ હજી લગભગ દમ કે હિલચાલ વગરનો હતો. મેં ઘણાંક હેવા ભક્ષોને, બબે દહાડા લગી, તેમના માથામાં ફેર—ચક્કર રહી ગયાના સબબે, ચાલતાં, ડોલા ખાતા અને લપેડા ખાતા દિઠા છે. ડન્સટેબલના મિત્રોએ મને કહ્યું કે, તેઓ તેજ દિને પ્રભાતમાં સેહેલ કરવા સારૂં "ઈલ્ફ્રા કોમ્બ" છાડી નીકળ્યા હતા, અને ડન્સટેબલને સમજાવી પોતા સાથે લઇ આવ્યા હતા. નીકળ્યા પછી દરીયો બહુ ઉછળવા લાગ્યો અને તે ગરીબ બાપડા ગ્રહસ્થની બીમારી એવી ભર જોરમાં ઉભળી કે, બહુ કાકલુદીથી એણે માંગણી કીધી, એટલુંજ નહીં પણ છેવટે હોકમ પણ કર્યો કે, ગમે એવું સ્થળ મળે, કે પછી સુધરાઇનાં શેહેરોથી ગમે એવાં આઘાં હોઇએ, પણ ઉતરવાની જગ્યા મળતાંજ એવણને માત્ર સુકી ભૂમિ ઉપર ઉતારી મેલવા! એ માંગણીને કેવળ લક્ષ નહીં અપાતે, અને બિમારને હજી કલાકો સુધી પીડા ખમવી પડતે, પણ તેટલાં મેં મારો શુભ દેખાવ આપ્યો, અને એવણના દુ:ખનો છેડો આણ્યો.

"હવે," તે બેમાંના વડા બોલ્યા. "શું કર્યે! ડન્સટેબલ ચાલી શકે તેવી હાલતમાં નથી. આપણને કોઈ ગાડી મલશે?"

જ્યારે બ્હાવો હાથમાં ધરી હું દરીયા ઉપર હતો, ત્યારે હું લગભગ મર્દની હિમ્મત ધરાવતો હતો, અને તેવીજ ઢબે વાત પણ કરતો હતો; હવે હું કીનારા ઉપર આવ્યો કે, પાછો એક શરમાળ છોકરો બન્યો, પણ હિમ્મતથી આટલું કહી શક્યો કે, ધોરી રોડથી ત્રણ માઇલ આપણે આવ્યા છૈયે. 'લી' નામનો એક ખેડુત, આપણો નજદીકનો પડોશી કાંઇ બગી જેવું ખોપડું રાખેછ ખરો, મગર તે પણ ચાર માઈલ દુર રેહે છે. એ મારી ખબર, તેઓએ નાસીપાસી અને ભય સાથ સાંભળી.

"ઓ પ્રભુ!" બીજો બોલ્યો. "ડન્સટેબલ હજી ધબી જાય તેવી હાલતમાં છે! ગરીબ બીચારો! એને આપણી સાથે પાછું ફરવું પડશે!"

"એક હજાર પાઉંડ ખાતર પણ નહીં!" તે બીમાર ધ્રુજરી સાથ બોલ્યો.

"એ સંકટમાંથી નીકલવાનો કોઈ પણ માર્ગ હોવો જોઇયે;" રાથવેલ બોલ્યા. "આ સામે ઉપરવાર ધર છે, તે તરફ કીયે માર્ગે જવાતું હશે?" તેવણેજ પુછયું.

આપણાં ધરનું નામ સાંભળતાંજ ક્રિયા કર્મની મને યાદી આવી. "એ મારૂં ઘર છે," હું બોલ્યો. "પણ ત્યાં ગાડી ફરવાનો રોડ નથી, માત્ર પગ વાટે જવાઇ શકાય છે. જો તમો કોઈ અડચણ નહીં લેવો તો હું તમને ત્યાં લઇ જાઉં. મી૦ ડન્સટેબલ ત્યાં એક બે કલાક આરામ લેશે, અને તબીયત ઠીક થવા કેડે મારો ટટ્ટુ હું આપીશ અને માર્ગ દેખડાવીશ."

"તમો બહુ દયાળુ છો," મી૦ ડન્સટેબલ બોલ્યા; "જરા ઉંઘાયાથી મને આરામ થશે ખરો."

"પણ હમારાથી તમોને કાંઇ અગવડ પડે તો ?" રાથવેલ બોલ્યા.

"કેવળ નહીં;" મેં ઉત્સાહીથી ઉતર વાળ્યો; "માત્ર મારા બાવા અને હું બેજ જણ ત્યાં વશીયે છીએ. મેહેરબાની કરી ચાલો."

મારા આ અકસ્મિત આવી લાગેલા પરોણાઓ પર ગર્વ ખેંચતો ખિણ ભણી ફર્યો—તેઓ દરેકે ડન્સટેબલને ટેકા માટે એકેક હાથ આપી મારી પાછળ આવવા લાગ્યા. જેવા આપણા ઘરની નજદીકીએ આવી પોંહોંચયા કે, તેઓમાંના વડા બોલ્યા:—

"તમારા બાવા સાથે હમારી ઓળખાણ કરાવા માટે તમારે હમારૂં નામ જાણવું જોઇએ——મારૂં નામ રાથવેલ છે."

"અને મારૂં સ્ટાનટન," તેવણુના સોબતી બોલ્યા; "અને આ, આલબેનીના મી૦ ડન્સટેબલ છે—તનદરૂસ્ત હોય છે ત્યારે રમુજી અને ખુશ મિજાજી હોય છે."

"મારૂં નામ નૉરીસ છે," તેમને મારા ભણી સવાલની રીતે જોતાં જોઇ, હું બોલ્યો.

"મી૦ નૉરીસ," રાથવેલ બોલ્યા. "તમો જે પરોણાગત આપણુને દેખડાવોછો તે માટે તમારો અને તમાર

પિતાનો હમો આગમજથી આભાર માનીયે છીએ. ચાલો હવે આપણે આગળ વધીયે અને આપણા બાપડા મિત્રને પથારી ઉપર લોટાડીએ." મેં તેઓને ઘરમાં દાખલ કીધા, ઘરની મુખ્ય કારભારણને તેડી તેણીની સંભાળ તળે મી૦ ડન્સટેબલને સોંપ્યા, કે તેઓ નચિંતે ઉંઘાઇ શકે અને ઉંઘમાં બીમારી પુરી કરે તેવા ઓરડામાં લઇ જઇ લેટાડે.

"તમો જાગી ઉઠતાંજ, તમો સારૂં કાંઈ ખોરાક લાવીશ સાહેબ." માલ પર ચઢતાં તેણીને, આપણા બિમાર પરોણાને કેહતાં મેં સાંભળી. "અરે પ્રભુ ખાતર મારી આગળ ભોજનનું નામ ન લેશો ? ડન્સટેબલ બોલ્યા.

"આહ ! પણ તમો જાગી ઉઠશો એટલે તમોને બહુ સારી ભુખ છુટશે." તેવણુંના ભોમીઓ બારણું ઉઘાડતાં બોલ્યો, અને ઓરડામાં ડન્સટેબલે પોતાને અને પોતાના દુ:ખને સંતાડી દીધું.

મારા બાવા રવૈયા મુજબ પુસ્તકખાનામાં (લાઇબ્રેરી) હતા. મેં મારા પરોણાઓને બેસવાની માંગણી કીધી, અને મારા બાવાને તેડી લાવવા સારૂં જવા તૈયાર થયો. પણ તેમ કરી શકું તે આગમજ બારણું ઉંઘડયું, અને તેવણુજ દાખલ થયા. મેં તરતનુંજ કહેવા માંડેલું કે, 'આ, મી૦ રાથવેલ અને મી૦ સ્ટાનટન છે, જેવો——,' એટલામાં રાથવેલ મોટી અજાયબીનાં ચિન્હો સાથ મારા બાવા તરફ બંધે હાથ લંબાવતા ઉતાવળે પગલાં ભર્યાં. "તમે !" ઓરડો પસાર કરતાં ઉપલો શબ્દ મેં રાથવેલનો

સાંભળ્યો. "બધામાં તમે; આ એકાંત જગ્યામાં! કહેવા મેં તમોને વર્ષોના વર્ષ સુધી શોધ્યા છે!"

પણ મારા બાપાએ પિછાણતની કસ્સી નિશાન જણાવી નહીં. તેવણ થંબ થઇ ઉભા રહી ગયા; નાં હાથ કે નાં પગ હિલવ્યા. તેવણને મળવા આવનારની આ તાજુબી ભરી સલામ અક્રામથી ઉત્પન્ન થયેલી અજાયબી જરીજવારમાં તેવણનાં ચેહરા ઉપરથી ગુમ થઇ ગઈ અને તેની જગ્યાએ લગાર મુસ્કેરાટ ફરી વળ્યો.

"તમો ભુલ કરોછો, અને મને કોઇ બીજો પુરૂષ માનોછો, હું ધારૂંછ." તેવણે સ્વસ્થપણે ઉતર વાળ્યો.

મી૦ રાથવેલ તેવણનાં જવાબથી જાણે લથડી ગયા. એક બે પળ મારા બાપનું મુખડું તેવણે નિહાળ્યું. "હું ભુલતો નથી. તમો ઘણાજ બદલાઈ ગયાછ, ખરૂં છે; પણ આપણ છેલ્લે ભેટયા પછી ઘણી મુદ્દત થઇ ગઈ! હું ધારૂંછ તેજ પુરૂષ તમે છો—હોવા જોઈયે!"

"એ તમોએ આપેલું વર્ણન ઘણાજ મોઘમનાં આપ્યુંછ." મારા બાવાએ બેદરકારપણે ઝીણે સાદે બોલ્યા. "મારૂં નામ, હું ધારૂંછું કે, મારા બેટાએ તમોને કહ્યુંછ કે, મી૦ નૉરીસ છે."

મી૦ રાથવેલ, જેઓ હજી પણ મારા બાપને એકચીતથી જોતા હતા, તેઓએ મારા બાવાના છેલ્લા શબ્દો ભાગ્યેજ સાંભળ્યા હોય તેવું લાગ્યું, "જગમાં કાઈ બે પુરૂષો એવા એક સરખા દેખાવના હોઈ શકે કે?" તેવણ બોલ્યા, "પણ

હું તમોને યાદ નથી શું? હું રાથવેલ છેઉં." એ ઉપર, મારા બાવા સભ્યતાથી નમ્યા.

"હું લાર્ડ રાથવેલને તેવણના નામે અને તેવણની ચતુરાઈ ભરયા પુસ્તકે ઓળખું છું; અને એવા એક વિખ્યાતી પામેલા પુરૂષને મારા છાપડાં તળે જોઇ મને બહુ આનંદ ઉપજે છે."

"અજબ છે, મી० નોરિસ, કે તમો પોતાની મેલે મારો એતાબ પણ જાણોછો." તે બેઠયા કે જેવણને હું હવે મોટી જીજ્ઞાશાભરી લાગણીઓ સાથ ટીકતો ઉભોછું, તેવણ બોલ્યા. "મ્હારા બહારનાં દેખાવમાં તો મારા દરજ્જાનાં કોઈ પણ ચિન્હ લઈને નથી ફરતો."

મારા બાવા ખિજવાયા હોય એવુ લાગ્યું અને તેવણે ટુકમાં ઉતર વાળ્યો કે, "મારે ઉમેરવું જોઇતું હતું કે, હું તમોને નજરે પણ ઓળખું છું. કોઈએ એક વાર તમોને દેખડાવ્યા હતા, અને, એકવાર દિઠેલો ચેહેરો હું કદિ ભુલી જતો નથી, કે, આપ કરોછો તેમ જુદી જુદી અભેદતાવોને ભેળસેળ કરતો નથી. પણ સાહેબો." મારા બાવાએ બોલવું જારી કીધું. "હવે મેહેરબાની કરી બેસો. ભેટ લેવા આવનાર એવા કવચિત પોતાની ભેટથી હમને માન આપે છે, કે કેમ તેમની આગતાસ્વાગતા કરવી, તે હું ગોયા ભુલી ગયોછું."

લાર્ડ રાથવેલ નાખુશ થયલા દેખાયા, પણ જાણે પોતાનાં યજમાનનાં નામુકર જવા ઉપર સંતોષ પકડવાની ફરજ

પડી. મારા બાવા પોતાના પરોણાઓ સોડે બેઠા અને તેઓ સાથે ખુલાસાથી અને ખુશ મિજાજથી વાતચિત કર્યા કીધી. તેમની વાતચિતનો ઘણોખરો બોજો સ્ટાનટન ઉપર પડયો, કારણ કે, લાર્ડ રાથવેલ ખિજવાયલા જેવા અને વેહેમી દેખાયા. ખરી વાત કે, તેવણે મ્હારી સાથ વાત કર્યા કીધી હતી અને પોતાની ઉપર વિતેલા ચમત્કારિક બનાવો, જે તેવણની લોકોપયોગી પુસ્તકોમાં નોંધયા નહીં હતા, તે બનાવો મને કહી બતલાવ્યા. દારૂ અને ચીરૂટ આપણા પરોણા આગળ મેલવામાં આવ્યાં, અને બે કલાક ઝડફથી પાસ થયા.

"હવે આપણે જવાનો વિચાર કરવો જોઈયે." સ્ટાનટન બોલ્યા. "બોટ ભર જોસમાં હવે ચઢી આવશે, અને આપણે હમણાથી નિકળવું જોઈએ, નહિં તો રાતનાં ભાગ્યે લંગર કરી શકીશું."

લાર્ડ રાથવેલ એકમત થયા, અને ઘેરથી દરીયા–કાંઠા સુધી ચાલતા જવું અને ત્યાંથી ક્રિડા નૌકા સારૂ ઈશારત આપવી એમ નક્કિ કરી ઉઠી ઉભા થયા. તેઓ બંનેએ ઘણી સભ્યતા સાથે મારા બાપનો આભાર માન્યો, અને મી૦ ડન્સટેબલ આપણને આપે તે અડચણ સારૂ ફરીથી માફ માગવા પડયા.

"તદન નહિં;" મારા બાવા બોલ્યા. "અગરજો આજે રાત્રે તેઓ અતરેજ થોભી જશે તો બહુ સારૂં, કાલે ફિલીપ તેવણને સહિસલામત રસ્તે પોહોંચાડી આવશે." સ્ટાનટને

મારા બાપ સાથે હસ્તલિંગન કરી, અને લાર્ડ રાથવેલે પણ તેમનો દાખલો લીધો. એ શેઠયાના હાથ મોટા જબરદસ્ત અને સામળા હતા, અને તેવણુના હાથમાં ઝાલેલાં મારા બાપનાં આંગળાં કેવાં પાતળાં અને ઉજળાં દિસતાં તેનો હું વિચાર કરતો જોતો ઉભો હતો. મેં પેલા સાંમળા પંજાને મારા બાપનો હાથ જોરથી દાબી ઝાલતાં મેં જોયો; પણ મારા બાપનો પોતાનો હાથ છોડવી લેવાના સઘળા આયાસ છતાં લાર્ડ રાથવેલ તેની ઉપર વાંકા વળ્યા, એક પળવાર મેં એવુંજ ધાર્યું કે, તેઓ ચુંબન લીયે છે, પણ નહીં—એક બે પળ બારીકીથી તપાસ કરી હાથ છોડી દીધો અને ગંભીર દઢપણે બોલ્યા, "મી૦ નૉરિસ, મારે તમો એખલા સાથે થોડાક મીનીટ વાત કરવી છે."

મારા બાપ નમ્યા, "ખચિત, જો તમારી એવીજ ઇચ્છા છે તો, મારે તાબે થવું જોઇયે. મેહેરબાની કરી મારી સાથે આવો."

અને એ બંને પુરૂષો દીવાનખાનામાં થઇ .પુસ્તકખાનાંમાં ગયા. ગમે તે મારા બાપને લાર્ડ રાથવેલ કહેવાના હોય, કે પછી મારા બાપે તેઓની વાત ખુશીથી સાંભળી હોય, પણ એટલું તો ખરૂં કે કલાકના કલાક નિકી ગયા પણ પેલી "થોડીક મીનીટ"નો અંત નહીં આવ્યો એટલો લાંબો વખત વિત્યો કે સ્ટાનટન એ વિલંબ સારૂં કેવળ કંટાળવ લાગ્યા અને અગમચેતી કરવા લાગા કે તેમને આજની રાત ખુલ્લા નાળા ઉપર કાઢવી પડશે. વખત ગાળી કાઢવાને અર્થે મી૦ ડન્સટેબલ કેમ છે, તે જોવાનો વિચાર કરી ધીમેથી

તેવણુના ઓરડામાં ઘુસ્યા. કન્સટેબલને ભર ઉંઘમાં પડેલા દિઠા, અગરજો જરા જરા વારે તેવણુનો મુખડો કરચલી ખાતો હતો, કદાચ તેઓની બીમારી પાછી ખ્વાબમાં તેઓ જોતા હશે તેથી એમ હોય. તેવણુને જાગૃત કરી હેરાન કરવા, દોષ છે એમ માંની, આપણુ પાછા હળવેથી હેઠે આવ્યા, અને બાગ અતરાફ અને ખીણુ ઉપર સઘળે રવડી રખડી પાછા દરીયા - કાંઠે આવી લાગ્યા. બાપડી નૌકા બહુ આઘે ડોલા ખાતી હતી અને ખલાસીઓ પણ ઉપડી જવા, સ્ટાનટનની પેઠેજ અધીરા બની રહ્યા હશે. સ્ટાનટન તો ઉદાસીપણે પાણીમાં પથરા ફેંકતા ઉભા રહ્યા. “ આપણુ કદી પાછા નહિં ફરી સકાશું,” તેવણુ બોલ્યા, “ પવન પશ્ચિમ ભણી ફરયોછ. વળી આપણે રસ્તે ભરતી·સાથે અથડી રસ્તો કાપવો પડશે. રાથવેલને તમારા બાપ સાથે એવું શું કામ હશે ? ”

મેં એ બાબેનું મારૂં અનજાનપણું દેખડાવ્યું ; પણ એવું સુચવ્યું જે, મારા બાપ વિદ્યાજ્ઞાનમાં બહુ કુશળ હોવાને લીધે કદાપિ તેને લગતી કોઇ વાદવિવાદ કે તકરારમાં રોકાયા હશે.

“ સાયન્સ ! ” તેવણુ બોલ્યા. “ રાથવેલને એ વિદ્યા સાથ શું કામ હોય ? વર્ષ દહાડે વીસ હજારથી અધિક યા અદકો આમદાનીવાળો એક મીનીટની નોટીસે દુર પુર્વ ભણી પાડા ભેંસ ઉપર તીર છોડવા, કે, આફ્રીકામાં શાહમૃગનો શીકાર કરવાને ચાલ્યો જાય ! એવા પુરૂષને વિદ્યાશાસ્ત્ર સાથ શું કામ ! શા માટે પોતાને વતન રહી ‘ ડર્બી ’ જીતતો નહીં હશે ?

"એવણુની મુજબ મુસાફરી કરવી, બહુ આનંદ દર્શક હોવી જોઈયે."

"તેવણુને આનંદ દર્શક લાગતી હશે. જેવો જેનો સ્વભાવ, અને વિચાર, હું કહુંચ–પણુ એવણુ બહુ—બહુજ સારા ભોલા પુરૂષ છે, માત્ર કોઇ કોઇવાર ટકટક્યા થાયેછ, આએ ઘડીયે તમારા બાવાને સવાદ ચખાડેછ." એમ બોલતાં સ્ટાનટને આપણાં ઘર ઉપર નજર કીધી, અને ત્યાંનું એકાંત-વાસ અને અવાય–જવાય નહીં એવું અગજયપણું, તેવણુને નવેસરથી અચરત કરતું હોય તેવું જણાયું. "હું કેહું," તેવણુ બોલ્યા. "તમો બંધે બાપ બેટા એખલા વર્ષોથી અતરે વસોછો કે?" "હાજી, હમેશાં; હું કેથે બીજે ઠેકાણે રહેલો હોઉ તે યાદ નથી." "વારૂં, પણુ તમોને ત્યાં, ઉદાસ–મંદ નહીં તોપણુ—ઘણુંજ શાન્ત અને એખનું નહીં લાગતું શું?"

"શીયાળામાં જ્યારે ધરતી બર્ફથી ઢંકાયેલી રહે છે, ત્યારે મંદ લાગે છે ખરૂં."

"હું એ સ્થળને શું હુનાળાંમાં કે શું શીયાળામાં, મંદ અને ઉદાસીજ કહું. તમો કેમ દાહડો લેવોછો—શું કરોછો?"

"ઓ, હું હોડી તેરવું છું, માછલી પકડું છું, અને પુસ્તકો વાંચું છું."

"તમો સ્કુલે નહીં જતા શું?" "નહીંજી; મારા બાવા મને શીખવે છે."

"વાહ, તમારા જેવા બળવાન છોકરાનો 'રગબી' કે 'ઈટન'માં હોવું જોઇયે, અને 'ક્રિકેટ' કે 'ફુટ બૉલ' રમવું

જોઇએ. તમો કિયો ધંધો કરવા ચાહોચ?" "હું નથી જાણુતો. મેં કદિ એ વિષેનો વિચાર નથી કીધો." "ત્યારેતો તમારે વિચાર કરવો ઘટેચ. તમો જીવતા જીવત ચાંજ દટાઇતો નહીં રહી શકો! હું તમારા જેટલી ઉમ્મરે ઘણાંક નામિચાં કાંમો કરવાનો વિચાર કરતો હતો, પણ એક મુર્ખ ઘરડો કાકો મારે શારૂ વર્ષ દાહડે એક હજારની આમદાંની મેલી ગયો! એક માણુસને બગાડવાને પુરતું, પણ તેને ધન્યવાન કરવા જેટલું નહીં. આહ! એ લોક શેવટે આવ્યા." રાથવેલ અને મારા બાપા ગેટમાંથી નિકલતાંજ, સ્ટાનટન છુટકારાની નિસાસ નાંખી બોલ્યા.

તે લોક રસ્તેથી ઉતરતાં એકા ગ્રચિતપણે વાતમાં પડયા હતા. રાથવેલ મારા બાપને જાણે કાંઇ વિનંતી કરતા હોયે તે મિસાલે મારા ભણી જોતા હતા, અને મારા બાવા ઉદાસ-પણે કેટલીકવાર નાંમંજુરીનું ડોકયું હળાવતા હતા.

"લાર્ડ રાથવેલ પરણેલા છે કે?" એવો આવી પોહોંતા આગમચ ઉપલો સવાલ મેં સ્ટાનટનને કીધો.

"પરણેલા! નહીં! પરણી શકે એટલા દિવસ કોઇ પણ વાર એવો શેહેરમાં ઠોઆ્યાજ નથી. હું ધારૂંછું કે, આપણાંમાં કેહેચ તેમ પ્રિતીમાં નાંઉમેદ થયેલા પુરૂષ છે. પણ તે સઘળું મારી સાથ પિછાણ પડ્યાની આગમચનુંજ થઇ ચુકેલું હતું."

મારી બોટને ઢકેલવામાં મને મદદ આપવા આગમચ લાર્ડ રાથવેલે મારાં ખભાં ઉપર પોતાનો હાથ મેલ્યો અને લગભગ હેતની નજરે જોતા બોલ્યા:—"તમોને મારી સાથે સમુદ્રની

સફરે—એક લાંબી સફરે મોકળવા માટે તમારા બાવાને મનાવાની યત્ન કરતો હતો, પણ તેવણુ મોકલવા ના કહેછે." ઉપલા રમણ્ય ખ્યાલ ઉપર મારૂં હઇ કુદયું, અને હું ઉલટ ભર મારા બાવા તરફ ફરયો. "નહીં;" તેવણુ બોલ્યા, "મને એ છોકરા વગર ચાળશે નહીં, હું મોકલી નથી શકતો;—હજી હમણાં નહીં." મેં જોયું કે મારી માગણી ત્યાં ફાવનાંર નથી. મુગે મોહડે નાવડું હડસેલયું અને બીજી વારની સલામ—અકામ પછી આપણે બંદરથી ઉપડી ચાલ્યા; જ્યાં સુધી આકારો પાંણી ઉપર દેખાઇ શકયા ત્યાં સુધી મારા બાવા કિનારા ઉપર ઉભાં રહ્યા હતા.

"મારા બાવાને તમો ભૂલથી કોણ કરી સમજ્યા હતા?" હું બીહુંછું કે આ ઉપલો સવાલ કંઇ લગાર ઉદ્ધતાઇ ભરી છોકરવાદી જીગ્નાસાથી મેં પુછયો. "એક ઘણોજ જુનો પ્યારો મિત્ર કરી સમજ્યો હતો—જે વર્ષો થયાં દેખાવથી ગુમ થઈ ગયો હતો; પણ હું ભુલ્યો હોઉં તેવું લાગેછ."

"તમો કંઇ એમ વારેવાર ભૂલ નથી કરતા;" તેવણુનાં મિત્રે કહ્યું. "અને જેટલો વખત તમોએ આજે વાતચીતમાં રોકયો, તેટલો તમો છેલ્લા મલયા હતા ત્યારથી તે આજ સુધી જે કંઇ અપરાધ તમોએ કીધો હોયે તે કબુલ કરવાને યા એકેક સાથ સરખાવાને પુરતો હતો!" "હમો સઘળાં કોઈ કોઇવાર ભુલ કરયે છિયે." રાથવેલે ટુંકમાં ઉત્તર વાળ્યો.

જેવા હમો તેઓની નૌકા આગળ આવી લાગા કે, રાથવેલ મારા તરફ ફરી બોલ્યા. "જ્યારે પણ તમો લનડન

આવો કે, મને મળવા આવજો, મારા છોકરા. જો હું શેહેરમાં હોઇશતો તમોને મલવા–ભેટવામાં બહુ આનંદ લઇશ મારૂં ઠેકાણું હમેશાં મારા બાંકરો–મેશીયર્સ કાઉટસ–ને ખબર હોયેછે. તમો ઘર પાછા પોંહોંચતાંજ “એ નામ લખી લેજો. વિસરસો નાં.” મેં તાબેદારીની કબુલાત આપી ખરી; પણ તે કબુલાત પાળવાનો કંઇ સંભવ હાલ જોયો નહીં. એટલામાં આપણે કિડા નૌકાની બાજુએ આવી પોંહોંતા, બંધે પુરૂષોએ નોકામાં કુદકો માર્યો, અને એક મીનીટમાં ત્રણુસેં યાર્ડ, લીલાં પાંણીએ આપણુને છુટાં કીધાં. “ભૂલતા નાં.” છેલ્લીવારની હાથની સલામ સાથે ઉપલા શબ્દો મેં રાથવેલને બુમ પાડી કેહતાં સાંભળ્યા.

હું જલદીથી પાછો ઘર ગયો, કારણકે, આપણાં આ પરોણાંઓ વીષેની પુછપરછ કે વાતચિત, મારા બાવા સાથે કરવાને હું બહુ ઉત્કંઠિત હતો; વારંવાર એવી વિષયની વાતચીત કરવાની તક નહીં બની આવતી હતી. પણ ઘર ગયા પછી જણાયું જે, મારા બાવા, તેવણુની તબિયેત ઠીક નહીં જણાયાથી, પોતાનાં ઓરડામાં આરામ લેવા ગયા હતા. તેવણે ડન્સટેબ્લ માટેની સગવડ શારૂં પ્રત્યેક આગ્ના આપી ગયા હતા, અને મને પણ કેહવડાવ્યું હતું જે, તેવણુની ગેરહાજરીનો માફી આપણાં પરોણાં પાસે ચાહવી અને બનતી આગતા સ્વાગતા કરવી.

મી૦ ડન્સટેબ્લને અગાઉ મેં કદી જોયા નહીં હતા, તેથી મારે માત્ર એટલુંજ કેહવુંચ કે, હું ઘર આવ્યા પછી જરીજવારમાં એવણ પુરા સાજા થયેલા બહાર આવ્યા; અને

આપણી ઘરની કારભારણે, ભવિષ્ય વર્તયું હતું તેમ, કકડતી ભૂખ લઈને ઉઠયા હતા, જેને બનતી ઉતાવળે છીમાવાને આતુર હતા. આપણે રાત્રે સુવા ગયા ત્યાં સુધીનો આખો વખત એ પુરૂષે પોતે વેઠેલી પાડાઓની હાસ્યજનક વૃતાંતથી હસાવી હસાવીને મેલ્યો—સુક્ષિ ભૂમિ ઉપર એ કરતાં વધુ રમુજી સોબતી મલવો કઠીણ.

રાત આપણાંજ ઘરમાં ગુજારવાને બહુ ખુશી સાથ રાજી થયા, અને બીજે દિને સવારે આપણ પગે હિંડતા પાહડો અને ઘાસનાં મેદાનો પાછળ મેલી ચાલ્યા, જ્યાં સુધી આપણને એક હલકી કમાનની ગાડી મલી, જેને અલબત તેવણને સહિ સલામત લીનટન પોંહોંચાડી આવી હશે. લાર્ડ રાથવેલ અને તેવણનાં મિત્રોને લગતી ચર્ચા કરવાની મારા બાપાની તદ્દન મરજી નહિં જણાઈ. ખરેખર તેવણે એ વિષયમાં એટલું થોડું હિત દેખડાવ્યું કે, તે વિષેની વાત છેડવાનો વિચાર મેં માંડી વાળ્યો, અને મારી જીંદગી, આગલી રાએતા મુજબની ઘોભણમાં દોડવાની જારી રહી.

## પ્રકરણ ૩.

## હું તદન એખલો.

એ સઘળું છતાં પેલા નૌકાદારોની અકસ્મિક ભેટ અને સ્ટાનટનનાં લગાર ઉપહાસ-પાત્ર ટીકાઓએ, મારા મન ઉપર અસર કીધી ખરી. ગરચે મારી જીંદગી બીજી થોડી મુદત સુધી બહારથી જોવીને તેવીજ રહી, તથાપિ, મુજમાં માંહેથી મ્હોટો ફેરફાર મંડાયો હતો. સ્કુનરની ઉજલી બર્ફ સરખી સડો ભરાતાં અને તે સોહામણી નોકા મારા નવા મિત્રોને લઈ જતાં—બીજી રંગભૂમિયો, બીજાં સ્થળો અને બીજાં શેહેરો તરફ લેઇ ચાલી જતાં—મેં જોઇ તે પળથી, એ લાગણીનું મંડાણ થયલું સમજાુંછું. તે વેળાથી, હું ધારૂંચ કે, મારાં કિસ્મતનાં એકાંતપણાં અને વિચિત્રપણાંનો ખ્યાલ મારા મનમાં ઉતરવા માંડયો—તે પળથી હું અચરત થવા લાગો કે, શા માટે હું, એ સૃષ્ટિનાં દરકારવિનાંની ભૂલાઇ ગયેલી એક નાંહાંની સરખી જગ્યોમાં બંધાએલો રહું? અને શું એવીજ સ્થિતી સર્વદા કાયેમ રેહેશે? શા માટે બીજાંવો દુન્યામાં આમતેમ અહીં તહી જાવ-આવ કરે, લોકો સાથ મિશ્ર થાયે, તેનાં ઈનાંમો અને સરપાવો ઝીતવા કાજે મેહેનત લીયે, પ્રતિસ્પધા કરે, અને હું હજી છોકરો હોયા છતાં, મારા જેવા ભાઈબંધનાં દુઃખ—સુખમાં, તેમની ફતેહો અને તેનાંથી ઉલટી અવદશાઓમાં, ભાગ લેવાને, શા માટે અયોગ્ય ગણાુંઉં? મારી દૃષ્ટિનો વિસ્તાર માત્ર થોડોક માઈલનો દરિયા—કિનારો,

અને થોડા માઇલ લાંબી ખીણુ અને ભીણાસવાલાં ઘાંસનાં મેદાન સુધીનો એ વિસ્તાર સંકોચાયલો હતો. મારા પોતા-ાં દરજ્જાનાં પ્રાંણીયો, છેક લાંબે અંતરે નજરે પડતા, અને ત્યારે પણુ મારી એક–સરખા સૂરની જીંદગી, અને એકાંતમાં ઘેર પડેલું હોવાને લીધે, પોતાથી નિરાળી કોઇ વસ્તુને દેખતા હોયે તે મિસાલે મને જોતા. મ્હાન શેહેરો, ભભકાદાર નગરો, અને અણેક પ્રકારનાં પુષ્કલ ચેહેરાવોનાં ભ્રમણનાં તુરંગી સ્વપ્માંઓ જોવા લાગ્યો.

મનુષ્ય જાતિનાં સદાનાં વેહતા પ્રવાહમાં ઝંપલાવી પડવા ટાંપી રહ્યો હતો. જ્યારે સમૂદ્રને ટીકતો બેસતો ત્યારે બહુ આઘેથી રસ્તો માપતી જતી સ્ટીમર, જેનાં ધુમાડયાંમાંથી વરાળની પટ્ટી નીકળતી, તેનો દેખાવ જોઇ મને શોક ઉપજતો અને ઉંડા નિસાસો મુકતો.

શું તે સ્ટીમર લોકોથી ભરાએલી નથી કે? તેમને ઉદ્યોગી અને પ્રિશ્રમભરી જીંદગીનાં પ્રસવ થતા કોઇ મહાન નગરે ખેંચી નહીં લઇ જતી કે? દાહાડે દાહાડે એ વિચારો બલિષ્ઠ અને સંગીન થતા ગયા, જ્યાં લગી અંતે હું ન્હડિયો અને અસુખી થયો. હું એવું નહીં માનતો હતો કે, મારે એજ જગ્યોમાં મારા બાપ સરખો ઉમ્મરે પુગેલો થવો પડશે. હું જાણતો હતો કે, માણુસને પોતાની રોજી પેદા કરવા સારૂં બ્હાર પડવાનો એક વખત આવેછે, પણુ જો મારી રેહવાની રીતમાં ત્યાંસુધી કસ્સો ફેરફાર નહીં થયો તો, હું શું કરશ। એવો વિચાર કરતો, અને કરતાં હું ધ્રુજતોં હતો. દુન્યાની

રીતોનો મારો સઘળો અનુભવ પુસ્તકોમાંથીજ માત્ર ખેંચેલોછે, અને પુરૂષો કે સ્ત્રીયો વીશેનું જે કાંઇ જાણું તે પણ તેજ મૂળમાંથી હાંસલ કોધેલું હતું. નિત્ય હું મન સાથે ઠેડાવ કરતો; કે આજે બીછાણે જાઉં તેની આગમચ એ વીશેની મારા બાવા જોડે વાત કરીશ અને મને શાની ચટાપટી થાએછે, અને સંતાપ ઉપજે છે, તે હું તેવણુને કહીશ. નિત્ય તેવણુનો ઉદાસી ચેહેરો જોતાં મારૂં અંતઃકરણ ક્ષિણ થતું અને લાગતું કે, જે પગળું એઓથી વેગળે જવાનું હું ભરીશ, તે એવણુને દુઃખ ઉતપન્ન કરનારૂં થઇ પડશે, અને એવણુ તદન એખલા થશે. એ વિચારો કદાપિ ચૌદ વર્ષનાં છોકરા માટે બહુ મ્હોટા દીસે ખરા, પણ જ્યારે એક છોકરાને તેનાં સોબતીઓ માટે કાંઇજ નહીં પણ તેના વિચારોજ તેનાં સોબતીઓ હોયે ત્યારે તે વિચારો ખીલેચ, મ્હોટા થાએચ, અને શેવટે ઉમ્મર કરતાં પણ વધી જાએચ.

હેવી રીતે ચિંતામાં પજવાતો, વળી બીજી તરફથી મારી આતુર ઉમેદો મારા બાવાથી છુપી રાખવાની યત્ન કરતો, જેથી, હું ધારૂંચ જે, દૈહિક યા માણસીકની સખ્ત પીડાથી એક લેશભારજ દુર હતો. મને એમ પણ જણાયું કે મારા શરિરનું કૌવત હું ખોતો જાઉંછું; તોફાની પવનમાં હોડી હલસેડવાનું, જે કામ મને આગળ પસંદ પડતું હતું, તેથી હું આજે વેગળો રેહવા માડયું; ઉંચા પાહાડો ઉપર ચાલતાં મને તમ્મર અને ફેર આવવા લાગા, અને જો કદાપિ પગ સરી જાએતો શું આપદા પડે—કેવું દુઃખ ખમવું પડે તેનાં પરિણાંમોનાં વિચારોથી હું ધ્રુજવા લાગો—જે બનાવ કે

કે આજ સુધી નહિં બનવા જોગો લાગતો હતો, તેથી તેનો વિચાર વટીક કદિ કીધો નહીં હતો. વધુ ઉંડાણે તરતાં હું બીહવા લાગ્યો, એવું સ્મરણ કરીને કે, જો કદાપ હું ડુબી જાઉં તો મને બચાવાને કોઇ હાથ લાંબો કરનારૂં નથી. એ સર્વે કાંઇ નામર્દાનગી નહીં હતી પણ સાથીપણાંની જીજ્ઞાસા હતી. મારો બદલાએલો ચેહરો અને બદલાએલી રીતભાત તરફ મારા બાવાનું લક્ષ ખેંચાયું. વખત વખતે મારૂં મહોડું ચિંતાગ્રસ્તપણે ટીકતાં હું જોતો હતો, અને એક બે વાર મને પુછેલું કે, કોઈ નવાં પુસ્તકો મારે સારૂં મંગાવે કે બીજી કોઇ વસ્તુની મને ગરજ હોએ તે જણાઉં, અને તે તરત મને મળશે. પણ મને શાનો બળાપો હતો તે મારા બાવાને કેહવાની મારી હિમ્મત ચાલી નહીં. સપટેમબર માસ બેઠો. દાહાડો ટુંકો થવા લાગ્યો. એક દીને મારા બાવા રાગમાલો વગાડતા હતા, અને હું તેવો કણે બેઠો હતો—મેં આગલ તમોને કહ્યું હશે કે વિદ્યા અભ્યાસ પછી, મારા બાવાને મુખ્ય રોકનાર હુનર, ગાયણ હતું. તેવણ કલાકનાં કલાક સુધી વજીંત્ર વગાડતા, જે વેળા હું વાંચતોબી, અને ખાંચે ખાંચે ગાયણને કાન પણ આપતો. કેવા ખરા ગવૈયા તેવણ છે તે હું આજે બરોબર પિછાણી શકું છું; કેવા પ્રાક્રમિ વગાડનાર અને ગાનાર! પણ તે વેળા તો હું એમ જાણુતો હતો કે, એક મારા શીવાય જગમાં સર્વ કોઈ એવું વગાડનારૂં છે. હું પણ કાંઇ જરાક વગાડી શકતો હતો. મારા બાવા વર્ષોથી મને ધિરજ અને માયા સાથ શીખવતા હતા—પણ મારાં આંગલાંના સાદ અને તેવણ વગાડે તેમાંનો ફરક

મને કંટાળો ઉપજાવતો હતો. ઉપલી સાંજે ઝળઝળું ઝાંખું થયું તોપણ વગાડતાજ બેસી રહ્યા. વંચાઈ ન શકાય એવું અંધારૂં થવાથી મેં વાંચવાનું છોડી દીધું, અને બતી લાવવા સારૂં ઘંટ વગાડી તેવણનું મન અસ્વસ્થ કરવું દરૂસ્ત નહીં ધારી, ચુપ બેસી રાગ માળો સાંભળ્યા કીધો છેવટે એટલું તો અંધારૂં થયું કે, ઓરડામાંની કોઇ પણ વસ્તુ સ્પષ્ટ રીતે દેખાતી નહીં હતી, શીવાય રાગ માળાના ઉજળા દાંતા અને તે કરતાં ઉજળા મારા બાવાનાં આંગળાં, જે એકથી બીજા દાંતા ઉપર ઝડપથી ઉડતા દેખાતા હતા. રાત ગંભિર અને ઉદાસ હતી, આકાશ ફરતાં વાદળાંમાંથી ઘેરાઈ રહેલું હતું— ઈશાન કોણનો પવન ભારે જોશથી ફૂંકતો હતો, અને ઉછળતા મોજા ખડક સાથ અથડાતા તે અવાજ વજીંત્રના સાદ સાથે પણ હું સાંભળી શકતો હતો. મારા બાવા કોઈ મધુર અતિ શોક યુક્ત રાગો વગાડતા હતા—પોતે જોડી કાઢેલાં ગાયણ વગાડતા હોય કે પછી કોઈ મોટા કવિનું જોડી કાઢેલું હોય. માત્ર એટલુંજ કે તે શોકાતુર રાગમાં તે વગાડનારા એવા તલ્લીન થયલા દિસતા કે તેવણ મારી હાજરી પણ બિલકુલ વિસરી ગયલા દીસતા, તે રાગ સાંભળતાં કોણ જાણે કેમ, મારી સ્થિતીના એકાંતપણાંએ વધુ ભયંકર રૂપ ધરી મારી લાગણીને એકદમ ઉશ્કેરી કાળાં અંધારાં વાદળાં, પવનનો અને દરિયાનો ઘોંઘાટ, તે સાથ કરૂણ ભાવો ત્યાદક રાગ, એ સર્વે એકસૂર થઇ મને પુરો વશ કરી લીધો, અને મારા સઘળા વિચારો, મારી તૃષ્ણાઓ ઉભરી આવી અને ધસારા બંધ રડવાના હુઠવા અને ડચકામાં ખુલ્લી પડી. હું

દેતો હતો તે દેખાવથી બહુ શરમિંદો હતો પણ એમાં મારો ચારો ન હતો. હું મારા હુંઠવા દાબી, કે આંજીુ ખરતા અટકાવી શકતો નહીં હતો. મારા બાવા એક પળમાં મારી સોડે આવી ઉભા. પોતાના હાથ હેતથી મારી અતરાફ વિંટાળ્યા. "મારા દીકરા શું છે? શું થયું?" તેવણુ પોકારી ઉઠયા.

"હમો હ્યાંથી ચાલી જઈએ! આ ભયંકર જગ્યા છોડી દઈએ!" હું ડચકાં ખાઈ બોલવા લાગ્યો. "જો આપણુ તેમ નહીં કરીશું તો હું મરી જઈશ, અથવા ઘેલો થઈ જઇશ."

"એક મિનીટ ડોભો, ફિલીપ," તેવણુ બોલ્યા. "આપણે પેહેલાં દીવો મંગાવીએ, ત્યાર પછી એ વીશે વાત કરીશું."

તેવણે ઘંટ વગાડયો અને દીવો અંદર આવ્યો. બારણાં આગળથીજ તેવણે માણુસનાં હાથમાંથી દીવો લઇ લીધો કે મારા મનનો ઘભરાટ કોઈ જોય નહીં. ત્યાર બાદ બારીનાં પરદા તાંણી બંધ કીધા અને મારી સોડે પાછા આવી બેઠા. ઘણે દરજજે હું એટલીવારમાં પાછો ઠેકાણે આવ્યો હતો, મારાં ડચકાં બંધ થઈ ગયાં હતાં. અજવાળાંએ મારી ઉદાસી હાંકી કાઢી હતી, એમાં કાંઈ સંદેહ નહીં. મારા ઉભરા સારૂં હું લજવાવા લાગ્યો; અને લગાર મુસ્કેરાટ સાથે મારા બાવાનાં ચશમો સાથ મારા ચશમો મેળવવાની હું યત્ન કરવા લાગ્યો. તેવણુ મને દીલગીરી અને ગંભીરાઇ સાથ જોવા લાગ્યા. "તમો બેચેન છો, ફિલીપ; કેટલાક દહાડાથી હું એમ જોતો આવ્યોછ, પણ હું મતલબી આપસ્વાર્થિ થયો,

અને એવી ઉમેદ બાંધવા લાગ્યો કે, હાલ તો એ બેચેની ગુમ થશે. તમારી જે ઇચ્છા હોય તે મને કહો, દીકરા."

"હું તમો સાથ સુખી છું," મેં ઉતર વાળ્યો, "કારણ કે હું તમોને ચાહું છે. પણ ઓ બાવા, કોઇ કોઇ વેળા હું એવો એકલો પડું ચ, અને દુઃખી—ઉદાસી થઇ જાઉં છ."

"તમો પારકા ચેહેરા જોવા ચાહોછો; તમારી ઉમરના સોબતીયો અને મિત્રો તમો ઇચ્છો છો? મને જે કંઇ હોય તે કેહવા બીહતા નોં દીકરા; હું ગુસ્સે નથી થયો." પણ તેવણ શોકાતુર હતા. મને તે જણાતું હતું; પરંતુ મને પાછું બોલવા વિના ન ચાલ્યું કે, "હું એકલો છું, બાવા.'

તેવણે પોતાનો હાથ મારા ખભા ઉપર મેલ્યો. 'હા, મેં ભૂલ કીધી." તેવણ ધીમે સાદે બોલ્યા. "રાથવેલે મને એવું કહ્યું—એવું ભવિષ્ય વર્તયું હતું; પણ હું એવો ખ્યાલ રાખતો હતો કે કદાપિ તમો બીજાંઓનાં કરતાં જુદા ખવાસનાં છો—દુનિયાથી અલગ રહેવામાં તમોને ખુશી મળે એટલું મારૂં લોહી તમારામાં છે. તમે જજો, બેટા, હું મોકલીશ; પણ મને ક્ષમા કરશેની દીકરા?"

કોઇ પણ રીતે હમો બાપ બેટા એક એકથી છુટા પડવાનો વિચાર આજ લગી મારા મનમાં દાખલ નહીં થયો હતો.

"પણ તમોબી મારી સાથ આવશોની, બાવા?" હું ઘભરાઇ પુછવા પડ્યો. તેવણ લગભગ ઉદાસી સાથ મુસકેરાયા.

"નહીં, મારૂં મથક—મારૂં ઘર મેં પસંદ કરી ઠેડવયું છ, અને તે આજ છે."

"ત્યારે તો હું જતો નથી, બાવા મેં કહેલું સઘળું વિસરી જાવો. હું થોડા દાહાડાથી સાઝો ન હોઉં તેવું લાગે છે, પણ કાંઈ નહીં, થોડાજ વખતમાં હું પાછો જેવો તેવોજ થઇશ."

"નહીં, તમો સુખરૂપ નથી દિસતા ફિલીપ,"

"ફિલીપ; હું એથી જાણીતો હતો, પણ મેં જાણીજોઇ અખાડા કીધા હતા. મેં તમોને હમણાંજ કહ્યું તેમ આપ-સ્વાર્થિ બન્યો. પણ પરવાર નહીં, તેનો ઇલાજ સેહેલો છે, તમો પરમ દાહાડે લંડન જવા અતરેથી ઉપડજો."

ઉપલા શબ્દો સાંભળી મારૂં હૃદ્ય ખુશીથી ઉછળવા લાગ્યું. "પણ એખલો નહીં, બાવા," હું બોલ્યો. "તમો મારી સાથ આવજો." તેવણનાં મોહ ઉપર એવો પડછાયો ફરી વળ્યો, કે જેની સામે અપીલ કરવી નકામી હતી કરી હું જાણતો હતો.

"નહીં; હું કદિ લંડનમાં પગ મેલનાર નથી." તેવણ બોલ્યા. "તમારી ઉમેદ પાર પડશે, ફિલીપ; ને જો મારી સાથનો વિયોગ તમોને ખેદ ઉપજાવતો હોય તો, તમો તેમાંથી એક ઉપદેશ બચગીથી શીખશો કે. કોઇ પણ આપણી ઉમેદ આપણે આસા બાંધ્યે છયે તેવી રીતે પાર નથી પડતી. કંઇ નહીં ને કંઇ વધુ ઓછું બિગડે છે. હવે મારા દીકરા," તેવણે ઉમેર્યું "કાંઈ વધુ બોલતા ના; મને કોટી કરો, અને ઊંઘ આવતી હોય તો પથારી પર આરામ લેવો. આવતી કાલે સઘળી ગોઠવણ કરવામાં આવશે."

અર્ધ ખુશી અને અર્ધ દલગીરી સાથ હું એવણ આગળથી મારા ઓરડામાં ગયો. મને તે રાતનાં તદન ઊંઘ નહીં આવી, એમાં કાંઇ અજબ જેવું છે? મારા બાવા બીજે દિને બહુ શાંત દેખાયા, અને ગુસ્સો મનોવિકાર દેખાડયો ન હતો. ગરચે એક યા બે વાર મને એવો ખ્યાલ આવ્યો જે, તેવણની નજર મારી ઉપર ઠીચેલી હતી, તથાપિ ગુસ્સી માંહેની લાગણી બાહાર દેખડાવી નહીં. પણ જાણે મારૂ લંડન જવાનું, જગમાંનું સૌમાં સાધારણ કાંમ યા વાત હોય તે મિસાલે શાંતીથી મને બોધ આપવા લાગા, અને મારે કેઇ રીત લેવી તે સમજાવી. મારા ભાગ ઉપર, આંખમાં આંસુ લાવ્યા વિનાં હું તેવણને જોઇ નહીં શકતો હતો; મારી ગેરહાજરીમાં એવણ કેવળ એખલા પડશે તેનો ચીતાર મારા મનમાં પાડતો, અને જગમાં એક પ્રકૃતિને જે ચીજ સંકટભરી અને ખેદયુક્ત લાગે છે, તેમાં બીજી પ્રકૃતિને સુખ અને આરામ મળે છે, તે વાત હું તદન ભુલી ગયો; એમ પણ વીસરી ગયો કે, હું જેટલું જાણું છું તેટલાં પ્રમાણથી જોતાં, આ ખુણે ઘેર બાંધી, બાવાએ જે પોતાને ગાંધ્યા છે, તે પોતાની સ્વતંત્ર મરજી અને ખુદ પસંદગીની જગ્યા છે, અને જ્યારે ખુશી પડે ત્યારે એ જગ્યો ત્યાગ કરવાને એવણ મુખત્યાર છે.

આખો દાહાડો મારો સરસામાન બાંધવા રૂંધવામાં હું રોકાયો—એ અનુભવ એવો નવો હતો, જે તે ઉપર આખો દિન વહાળથી ઘુમયા કીધો, જો કે હું સાથે લઇ જનાર હતો તે સામાનનો જથ્થો બહુ નાહનો હતો.

"ગ્રીક, અને લાટીન પુસ્તકો પણ અંદર મેલો," મારા બાવા બોલ્યા. "તમારે એટલા દિન કેવળ આળશુ નહીં રેહવું જોઈયે." મેં તેમ કીધું, અને ભોજણનાં વખત સુધી-માં મારી પેટી પેક થઈ ચુકી, અને ખલાસીયોનાં ઢબે દોરડાં પણ બાંધ્યાં. એ પછી લગાર ઉદાસ દિલે મારા બાવા સાથે છેલ્લું ભોજણ લેવા બેઠો. ઝમતાં ઝમતાં મારા બાવાએ મારી સાથ માયા અને ખુશ મિજાજથી વાતો ચલાવ્યા કરી; લંડ-નમાં કેઇ કેઇ જગ્યા જોવા લાયકની અને અવલોકન કરવા લાયકની હતી તે મને કહી, અને તે શેહેરમાં મારૂં મુકામ થોડીક મુદત સુધીનું રેહશે કરી મને સમજ પાડી.

"પણ હું કયાં રહીશ; જઇશ તે કયાં ઉતરીશ?" મારા હવાઇ સ્વપ્નાઓ પરથી નિત્યની અગત્યતાઓ પર ઉતરતાં મેં પુછયું. "હું મારા વકીલ મી૦ ગ્રેસ ઉપર એક કાગલ આપીશ. તમો ભાડેની ગાડી કરી પાધરા તેમને ઘેર ઉત-રજો; ત્યાં જતાં રાત તો પડશે, પણ તે કાંઇ મનમાં લાવશે નહીં. તેવણ તમારી દેખરેખ રાખશે, અને તમારી સંભાળ લેશે. તે મારા હેસાનતળે દબાયલો છે, તેથી તમારે ઓસકા-વાની અગત્ય નહીં. એ ઉપરથી લાર્ડ રાયવેલને મલવા જવા-ની મારી કબુલાત વીષે મેં કહ્યું. મારા બાવા થોડા વખત સુધી ખામોશ રહ્યા. તેઓ ગંભીર વિચારમાં પડ્યા હોય એવું લાગ્યું.

"હું એમાં કાંઈ નુકસાન જોતો નથી." તેવણ છેવટે બોલ્યા, "પણ હું નહીં ધારતો કે તેવણ ઇંગલંડમાં મલે.

તેવણે મને કહ્યું તે ઉપરથી મને એવું ભાંસે છે જે, તેવણ અરધી જીંદગી બ્હારગામની રખડમાં ગુજારે છે. પરંતુ તમો તેવણનાં મથકે ખબર લેજો.

"અથવા તો માછીયોમાંના એકને માંથે તમારી પેટી ઉચકાવી આજથા લીનાં ખેતરે મોકલાવી દેજો અને કહેજો કે કાળે તમોને ગાડીમાં માઇન-હેડ સુધી પોંહોંચાડી આવે; નહીં તો તમારે ગમે તો પાછલી રાતનાં તમારી બોટમાં લીનમાઉથ સુધી જઇ ત્યાંથી બ્રિસ્ટલ તરફ હંકરાતા વાહાણ પર ચહડી જજો."

ફારમર લીની ગાડીનાં આંચકા કરતાં, દરિયાનાં આંચકા વધુ સારા મારા વિચારમાં ઉતરયાથી પાછલી રાતનાંજ ઉપડવાનું મેં નક્કિ કરયું. રાતનાં હમો છુટાં પડ્યા તે આગમજ મને મારા બાવાથી પુરતો જથ્થો નાણાંનો અને પેલું કાગળ મને મળ્યું. સુવા જતી વેળા મારા બાવાને ભેટયો અને પાછલી રાતનાં એવણ ઉઠશે નહીં એવું ધારી, સલામ-નમસ્કાર ઈ૦ કરી લીધી. પરંતુ, ઘણું સફાઇ હોવા છતાં મારા બાવા ઉઠયા, મારી સાથે નાસતો લીધો અને મને પવનની સારી ખુશ લેહેકી સાથ, અને મારી હોડી પાછી લાવનાર ઘરડા માછી ડાન સાથ ઉપડી જતાં જોયો. હું સારી વખતે લીનમાઉથ પોંહોંતો અને બ્રિસ્ટલ તરફ હંકરાતાં વાહાણ ઉપર સહિસલામત ચઢયો. આપણાં ઘર ઉપરથી પસાર થતાં આપણા કપટાન પાસ તેવણનું દુરબીન માંગી લીધું, કારણ કે, પાહાડોના શીખરોમાંના એક ઉંચા-

શીખર ઉપર, આકાશ તળે, એક કાળો આકાર ઉભેલો મારી નજરે પડયો હતો. તે દુર્બીનનો કાચ બહુ આબદાર હતો અને તેની સહાયથી મેં વાંકુ વલેલું માથું અને ઉદાસ ખીન્ન પડેલો આકાર જોયો; એક પળવાર એક ઉજલો રોમાલ ફડફડયો પછી કંઇ એકાએક મારી આંખો ઉપર છારી ફરી વળી, કે શું કપટાનના દિ નેત્રે મારી આંખો ઝંખવી, જેથી વધુ જોતો અચકયો. તે ખામી સુધારી પાછો જોવા જાઉં તેટલાંતો પેલો આકાર ગુમ થઇ ગયો.

"નિદાને," હું મનસે બોલ્યો, "એ ગેરહાજરી અને જુદાઇ માત્ર થોડા અઠવાડયાનીજ છે. પણ જાણે આપણુ એક બીજાંને ફરીથી મલવાનાંજ ન હોઇયે તેવું દિસે છે."

પણ એ સઘળું છતાં, ગમભરી લાગણી મને વળગી રહી હતી. દરિયાઇ સફર પુરી કરી, ત્યાંથી ઝડફમાં ચાલતી ટ્રેનમાં બેસી ચાલ્યો. પશ્ચિમભણી આવેલા મોટા શેહેરમાં આપણને બે કલાક ટોબવું પડયું, કારણ કે, જે આગગાડી આપણ પકડી પાડવાનાં હતા તે ચુકી ગયા. એ ધુમ્મસી શેહેરમાં ફરવા લાગો, અને ઘણાંક દેવળો, જેમનાં મિનારા પ્રત્યેક દિશાએ ઉઠી આવેલા દિસતા હતા, તેમનો બ્હારનો દેખાવ, અને થોડાંકને માંહેથી, નિહાળતો ચાલ્યો. ઉદ્યોગી લોકોની ઠઠને રસ્તામાં આવતાં જતાં ઘણીક આસ્થા અને ભાવ સાથ જોવા લાગ્યો, અગરચે કલાકના કલાક બારીગો માંહેથી દુકાનો ટીકવામાં કાઢતે, પણ લનડનની વધુ મહાન કિર્તિયો જોવાની ઉમેદ હોવાથી, જુલમથી મારી હોંસ દાબી વખતસર સંધ્ય-

કાળની ટ્રેન પકડવા સ્ટેશન ઉપર જઇ ઉભો, અને ત્યાંથી ઉપડી ચાલ્યો. લનડન તરફની તે મુસાફરીની ઝંપળાવતી ઝડપ અને ઘોંઘાટથી હું કેહવી ખુશી ભરી મસતીમાં આવી ગયો હતો! એમ લખવું બહુ ઉપહાસ્યોત્પાદક લાગેછે, પણ, જોકે આગમચ મેં આગગાડીયો દિઠી હતી ખરી, પણ તેમાં આજલગી બેઠો નહીં હતો. પોર્ટિસ્હેડથી બ્રિસ્ટલ જવાની નાંહની નઘંતરગામી રેલવે મને નવાઇ જેવી લાગી ખરી, પણ આ પોહોળા રસ્તાઓપરથી જે ઝડપથી કલાક દીઠ સાઠ માઇલની મુસાફરી કરતી હતી, એ અનુભવ મેં ખાબમાં ન ધારેલો એવો હતો. તે જોરાવર યંત્રનો ઘોંઘાટભર્યો ધસારો જે કાળી અંધારી રાતમાં ધસયો જતો હતો––ઉડતા ટેલીગ્રાફનાં થાંભલાં જે અંધારામાં ઝાંખા દિસતા હતા તે–અને આપણી બંધે બાજુએ વિખરાઇ પડેલી આતશની ચીંગારીયો ઇ૦––એ સઘળું મને હેવી નિરાળી નવાઇયો લાગતી જે, મને જેવી લાગી તેવી કોઇ બીજા મુસાફરને એ મુસાફરી કંટાલા વગરની અને ટુકડી નહીં લાગી હશે. પેડિંગટનનું પ્રમાણ અનુભવમાં લેવાની મેં યત્ન નહીં કીધી. મને આ પેલી મારા બાપની આજ્ઞાઓ ઉપર મેં સંતોષ પકડ્યો. જેવો ઉતરયો તેવોજ એક ગાડી ઠેડવી–પોરટર પાસ મારી પેટી ગાડી ઉપર ચઢાવવી, હું પોતે ગાડીમાં ગોઠવાયો અને ગાડીવનને 'રસ્સલ સ્કેયર'માંનાં ના૦–––નાં ઘર આગલ ગાડી ઠોબાવે કરી હોકમ આપ્યો.

તે લાંબા પોહોલા અને ગાસ–લાઇટની રોશનીથી દીપા મોહોલ્લા અને શેરીયો પસાર કરતાં મારા મન ઉપર પડેલા

છાપ અને થાતી અસરો હું કદી ભુલનાર નથી. એ એવાં અનંત દેખાવા લાગાં કે હું મનમાં વિચાર કરવા લાગો કે મારો ગાડીવન મને આખા લનડન અતરાફ ફેરવેછે કે શું! ગણિત શાસ્ત્રીયો આપણુને કહેછે જે, મનુષ્યજાતિનું મન, કોઇ અમુક સંખ્યાનીજ ગણુતરી કરવાને માત્ર શક્તિવાનછે; અને પરાર્ધ અને દશ પરાર્ધ જેવા શબ્દો જે આપણુ બોલીયે છૈયે, તે સમજ્યાવિનાંજ લબલબ બોલી જૈયે છૈયે. પણુ તેમજ બીજી સઘળી બાબદોમાં પણુ સમજવું. શીવાયે તમો મોટાં શેહેરો અને નગરો ખરેખર આંખે જુવો નહીં, અથવા જોવાનો તમોને રાબેતો ન પડયો હોયે ત્યાંસુધી લનડનનું પરિમાણુ તમો કલ્પી ન શકો. મને ઉપજેલી પ્રકાર પ્રકારની અજાયેબીનું જો બ્યાન કરવા બેસુંતો પાનાંને પાનાં ભરાયે પણુ બેવકુફી ભર્યું દિસે; એટલાંતો થોડાં મારી મુજબની સ્થિતીમાં આવી પડેલાં હોવાં જોઇયે, જે મારા સાંભલનારાં-ઓમાં મારૂં બ્યાન સમજી શકનાર અને મારી લાગણીઓમાં દાખલ થનારાંનો જથ્થો બહુ અલ્પ હોવો જોઇયે, અને તેટલાં મુઠ્ઠીભર સારૂં મારે ઇજા લેવી અગત્યની નહીં દિસતી.

જોકે મારા મનથી રસ્તો બહુ લાંબો લાગો તોપણુ 'રસ્સલ સ્કવેર' પેડીંગટનથી બહુ વેગળું ન હતું. અરધા કલાકથી પણુ ઓછા વખતમાં ગાડી ઉભી રહી અને ના૦—
—વાળા ઘરની કડી ઉપર ઝપાટાબંધ હાથ માર્યો. એક આબરૂદાર દેખાવનાં ચાકરે મારા તેડાંનો જવાબ આપયો. મને ખબર કીધી કે મી૦ ગ્રેસ ઘરમાંછે, અને મેં તેવણુને મલવાની ઈચ્છા બતાવાથી તે ઉપરથી એક નાંહાનાં સરખા

ઓરડામાં મને લઇ ગયો, ગાસલાઇટનો દીવો સળગાવયો, અને પોતાનાં શેઠને ખબર કરવા ગયો કે એક જુવાન્યો તેવણુને મલવાની વાટ જોયેછે.

ગાડીને હજી મેં બારણાં ઉપરજ ઠોબાવી રાખી, એવા વિચારથી, કે જો મી૦ ગ્રેસને ત્યાં કાંઇ અડચણ દેખાશે તો, પછી આખાં લનડનમાં મારા રથ હાંકનાર સીવાયે, કોઇ તેવું ન હતું કે જેની મદદ માંગી શકું; અને જે નગરનું મેં એક ખુણુંજ જોયુંચ, તેનાં બેહદ વિસ્તારથીજ હું હેબતી ગયો હતો.

મી૦ ગ્રેસે થોડીજવારમાં દેખાવ દીધો—એક અલફ્રપે, મહત્વ દેખાવનો, પણ રેહમી આકૃતિ સાથનો ગ્રહસ્થ હતો; સાઠ યા પાંસઠ દીવાળી એ પુરૂષે દીઠી હશે. તેવણે આવતાંજ જીજ્ઞાસુભરી ઉતાવળી નજર મારા ભણી ફેંકી પછી મારા અ! દેશની વાટ જોતા ઉભા. અગયાર વાગે રાતનાં એક છોકરાનો દેખાવ, અને છતપર મોટી પેટી સાથની ભાડની ગાડીનો અકસ્મિક, દેખાવ, ખચિત ખોલાસો માંગતો બનાવ હતો.

"મેહેરબાની કરી આ કા૦ વાંચશો?" મારૂં પ્રસ્તાવનારૂપી કા૦ આપતાં હું બોલ્યો. તેવણે સીલ ફોડી, સ્વભાવિકપણે પેહેલાં નીચેની સહી ઉપર નજર ફેંકી અને ભુળવીનાંની કાળજી સાથ મને જોવા લાગા. તે કાગલ વાંચી પુરૂં કીધું તે અરસામાં કેટલીક વખત ફરી ફરીને મને જોતા રહ્યા. ત્યારબાદ કાગલની ઘડી વાલી, અને ખરા ભાવ સાથ મારો હાથ ઝાલી હસ્તલિંગન કર્યુ.

"મી૦ ફિલીપ, હું તમોને જોઇ અતિશય ખુશ થયો છું; અને અતિશય ખુશી છું, એમ કેહવાનો મારો અર્થ એ કે, હું નિદ્દાન સુધીના મધન થયો છું. ખરેખર મારે ઉમેરવું જોઈયે જે જગમાં કોઇ બીજા જુવાન્યાની પિછાણુત કરવાને હું આટલો આતુર ન હતો.'

મી૦ ગ્રેસની રીતભાત માર્મિક હતી. તેવણ દરેક શબ્દ હળવેથા અને મોટી સ્પાષ્ટાઇ સાથ ઉચ્ચારતા હતા, તોએ પણ જાણે એવણનો અર્થ પુરતો ખુલ્લો કરવાને, શબ્દો પાછા બોલવા અને વાક્યોનું વિવરણ કરવું અગત્યનું હોય કરી ધારતા હોય એવું દિસતું. મેં ઉપકાર માન્યો અને મનસે અજબ થવા લાગો કે અવણ **મારી** પિછાણુત કરવા એટલા આતુર શા માટે હશે! ત્યાર બાદ મેં મારી ઉમેદ છોકરવાદી શબ્દોમાં દર્શાવી કે, હું કોઇ રીતે અગવડ કે અડચણ આપવા નથી ચાહતો.

"તમો અમોને કશી અડચણ આપતા નથી, મી૦ ફિલીપ; લેશ ભાર પણ અગવડ નહીં. આપણું ઘર મોટું છે; અને મોટું છે, એમ કહેવાનો અર્થ એ કે, તમારા કરતાં પણ ઓછા મુબારક પગલેનાં મેજબાનો સારૂં પૂરતી સગવડ આપનારૂં ઘર છે. કેમ ટવિનિંગ?" તેવણે ફરીને પોતાનાં માણસને પુછયું.

એ આબરૂદાર ચાકર તેજ પળે ઓરડામાં દાખલ થયો હતો. "આ સાહેબની ગાડી સારૂજી; પેલું માણસ હજી થોભે કે કરી પુછે છે."

"તેને ગાડી ભાડું આપો ટવિનિંગ—પ્રમાણિકપણે, બલ્કે છુટ્ટા હાથે—પણ મોટાઈથી નહીં. ત્યાર કેડે આ સાહેબનો સામાન ખાલી ઓરડામાં લઇ જઇ મેલો અને ભોજન જલદી તૈયાર કરો. મી૦ ફિલીપ મારી સાથ આવવાની તસદી લેજોજી."

તેવણુ મને માળ ઉપરનાં એક અતિ ખુબસુરતીથી સણુ-ગારેલા દિવાનખાને લઇ ગયા. એવણુનાંજ ધણી એક બાનુ ત્યાં ગુંથતી બેઠેલા હતી.

"મારી વાહાલી," તેવણુ લગાર માગલાઈ હબે બોલ્યા, "આ એવણુ મી૦ ફિલીપ નૉરીસ છે. મારા એક જુના મિત્ર, તેમજ મારા ઘરાક, જેમનું નામ તમોએ અનેકવાર મારે મોંડેથી સાંભળ્યું હશે, તેવણુનાં બેટા છે."

મીસીસ ગ્રેસે મને મયાથી આવકાર દીધો, પણ તેવણુનાં ચોક્કસ ભરથારે દેખડાવી તે કરતાં વધુ પ્રસિદ્ધ શોધક નજરે મને જોવા લાગાં. હું શરમથી લાલ થવા લાગો અને અજબ થયો કે મારો દેખાવ એવો ભયાનક જંગલી છે કે શું?

"મી૦ ફિલીપ, મારી વાહાવી," મી૦ ગ્રેસે બોલવું જારી કીધું,—"હું ધારૂંછ કે તમો જાણો છો તેમ, આખી જીંદગી ઘણીંજ એકાંતવાસમાં કાઢી છે—મારે કહેવું જોઇએ કે તેવણુના બાવાની સંગત વતરોગે કેવળ એકાંતમાં આજ સુધી, 'ડેવન કોસ્ટા' ઉપરની એક અદ્દભૂત ખીણુમાં રહેલા છે."

"ગરીબ છોકરો," મીસીસ ગ્રેસ બોલ્યાં, "જુવાન લોકો જુવાનો સાથ ભેળાવા જોઇયે."

"ખચિતજ! હવે તેવણના બાવા એ વાત સમજતા થયા છે, અને એવણને આપણી સાથ એકુ બે અઠવાડયાં ગુજારવા મોકલ્યા છે."

"પણ આપણે કંઇ જુવાન નથી, જોશુઆ." મીસીસ ગ્રેસ જાણે પોતાનાં ભરથારની ભુલની મઝા મેળવતાં હોય તેમ બોલ્યાં.

"જેવારે હું તે સુખી ભેદ દૃષ્ટિ ઉપર દાવો કરૂં ત્યારે મારી ભુલ ભાંજવાનો સારો વખત મલશે."

મી૦ ગ્રેસ બોલ્યા, "મી૦ નારીસ ચાહે છે કે, પહેલાં મી૦ ફિલીપ લનડનનાં થોડા સારા દેખાવોનો ઉપભોગ કરે અને રચનાં જુવે. તેથી, આપણે તેવા દેખાવોની વ્યવસ્થા-પત્રી ઘડી કાઢવી જોઇયે."

"મારી વ્યવસ્થાપત્રી (પ્રોગ્રામ)માં પહેલી કલમ વાળુની, અને બીજી કલમ પથારીપર જવાની લખાશે." તે દયાળુ બાનું બોલ્યાં, "છોકરો મરેતોલ થાકેલો હોય તેવું દીસે છે; કઇ વખતે તમો ઉપડયા?"

"અજવાળું થતાંજજી." મેં ઉતર વાળ્યો અને એવો વિચાર સુચવ્યાથી, મને થાક પણ માલમ પડવા લાગી. તેટલાં વલી ટવિનિંગનો સાહાદ સંભળાયો કે વાળુ તૈયાર છે, તેથી ભુખ પણ અતિશય લાગી હોય તેમ ટવિનિંગના કહેવા આવવાથી મને બહુ આનંદ ઉપજ્યો અને ખરેખર હું તેવો ભુખ્યો અને થાકેલો હોઉં તેમાં કાંઈ નવાઈ નહીં, કારણ કે મુસાફરી, ગરબડ અને ઉદવેગમાં મેં ખાવાનો વિચાર કે ઝાઝી દરકાર પણ નહીં રાખી હતી.

તેથી મેં પુષ્કળ પેટ ભરી ખાણું લીધું, અને આવતી સહવારની અને તે લઇ આવનારી નવાઈયો માટેની આતુર ઈચ્છા સાથ હું પથારી ઉપર ઉંઘમાં પડયો. એ વેળા મારા મનમાં ભમતી બેજ વાત હતી, એક તો મારા બાવા કેવળ એખલા પડયા તે, અને બીજી મારા દેખાવે આ ભલાં લોકોમાં ઉશકેરેલી અચરતી અઘાપિ આરસીના તખતામાં જોતાં તો હું કંઈ બેડોલ કે પાંચમાં બેસવા યોગ્ય ન હોઉં તેવું તો કાંઈ મારામાં દિસ્યું નહીં. પ્રભુજ જાણે શું !

## પ્રકરણ ૪ થું.

## નવી જીંદગી.

બીજે દીને નાસતાની ટેબલ ઉપર મારા યજમાન અને યજમાન સાથે ઘરનાં બે છોકરા—તેમનાં બેટા—ને પણ જોયા. તેઓ બંધે મુછ ફેબ્યા સાથનાં ઉમ્મરે પુગેલા છોકરાઓ હતા. ગઈ કાલે રાત્રે હું પથારી ઉપર ગયો તે આગમજ એ લોક સોવસા ઘર આવેલા નહીં હશે. હું એક સાધારણ પુરૂષ હોઉં તેમ મને એવોએ આવકાર આપ્યો, એથી મારા મનને જરા નિરાંતી વળી. તેઓ બંને જણે માછલી પકડ-વામાં અને હોડીમાં બેસી સેહેલ કરવામાં બહુ ભાવ દેખડા-વ્યાથી હું શરમિંદગી વગર એ વીશેની વાત કરવા લાગો, અને તેઓ આરીસમાં જતાં, તેઓમાંનાં નાહનાંએ મને સાંહાંજે સંગીત ગૃહમાં લઈ જવાની, કબુલાત આપી ગયાથી

હું માહેથી મલકાવા લાગો. મી૦ ગ્રેસ, જેવણે જીંદગી સ્વસ્થપણે ગુજારવા માંડી હતી તેવણે નાસતાની મેજ ઉપરથી ઉઠતાં વિલંબ લગાડયો. જેબમાંથી આગલી રાતનું કાગલ ખેંચી કાઢયું અને પાછું ઉઘાડયું. "તમારી ઉમ્મર શું, મી૦ ફીલીપ?" તેવણે ખુલ્લું કાગલ પોતાની રકાબી પાસે મેલતાં સવાલ કીધો "ગઈ વસંતે ચૌદ વર્ષ પુરાં થયાં હતાં."

"માત્ર ચૌદજ! તમારી ઉમ્મર વધુ લાગેછ-હું ધારતો હતો કે લખવામાં તમારા બાવાએ ભુલ કીધીચ અને તમો 'હારો'—(નીશાળે) જનાર છો?"

એ તો ખબર મને નવી હતી—અને શરમિંદો હું કેહવા—પણ એ ખબર મારા મનસે મુબારક હતી. તેવણ કાગજમાં પાછું વાંચી બોલ્યા. "હા, તેવણ પુરતા ખોલાસાથી લખે છે; જો બની શકે તો આજ 'ટર્મ'માં દાખલ કરવા લખ્યું છે." "શું થાએ છે તે મારે જોવું જોઈએ. એની ગોઠવણી અઘરી છે એમાં સંદેહ નથી, પણ આપણે યત્ન કરીશું."

"પણ હું તે પેહેલ્લાં ઘેર નહીં જઇશ શું?"

"હું કંઈ એવી આજ્ઞા કાગલમાં જોતો નથી; તેવણ લખેચ—'ફિલીપને થોડા દાહાડા ખુશી ભોગવવા સારૂ મોકલ્યો છે, તેને ખુશી ભોગવવા દેવો, અને જોવા લાએકનું જે કંઈ હોય તે જોઇ લેવા દેવો; ત્યારબાદ તેને 'હારો' મોકલજો' એવું લખેલું છે."

૬

"ત્યારે તો મહીનાનાં મહીનાં સુધી તેમને જોવા—મલવાની તક મને નહીં મલવાની. ઓ! મારે પેહેલ્લાં ઘર જવું જોઇએ."

મી૦ ગ્રેસ ગંભીરાઇથી મને જોવા લાગ્યા. "તમારી ઇચ્છા ઘણી શાબાશી લાએકની છે, ઘણીજ ઘાટેત અને તમોને છાજતી છે, હું કહું છ. પણ હું ધારૂં છ મી૦ ફિલીપ, કે બેહેતર છે કે તમો તમારા પિતાની આજ્ઞા મુજબજ ચાલો, મારે માટે પુછો તો હું તેમજ કરવાનું પસંદ કરૂં, કારણ મી૦ નોરિસ—મને યાદ છે તેમ—એવા માણસ છે કે જો 'જાઓ' કરી કહ્યું તો તે હોકમ પાળેલો જોવાનીજ આશા રાખે." હું તેવણ સાથે કેવળ એકમત થયો. અને વધુ હરકત નહીં લીધી.

"તમારા બાવા વિચિત્ર માણસ છે" મી૦ ગ્રેસ વિચારમાં હોય તેમ કાણી ડોહોવતાં બોલ્યા. "વિચિત્ર માણસ એટલે અસાધારણ માણસ છે એમ કહું છું. તમો ઉમ્મરે પુગતાં તમોને ખબર પડશે કે તેઓ ઘણાં ખરા માણસોથી જુદી ખવાસનાં છે. છતાં, તેવણનાં કાગલ ઉપરથી હું કહી શકું છું કે," ચોકસાઇ ખાતર કાગલ પાછું ઉખેડી વાંચતા બોલ્યા—"એવણ તમો ઉપર બહુજ વાહાળ રાખે છે, તેથી કદાચિત બીજી વારનું છુટું પડવાનું દુઃખ તમો બંધેને નહીં થાએ એવું ઇચ્છતા હશે."

એ કરતાં બેહેતર ખોલાસાની ખુટને લીધે મેં ઊપલો ખોલાસો માન્ય કરયો, પણ મારી આંખ્યો આંસુથી ભરાઇ

આવી. "હવે" મી૦ ગ્રેસ પોતાનાં રાબેતા મુજબની અસર-કારક રીતે અટકી બોલ્યા. હવે હું ટવિનિંગને કહું છું, કે પોતાનાં સરસ પોશાકમાં તૈયાર થાય, અને તમોને સાથે લઈ આસ્થા ઉતપન્ન કરનારી ચીજો દેખડાવે, જે તમો પેહેલાં જોવાની અને અલબત બારીકીથી તપાસવા ઇચ્છતા હશો. આજે મને ટવિનિંગની કાંઇ ઘણી જરૂર નથી પડવાની, અને એ આબરૂદાર માણસ છે અને કંઈ અભણ નથી. હું જાતે આવતે પણ મેં થોડી નેમણુંકો કીધી છે, જે પારકાઓને અડચણ—બલકે હેરાનગતી પોંહોંચાડયા વિનાં હું ભાંજી નહીં શકતો." એ પછી મી૦ ગ્રેસ પોતાને કામે ગયા અને થોડીજ વારમા ટવિનિંગે પોતાનો દેખાવ આપ્યો અને મને પોતાની પાંખમાં લીધો—અતિનિષ્કલંક અને સુદ્ધ પીછાં વાળી તે પાંખ હતી. એવી સારી રીતે પેહેરવાસ પેહેરેલો અને હેવા આ-બરૂદાર દેખાવે તે આવ્યો જે, કોઈ પણ આપણને જુવે તે એમજ સહમજે જે, એક શેહેરમાં વસનાર કાકો, પોતાનાં ગામડયા ભત્રિજાને લંડનની જોવા લાયકની ચીજો દેખડાવે છે. ટવિનિંગ સભ્યતા સાથ, મુરબ્બીગીરી તરીકે મુજ તરફ વર્તતો હતો—વિવેકી, પણ મોહોટાઈ સાથે; તેનાં ચેહેરા ઉપરની હેવી ઢબે મારા અણુભોગને કાંઇક દાબી દીધી હતી, જ્યાં સુધી કે એવું લઇ ચલાવવાની મને આદત પડી. તેનાં માથા અને મનની શાબાશી ખાતર મારે કહેવું જોઈયે કે, મારે માટે થાક ઉતારનાર અને સ્વાદિષ્ટ પીવાનાં પદાર્થ તરીકે 'લેમોનેટ' કે 'જીનજર બિયર'ની મજબુત ભલામણ કીધી; અફસોસ કરતો જતો હતો કે, વાયડાપણાની અભાગણી

તપીયેત,—કાક્ષરી એ શબ્દોમાં તેને દરશાવ્યા મુજબ,—એ જેવી હર્ષિત કરનારી, અને હાનિ ન કરે એવી વસ્તુને નિરંકુશ ભોગ કરવાથી તેને અટકાવતી હતી, અને વધુ પુષ્ટિકારક પ્રવાહી પદાર્થ, તેનાં કોઠા ખાતર પીવાની તેને પોતાની મરજી ઉપરાંત ફરજ પાડતી હતી.

માણુસન શરીર ઉપર દારૂનો અરક શું કાર્ય કરે છે, તે મન-કલ્પનાથી પણ જાણું, તેમજ અતિપાનની જુદી જુદી સ્થિતી ઉપરનું શાસ્ત્રાનુંસારી સંભાષણ પણ વાંચેલું હોવાને લીધે પણ જાણતો હતો. ઘેર પાછાં ફરતાં ટવિનિંગ એટલો ઠાકી ગયો હતો, જે પથારીપર જવાનું જરૂર દિસ્યું અને ભોજણ—વેળા હાજર રહેવાનાં કામપર એક ચાકરડીને નેમી એ સાંભળતાં મને લેશ ભાર પણ અચરતિ નહીં ઉપજી. સામટું જોતાં મને લાગું જે, મારે આજ પછી એગણુની માન ભરી મદદ વીનાજ રચના જોવી ઠીક પડશે.

કોઇ પણ રીતે સઘળી જોવા લાયકની ચીજો જોઈ લીધી ખરી. કોઈવાર મી૦ ગ્રેસ સાથ, કોઈવાર મીસીસ ગ્રેસ સાથ તો કોઇવાર પેલા મિષ્ટ સ્વભાવનાં ગ્રહસ્થો —તેમનાં દીકરાઓ— સાથે; પણ ઘણી વારંવાર હું એખલોજ જતો. સાથે સાથી હોય તેથી ખુશી હોવા છતાં પણ એખલું રહેવું મારી પાંતીયે એવું સ્વભાવિક હતું, કે મારી એકાંત બારીકી તપાસમાં હું ખુશી થતો. પણ સૌમાં સરસ રચનાં તો મને લોકોને જોવામાં મળતી હતી. અજાયબ જેવા પુરૂષો અને સ્ત્રીઓનો નિરંતર ઝરો;

પ્રત્યક પોતપોતાને માર્ગે પોતાની નાહાની નાહાની કાળજી-ઓ અને ઉદ્દેશો સાથ જતું–એ ઉદ્દેશો પછી ગમે એવા માલેકની હોય, કે પછી તેનાં મનસે ગમે એવી મોટી હોય પણ માણુસનાં જથ્થા સાથ સરખાવતાં કેવી નાહાની અને અલ્પ! કોઇ કોઇ વાર હું હજારોને પાસ થતાં જોતો, જેમાનું એકુ પણ મારા વિચારો સમાનનાં વિચારો વગરનું હતું; કોઈ કોઈ વાર તો, પેલી દરિયાથી ધોવાતી જગ્યા, જ્યાં મારૂં ઘર હતું, ત્યાં મને એખલું લાગતું હતું તેનાં કરતાં પણ વધુ એખલો પડેલો અહીંયાં લાગતું. ખરેખર મારા બાવાએ મને લંડન મોકલવામાં મોટી દાનાઈ વાપરી હતી. જો કદાચ હું લાંબો વખત મારે ઘેર રહેતે તો, દુન્યા એકમથી બનેલી છે, દરેકે પોતપોતાનાં સુખનોજ વિચાર કરવો ઘટે અને મનુષ્યની મુખ્ય નેમ પોતાનાં ભલાંનાં અભ્યાસ પાછળ રોકાવામાં, અને પોતાનીજ ભલાઇ જોવામાં સમાયલી છે, એવા વિચારોથી હું એક અકાળ પકવ ફિલસુફ અને એક તરૂણ ચિઢયું થાતે. પણ હજી હું છોકરો હતો અને મોટી વયે પુગેલા પુરૂષોની દુન્યાની પરીક્ષા કરૂં–સમજું, તે આગમચ છોકરવાદી દુન્યામાં મારે વસ-વાનું હતું. "હારો" મારી નિર્મીત જગ્યા હતી, અને મીο ગ્રેસે કોઇ યુકતીથી મારૂં કામ પાર ઉતાર્યું અને સપ-ટેમબરની આખરીયે મને નિશાળમાં દાખલ કીધો.

એ જીંદગી જાણે નવી–ઇશ્વરોકત હતી. હું જેટલા દીન ત્યાં રહયો તેટલા દીન ઉમરે મોટો થવાને ઠેકાંણે નાહાનો ે । ગયો. નવાં બંધનો, નવી તૃષ્ણાઓ, નવી મહત્વેચ્છાઓ,

નવી કાળજીઓ, નવી કલ્પનાઓ અને નવા વિચારો મગજમાં ભમવા લાગ્યા. મને મિત્રો અને સોબતીઓ હાથ લાગ્યા. મારા બાપાએ મારી કેળવણી માટે ખર્ચેલી મેહેનતે વિદ્યાની આમદમાં, મારી વયનાં કોઈ પણ છોકરાઓથી હું લવલેશ પાછળ નહીં રહ્યો હતો. ગરચે "હારો" ગયો ત્યારે પબ-લીક સ્કૂલની રમત ગમતથી બીનવાકેફ, કે પછી જરા કંઇ જાણતો હતો, અદ્યાપિ. દોડવામાં, ચઢવામાં, અને બીજાં બળ અને હીંમતનાં પ્રાક્રમોમાં કોઈ પણ સમકાળ-સમ છોક-રાઓને પાછળ હઠાવતો હતો. જેવો શૂરો અને ચપળ તેવોજ ઉંચો અને જોરાવર હોવાથી હસ્ત-વિદ્યાનું જ્ઞાન જલદીથી મેળવ્યું, જે વેળા દોડની શરતોમાં તો તુરતજ 'માર્ક' મેળ-વ્યા. નીદાન અંતે, ગરચ મંડાણમાં એથી ઉલટું કહેલું છે, પરંતુ, મારો કિસ્સો એ મારી પોતાની તવારીખ નથી-એ બીજાંઓની તવારીખ છે—એવાંઓની કે જેમની જીંદગી મારી જીંદગી સાથ એવી તો ગુંચવાયલી છે જે, મારી જીંદગી તેમની જીંદગીમાંનો એક ભાગ દીસે છે. તેથી મારી નિશાળની જીંદગી વીશે થોડુંજ બોલવાના મને અગ-ત્ય છે, શીવાય કે, મારા નિશાળીઆ-ગુરૂ ભાઇઓમાં હું સુગમય હતો—મારા શીક્ષકો સારી કૃપા ભરી નજરે મને દેખતા, અને નિશાળની અંદર કે બહાર બંને ઠેકાંણે મારો વયનાંઓથી વધતો નહીં તોપણ સામાન્ય હતો. સર્વ કોઈ જેઓએ પબ્લીક નિશાળશાળા ભોગવી હશે, તેઓ કહેશે કે એ કલ્યાણ કારી કાર-કીર્દગી હતી.

"હારો"ની નિશાળમાં રહયો તે મુદ્દતમાં મલતા હતા તે રજાનાં દહાડાઓમાં થોડાક દહાડા લંડનમાં રહયો. તેમજ નિશાળયા મિત્રોની ભેટ લીધી હતી અને બાકીનાં દીવસ ડેવનશાયરમાંજ કાહડયા હતા. એટલા દીન મારા બાવા મને પોતા સાથેજ રાખવા ચાહેચ એમ જાણ્યા છતાં હું શી રીતે બીજે ઠેકાંણે રહું? બાવા હમેશ મુજબ મુગે મોહોડે રહેતા હતા, મનોવિકાર ગુપ્ત રાખતા, અઘાપી, જ્ઞાન-શાસ્ત્ર અને વિદ્યાનાં ઉપક્રમોમાં તેવાજ મહાકુશળ અને ગુંતાયલા, હજી દુન્યા સાથે માત્ર આંતરે આંતરેજ, અને મુખ્યત્વે કરી વિદ્યાનોની મંડલી અને તેમનાં ગ્રંથોની મારફતેજ સંવ્યહવાર રાખતા હતા; પણ હું જાણતો હતો જે, એવણ ઉત્સુકપણે મારી આવવાની વાટ જોતા અને મારા જવાનાં દહાડાનો શોકાતુરપણે વિચાર કરતા; અને જેમ જેમ હું મોટો થતો ગયો તેમ તેમ મને લાગતું કે નીદાને એવો કાળ આવનાર છે, જે વેળા હમણાનાં કરતાં વધુ લાંબી મુદ્દત સુધી આપણને છુટા પડવા પડશે, તેથી આનાકાણી વગર મારાથી બની શકતો તમામ વખત તેવણને આપી દેતો. એ ઉપરાંત, હવે મારા જુના ઘેરમાં અગાઉ કરતાં વધુ હર્ખથી રહેતો હતો. પડોસનાં મધયમ સ્થીતીનાં છોક-રાઓ—ગરચે થોડા, અને થોડે થોડે આઘે રહેતા હતા —પણ મારાથી ઘોડાની સવારી કરી જવાય તેટલે છેટે રહેતા હતા, અને તેમની આંખોમાં હું પણ હવે તેમનાં સરખો એક પબલીક નિશાળીઓ હતો, એ બીનાં મારી બચગીની ખોડોનો અવેજ વાળવાને પુરતો હતો. હવે મને

એક ઘોડો પણ મળ્યો હતો અને દસ યા બાર માઈલની સવારી મારા મનસે કંઇજ નહીં હતી અને વળી મારા સમાન ઉમરનાંઓ સાથે શીકાર કરવાનો કે કંઇ એવીજ ગમતનો દાહાડો પણ મલતો હતો. પણ ઘણો ખરો ભાગ આગળની મુજબજ ઘરમાં દહાડો ગુજારતો હતો. હોડીમાં સેહેલ કરતો, દરિયામાં અંગોળ કરતો, માછલી પકડતો અને અસલ મુજબ કલપીત સ્વપ્નાઓમાં કલાક ને કલાક ગુજારતો. મારા બાવા અને હું સાથે વાંચતા, સાથે ફરવા જતા અને આગળ મુજબ સાથે રહેતા. હું ધારૂછ કે, રહેતાં રહેતાં હું મારા બાવાનાં વિલક્ષણોનો અભ્યાસ કરવા લાગો, કારણ કે હું જેમ મોટો થયો અને બીજા પુરૂષો સાથ હું તેમને સરખાવતો તેમ તેમ તેમની વિલક્ષણતાઓ, તેવણની ઉદાસી, દુનીયાનાં આચરણોમાં હીતની તદન ખુટ, કોઈ કોઈ વારની તેમની કરડી અને લગભગ પાછળ હડાવનારી રીત અને અમસ્થી ગુમાતી અને છુપી રહેતી પ્રવીણતાઓ—એ સઘળાનું અવલોકન કરવાને અને તે ઉપર વિસમય પામવાને ચુકતો નહીં. એ સઘળી ખાસ્યતો હવે હું સમજતો થયો અને તે ઉપર અચરત થવા લાગ્યો. બલકે તેવણની જીંદગીનું ખરૂં વર્ણન જાણવાને ઉત્કંઠિત અને ફિકરમંદ થયો. શું એઓની જુવાન બાઈડી, મારી માતાનાં મરણે એવણને મનુષ્ય જાતથી વેગળા રહેતા કરયા હશે? ભાગ્યેજ એમ મનાય, કારણ કે એવણને કદી તેણીનું નામ લેતાં મેં સાંભળ્યું ન હતું—અથવા કોઇ પ્રકારની નિશાની કે યાદી પોતા સાથે નહીં રાખતા હતા. દુનીયા

શું એઓની તરફ દયાહીન રીતે વર્તી હશે? શું એવણ પોતાની કોઇ મહત્વેચ્છામાં ક્ષિણ થયા હશે? આ છેલ્લો વિચાર મારા મનમાં વધુ ટકાવી નહીં શક્યો, કારણ કે મને લાગતું કે એવણ જો દુનીયાની ચડસા ચડસીમાં પ્રવેશ થવાનું પસંદ કરે તો તેમાં જય પામવા માટે પેદા થયેલું માણુસ હતું. પરંતુ મુકાબલે કહેતાં હજી એઓ જુવાન હોવા છતાં આવી એકાંત જગ્યોમાં વર્ષોથી દટાઇ રહ્યાછ, અને પોતાની જીંદગી એખલા અને નિશ્રિત અવસ્થામાંજ ખતમ કરવાનો ઠેરાવ કરયો હોય એવું દિસ્તું હતું. જેટલી ફેરી એવણ કને હું આવતો તે પ્રત્યેક ફેરી, એવોની જીંદગી-નું વિચિત્રપણું વધુ ને વધુ બળથી મારા મનને લાગતું.

એકવાર એક મિત્રનાં પિતાને ઘેર થોડા રજાનાં દીન મઝા કરવા ગયો, ત્યાં મેં મારા મિત્રનાં કાકા મામા, કાકી મામીઓ અને પિત્રાઈ ભાઇ બેહેનો ઇત્યાદી, જથાબંધ સગાંઓથી ઘર ભરાયલું દીઠું, તે વેળા હું કોઇ સગાંવાહાલાં વિનાનો છું, એ વિલક્ષણતા મારા હધયને લાગુ. એ વેળા શીયાલો હતો. હું મારા ઉપલા મિત્રને ત્યાંથી પાછો ફરયો હતો, અને ઘેર બાવા આગળ આવ્યો હતો. એક દીને મારા બાપા અને હું બંધે જણ વાંચતાં હતાં, તેવણ ઘણું ખરૂં હું સાથે લઇ આવ્યો હતો તે પુસ્તકોનાં પાનાં કાપતા બેઠા હતા. થોડીક લગભગ તિરસ્કારથી બાજુએ ફેંકી દીધા, બાજીઓને વખત મલતાં વાંચવા માટે બાજુએ મેલી. એ રીતે બધો ઢગલો જોઇ રહ્યા કેડે કયા ગ્રંથ ઉપર પહેલો હુમલો કરવો તેનાં આનાકાની ભર્યા વિચારમાં પડયા હતા

તેટલાં મેં મારા હાથમાંનું પુસ્તક બાજુએ મેલ્યું અને તેવણુ ભણી ફરયો.

"બેનેટનું ઘર એટલું ચિકાર લોકોથી ભરાએલું હતું ! મેં કોઈ દિને એટલાં સગાંઓ સાથનું માણુસ દિઠું નથી."

"ખરેખર," મારા બાવા કંઇ ઘણી કાળજી દેખાડયા વીના બોલ્યા, "પણુ તમોએ તો ઘણો સારો ઉપભોગ કરયોની ?"

"બહુ અચ્છો ! પણુ બાવા, હું તમોને પુછવાનો હતો, કે શું આપણુને કોઇ સગાં વાહાલાં નથી ?"

"કોઇ એવું નથી, જેનાં માટે તમો કાંઈ કાળજી ધરાવી શકો ?"

"તમોને કોઇ ભાઇ બેનો નહીં હતાં શું ?"

"નહીં, તમારા મુજબ હું પણુ એકપુરોજ છું. અને પિતરાઇઓ હતા તે કેદાડનાં ગુમ થઇ ગયા, જણુાતા નથી."

"પણુ મારી માતાને" મેં બીહતાં બીહતાં પુછ્યું, "તેવણુને કોઈ સગાં નહીં હતાં શું ?" એ ઉપરથી મને બારીકીથી જોવા લાગ્યા અને લગભગ નારાજ જેવા દિસ્યા. એઓની એવી દૃષ્ટિ હેઠલ હું લગાર બેચેન થયો.

"તમારી માતાનાં કોઇ પણુ સગાં વીશે તમો ઉચાટ પડવાની કાંઇ અવસ્ય નથી, ફિલીપ," તેવણે ઠંડાઇથી ઉતર વાળ્યો, "તેવો મારાં નથી. મને એવી દેહસત છે જે, હવે પછીનાં જે કોઇ મિત્રો સંપાદન કરો, તે ઉપરજ તમારે

શુરૂ કરવા પડશે. સંશય નથી કે, સગાંઓ કરતાં એ લોક ઓછા હેરાન કરનારા રહેશે."

એવણના ઉપલા શબ્દોથી મને એટલું અનુમાન આવ્યું જે મારી માતાની પદવી મારા બાવાનાં કરતાં અલાયધી હોવી જોઇએ, પણ કાંઈ વધુ તેણી વીશે જાણવાને વધુ ઉત્કંઠિત થયો. "તમારા વિનાં કોઇ બીજું સગું મને જગમાં નહીં હોય, એ અચર્તી ભર્યું દિસે છે." હું બોલ્યો, "મારાં માંય વીશેની કાંઇ પણ ખબર આપો, તેની સઘળી હકીકત મને કહો."

"હું તેવણ વિષેનું સઘળું, શું કહું?" તેવણ લગાર દબાયલે સાદે બોલ્યા.

"તેવણ વીશેનું સઘળું; જે તમોથી કહેવાઇ શકાય તે. શું તેવણ મારા જેવાં હતાં?"

"નહીં ફિલીપ, તમારા હકમાં એટલું ભલું છે, કે તમો દૈવ જોગે મારા જોડીયા છેઓ."

"તેવણ સોહામણાં હતાં? શું તેવણનું મારી ઉપર હેત હતું? તેવણ ક્યાં મર્ણ પામ્યાં?" જેમ જેમ હીમત આવતી ગઇ તેમ તેમ પુછતો ગયો.

"તેવણ બહુ ખુબસુરત હતાં; તમોને ઘણાં હેતથી ચાહતાં હતાં. અને જ્યારે તમો ત્રણ વર્ષની વયનાં હતાં ત્યારે અતરેથી બહુ દુર ઉત્તર ઇંગલંડ તરફ સ્વર્ગવાસી થયાં હતાં."

"અને તમારી તેવણની ઉપર બહુ ચાહેના હતી, અને તેવણનાં મર્ણથી બહુ દુઃખ ઉતપ થયું હતું? મારા આગમચના સવાળોનો જે ટુંકમાં અને સ્પષ્ટ જવાબ આપતા હતા તેથી કેવળ અસ્વસ્થ થઈ મેં ઉપલા સવાલ પૂછયા.

"ઓ મારા પરમેશ્વર! હા, હું તેણીને બહુ હેતથી ચાહતો હતો!" તેવણ જોસ્સાબંધ બોલી ઉઠયા, એવો જોસ્સો મેં કોઇ દીને આગમચ જોયો નહી હતો.

"હું, તમો કહોચ તેમ ચાહતો હતો, અને તેણીનો ગમ પાલ્યો હતો."

"તેવણનાં મર્ણ પછી આ જગ્યામાં તમો આવી વસ્યા હશો, હું ધારૂંચ?" "હા, ત્યાર પછી હું હયાં રહેવા આવ્યો; હવે તમો સઘળું જાણો છો" પણ મને સંતોષ નહી થયો. હું જરીવાર ઠોભ્યો, અને પછી પુછયું. "કાંઇ તેવણની સબી તમો પાસ નથી?"

"હું તમોને દેખાડી શકું તેવી કોઈ સબી નથી, ફીલીપ." તેવણ રાબેતા મુજબની થંડી રીતમાં બોલ્યા,

આગમચનાં મારા અનુભવથી મને ખબર હતી જે, કોઇ બીજી વિનતીયો કે સવાલોનાં દબાણથી કસ્સો ફાયદો નથી—જવાબ મલનાર નથી; તેથી મારૂં પુસ્તક મેં પાછું હાથમાં લીધું, અને વાંચવાને બહાને ચિંતન કરતો અને ગમખાર વિચારો કરતો બેઠો. પોતાની માતા, જેણી આટલાં વર્ષ ઉપર, અને આવી ખીલતી જુવાનીમાં મરણ પામેલી, તેણી વીશેનું કસ્સું જાણવાને અશકત, એ બહુ

દુઃખ ભર્યું, અને સેહવું બહુ કઠણ દિસતું હતું. થોડાજ વારની, પણ પુર આવેશ સાથની વ્યગ્રતા જે મારા બાપે દેખડાવી, તે ઉપરથી હું અનુમાન લઇ ગયો કે, મારા માય વિષેની કાંઇ પણ વાત કરવાની જે એઓ આનાકાંણી બતલાવે છે તે, જુનાં દુઃખો–કે કદાપી જુની હેરાનગતિઓ પાછી જાગૃત નહી કરવાની ઈચ્છાથીજ હતું. તેવણ કદાચ પોતાની મોહોરદારની પદવીથી શરમાતા હશે, પણ મારાં માયનું ખાનદાન કે પદવી પેહેલ્લી ગમે એવી હોય, પણ હું તેણીનો બેટો તેમની યાદી ઘણાં વાહાળ અને માન સહિત રાખતે. મેં એ વાત વધુ છેડી નહી, પણ માણુસની બ્યમાં આવતાં પુરતી ખબર મેલવવાનો મેં ઠેરાવ કરયો. સબબ, મને લાગુ કે એમ કરવાનો મારો હક છે.

"ટર્મો" અને તેમજ છુટીની મુદત એક પછી એક લપસી ગઈ, જ્યાં સુધી કે, નિશાળ છોડી જવાની ઉમરે હું પોંહોંતો. મારા ગુરૂ ભાઈઓ યુનીવરસિટીઓની અને તેમની ભવિષ્યની જીંદગીની ગોઠવણોની વાતો કરતા, અને મને લાગતું કે મારે પણ કયો માર્ગ લેવો–કયો ધંધો રોજગાર કરવો તે નક્કિ કરવાનો વખત આવ્યો હતો. મારી આખરી "ટર્મ" 'હારો'માં ભરવા જવા આગમચ મારા બાવા સાથ મારા ભવિષ્યનાં દોડ વીશેની વાત ચલાવાની હીમત કરી.

"હા;" તેવણ બોલ્યા જાણે એ કોઇ સાધારણ વિષય હોય તેમ–"હું ધારૂંચ કે, તમારે કોઇ ધંધો લેવો જોઇયે. તમો કૉલેજમાં જવાનો ઇરાદો રાખોચ, હું ધારૂંચ?" જાણે

એ ઠેરાવ મારીજ મરજી ઉપર મુલતવી હોય તેમ મને પુછયું.

"હું પેહેલ્લાં આરમારમાં જવાનું વલી લશકરી ચાકરી લેવાનો પણ એક વેળા વિચાર કરતો હતો. પણ હવે મને એ બંધેની પણ ઝાઝી દરકાર નથી. હું ધારૂંચ કે, મારે 'ઓકસફર્ડ' જવું સારૂં છે."

"ખચીત—અને ત્યાર પછી?"

"તમારે કાંઇ સુચવવાનું નથી શું, બાવા?"

"નહીં; તમારે પોતેજ પસંદ કરવું જોઇયે."

"ત્યારે હું ધારૂંચ કે અદાલત." "તેમજ થવા દેવો— તમો જો કિર્તી—લોભ રાખતા હોવો તો, તે તમારી તૃષ્ણાઓને તૃપ્ત કરવાને પુરતી વિશાળ જગ્યા છે; હું ધારૂંચ કે, એ ધંધામાં તમોને મદદ આપવાની કૌશલ્યતાઓ તમારામાં છે. તમો શુરા છો, તમારો દેખાવ અને સાહાદ સારો છે, તમો તર્ક કુશળતાથી અને મજબુતાઇથી વાદવિવાદ કરી શકશો—હા, તમોને અદાલત બરાબર પડશે."

હું 'આકસફર્ડ' ગયો ત્યાંની મારી જીંદગીને વર્ણવાની અગત્ય નથી. મેં સખ્ત મેહેનત લીધી, અને મારી મેહેનતનો અવેજ મેળવયો—મેં ઘણાક મિત્રો હાથ કીધા, અને મારી અટકલ મુજબ દુન્યામાં મેં ઘણી દાનાઈ લીધી. ત્યારબાદ ધંધે વળગવાની, અને તેમજ દ્રવ્ય અને કિર્તી મેલવવાની તૈયારીમાં રહયો. સઘળા વાસ્તવિક ચિત્તનાં લોકો મુજબ મારા મનમાં પણ આળસુ રહેવાનો વિચાર દાખલ થયોજ ન હતો. મારા બાવાની પુંજી કેટલી અને શું હતી

તેનો મને ખ્યાલ હતો નહી. હું જાણુતો હતો તેટલી હદ સુધી તો તેવણુને કોઇ જાગીરો કે સ્થાવર મીલકત તો એવી ન હતી, જે કોઈ પણ, "આ નોરિસનું" કરી દેખડાવી શકે. તેવણ મુશકેલે ગરીબ હોય, કારણકે, મારા 'કાળેજ'નો પગાર સારો પેટપૂર હતો, અને ખરચે લખલૂટ ખરચ કરવા હીમત આપવામાં નહી આવી હતી, પરંતુ આપણું રહેવાનું હમેશાં સાદુ હતું ખરૂં પણ તેનાં વહીવટ-માં ખરચની પાંતીથી કશી અગવડ કે કોતાઇ નહીં ચાલતી હતી. એ છતાં મારા પિતાને હું દ્રવ્યવાન નહીં લેખતો હતો, અને મારા ગુજારા સારૂં ધંધો કરવો પડશે એવુ મને લાગતું હતું. મેં થોડાંક માસ દ્વિપકલ્પમાં કાઢયાં, અને જે જે સઘળું હું જોવા ઇચ્છતો હતો તે જોયું અને 'ડેવનશાયર' પાછો ફર્યો,–એક પખવાડયું આરામ અને શાન્તીમાં ગુજારી ધધો શરૂ કરવાને આતુર બની લંડન ખાતે ઉપડયો.

એ કામમાં આગલ વધવામાં ઉત્કૃષ્ટ માર્ગ બતલાવે કરી મી૦ ગ્રેસની સલાહ હું લેવા ગયો. વકીલાતનો ધંધો ચલાવા માગુંછું એમ સાંભળી મી૦ ગ્રેસને બહુ રમુજ પડતી હોય એવું દીસયું.

"બહુ અધરી દોડ, મી૦ ફીલીપ," તેવણ બોલ્યા. "અધરૂં કહેવાનો મારો અર્થ એ કે, બહુ કઠણ આરોહણ તમોએ પસંદ કીધુંચ. જો આગમચનાં કરતાં વધુ મુકદમાં થવા લાગા છે તો, તેમ વેંહેચી જવાને વકીલો પણ વધ્યા છે. પણ તમો બાકીનાઓ સાથે તમારે પણ ચાન્સ લેવો જોઇયે."

એવણુની સારી મેહેનતે, મારાં ભવિષ્યનાં જ્ઞાનનું ઉપરનું ચોટયું જ્ઞાન મેળવવા સારૂં એક નામિચા વકીલ આગલ બેઠો. મારા બાવા પોતાનું એકાંતવાસ છોડી દઇ મારી સાથ શેહેરમાં આવે કરી એક બીજીવારનું યત્ન કીધું. હું હવે તેઓ સાથ તકરાર કરી શકતો કે સવાલ જવાબ કરી શકતો હતો—કારણ કે હું માણુસની વયે પુગો હતો—કે લગભગ તે પાયરીયે આવી પોંહોંતો હતો, તેથી મેં યત્ન કરી જોઇ પણુ કાંઇ વળ્યું નહીં. તેવણુનો અસ્વિકાર નિર્ણયદાયક હતો.

"તમો કયે ચેમ્બરસ (ન્યાયધીસની કોટડીઓ) બાડે લેવો તો ઠીક પડશે અને તેને તમારી મરજી મુજબના સરસામાનથી સણુગારજો. એક આબરૂદાર કલબમાં દાખલ થજો. એ સઘળામાં ગ્રેસ તમોને જોઇતી મદદ આપશે."

"ચેમ્બરોમાં રહેવું મોઘું પડશે, બાવા" હું શકથી બોલ્યો. "તમો કોઇ પણુ વાજબી રકમની હુંડી લખશો, તે મી૦ ગ્રેસ વગર અડચણે સ્વિકારશે, અને જો તમોએ તે હદની ઉપરાંત પગલું ભર્યું તો તેવણુ તમોને ખેંચી પણુ લેશે."

"શું તમે તેવો ખરચ આપી શકશો, બાવા?"

તેવણુના ચેહેરા ઉપર મુસકેરાટ ફરી વળયો. "હા, હું સેહેલાઇથી આપી શકીશ ફિલીપ. હું વરસોથી પૈસા બચાવતો—એકઠા કરતો આવ્યો છું, તેથી તમારે કાંઇ બીહવાની જરૂર નહીં, અને મને તમો વગર કોઇ નથી, મારા દીકરા." એ રીતે ફેસલો કરી હું શેહેર ગયો.

---

## પ્રકરણ ૫ મું.

## સુર્ય—બાળક.

'ચેમ્બરો' જે મને બહુજ પસંદ પડયાં તે 'અલ્બ માર્લ-સ્ત્રીટ'માંના હતા; પણ ભાડું એટલું મોઘું હતું કે તે ઠેરવ્યા આગમચ મી० ગ્રેસનું મત પુછવું મારા ધારવામાં બહેતર આવ્યું. મેં તે રકમ મી० ગ્રેસને કહી, અને હું જોઇ અચરત થયો કે તેવણે કરસી આનાકાની નહીં દેખડાવી. એ ઉપરથી વધુ હિમત ધરી તેના સામન સરંજામ વીશે વાત ચલાવી. "જો હું તે ઓરડાઓને મારી મરજી મુજબના સણગારૂં તો બહુ ખરચ થશે." હું તેવણનું મન જોવાની ઢબે બોલ્યો.

"આજના જુવાનીયાઓનો શોખ બહુ ખરચાળુ છે" મી० ગ્રેસ બોલ્યા.

"કેટલી રકમ તમો ધારોછ કે, ખરચવામાં હું વાજબી ગણાઇશ?" મૂળ મતલબ ઉપર આવતાં મેં પુછ્યું.

"મી० નારિસે કોઇ વિશેષ રકમ મને નથી લખી."

"નહીં, પણ તેઓએ એમ કહ્યુંછ જે, વાજબી હદ સુધીની કોઇબી રકમ. એમાંથી તમોને શું સમજ પડેછ, મી० ગ્રેસ?"

મી० ગ્રેસ એક પળ સુધી ગુચવણમાં પડયા. પરતુ એવણે એ પણ પ્રસંગે હાજર જવાબી થયા ખરા.

"મારે કહેવું જોઇએ કે," તેવણ સાવચેતિથી શબ્દો ચુટી બોલ્યા, "વાજબી રકમનો અર્થ એ કે ગેરવાજબી રકમ નહીં—ઉડાઉ ગણાય તેવી નહીં. દાખલા તરીકે, મારે તમોને એ કામ માટે વીસ પાઉન્ડ આપવા નહીં ઘટે."

આ તેવણનાં ખોલાસા ઉપર હું હસી પડયો. "હું બહુ મુશ્કેલ અવસ્થામાં આવી પડયોછ" તેવણે બોલવું જારી કીધું.

"તમારા બાવાની આજ્ઞાઓ રાખેતા મુજબના સ્પષ્ટ નથી. જ્યારે તમો તેવણની આવકથી જાણીતા હોવો તેવું દિસતું નથી, ત્યારે મારે કહેવું જોઈયે કે, તેવણ પૈસે ટકે સુખી છે, અને સઘળી આવક તેઓ ખરચમાં લેતા નથી; ગરચે એમ કહેતાં હું બીહું છું કે રખેને તેવણનો વિશ્વાસઘાત કરતો હોઉં. તેથી હાલના પ્રસંગ પ્રમાણે, હું ધારૂંછ કે સામાન સરંજામની બાબદમાં તમારી મરજી મુજબ તમારાથી કરાય."

મારા બાવા પૈસે ટકે સુખી છે એ ખબર મને બહુ સંતોશકારક થઈ હતી, અને એ ઉપરથી, મારા દિલને મારા બાવા વધુ ભેદ ભર્યા લાગ્યા અને એવો વિચાર આવ્યો જે એ ભેદવચનની કુંચી મી૦ ગ્રેસ મને આપી શકશે.

"મી૦ ગ્રેસ," હું બોલ્યો, "હું ચાહુંછ કે મારા બાવા વિષે જે કંઇ તમો જાણતા હો તે મને કહો."

તેઓ જરા ચમકયા અને મારૂં મૂખ જોવા લાગ્યાં. તેઓને માલમ તો પડયું કે એ સવાલ વ્યર્થ અચરતી લેખે નહીં, પણ ખરા ભાવથી પુછુંછું.

"મારાથી બની શકશે તેટલું હું કહીશ. તમો શું જાણવા ચાહોછ ?"

"કાંઇ તેવણના જુવાનીના દહાડા વીશેનું આ છેલ્લાં વીસ વર્ષથી શા માટે એવણ આવા કંગાલ સ્થળમાં રહ્યા હશે. શા માટે એઓ કોઈને મલતા ભેટતા નથી, અથવા એમને મિત્રો કે સગાં નથી, ? અને મારાં માય વિશે જાણતા હો તે સઘળું કહો." મી૦ એસ થોડીક પળ સુધી વિચાર કરતા થોભ્યા. ત્યાર પછી બોલ્યા, પણ રાબેતા મુજબ ધીરેથી અને સાવચેતીથી પ્રત્યેક શબ્દનો તોલ કરતા બોલ્યા પણ મેં જોયું કે એવણની ભભકવાળી રીત અને વાકયોનું પાછું-પાછું બોલવું આ વેળા ન હતું. સોવસા એવો અવશ્યની બાબદો ઉપર પોતાનાં ઘરાકો સાથે વાત કરતા હોય તે ઢબમાં આજે સાંભળતો હોઇશ. આ પળ સુધી હું સમજી નહીં શકયો હતો કે, એક હુસ્યાર વકીલ તરીકેની નામવરી એવણે શી રીતે મેલવી.

"મી૦ ફિલીપ," તેવણ બોલ્યા. મેં ઘણી વારંવાર વિચાર કીધો હતો જે, એવો વખત આવશે જે તમો આ સવાલો મને પુછશો, અને અચર્ત થતો હતો કે, તે વેળા હું શું જવાબ દઈશ. તમારા બાપ સાથનાં મારા સંબંધનાં પ્રમાણ મુજબ, હું ધારૂંચ કે, ખુલ્લાં દિલથી અને નિષ્કપટીપણાંથી બોલવું બેહેતર છે. મારે માત્ર થયલી બીનાં કહેવી, અને વિગતો અને તફસીલો તમારી નજરમાં આવે તેમ પુરજો. તમારા બાવાની રહેવાની રીત—યા ભેદ, જેમ તમોને તેમજ મને, નહીં સમજાયે એવો છે; અને ખોલાસા તરીકે શુરૂઆતમાંજ. મી૦ નૉરિસ એક વિચિત્ર પુરૂષ છે, એ

પ્રતિજ્ઞા આપણે કબુલ કરવી જોઇયે—એવણ ઘણી વિષયો-માં બીજાઓથી જુદા છે. તેવણના અગણુતિ ભલા—નેક ગુણો એવી પુરતી રીતે પિછાણુંછું, અને સ્તુતી કરૂંછું કે, જે વિશેષ ગુણોએ એવણુની જીંદગી બીગાડી તે ગુણો હું જો બોલું તો, તમારે એમ નહીં સમજવું જે, હું તેવણુની નિંદા કરૂંછ. એક અમુક હદ સુધીની સખતાઇ, અને પોતાનેજ રસ્તે ચાલવાનું પોતાનીજ રીતપર વળગી રહેવાના ઠેરાવ, અપાતી સઘળી સલાહો તરફ બેદરકાર, અને તે સાથે દુન્યા-નાં મત્ત—વિચારના પ્રત્યેક દમની તિવ્ર લાગણી રાખનાર શીઘ્રસૂચક પ્રકૃતિ રાખે છે. જ્યાં વેહમ અને અણવિશ્વાસ રાખવાની જગ્યા ત્યાં પુરવિશ્વાસ રાખનાર હતા, કારણ કે તેવણુની અક્કલે તેવણુને કહ્યું કે એ જગ્યો ઉપર વિશ્વાસ ઘટિત છે—પરંતુ જો એકવારનાં ઠગાયા તો કદી ભુલે નહીં, કે ક્ષમા ન કરે. એક મગરૂર પરૂષ, જેને હારી, એટલે મોહોત, અને તે સાથે દુન્યાની સામે આવવા માટે અને પોતાને પોંહોંચેલા નુકસાન અને ખોટ પાછી હાથ કરવામાં અવસ્ય છે તે મનની દઢતા —બળની ખૂટ હું બહુ સ્પષ્ટ રીતે બોલુંછું, મી૦ ફિલીપ, પણ હુ ધારૂંછ કે, સુદ્ધ બોલુંછ."

મી૦ ગ્રેસે વર્ણેલા ઉપલાં લક્ષણોમાનાં થોડાં ઘણાંતો મેં પિછાણ્યાં, અને જે હજી મેં નહીં જોયલાં હતાં તેમાં એ વકીલનો શબ્દ લેવા સારૂં તૈયાર હતો, તેથી મેં "હા"નું ડોકયું કીધું. "વારૂં, ત્યારે આપણ ધારયે કે—માત્ર ધારયે કરીજ કહુંચ હું! કારણ કે વિગતોતો તમારેજ પુરવી પડ-શે—મી૦ નારિસનું મેં જે વર્ણન આપ્યું તેવું માણસ તેનાં

વિચાર પ્રમાણે તેની જુવાન–વ્યવસ્થામાં પોતાને મોટો વિ-
નાશ પોંહોંચેલો જોય; જે વસ્તુને પોતા સારૂં પરમસુખ લાવ-
નારી લેખી હોય, પણ તેનાં અવેજમાં તેનું સુખ નાશ કીધું
હોય તો શું કરે ! ફરયાદ ઉઠાવવાને તો તે બહુ મગરૂર;
આપણ કહીશું કે તેનાં પર વીતેલી કમનશીબીનાં છાંયડા તલે
આવેલો બાપડો, દુન્યાને હિંમતથી પોતાનો ચેહરો દેખાડવાને
બહુ નબલા મનનો હોવો જોઇયે. વધુ તરફડયાં મારવાને,
વધુ પ્રયત્ન કરવાને ઘણોજ નાચાર અને દબાઇ ગયલો હોવો
જોઇયે. તેવું માણસ દુન્યાથી કંટાલી જઈ દુન્યાથી પોતાનું
મોહડું ફેરવેછ—પોતાની મુછ મરડેછ; પણ તેનાં સાદ તર
ફની તે પુરૂષની મનોભાવનાં તેને એવી જગ્યો ઉપર લઇ
જાય છે કે, જ્યાં તે તેણીનો (દુન્યાંનો) સાદ સાંભળી શકેજ
નહીં. દુન્યાને પોતા સોડેથી તે પસાર થવા દે છે, તેની
વધુ વખત દરકાર નથી કરતો, તેણીને પોતાનીજ યુક્તીઓ
ઉપર મેળી દિયે છે; સેવટે એવી એકાંત બેચેન જીંદગી ભો-
ગવે છ, જેનો ખ્યાલજ માત્ર મારા જેવા ધંધાદારીને કંપારી
છુટારેછ. હવે, જે કાંઈ કહેવા લાયકની ન હતી, તે કહ્યા
વીનાં બની શકતું સઘળું બોલી ચુકો."

થોડોક વાર સુધી હું ઉંડા વિચારમાં બેસી રહ્યો. મનસે
અચેત થવા લાગ્યો કે, આવા એક પુરૂષની જીંદગી બીગાડનાર
નામુરાદી અને વિનાશ શાનો હશે. મી૦ ગ્રેસ કાંઈ વધુ
બોલ્યા નહીં.

"પણ મારી માતા ?" મેં પુછ્યું.

"મેં તમારી માતાને કેવળ જોયાં નથી."

"તેવણ કોણ હતાં? તેવણનું નાંમ શું હતું?" "તે હું તમોને કહી શકતો નથી;" મી૦ ગ્રેસે ટુંકમાં ઉતર વાળ્યો. "મારા બાવા તેવણને ઘણાં હેતથી ચાહાતા હતા?"

"ઘણાંજ હેતથી હું માનુંછ. તેમની ટુંકી પરણેતર જીદગી સેવટ સુધીની સુખી હતી."

"જ્યાં સુધી તેવણ સ્વર્ગવાસી થયાં ત્યાં સુધી?"

"હા; તેવણ મરણ પામ્યાં ત્યાં સુધી." મી૦ ગ્રેસ પાછું બોલ્યા.

મારી વાહાળી માતા, જેણી આવા યુવાન અવસ્થામાં મર્ણ પામી, તેમનાં વિશેનાં સમાચાર, કોઈ ચોકસાઈથી આપી ન શકતું, એ કહેવું વિચિત્ર!!!

હું મી૦ ગ્રેસનાં ઘરથી નીકળ્યો; ઉપલી મુલાકાતથી મારા કુટુંબ બાબેનું કંઈ વધુ ગ્નાન હું મેળવી નહીં શકયો હતો. એ વેળા માત્ર મારા બાપનું આતમતત્વવિધાન્ગ વર્ણન સાંભળ્યું, અને ખાત્રીપુર્વક જાણમાં આવ્યું જે, તેવો દ્રવ્યવાન હતા. એટલુંજ પણ હાલ તો મારા બાપની જીંદગીનાં ભેદ-વચનનાં કરતાં બીજી અને વધુ સંતોષકારક પદાર્થોનો મારે વિચાર કરવાનો હતો. મારી જુવાની અને લંડનની જીંદગી અનુકૂળ કૃપા દૃષ્ટિમાં માંડતો હતો. આલ્બમાર્લે સ્ટ્રીટમાંની કોટડીઓ ભાડે લીધી અને એક પ્રસિદ્ધ થયલા સામાન—સરંજામનાં કારખાનાંનો એક અતિ સુધરેલો અને પ્રવીણ ગ્રહસ્થ, જેની આંગળી ઉપર ઘર સંસારી હુન્નર અને નવી કલ્પનાંની ગોઠવણીયોની ટીપ હતી, તે ગ્રહસ્થની મદદ અને સલાહ સાથે તે કોટડીઓએ

તો અતિ આનંદકારક દેખાવ આપ્યો. એજ અયામમાં બહુ થોડાં લોકો ઓગણીસમી સદીની તિરસ્કારી ભરી રંત—ઢબ-માંથી બાહાર હળવેથી સસરી નિકળતાં હતાં, અને આ નવી નિશ્ચલ નિયમો પિછાંણુનારાઓ અને મનમાં ઉત રનારાંઓમાં હું પેહેલ્લો નિકળ્યો કરી ગર્વ લેવા લાગ્યો. જે પૈસા મી૦ એસ પાસ ઉપાડવાની અગત જોઈ તેનો સરવાળો જોતાં હું લગાર બીધો, પણ તે ગ્રહસ્થે તો આપતાં જરાબી આનાં-કાની દેખડાવી નહીં. એવણુનો વડો છોકરો જે આજે આશરે ૪૦ વર્ષની વયે પુગેલો હતો અને ઉગતો 'બારીસ્ટર' હતો તેને એક અતિમાનપૂર્વક, નિષ્કલંક નિયમો વાળી સદાચરણી કલબ, જ્યાં કાયદાનું મૂળતત્વ પ્રબળ થયું હતું, ત્યાંનો મને સભાસદ લેખે નિમણૂક કરી; અને એક જુનાં 'કૉલે-જ'—મિત્રનાં આશ્રય હેઠળ મારૂં નામ બીજી એક કલબમાં પણ નોંધાયું, જેનો બાંધો વધુ હલકા, વધુ રમુજી, અને કદાપિ વધુ ભયાનક તત્વોનો બનેલો હતો. થોડાંજ અઠવાડયાંમાં, મારા નવાં ઘરમાં પુર્ણુ સ્થાપિત થયો. વકીલાટપણું શિ-ખવું એ કાંઇ બહુ અઘરૂં કામ નહીં હતું, અને જો કે એ કામમાં જે કંઈ અવશ્યનું હોય તે પુણું કરી મારૂં અંતઃર ણામો સ્વચ્છ રાખતો. અદ્યાપિ મારી ગમત સારૂં મને પુરતો વખત મલતો. મેં થોડીજ મુદ્દતમાં ઘણાંક સંગે પિછાણુત પાડી અને થોડાક મિત્રો સંપાદન કીધા. એ મિત્રોમાં એક વિમર નામનો હતો—આસરે બે વર્ષ મારા કરતાં વડો હતો—જેના ઘણા વિચારો મારા વિચારો સાથે મલતા આવતા હતા અને જેની હું છપો કરતો હતો કે અત્યાર સુધીમાંજ, બે

યા ત્રણુ વિદ્યા સંબંધી પ્રયત્નો સફળ ઉતારી હતી જે ભવિષ્યમાં વધુ મહાન કામો કરાવાની કબુલાત આપતી હતી. એક દિને રાત્રે આસરે સાડા અગીયાર કલાકે હું એ પુરૂષના ઓરડામાં એની ચતુરાઇભરી વાતચીત સાંભળતો બેઠો હતો તેવામાં બારણું ઉઘડયું અને મી૦ એસ્ટમિયરની આવ્યાની માણસે ખબર આપી. વિગરે, એ ભેટ લેવા આવનારને ઉત્સાહ પૂર્વક આદરસત્કાર આપવા ઉઠયો. એ ઉંચો જુવાનીયો દાખલ થયો.

"કેમ વાલેનટાઇન, મારા છોકરા, હું તમોને જોઇ બહુ ખુશ છું—હમેશના પેઠેજ સોહામણા અને દીસ! તમો ક્યાં ગયા હતા?"

ઉપલા બંને મિત્રોએ ખરાભાવથી હાથ મેલવ્યા.

"હમણાંજ નાટકશાળાથી પાછો ફરયો," નવા આવનારે ઉતર વાળ્યો. જેને સંધ્યાકાળનાં પોશાક ઉપર એક હલકો ઝભો ઓરવયો હતો, "તમારા ઓરડાનો દીવો જાગૃત જોયો ત પરથી મેં ધાર્યું જે તમો એક ચીરૂટ અને એક ગલાસ દારૂનો આપશો."

"તમારી તર્કો ખરી હતી, હું આપીસ. પણ પહેલાં તમો બંનેને એકેક સાથ ઓલખાણ કરાવું. મી૦ એસ્ટમિયર—મી૦ નારિસ."

એસ્ટમીયરે પોતાનો ખુશ મુખડો મારા ભણી ફેરવ્યો અને હાથ લંબાવ્યો એ પછી ઝભો કાઢી બાજુએ ફેંકયો, ટોપી સેરવી દીધી અને જાણે પોતાના ઘરમાં હોય તેમ ઘણીજ આરામ આપનારી ખુરશી જોઇ બેસી ગયો.

એ ઉંચો સારી બાંધણીનો આસરે વીસેક વર્ષની વયનો જુવાનીયો હતો. તેના બાળ ભુરા અને આંખો બલુ હતી. હું વારવાર અચરત થતો હતો કે વાલેન ટાઇન એસ્ટમિયરને એવી તે શું વિશેશ ખુબી હશે જે એ પુરૂષની હાજરી ગમે એવાં પારકાં કે અંજાણ્યાના મનમાં પણ એક ક્ષણ-વારમાં હર્ષ અને કૃપાળુ વિચારો ઉત્પન્ન કરે છે. હું એટલું તો કહી શકું છ કે એ છોકરો સોહામણો હતો. હું તેનાં બાલ, આખ, નાંખ, કપાળ, ચામડીનો રંગ ઇત્યાદી, સામટા દેખાવનું વર્ણન આપી શકું, પણ તેની રીતભાત—વર્તણુક અવર્ણનિય છે. એમ કદાપિ હોય, કે એના ફીલી, તેનાં કેવળ સ્વભાવિકપણાંમાં હતી. જે મોહનાં મલકાટ સાથે તે 'સાહેબ મેહેરબાન' કરતો, તે મલકાટ બીજાઓનાં કરતાં વધુ સચ્ચાઈભર્યો દિસતો; જો તમો તેનાં મિત્ર હોવો તો તેનો એ મલકાટ ખરાભાવનો—ખરા જીગરનો છે કરી સમજજો, કારણકે તે તમોને ચાહે છે; જો તમો અજાણ્યા હોવો, તો પણ એ મલકાટ ખરા ભાવનો સમજજો, કારણ કે તે મનુષ્ય જાતિને એક સમાજ લેખે ચાહનારો છે, અને કોઇ પણ આસામીને મળયા-ભેટવા તે ખુશી થનારો છે. શત્રુઓને માટે પુછો તો, તેને એકુ પણ શત્રુ હોયલો મેં જાણ્યો નથી. એનાં કરતાં વધુ પ્રતાપિ હજારો પુરૂષો—જેમનાં શબ્દો સાંભળવા લાયકનાં હોય—તેમને મેં જોયા હશે—હજારો, જેમની પ્રવિણતા વધુ મ્હોટી હશે, તેવાં સાથ મળયો હોઇશ—પણ કોઇક ખુબીની અક્ષેશ વાલેનટાઇન એસ્ટમિયર ધરાવતો હતો, તે કોઇ બીજામાં મારા દિઠામાં ન'' આવી—માણ-

સોનું હેત અને તેમની પસંદગી ઝીતી લેવાની શક્તિ, મે કોઇને એવી ધરાવતાં દિઠી નથી. એ બધું છતાં, જો આપણુ એમ સમજીએ તો--માણુસનુ હેત—પ્રિત ઝીતવી, એ ખરી ફતેહ છે. એને મુકાબલે સ્ત્રીઓની પ્રિતીની ઝીત, વધુ સહેલી ફતેહ છે. એ પુરૂષનો સાદ અતિ ખુશ—આનંદદાયક હતો, જેવો કે મેં કદી આગમચ સાંભળ્યો ન હતો, મોટાં કે નાનાં સાથે, જુવાન કે ઘરડા સાથે એક સાં– તેની વાતચીત કરવાની રંગીલી નીરંકુશ ઢબ, કોઇને નહીં તો મને ખચિત આનંદનો વહેતો ઝરો હતો.

અલબતાં એ ઉપલાં મારાં નિર્બળ વર્ણનમાં હુ અતિઘણું આગળથી બોલી જાઉંછું. આ ઘડીએ તો જ્યારે વિગરનાં ઓરડામાં દાખલ થયો ત્યારે બીજા સઘળાંના પેઠે હું પણ તેની તરફ ખેંચાયો, અને મને તે વેળા વિચાર આવ્યો હતો, યાદ છે, કે વિગરે હસતાં હસતાં વાલેનટાઇનને "સોહામણો અને દીસ!" કરી જે કહ્યો હતો તે કંઈ ટકા ચઢાવ્યા ન હતા. ખરેખર મારા વિચારો પાછા ફરી "પ્રેસકૉટસ કૉનકવેસ્ટ ઑફ મેકસીકો"ની ચોપડી ઉપર દોડયા, આલવારાડો એનાં સરીખોજ હોવો જોઇયે, એવું સ્વરૂપ મારા મનમાં આણ્યું અને તેને 'સુર્ય—બાળક'નું નામ શા માટે અપાયું હતું તેની મને ખુલ્લી સમજ પડી. પરંતુ એ યુવાન પુરૂષ અનિવાર્ય ખામી વગરના ઉજલા અને કાળા પોશાકમાં રાએતા મુજબની નાટકશાળા પછીની રૂચીથી બીડીનો ફુંકારો ફુંકતો બેઠો હતો. તેના અને તેના જેવા ભાઈબંધના લેબાસમાં કાંઈ ફરક નહીં હતો, શીવાય હાલના વખતમાં પુરૂષો પહેરે તે કરતાં વધુ ઝવેરાત

પહેરયું હતું—કેટલીક સારી ખુબસુરત વીંટીઓ તેની આંગળી ઉપર ચળકતી હતી. કોઈ પણ રીતે એ જરિયાન બીજાંનાં અંગનાં કરતાં વાલેનટાઇન એસ્ટમિયરનાં અંગ ઉપર, લાયકની જગ્યોએ હોય તેમ શોભતું અને બાધ્ય દીસતું હતું. તે એવો હતો જે તમામ દુનીયાનું જરીયાન તેને નકલી હલકો પુરૂષ કે ભૂમિતેલ શાહજાદો નહીં કરી શકે.

"હવે, એસ્ટમિયર," વીગર બોલ્યો, "આટલા માસથી તમો શું કરતા હતા તે હમોને જણાવો."

"એક શેઠાણીને લુટી બીજી શેઠાણીને શણગારતો હતો. એકના પોશાકની કરચલી બીજીને ખુબસુરતી આપવાને અર્થે હાથ કરવાની યત્નમાં હતો."

"મહેરબાની કરી સહેલી ગદ્યની ઈબારતમાં બોલો, કવીતા અને ભાડેની ગાડી એ બંને એક નહીં થઇ શકે. એ ઉપરાંત બાપડા નારિસને તમારા ખીલતા ઉત્પેક્ષા લકારથી બીધરાવો છો."

"હું હુનરને ખાતર ખુદરત સાથ હતો—વળી હુનરને કુદરતમાં બદલવાની પણ યત્ન કરતો હતો."

"એ વળી તેનાં કરતાં દુર્ગમ્ય બોલ્યા."

"ત્યારે તમારી બુદ્ધિના વિસ્તાર પ્રમાણનાં શબ્દોમાં કહું તો હું કર્નવૉલમાં સમુદ્રનું ચિત્ર ઉતારવા ગયો હતો."

"ત્યારે ચિતારા થવાની તમારી મજબુત ધારણા છે ?"

"અલબત, આજે હું પેલા વેપારી સૉલોમાન પાસ ગયો હતો અને અરસપરસ લાભકારક ગોઠવણના ઈરાદા સાથ

થોડાક મારા ચિતારનાં કકડા તેને લાવી આપવાની માંગણી કીધી."

"એ તો તમોએ સાલેમન ઉપર કૃપા કરી. તેને શુ કહ્યું?"

એસ્ટમિયર ખડખડ હસી પડયો. "તેવણ તો બોલ્યા જે, કદી જનમમાં તેઓ એવા નિરાસ નહીં થયા હતા!"

"શું ચિતાર એવા ખરાબ હતા?"

"નહીં; તે ચિત્રો એવણે જોયા પણ નથી. હું તે બડલ મારી સાથ ઘસડી લઈ જઈ ન શકયો, તેથી તેની સાથ વાયદો કરવાનું બહેતર ધાર્યું. તે ઘરડો લુચ્ચો તો કંઇ નમવા લાગો, કંઈ વાંકો વલી સલામ કરવા લાગો અને માળપર આવવાની મને વીનંતી કરી, મને 'શેઠયા સાહેબ' કરી પણ કહ્યું, હું ધારૂંછ. જ્યારે મે ભેદ ખોલ્યો કે હું એક જુવાનીઓ કિસ્મી છું ત્યારે તેનો ચહેરો તમારે જોવો જોઇતો હતો. 'હું ઠગાયો;' તે મનસે બબડવા લાગ્યો; 'હું ધારતો હતોજી કે, તમો ચિત્રો ચિતરવાના કરતાં ચિત્રો અને તસ્વીરો વેચાતી લેનાર છો.'"

"બહુ ફુસલામણીનાં પણ હિમત છોડાવનારા શબ્દો. તેથી તમે આપ-લે કરી નહીં શકયા?"

"નહીં, તે તો કાંઈ નહીં બન્યું. બહુ સારૂ થયું, હું યાહુદીઓને ધિઃક્કારૂંછ. તમો મારી વીંટીઓને જોયા કરોછ, મી૰ નારિસ." મારી તરફ ફરી એ છોકરો બોલ્યો મારો ચહેરો લાલચોળ થઇ ગયો અને હુ મુર્ખ બનગો હોઉં તેવું મને લાગું એ છોકરાએ યાહુદીનું નામ દેતાં હાથ હીલવ્યા

હતા અને બીડીના ધુમાડામાં વીંટીના હીરા આંજી નાખે તેવા ઝલકી રહ્યા હતા.

"વાલેનટાઈનનાં હાથ આશ્રમ કરતા—માથાકુટ કરતા ચિતારાનાં હાથ જેવાજ લાગેછ નહીં ?" વિગરે મોહાસભરી ટકોર ચલાવી.

"હું જાણુંચ; હું એ વિષે અતીશય શરમિંદો છું." વાલેનટાઇન લગભગ નમનતાઇથી બોલ્યો. "પણ હુ નાચાર છુ, એ યાતો પ્રકૃતિને લગતી એક ખોડ છે કે અથવા તો ચલકતી પદાર્થો માટેનો બેહદ વાહાલ છે. એ સવળું કોરે મુકતાં, જગમાં નિલમ કરતા સુદર બીજી કોઇ વસ્તુ હોઈ શકે ?"

"એક નાજનીનની ચશ્મો." વિગરે સુચવ્યુ.

"કદાચ તેમ હોય; પણ મેં હજી તેવી ચશ્મો જોઇ નથી, જ્યારે જોઇશ ત્યારે પગ તલે પડી પુંજા કરીશ, ત્યાં સુધી વિગર કહે છે તેમ, 'ચકચકીત ફુલ ફટાકયાં રમકડાં પેહરવા ખાતર મને ગરીબ કરીશ.'"

"કોઇ બીજું તમારી જગ્યોએ હોય તો ભયંકર દૂત દિસે!" વિગર બબડયો, "અને કેટલે સાનમાં મુકાશે એવો વિચાર સામા મનુષ્યને સુચવે પણ ગમે એમ એ સણગારો તમારા અંગ ઉપર સાહજિક દિસે છે. તમારા ખાસ ખુબસુરત ઘાટને અનુસરતું થઇ પડે છે."

એસ્ટમિયરે પોતાનાં મિત્રની મજાક મશ્કેરી બહુ ખુશ સ્વભાવે સાંભળ્યા કરી અને પોતાની નબળાઇનો બચાવ નહીં કરયો પણ ખુલ્લાં દિલથી તે કબુલ કરી. "હવે કાંઇ ગાઇ

સંભળાવો." વિગર બોલ્યો, જે ગાયનનો બહુ શોખીન હતો અને એનો ઓરડો એક રાગ માળાની હાજરીથી વડાઇ લેતો હતો. ખોડખાંપણ માટે રાબેતા મુજબ મારી માગ્યા વિના કે ભારખમ થવા વિના એક બોલે ઉઠી તાબે થયો. તેને ઘણીજ લાગણી અને રૂચિ સાથે બે ગરબી ગાઇ. તેના સાદમાં જોકે અજબ થવા જેવું કાંઇ ન હતું, પરંતુ બહુ સારી રીતે તરબિયત થયલો રાગ હતો. એ પછી થોડાક સુગમ્ય નાટકનાં ગાયણો ગાવા બાદ, રાગમાળાનાં ટૂળને ચકરાવો ખવડાવી હમો ભણી ફરી બેઠો, અને ચિત્રો ઉતારવા માટેની પોતાની મુસાફરીમાંની થોડીક ટુક કાહાણી કહી. તેની વૃતાંતો, અનુકરણો અને નકલો એવાં નવાં અને અપૂર્વ હતાં, કે હું મનમાં વિગર અને તેના મિત્રની ઈર્ષા કરવા લાગ્યો.

"મારે હવે દોડી જવું જોઇયે," તે બોલ્યો. મારી માય મારી વાટ જુવે છે. તમો મારે રસ્તેથી જનાર છો મી૦ નૉરિસ? તેવું હોય તો મારી ગાડીમાં જગ્યા છે."

"લખલુટયો જુવાન ભીખારી!" વિગર પોકારી ઉઠયો. "આ સઘળો વખત ગાડીને ઠોબાવી રાખીચ, અને ભાડું ચ્હાડવેછ! તમે દોલતમાં ગબડો છે કે શું, નિકળો જ્યાંથી એકદમ!"

એની માય વાટ જુએ છે, એ શબ્દો સાંભળતાં મને રમુજ ઉપજી. થોડાજ એની વયના જુવાન્યાઓ એ વાત બોલે. એસ્ટમિયરનાં મનસે જાણે એ વાત બહુ સાધારણ હોય તેમ બોલ્યો હું તેની સાથ નહીં ગયો, મારૂં સ્થળ વિગરની પડો-

સમાંજ હતુ, અને આજ રાતનાં મારા નવા સોબતીમાં એટલી કાલજી પેદા થઇ હતી કે, એનાં વીશે કંઈ વધુ જાણવા ચાહતો હતો. વિગરને પાછી જલદી ભેટ આપવાની કબુલાત આપી તે હમોને છોડી ચાલ્યો, અને મારા મનસે તેની પાછળ બારણું બંધ થવા પછી ઓરડામાં અંધારૂ થયું હોય તેવું દિસ્યું.

"એવણ કોણ?" મેં પુછ્યું.

"વાલેનટાઈન એસ્ટમિયર—દરેકનો ઘણોજ માનીતો. તમોને એ છોકરાને પસંદ કર્યા વિના ચાલશે નહીં. એ પોતાની માતા લેડી એસ્ટમિયર સાથ, સેન્ટ જૉન્સ ઉડ'માં રેહે છે."

"એ લોક દ્રવ્યવાન છે શું?"

"ચાર પૈસે સુખી છે, હું ધારૂં છું. અગરજો વાલેનટાઈન હુન્નરથી કાંઈ કમાવા ચાહાતો હોય તો, એની પુંજી એને જોઈયે તે કરતાં વધુ છે."

"એવણનો બાપ શું જીવતો છે?"

"મરણ પામ્યો છે——ઘણાં વર્ષો ઉપર, હું ધારૂં છું. કોણ જાણે કયા ખાનદાનનો એસ્ટમિયર તે કહેવાતો હતો."

"ત્યારે તે પોતાનો ઈલકાબ કાં નહીં ધારણ કરતો?"

"એનો એક વડો ભાઇ છે, હું ધારૂં છું; પણ એની ખાનગી બીનાંથી હું વાકેફ નથી; હું માત્ર વાલેનટાઈનનેજ ઓળખું છું. એ તો રહ્યું, પણ મી૦ નારિસ, એ છોકરો તમારી પિછાણુતને લાયકનું માણુસ છે. લેશભાર એની સોબ-

તમાં નુકશાન નથી, અને એની હાજરીમાં તમારૂ ખેદયુક્ત મિજાજ દેખાડવાનું હું તુચ્છકારૂં છું."

"હું ચાહુ છું કે તમો એવણને મારે ઘેર લઇ આવો."

"હું તેમ કરીશ. તમો ખાણાં ઉપર કે ચાહ ઉપર મને નોતરૂં દેજો, અને હું એસ્ટમિયરને સાથે લઇ આવીશ."

પણ દૈવજોગે બીજેજ દિને એસ્ટમિયરને હું વિહારસ્થાનમાં મળ્યો, તેથી તેવણને મેજ મારી તરફનું નોતરૂં દીધું. તે નોતરૂં ખુશીથી કબુલ કીધું, અને તે દહાડા પછી વારંવાર સાંજ સાંજના મારે ત્યાં આવતો જતો. વિગર વાજબી બોલ્યો હતો——એ છોકરો બરાબર મારો જોડયો હતો—— અને એમ પણ કહેવાય કે, હું પણ તેને લાયકનો જોડયો થઇ પડયો.

કદાપિ આપણ દરેકનાં ઘણાંક જુદાં જુદાં લક્ષણોએ આપણને એક બીજાં તરફ ખેંચ્યા અને આપણું મન હર્યું.

વાંચનારા! મેં એકવાર તમો પાસે મને સુખા લેખે ગણાવ્યો હતો; તેમજ હતો, પણ અલબત મ્હારી બચગીમાં ગુજારેલી એકાંત જીંદગીઓ, મારી રીતભાતોના કોઇ કોઇવાર વિચારવંત અને ઉદાસી સ્વભાવનો કીધો હતો. હળવે હળવે હવામાંથી બ્હાર નીકળતો હોવું તેવું લાગ્યું; પરંતુ હજી પણ કોઇ કોઇવાર, ખ્વાબ જેવા તુરંગી ખ્યાલોમાં પડતો હતો; અથવા બીજા શબ્દોમાં કહીયે તો, મારી આગમજની એકાંત કાળની સ્મરણ યાદીઓ, અથવા મારા હાલનાં એકલાંપણાંનાં વિચારો હતા; કારણ કે સઘળું છતાં, મારા બાપ

વતરોગે કોઈ પણ દુન્યામાં એવું નહીં હતું, જેની સાથ કોઈ સગાઇનો દાવો રાખી શકું.

એ મુખ્ય વખતે એસ્ટમિયર, એ મારી ભિત્તરની મોટી જીજ્ઞાસા પુરી પાડતો હતો; સર્વદા રમુજી અને આશાબંધ અને પોતાની ખુશ પ્રકૃતિનો ભાગ, સાંમેનાં પારકાંઓને આપવાની અજબ સરખી શક્તિ ધરાવતો હતો——એનાં કરતાં સારો, અને ચાહાવાલાયક સોબતી હું પેદા નહીં કરી શકતે. તેને મિત્રોનું ટોળું ને ટોળું હતું, પણ ટુંક અરસામાં જાણીને હું બહુ ખુશી અને સુખી થયો કે તે સઘળાંઓમાંથી વાલેનટાઇને મને ચુંટી કાઢયો હતો, અને હું તેની ખાનગી વાતોનું પસંદ કીધેલું બારદાન હતો. મારો તો વિશ્વાસ તેને તરત મેળવી લીધો હતો. જેવો વાલેનટાઇનને તમારો મિત્ર કરશો, કે લાગલો તમારો સઘળો ભેદ તેને કહી દેશો, એવો પુરૂષ તે હતો. થોડાંજ અઠવાડયાંમાં મારાં મનને લાગવા માંડયું કે મેં મારી પેહેલ્લી—કદાપિ મર્ણ સુધીની—દોસ્તી બાંધી હતી, અને જ્યારે હું એસ્ટમિયર સાથ હોવું ત્યારે બાઇબલમાંનાં દેવીડ અને જોનાથાન વચ્ચેની સગાઇ કાંઇક સમજી શકતો.

## પ્રકરણ ૬ ઠું.

### એક સફળ પામેલો ચિતારો.

મને એસ્ટમિયર સાથની પેહેલી પીછાણ પડી તેનાં પંદર વાડયાં પછી, અને આપણ વચ્ચે ધાડી મિત્રાચારી બાઝી તે આગમજ, હું એક દિને અલબમાર્લ સ્ત્રીટમાંનાં 'ચેમબ્રસ' મા મારા નાંસતા ઉપર રીબતો હતો. ગાંમડાંઓ વીશેનું બોલાતું ખરૂં છે તોપણ હું કહુંછ કે જો તમો સારૂં દામ આપો તો પશ્ચિમ લંડનમાં જેવું નવું દુધ, ચીકાશ ભરી મલાઈ —દહી, તાજાં ઇડાં, સારૂં માખણ, અને સર્વથી સઘળી સ્વાદિષ્ઠ ખાવાની પદાર્થો સંપાદન કરી શકો તેનાં કરતાં વધુ સારૂં—તાજું અને સોજું તમોને કેથેથી મલે નહીં. સઘળી પદાર્થોમાંની ઉત્કૃષ્ઠ વસ્તુઓ શેહેરનાં મુખ્ય બજારમાં જાય છે; જે સ્વાદ અને મઝાથી તમો તે શેહેરની વડાઈભરી ઉત્પતિયો ખાવો છો, તે સ્વાદ તેઓની સ્વભાવિક ખુબી નથી, પણ ઘણીખરી તાજી હવાથી ઉતપન્ન થયેલી હોંઆ છે. હું ખચિત ગામડેનો ઉધરેલોછું, અને એની મને વધુ પિછાણુત હોવી જોઈએ તેથી એ વિષયમાં બોલવાનો મારો હક છે.

મેં આગમજ કહ્યું તેમ મારી નાંસતાની ટેબલ ઊપર હું રીબતો હતો, હળવે હળવે કાફીનો ગોટ મોઢાંમાં લેતો, બા- ડીનો વિચાર કરતો હતો, પણ એમ કરતાં જરા જરા વારે મારી સામે પડેલા એક પત્ર ઉપર નજર કરતો જતો હતો —એવું કાગળ, કે જેને કેવળ વિસ્મિત કરયો હતો. મારી

લાગણીઓ તમો સમજવા ખાતર મારી સાથે તમારે તે કાગળ વાંચવું અવશ્ય છે.

"મારા પ્યારા ફ્રિલીપ."

"મને કોઈ પ્રકારનું દુઃખ કે દરદ થવું એવું અસાધારણ છે કે, થોડા દિવસથી મારી તબિએત સારી નથી એવું સાંભળતાં તમો અચરત થશો—એટલા સુધી કે, વૈદને તેડવાની મને ખરેખર અગત્ય દિસી. પણ તેનું આપેલું મત સાંભળી તમો અજબ નહીં થશો. બીજાં કાઈ પણ ઓસડનાં કરતાં રહેવાનાં સ્થળ અને રીતીનો ફેરફાર સુચવયો છે, કાંકે મારૂં દરદ હૃદયને લગતું છે. એમ સુચવવામાં તે ખરો હોવો જોઇએ, કારણ કે એકદમ મને બીજી ભૂમિયોનો દેખાવ જોવાની ઉત્કંઠા પેદા થઈ. કદાપી, સ્કુલ જવા આગમચ તમોને જેવું લાગતું હતું તેવુંજ મને પણ લાગવા માંડયું. એમ પણ હોય કે કદાચ કે હું વધુ અક્કલ લેતો થયોચ; ગમે તેમ હોવો, પણ ડાકટરે સુચવેલા માર્ગ ઉપર ચાલવાનો અને થોડાક દિન મુસાફરી કરવાનો મેં ઠેડાવ કીધોચ. હું ધારૂંછું કે, દુન્યા અતરાફ એક ચક્કર મારી આવીં તો સારૂં—આવતા બુધવારે હું નિયુ-યાર્ક ખાતે ઉપડીશ. મને 'ગુડ બાઈ' કરવા લિવરપુલમાં મળશો? સોમવારને દિને 'આડેલફી–હોટેલ' પોંહોંચીશ.

"હું, છું તમારો પ્યારો બાપ
નારિસ."

એ ઉપલા કાગલમાં આવેલા નવાઈ સમાચાર વાંચી સ્પષ્ટ સમજ્યું, તે પેહેલાં તો હું મોટે હસવા પડયો. એવા

સ્થિતીનાં અવિવેકપણાંએ મને અનિવાર્ય જોરથી અચરત કરયો. જે માણુસ આજ વીસ વર્ષથી પોતાનાં એકાંત ખુણે આવેલાં ઘેરથી દસ માઇલ કરતાં વધુ વેગળે ગયલો નહીં તે એકદમ પૃથ્વીની પ્રદક્ષિણા કરવાનું ભેજાંમાં લીયે! ઘણુંજ થોડું કહીજીયેતો એક છેડેથી બીજે છેડે ઉડી જવા સરીખું હતું. હું એ ઉપર ખુશી તેમજ દલગીર હતો. હુ ખુશી થયો કે, અંતે એકાંતવાસ-માંથી બહાર નિકળવું એવણુને યોગ્ય દિસ્યું, પણ દલગીર બલકે હેબતયો કે માનસિ દુઃખે એવણુને એવો માર્ગ લેવાની ફરજ પાડે. એની થોડુંક આગમજથી મને એવોજ ભય ભર્યો વિચાર આવતો કે રખેને એવું ઉદાસી રહેવાનું મોડે યા વે-હેલે મારા બાપનાં મન ઉપર એવીજ કંઇ અસર દેખડાવે. પરંતુ એવીજ જો ખરાબી ઉત્પન્ન થનાર હોય તો તેથી બચ-વાને એવણુ ભરેછ તે પગલું વાજબી છે એવું મને લાગુ. આટલા લાંબા વખત સુધીનું વિજોગ પડવાની ફરજ મને બહુ દુઃખ ઉપજાવતી, કારણુ કે એ વિજોગ લાંબુ છે કરી હું તેઓનાં શબ્દોમાં પામી ગયો અને એવું પણુ નિશ્ચે થયું જે, મને પોતાની સાથે લઇ જવાનો એક લેશભાર પણુ ઈરાદો નથી. અગરજો સાથે રાખવા બાબેની મારી સુચના એઓ માન્ય નહીં કરશે કરી મને લાગું તે છતાં મેં એ યત્ન કરી જોવાનો ઠેરાવ કરયો. જો તેવણુને મારૂં સમાગમ ભાવતે અને ઇચ્છતે તો તેવણુ તૈયારી કરવા સારૂ એની બહુ દિવસ આગમજ મને જણાવતે નહીં, એ તો સ્પષ્ટ હતું જે, તેવણુ એકલા જવા ચાહતા હતા અને કદાપિ આપણો ફરીથી મેળાપ થતાં બે વર્ષ કરતાં વધુ દહાડા લાગતે.

આવા અજાયબ જેવા કાગળ ઉપર મી૦ ગ્રેસની સલાહ લેવી ઘટિત છે એવો વિચાર આવ્યો, તેથી નાંસતો લઈ રહ્યા કેડે 'બેડફર્ડ–રોડ'નો માર્ગ લીધો.

"સાહેબ મેહેરબાન, મી૦ ફિલીપ," તે વૃદ્ધ ગ્રહસ્થ ઑફિસમાં દાખલ થતા લાગલાજ બોલ્યા. "હું, અબઘડી તમારોજ વિચાર કરતો હતો."

"ત્યારે તો તમોને પણ મારા બાપનું પત્ર જડયું હશે?" "હા, તમારા બાપનું કાગળ આવ્યુંછ. તેવણ લખે છે કે, લાંબી મુસાફરીએ નીકળવાનો એવણ વિચાર કરેછ. હા; લાંબી—ખરેખર એક વિલંબીત સફર. એ સાંભળી હું બહુ ખુશ થયો છું. હું આશા રાખુંછ કે એવણ ઘણીક રીતે સુધરીને આવશે."

"એવણ મને સાથે લઇ જવા ઈચ્છતા હોય તેવું કંઈ લખેછ?" મેં પુછયું.

"તેવણ કંઇ એવું કહેતા નથી; પણ હું ધારૂંચ, બળકે એવોનાં કાગળ ઉપરથી એવું સારાંશ કહાડુંચ જે તેઓ એવું કશું ઇચ્છતા નથી. તમારે લગતી એક કલમ તે પત્રમાં છે, જેનો હું માત્ર એકજ અર્થ કહાડી શકુંછ."

"તેવણ તદ્દન એખલાજ જાય છે?" "તદ્દન એખલા." મી૦ ગ્રેસ પોતાની સરળ ઢબે બોલ્યા. "પણ હું જે 'એખલો' એ શબ્દ વાપરૂં છું, તેની મતલબ એમ નહીં કે, વાહાણમાં કે રેલ–ટ્રેનમાં એવણ એખલાજ ઉતારૂ રહેશે.

મારી મતલબ એમ કે, એવણુ પોતા સાથ કોઇ સગાંને કે મિત્રને લેશે નહીં."

"મારા વિના તેવણુને કોઈ બીજું સગું કે વાહાલું છે?' મેં ગમગીનીથી સવાલ કર્યો.

"હું નહીં ધારતો કે કોઈ હોય, કે જો હોય તો, એવણુ તેમની દરકાર રાખતા હોય. પણ હું ધારૂં છું કે આવતી કાલે તમો લિવરપુલ જશો?" "હા; અલબત હું કાલે જઇશ." મેં ગોઠવણી કીધી હતી તેમ લિવરપુલ ગયો અને મારા બાપને મલ્યો. તેવણુ પતલા અને ગળાઈ ગયલા લાગા—ખરેખર એવા નબલા દિસ્યા કે મને પોતાની સંગે રાખવાની મેં ઉત્કંઠાઈથી અરજ કરી. તેવણે મયાથી પણ મજબુતાઇથી ના પાડયું "મને પાછું ફરતાં લગભગ બે વર્ષ લાગશે," તેવણુ બોલ્યા, "એવાં વર્ષોને, તમો જો હાલ લનડન છોડશો અને તમારા ભવિષ્ય સારૂં ધારી રાખેલો રસ્તો મુકશો તો, તમો પાછળથી એ વર્ષો ખોયા દાખલ લેખશો. એ ઉપ્રાંત મને એખલો જવાની ખાહેશ છે. હું પ્રાકૃતિક અને આત્મ-વિવેક અનુભવ અજમાવા જાઉંછું, ફિલીપ જો એમાં ફતેહ-મંદ નિવડીશ તો પાછો આવવા પછી એકવાર ફરીને દુન્યામાં વશીશ. ત્યારે આપણે સાથે રહીશું અને કદાપિ આજનાં કરતાં વધુ સારા મિત્રો થઇશું."

જે દિને રાત્રે કે મારી એકાંત જીંદગી સહી ન શકાય એવી દુઃખભરી લાગી હતી તે વળા જેવો વાહાલ એવણે મારી ઉપર દેખાડયો હતો, તેજ વાહાલ આજે આટલે દિને એવણુની રીતભાતમાં મેં જોઇ. મારી આંખ્યોમાં આંજુ

ભરાઈ આવ્યાથી ઝાંખી મારી ગઇ. "ઓ ખોદા કરેને તેમ થાય!" હું પોકારી ઉઠયો, "પરમેશ્વર કરેને તમે પાછા આવો અને લોકો વચ્ચે તમારી ખરી જગ્યા તમે લેવો—તમારા સરીખા બહુ થોડા જોઉં છું બાવા!"

મેં ઉપલું ખરૂં કહ્યું હતું. મારા બાવા કોઇ પણ ચકરમાં એક વિખ્યાત પુરૂષની જગ્યા લીયે, તેવા હતા. હું એટલું તો શીખ્યો હતો કે જેથી તેવણનું મહાભારત જ્ઞાન અને પાંડીત્યવાળી પ્રામીઓની બુજ પીછાણી શકતો હતો—મારી પોતાની ધોરણે તેમનું પ્રમાણ પિછાણવાની અને એ ગુણો એવણમાં બીજાઓનાં કરતાં કેટલુ ચઢયાતુ છે તે પિછાણી શકતો હતો કોઇ જોવા ચુકે નહીં તેમ હું પણ તેવણના ચેહેરાની પ્રત્યેક આકૃતિયોમાં, ચેહેરાની લીટીયોમાં અને હીલચાલમાં એક મર્યાદાશીલ અને સભ્ય ગ્રહસ્થ જોઈ શકતો હતો. એવણ હજી જુવાન હતા, અને પ્રભુ જોડે એવી મોરાદ ચાહી જે, તેવણની બાકીની જીંદગી વ્યર્થ નહીં ગુમે એવાં લક્ષણનો એક પુરૂષ પોતાની કુશાળતાઓ આ રવેશે દાટેલી રાખે, એ કેવો અપરાધ છે, તેનું મારા દિલમાં ઘણું દુઃખ લાગ્યું. મારા બાવા, મારી કીધેલી પ્રશંસાનાં છોકરવાદી ઉત્સાહ ઉપર હસ્યા. "વારૂં, ફિલીપ, વખત અને ફેરફાર શું કરે છે તે જોઇશું. જુદા સ્વમાઓ અને તૃષ્ણાઓ કદાપિ પાછી સચેતન થાય—જુના દુઃખો અને સંતાપો છેવટે ભૂલાઇ જાય—જુની ફિટકાર સામે પણ કદાચ છાતી ધાડી કર્યે—જુનું વહાળ અને જુનું દ્વેષ કદાપિ નષ્ટ થાય, અને જો

તેમ નહીં થયું તો પછી પાછું ફરવા ખાતર સર્વદા 'હૉરફડ' તો હાજરજ છે."

"પણ તમે જાવો તે આગમજ, લઠડતી જબાંએ બોલ્યો, "તમારા પોતા વિષે કાંઈ તમો નથી બોલતા? હું હવે મર્દાનગી પર આવેલો છું અને હું હવે સમજી શકીશ, અને તમો આટલી લાંબી મુદત સુધી—આટલે વેગળે જાવોચ, બાપા પ્રભુ ન કરે ને જો કંઇ બન્યું તો શું આજે જાણું તે કરતાં કંઇ વધુ જાણું નહીં?" એ મારા ઉપલા શબ્દો ઉપર હું ધુજતો હતો, પણ તેવણે દિલમાં કશું માઠું લીધું નહીં.

"મી૦ ગ્રેસ પાસ કાગળ્યાં છે, જે કદાચ મારૂં મરણુ નિપજશે તો, તે વાંચવાથી અવસ્યનું સઘળું તમારી જાણમાં આવશે. એ તો રહ્યું, પણ તમારી અણેક સગવડ પુરી પાડવાને મી૦ ગ્રેસને પુરતી આજ્ઞા અને સમજાએશ આપેલી છે હું તમો ઉપર પુરો ભરોસો રાખુંચ, ફ્રિલીપ; જેમ તમોને ગમે તેમ તમે રહેજો. તમારો પસંદ કીધેલો ધંધો જો તમોને ઠીક પડેતો ચલાવજો; પણ તમો શારી પેઠે જાણોતો સારૂં કે, તમોને તમારા ગુજરાન માટે તમારે મેહેનત કરવીજ જોઇયે, એવું કંઈ નથી. મારા પાછા ફરવા પછી તમારા ભવિષ્યનો નક્કિ ઠેરાવ કરીશું; હવે સાહેબ મેહેરબાન."

મેં તેવણને 'કયુનાર્ડ સ્ટીમર' પર ચહડતાં દિઠા. મેં છેલ્લી સલામ કીધી અને ઘણોજ દુઃખી અને એકલો પડેલો લંડન પાછો ફર્યો. આપણે પાછા મલશું તે આગમચ શું

બનાર હશે? સફરમાંની તેની હીલચાલો અનિશ્ચિત હતી. મને વખત વખતે કાગલ પત્ર લખવાની કબુલાત આપી, અને મારા કાગલો કોઇ અમુક જગ્યાઓ ઉપર મોકળવા કહી ગયા હતા. કયે કયે ઠેકાંણે સફર કરવી, કે કીયો માર્ગ લેવો તે કશું નક્કિ કર્યું ન હતું, જ્યાં જ્યાં તેવણુની મરજી તેવણુને ઘસડી જાય ત્યાં ત્યાં ફરવું; તેથી મને એવો વિચાર આવવા લાગો, કે તેવણુ પાછા ઘેર ફરે તે આગમચ તો કદાચ હું મરી જઈશ, દટાઈ જઇશ, અને ભુલાઇ પણુ જઇશ. કાલનો કોણુને ભરોસો છે! એ વિચારો કંઈ સંતોષકારક નહીં હતા. એજ વખતે મારૂં હૃદય વાલેનટાઈન એસટમીયરની સામે મેં ઉઘાડું કર્યું, એજ વખતથી તેની સંગત ભોગવવા શારૂ આતુરતાઇથી વાટ જોવા લાગ્યો—ઇચ્છવા લાગ્યો, અને મને કેવળ નિશ્ચય થયું કે, મારા સુખ માટે તેની મિત્રાચારી—તેની સ્વતંત્ર અને નિરંકુશ મિત્રાચારીની અવશ્ય છે. એ રમુજી ખુશતબેહ છોકરો, હું રમુજમાં બોલતો હતો તેમ, એ 'સુર્ય—બાળક'ને માટે કેવું હેત, કેવી પ્રિતી મારા હૃદયમાં ઉસકેરાઇ હતી તે હું શબ્દોમાં દર્શાવી શકતો નથી. પુરૂષો વચ્ચે અરસ-પરસ એવી લાગણી અસાધારણુ અને નાદર હોય છે; બહુજ બાળ—વયનાં નિશાળ્યાઓ કોઇ કોઇવાર એવી લાગણીઓનો ઉપ્યોગ કરે છે, પણુ જ્યારે પોતાની ફતેહ અને પોતાની વૃદ્ધિ માટેની માથાકુટ મંડાયછ ત્યારે એવાં થોડાંજ હોય છે જેમને પોતાની ફતેહનાં કરતાં પારકાંની ફતેહ વધુ ખુશી ભરી લાગે અને તેમાં વધુ આનંદ પ્રાપ્તી કરે છે—યા સામેની નિષ્ફળતા, પોતાની કોઇ મહત્વેચ્છાઓ કે યુક્તિઓની નિષ્ફળતા કરતાં

વધુ કડવી અને દુ:ખ ભરી લાગે છે. પરંતુ વાલેનટાઇનની વિષ્યમાં એવુંજ લાગતું હતું—મારી ફતેહના કરતાં તેની ફતેહ મને વધુ ખુશી આપતી હતી—અને મારી કોઇ નિષ્ફળતા કરતાં તેની નિષ્ફળતા મને વધુ દુ:ખી કરશે એવું મને લાગતું હતું. મારે સ્વિકારવું જોઇયે કે, જો અગત્ય દિસતે તો, એક સ્ત્રીનું પ્રેમ ઝીતવા સારૂં જે જે યુક્તિઓ યોજાયચ, તે સર્વ તદબીરો હું રચતે અને એ મારા મિત્રનો પ્યાર ઝીતતે. દૈવ જોગે, એવો કોઇ પણ માર્ગ લેવાની જરૂરજ ન હતી—મને જાણે અર્ધ રસ્તેજ ભેટી પડયો હતો. તેની મિત્રાચારી—ત્યાર પછી થોડુંએકજ તેનો પ્યાર મારોજ થયો. વિશ્વાસ, ખાનગી ભેદો, ઉમેદો, વિચારો, તૃષ્ણાઓ અને જે કંઈ આપણી ફિકરો અને ચીંતાઓ હતી, તે જાણે બંધેની એકઠી જોડાયલી મિલકત હોય તેમ હતી. અને તેમ જાણ્યાથી મને હર્ષ થતો હતો.

તેના વિલક્ષણો અજાયબ અને વિચિત્ર હતા; અને એ ગુણોનો અભ્યાસ મને ખુશી અને ગમતનો અક્ષય ઝરો હતો. કેટલીક વિષ્યોમાં તેની ભોળાઇ અને સાદાઈ બાળક—રૂપી હતી, કોઈ કોઇ પદાર્થોમાં, ઝીણી બુદ્ધિનો એટલો જથ્થો દેખાડતો હતો કે, એ આસામી એવી બુદ્ધિ રાખનાર છે એમ માનવું કઠણ હતું. જે વિલક્ષણતાએ વીટીયોથી પોતાનાં હાથ સણગારવા તરફ મનનું વળાણ લીધું હતું, તેજ વિલક્ષણતાથી, તે રંગ બેરંગી ભભકાદાર લેબાસ તરફ તેના મનનું વળાણ ખેંચ્યું હતું પરંતુ જે પોશાક કે પેહેરવાસ પેહેરવાની મારી હિમ્મત નહીં ચાલે કે, મારાથી પેહેરાય નહી

તેવા પેહેરવાસ એસ્ટમિયરને લાયકનાં અને છાજતા દિસતા હતા. જોકે કેટલીક પદાર્થોમાં લખલુટયો હતો તો બીજી બાબદોમાં દાનાવ અને વિવેકી રહેતો. કોઈ કોઇ વાર તો લગભગ કરકસર્યોજ થઈ નિકળતો. તે આળસુ અને મેહેનતું બંધે હતો. પોતાનાં કિસબની વેઠ કરવામાં સખ્ત આશ્રમ લેતો, પણ બીજી તરફથી તે વેઠનો બદલો સંપાદન કરતી વેળાએ તે પાછો આળસુ બની જતો. "કલ્પનાઓ અને વિચારો કંઇ જોર જબરીથી બાહર કહાડવા ન જોઇયે," એમ બોલતો વાલેનટાઇન એક ચિતારા તરીકે અંતે ફતેહમંદ નિવડશે કે નહીં તે ભવિષ્ય હું બાંધી ન શકયો. તેણે જાણી બુજીને એ કિસબ, ધંધા લેખે સ્વિકાર્યો હતો. ચેલ્સીયામાં એક 'સ્ટડિયો' ભાડે રાખ્યો હતો, જ્યાં જારે કામ કરવાની મરજી ઉપર આવતો, ત્યારે તેના આંગળાં કામમાં વિજલી પેઠે ચાલતાં જોતો, અને કોઈ કોઈવાર હું ત્યાં સુખે બેસી ઘણાક રમણ્ય આનંદી કલાકો ગુજારતો હતો. ઘર બાહારનાં દેખાવોનાં ઉતારેલા ચિત્રમાનાં ઘણાંક પ્રતાપવાળાં હતાં— સવાળ એ ઉઠતો કે તે રંગાઇ પુર્ણ થયા બાદ કેવા નિવડશે. કોઈ કોઇ વાર પોતાની સંવૃદ્ધિથી પોતે સંતોષ લેતો અને આશાબદ્ધ થતો, તે જો કે કેટલીકવાર પોતાની આયાસોથી અસંતુષ્ટ થતો અને વખોડતો. મારાથી બની શકિત વખાણો હું તેનાં ચિત્રોની કરતો. એ વખાણથી ખુશ થતો ખરે, પણ એ વખાણ પક્ષપાતી હતી કરી જાણતો હોવાથી, તેનાં મનને જોઈતી હતી તે ધીરજ નહીં આવતી હતી. પરંતુ એસ્ટમિયરની નાસીપાસી, બીજાઓની ખુશ અને ઉમેદભરાં પ્રકૃતિનાં કરતાં, વધુ રમુજી અને આનંદકારક હતી.

એક દિને સાંજે, વાલેનટાઇનનાં હિસાબ મુજબ એક અસંતોષકારી દહાડો ગુજાર્યા બાદ, તે મારા હમદર્દિપણાંથી દિલાસો લેતો, અને મારા રાગમાળા ઉપર પોતાના પ્યારા રાગ વજાડી પોતાના મનને શાન્ત કરતો બેઠો હતો.

હું, ચિરૂટ પીતો મોટા સંતોષ સાથ સાંભળતો બેઠેલો હતો, કારણ કે તેની ભજવણીયો સાંભળવાલાયક હતી. એમ કરતાં એક પોતાનોજ રચેલો ઘણો ખુબસુરત રાગ વગાડી રહી, મને ખુશ કરી રાગમાલાનું ઢાકણું ઢાંકી મારા તરફ ફર્યો.

"અજબછું કે, કિર્તિ અને દ્રવ્ય સંપાદન કરવા માટેનો માર્ગ, ગાયણ—વિદ્યાનો તમોએ પસંદ નહીં કર્યો—એ ખ્યાલ તમોને નહીં આવ્યો." હું બોલ્યો.

"પણ મેં એક વાર વિચાર કર્યો હતો ખરો—થોડાંક વર્ષ ઉપર 'લીપસીક' જઇ ત્રણ વર્ષ સુધી એનો અભ્યાસ કરવો કરી મેં લગભગ ઠેરાવ કિધો હતો. ખરે, સાચ્ચું કહું તો, હું ધારૂંચ કે, ઘણા દહાડા સુધી, ચિતારનું કે ગાયણનું કયું કામ હાથ ધરવું એ બાબેનું ઉઠલપાઠળ મારા મનમાં થયા કર્યું હતું."

"બેમાંથી પસંદ, તમારી મરજી મુજબ, કરવાની શક્તિ ધરાવા જેટલા તમો ભાગ્યવાન!—અને વળી બેમાંથી એકુ પણ નહીં હોય તો ચાલે તેટલા ગબ્બર હોવા માટે, વધુ ને વધુ ભાગ્યવાન!"

"પણ હું કંઇ પૈસાવાળો નથી. એ ખ્યાલ તમોને શા ઉપરથી આવ્યો?" "હું ધારૂંચ કે કંઈ વિગરના કહેવા ઉપરથી એવો વિચાર ઉત્પન્ન થયો હતો." હું બોલ્યો.

"ત્યારે બેહેતર છે કે તમો એવો ખ્યાલ તમારા મનમાંથી કહાડી નાખો. મારા માયને હાલતો બહુ સારી આવક આવે છે, પણ માત્ર તેવણુની હૈયાતી સુધીજ ચાલશે—તેવણુના મરણ પછી લગભગ સઘળું અટકશે. તમોએ મારા માતાને જોયાં નથી, ફિલીપ.—પણ તમો હવે જલદીથી જોશો."

એ માટે મેં વાલેનટાઇનનો આભાર માન્યો. "તેઓ હાલ હ્યાં નથી," તે બોલ્યો, "દસેક દહાડા થયા એવણ માલવરન ગયલાં છે—હું ધારૂં છું કે, છએક અઠવાડ્યાં સુધી એવણ પાછા ફરનાર નથી. ત્યાર બાદ તમારે આવી તેવણુને મલવું પડશે. તમોને મારાં માય બહુ ગમશે, અને હું ધારૂંચ કે તમો પણ તેઓને ગમશો; તમો જેવા ગંભિર દેખાવના છોકરા તેમને ઠીક પડેચ."

"તમારૂં હેત તમારી માતા ઉપરે ઘણું છે?" એ સવાલ ઉપર વાલેનટાઇન ખુશ મિજાજથી ખરખર હસી પડયો. "હેતની વાત નથી," તે બોલ્યો, "જોવોની હમો એકલાંજ છૈયે, હમોને બીજું કોઇ નથી. હમણા મારે તેઓની સાથે રહેવું જોઇતું હતું, પણ તેવણ આવવા નહીં દેતાં."

"તેવણ કેવાં છે તે મને કહો." હું બોલ્યો, "એક દિકરો શી રીતે પોતાની માતાનું વર્ણન કરી શકે? મારા મનથી

તેઓ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ, અતિ રૂપાળાં, સોહામણાં અને ઉમદામાં ઉમદા સ્ત્રી છે—પણ જે કોઇ સ્ત્રી, મને મારાં માય ચાહેચ તેવી રીતે મને ચાહે તો, મને તેવીજ લાગે. પણ મારા વખાણના શબ્દો તમોને ઉદાસ કરતાં હોય એવું લાગે છે. મારે યાદ રાખવું જોઇતું હતું કે, તમોએ તમારી માયને કેવળ જોયાં નથી. ચાલો, આપણ કંઇ બીજી વાત કરચે."

હું દલગીર થયો હતો, અને તેણે અવલોકન કર્યું કે જેમ તેની ઉપરની બીજી સઘળી બક્ષેશો વિષે હું બળાપો કરતો હતો, તેમજ તેને માતા હતી અને મને નહીં હતી તેનો બળાપો લાગતો હતો. તેથી, એ વાત ફેરવી નાખી.

"પેલું તમારૂં મોટું કામ તમારી મરજી મુજબ ચાલતું નથી?" મેં પુછયું. "નહીં; મેં આજે મારી છરી કહાડી હતી, અને ચિત્રો કાપી વહાડી નાંખવા જતો હતો, પણ મારી મરજીની સામે થઇ મારો હાથ મેં ખાંચ્યો."

"પ્રત્યેક દાનાવ, પોતે સંપાદન કરવાની ઉમેદ નહીં રાખી શકે તેવી શ્રેષ્ઠતા પાછળ ભારે મેહેનત લીયે છે." હું લગાર બેભાણપણે બોલ્યો.

"હા, વાત ખરી; પણ તે તેમ ક્ષિણ થવા ચાહતો નથી, પાછું જેતું તેજ."

"પણ તેની મહાનક્ષિણતા, અલ્પજ્ઞો કરતાં કેટલે ઉંચે દરજ્જેની હોય છે," મેં બોલવું જારી કર્યું. "એ ઝાંખી દાનાંઇ તમો પાસેજ રાખો, ફિલીપ; તસ્વીરો શી રીતે બનાવવી તે તમોને ખબર નથી. જો તમો એક ફતેહમંદ ક્રિશ્ચીને

જોવા ઇચ્છતા હોવો તો મારી સાથ કાલે આવજો, હું તમુને એક દેખડાવીશ."

બીજે દિને સવારે હું વાલેનટાઇનનાં સ્ટડિયોએ ગયો, અને પેલા ફતેહમંદ કિસબીને જોવા ખાતર હમો ત્યાંથી નીકળી પડ્યા. અરધા કલાકનાં ઝડફથી ચાલવા બાદ એક ન્હાંનાં પણ સારા દેખાવના ઘર આગળ આવી લાગા, અને મી૦ બેકર, માટેની પુછપરછ કરી. તે ચિતારો, તદન જુવાન્યો, જલદીથી પોતાનો દેખાવ દીધો. તેણે આવતાંજ વાલેનટાઇનને ભલમનસાઇ અને મેહેરબાનીભર્યો આવકાર દીધો. "મેં તમોને કહ્યું હતું," વાલેનટાઇન બોલ્યો "કે તમારી રજાથી મારા એક મિત્રને તમોને કામ કરતાં જોવા લાવીશ. તમારા જેવી પ્રતિષ્ઠાનાં પુરૂષો તો સર્વદા શીખાઉઓને બની શકતા ઇશારાઓ અને સુચનાંઓ લેવા દેવાને ખુશી હોય છે."

"અલબત એમજ, મી૦ એસ્ટમિયર, અલબત—કોઇએ પણ હુન્નરનાં હસ્ત–વૃતિનાં અંશોમાં મદદ આપવાની આનાં-કાની કરવી ન ઘટે; જેસ્સો યા પ્રેરણાં કદી કોઈથી આપી ન શકાય—તે કિસબીનોજ અન્નય કબજો છે"

"ખચિત તેમજ," વાલેનટાઇને ઉતર વાળ્યો, "પવિત્ર અગનિ, જે પોતાનાં હ્રધ્યની સગડીમાં બળતો હોય તે દેખા દેખી કે સાદસ્યથી, તપતો નહીં કરી શકાય." એ શબ્દોથી તે ચિતારો અતિ સંતુષ્ટ થયલો દિસ્યો. "મહેરબાની કરી મારી સાથ આવશો," એમ કહી બહુ ગોરવવંતી ઢબે આપણુને બે મારે લઇ ગયો. એસ્ટમિયર અંદરખાનેથી રમુજ મેળવતો દિસ્યો, પણ કિયા ઉપહાસમાંથી એ રમુજ મેળવતો હતો તે

સમજી ન શકી મનમાં હું ગુંચવાતોજ રહ્યો. ઘરનાં ઉપલા માળના એક મોટા ઓરડામાં હમોને દાખલ કર્યા. એક ખુણે નવા કનટાનની ચોરની ચોર ઉભી હતી, અને ચિતારાની હુન્નરની હમેશાની મદદગાર પદાર્થો એનીમેર પેલીમેર વિખરાઇ પડેલી હતી. થોડે દુર બાજુએથી હારેદોર ચિતરવાની ત્રણ ઘોડીઓ, દરેક ઉપર એક એક મોટું કનટાન જોડેલું, ઉભી કરી હતી. બે પુરૂષો દેખાવમાં આપણાં આ ભોમ્યા જેવાજ તે તે ઘોડીયો પાસે અમસ્થા ઉભા હતા. જેવા હમો દાખલ થયા તેવાજ, મી૦ બેકરંતરફ, જે-ગોપાળની ઢબે ટોપી લગાર ઉતારી, મી૦ બેકરે એ સલામ સહેજ સ્વિકારી. "તમો સારી વખતે આવી લાગા," તેણે આપણને કહ્યું. "હું હમણાંજ નવો ચિતાર માંડતો હતો."

"મી૦ બેકર એક સ્રષ્ટા છે, ફરી મારે તમોને કહેવું જોઈયે," વાલેનટાઇને મારા ભણી ફરી હસ્મુખા સાદે ખોલાસો કીધો. "એવણનાં ચિતારો, માત્ર મનની કલ્પનાથી ચિતારેલા હોય છે,—એવણનાં હુન્નરનું સરળપણું અને ખુબસુરતી જોઇ તમો છક થશો—"

હું અજબ થયો ખરો. એ સૂક્ષ્મ બુદ્ધિવાન કિસબીયે, સાહસિક અને છુટે હાથે તેનાં નવાં કનટાનની ઉપર, પર્વતો, ઝાડ–પાન, નદી, નાળાનાં રેખાંઓનો આકાર ચીતરી કહાડયો, અને પાંચ મીનીટમાં તેની પીછી અને રંગ જોસ્સાબંધ કાંમમાં રોકાયાં. એમાંનો રમુજી ભાગ એ હતો કે, પેલા બે પુરૂષો ચિતારાની બંન્ને બાજુએ ઉભા રહેલા, પોત પોતાના કનટાન ઉપર લીટી દર લીટી ચાળ્યા કરતા અને એકીજ

વખતે દરેક કામગીરી અને રંગમાં એકસરખા ત્રણ ચિતારો વજુદમાં આવેલા હમોને દેખડાવ્યા. તેઓ, જેવી ઝડપથી ચિતારતા હતા તે ઉપરથી આપણુને માલમ પડતું હતું કે, થોડાજ કલાકમાં તેઓ ચિત્રી અને રંગી રહેશે. બહુ આતુરતાઇ સાથે, ઘણાં લાંબા વખત સુધી તેમને જોતો રહ્યો, શેવટે મુખ્ય ચિતારાયે, પોતાનો હાથ અટકાવ્યો, અને આપણી તરફની સ્તુતિ, જે સ્પષ્ટ રીતે પોતાનાં હક તરીકે પિછાણતો હતો—તે લેવા શારૂં આપણાં ભણી ફર્યો.

"બહુ અજબ સરીખું છે." વાલેનટાઇન ગંભીરાઇથી બોલ્યો.

એના કરતાં સારા શબ્દો એ ચુંટી કહાડી ન શકે, તેથી મેં પણ એ ઉપલાજ શબ્દો તે હુન્નરની સ્તુતિ તરીકે કહ્યા.

"હવે આપણુને થોડાંક તૈયાર થયલા ચિત્રો દેખડાવો." વાલેનટાઇન બોલ્યો. એ ઉપરથી મી૦ બેકરે આપણુને શાઠ–પોણોસો એક મોટાં ચિત્રો દેખડાવ્યાં, સઘળાં ઘોડી ઉપરથી તાજાં ઉતારેલાં અને બધાં એકજ વર્ગનાં—પર્વતો, નદી નાળાં—ઘોત—અને ઝાડ—પાન; અને તેમાં કોઈ માછલી પકડતા આકારો, કોઈમાં હરણ પાણી પીતું, અથવા ગાયો અલોટા મારતી, એ મનોરંજક દેખાવો સારૂં હમોએ તેનો આભાર માન્યો.

"મારો મિત્ર નૉરિસ, તમારા હુન્નરનાં નમુના દાખલ એક ચિત્ર લેવા ચાહેચ;" વાલેનટાઇન બોલ્યો. આ ઉપલા શબ્દે સાંભળતાં મને કહેવો કંટાલો ઉપજ્યો હશે તેનો તમોજ

વાંચનાર, ખ્યાલ કરી લેવો. "કિયો લેશો, ફિલીપ?" વાલેનટાઇને મને પુછ્યું.

"તમારેજ મારે માટે પસંદ કરવું પડશે." દલગીરી સાથ મેં ઉત્તર વાળ્યો. હું મનમાં વિચાર કરવા લાગ્યો, કે જો મી૦ એકર એ ચિત્રની કીંમત પંદર કે વીશ પાઊંડની નાખશે તો, વાલેનટાઈન જેવાની પિછાણુત મને પડવા માટે હું ગમગીન થઈશ ખરો.

"આએ, ત્યારે; વાલેનટાઇન અતિ ગંભીર કૃતિયોમાંની એક કૃતિ ચુંટી કહાડતાં બોલ્યો. "એ બહુ પોહોળો, અર્થવાળો અને આવર્ણથી ભરેલો છે. શું કીંમત મી૦ એકર?"

હું એ વેળા ધ્રુજતો હતો—તે ચિત્ર બહુ મોટું હતું; કોઇ પણ કિસબી કીંમત ઠેરવતાં, પોતાનાં હુન્નર માટે સારો વિચાર બેસાડવા ખાતર, એવા વિસ્તારનાં ચિત્રની કીંમત પચાસ પાઊંડ માંગવા જોઇયે.

"તમારી પસંદગી બહુ કીંમતી છે, મી૦ એસ્ટમિયર," મી૦ એકર બોલ્યો. "એ ચિતરે મને બહુ વિચારવંત કરયો હતો, મારાં કોઇ પણ ચિત્ર એક અમુક કીંમતથી ઓછે ભાવે ન ખપાવા માટે હું બંધનમાં આવેલો છું; તેથી બે ગિની કરતાં ઓછે ભાવે એ ચિત્ર આપી નહીં શકતો."

એ નિયમિત ભાવે, જે ફિકરના બોજાથી મને મોકલો કર્યો, તેનું વર્ણન કરવા હું થોભતો નથી. મેં ઉલટભર બે ગીની બેંચી કહાડી.

"તમો માટે એને ચોકઠામાં જડાઉં સાહેબ?" મી૦ બેકરે પુછયું. "નહીં; મેહેરબાની થઇ." વાલેનટાઈને શાંતીથી ઉતર વાળ્યો. "એને ચોકઠામાં જડાવવાની મેહેનત લેવી અગત્ય નથી. મી૦ નારિસ એ ચિત્ર તમો કનેથી કોઈ દિન મંગાવી લેશે."

પણ તે 'કોઇ દિન' હજી આવ્યો નથી. "એવાં એક માણસને ફતેહમંદ ચિતારો કહેવામાં તમારી મતલબ શું હતી?"

ઘરથી બ્હાર નીકલતાં ઉપલો સવાલ વાલેનટાઇનને પુછયો.

"પોતાના હુન્નરથી પૈસો પેદા કરે તે ફતેહમંદ કિસબી કહેવાય; આ પુરૂષ પૈસા પેદા કરે છે." "શી રીતે?"

"આ લોક દર અઠવાડયે પંદર ચિત્રો બનાવેચ, જે એ લોક એક સાહસિક વેપારીને દરેક ચિત્ર ત્રંસ ત્રીસ શીલીંગ લેખે વેચે છે—લગભગ બાવીશ પાંઊંડ કરતાં કાંઇ વધુ—એ કંઇ ન્હાની આવક નથી!"

"એના ચિત્રોની નકલ ઉતારનાર એ પુરૂષ કોણ?"

"એમાંજ ઉપહાસ સમાયલો છે; એ લોક તેનાં ભાઇઓ છે. એ પેહેલો, ચિત્રો ઉત્પતી કરનાર છે—પેલો પવિત્ર અગ્ની સાથનો પુરૂષ—અને અલબત તેથી એનો દરજ્જો મોટો ગણાય છે; આ ઈશ્વર દત્ત કૌશળ્ય પ્રાણીનાં મોટા અહર્ભાતાપણાની પિછાણુત ખાતર પેલા બે ભાઇઓ ગરચે પ્રાપ્તિ અને લાભમાં ભાગ લેવાની છુટ અપાયલી છે, તોપણ તેની બુદ્ધિસાગરને માન આપવાની એક અલ્પ નિશાન તરીકે

પ્રત્યુક્ ટકે તેવોએ ટોપી ઉતારવી જોઇયે, એવો રાબેતો પાડયોચ."

"આ તરેહવાર મિજાજનાં સોબતીઓ તમોએ કયાંથી કહાડયા?" "મને યાદ નથી; કોણ જાણે કયાં મેં તેને પેહેલો જોયો. જુવોની, મને સર્વ કોઇ સાથ વાત કરવાની ટેવ છે, અને સર્વ કોઈ મારી તરફ માયાથી વર્તે છે."

એ વાત ખરી હતી—વાલેનટાઈન એસ્ટમિયર સર્વ કોઇ હલકુ કે ભારી, મોટું કે ન્હાનું, જે કોઈ હોય તેની સાથ વાત કરતો. જેની સાથ વાત કરતો તે કેઈ પણ પ્રકારનો, કઈ પણ સ્થિતીનો હોય, તેની થોડીજ દરકાર કરતો. એ અજાયબ જેવી મોહ પમાડનારી રીતભાતે દરેકની વખાણ અને પ્યાર તે મેલવતો હતો. જેવા આપણે 'ન્યુ—બાંડ—સ્ટ્રીટ' માંથી ચાલતાં નીકળીએચ, તેવોજ મેં એક લાંબા, સામળા, દાઢીવાલા પુરૂષને 'લૉન્ગ'નાં બારણાં ઉપર ઉભેલો દિઠો તે, એક નામિચા દેખાવનો પુરૂષ હતો. જોકે હાલના જમાનાનાં સરેસ્તા મુજબના ભારી કપડામાં ઠાઠમાઠ થયલો ન હતો. ગરચે તે ચેહેરો મેં જોયાને લગભગ દશ વર્ષ વીટી ગયા હતા તોપણ મેં તૂત ઓળખ્યો—તેવણ લાર્ડ રાથવેલ હતા. આજ સુધી આપણો ફરી મેલાપ નહીં થયો હતો. એમાં કંઈ મારો વાંક નહીં હતો; હું પેહેલાં લંડન આયો ત્યારે મે એવા બાબેની તજવીજ ચલાવી હતી, અને તે વેળાએ એવણ સૃષ્ટિને બીજે છેડે હતા ત્યાર પછીના કેટલાંક વર્ષો સુધી જ્યારેબી હું ટાપુમાં આવતો, ત્યારે હું ખોળ ચલાવતો— પણ ફતેહ વગર; હું જાણું તે વેળા તેઓ શેહેરમાં નહીં હોતા.

રફ્તે રફ્તે હું તેમને મલવાની ઉમેદ મુકતો ગયો—અને એ ઉપરાંત મને એવું લાગું કે એવણ કેદાડનાં મને વીશરી પણ ગયા હશે તેથી તેવણને તજદી આપવા નહીં ચાહી જ્યારે હું હજી છોકરો હતો તે વખતમાં એવણે મને માત્ર બે કલાક જોયલો—અને આટલી લાંબી મુદત પછી એવણથી મયા ભર્યો આવકાર મેળવવાની આશા રાખવા સારૂં કાંઇ પણ પુરતું કારણ ન હતું, અને વળી માન અને .ખાનદાનીયોની પિછાણુત કરવાની ઇચ્છા લેશભાર પણ દેખડાવાને હું ધિક્કારતો હતો. હવે આ વેળા શું કરવું—કેમ વર્તવું—તેનો જવળેજ મનમાં ઠેરાવ કરયો હશે—ખરેખર હું ધારૂંચ કે, મારી ઓળખાણ આપવા વિના હું પાસેથી પસારજ થઇ જતે—પણ તેટલાં એસ્ટમિયરની નજર તેવણ ઉપર પડી. "ઓ! વિશ્વ!" તેણે પોકાર્યું આતો લાર્ડ રાથવેલ; તેવણ પાછા આવેલા છે કરી, હું જાણુતો ન હતો!"

"હું કાંઇ પણ બોલું તે આગમચ એ છોકરો મારી બાજુએથી ઝડફ સાથ ચાલી ગયો, અને તે મહાન મુસાફર સાથ ઉલટભેટ હસ્તાલિંગન કરવા લાગ્યો. હું ધીમે ધીમે પાછળ ગયો, ત્યાં પોંહોંચ્તાંજ, રાથવેલને નીચલું કહેતાં મેં સાંભળ્યું "કાંય, વાલેનટાઈન, તમો તો વધી ગયાચ! હું ધારતો હતો તેવાજ ઉગી નીકળેલા તમો દિસોછ, અને વળી નકરા તમારાં માય જેવાજ. હું તમોને જોઇ બહુ ખુશ છેઉં મારા છોકરા."

સ્પષ્ટ રીતે જણાઈ આવતું હતું કે, એ લોકમાં બહુ જુની મિત્રાચારી બાઝેલી હતી. જેવો હું તેમને સોડે જઇ અટકયો,

તેવોજ રાથવેલ મને બારીકીથી જોતા બોલ્યા, "તમારા કોઇ મિત્ર, વાલેનટાઇન?" તેવણે સભ્યતાથી સવાલ કરયો.

હું હસી પડયો, અને વાલેનટાઇન જવાબ દિયે તે અગમચ મેં ઉત્તર દીધો, "તમો મને વીસરી ગયા, લાર્ડ રાથવેલ; તમોને તમારા દરયાઇ—માદા મિત્ર મી૦ ડન્સટેબલ, અને સ્ટાનટન, અને પેલો છોકરો, જે તમોને નૌકામાં બેસાડી તમો સઘળાને કિનારે ઉતાર્યાં હતા, તે યાદ નથી?"

"શું કેપટન ફલીપ!" તેવણ પોતાનો હાથ લંબાવતા પોકારી ઉઠયા; "તમો પણ બહુ વધી ગયાચ, અને બદલાઇ પણ ગયાચ! એક ન્હાનાં પોર્યાને મુચ્છવાળા માટીડામાં કોણ ઓળખી શકે? પરંતુ તમારી આંખ્યો મારે ઓળખવી જોઇતી હતી."

પણ એ વેળાએ એવણના ચેહેરા ઉપર અજાયબીનો તેમજ ગંભીરાઇનો પડછાયો પડયો, અને મને ટીકી, એસ્ટમીયરનો ચેહેરો, અને એસ્ટમીયરનો ટીકી મારો ચેહેરો ટીકતાં, બોલવું જારી કીધું. "તમોને સાથે જોઉં છું, તે કેમ? કયારથી તમોને એક બીજાં સાથ પિછાણુત પડીછ?"

એ સવાલો ઉપર હમો બધે હસી પડ્યા. "ઘણાં દહાડા નથી થયા," મેં જવાબ દીધો. "થોડાંક અઠવાડ્યાં થયાં, હું ધારૂંચ. એક અરસપરસના મિત્રે હમો વચ્ચે ઓળખાણ કરાવી."

"એની ચાલચલણમાં કાંઇ દુર્વ્યસન હોય, અથવા કોઇ એવી ખાસ્યત હોય જે, ધોળું અજવાળું જોઇ ન શકે, તો મને કહી દેવો, લાર્ડ રાથવેલ, કે હું વખતસર એને વેગળો

કરી શકું." વાલેનટાઇન ઉપલું ઉપહાસક ગંભીરાઇથી બોલ્યા. "હું પણુ એજ વીનંતી કરૂં છું." મેં ઉમેરયું.

લાર્ડ રાથવેલ થોડીક પળ કશું બોલ્યા નહીં; પછી રાથવેલ, જાણે પોતાના પ્રત્યેક શબ્દનો મનમાં તોલ કરતા હોય તેમ, કેવળ ગંભીરાઈથી બોલ્યા, "નહીં, તમો આખર સુધીની મિત્રાચારી તમારા વચ્ચે કાંય નહીં સ્થાપો, તેનું કશું કારણુ હું જોતો નથી—તમો એક બીજાને બંધ બેસતા દિસો છો. નહીં, એ વિરૂદ્ધ કશું કારણુ નથી."

"મેહેરબાની થઈ," વાલેનટાઈન હસીને બોલ્યો. "તમારી એ દયા માટે આભાર માન્યે છૈયે, અને હવે આપણાં દિલને ચેન પડશે !" તે આપણા મિત્રે એ મસ્કરીને, ગંભીર વાત લેખે સ્વિકારી. "ઠીક," તેવણુ બોલ્યા. "હવે અંદર આવો, અને તમાકુ ને ચંપીન લેવો—સઘળા, તમો જેવા આજનાં છોકરાઓને ચમપીન જોઈયેચ. આવો." આપણુ તેઓ સાથ ગયા, અને આસરે એક કલાક તેઓ સાથ, વાતમાં ગુજાર્યો. એક રાત આગમચનાંજ એઓ આવેલા હતા અને એસ્યાનું મધ્ય દેશ ફરી વલી જોઇ આવ્યા હતા; અને હવે તેવણુની મુસાફરી પુરી થઇચ કરી હમોને જાણ કરી. અલબતાં નવું પુસ્તક બાહાર પાડવાની આશામાં હતા, જેમાં રમુજી અને બોધસૂચક ઈબારતમાં તેવણુનાં છેલ્લાં અનુભવ હકિકતવાર દર્શાવનાર હતા. કેમએ કરી, એવો બહુ લાંબો વખત ઇંગલંડમાં રહેનાર હતા, અને આપણુને વારેવારે મલવા ભેટવાની આશા રાખતા હતા. જ્યારે આપણુ ઘેર જવા ઉઠયા ત્યારે તેવણે એખલા એસ્ટમિયર સાથજ હસ્તા—લિંગન કરયું—"હા;

તમો હવે જાવો, વાલેનટાઇન; પણ ફિલીપને જરાવાર ઠોબાવવા ચાહુંચ—મારે એને કાંઇ કહેવાનું છે."

"ઓહો ! નવો મિત્ર, જુનાં મિત્રને ઢકેલી કાઢે છે, પણ ફિકર નહીં, હું અદેખાઇને તુચ્છ ગણુંછ——"

આમ બોલી, વાલેનટાઇન ડોકયું હળાવી હમારી સોડેથી ચાલી ગયો. લાર્ડ રાથવેલનાં મિત્રાચારીપણાંથી હું બહુ ખુશ થયો. ખુલ્લું અને દેખાઇતું હતું, અને જે સરળ અને સ્વભાવિક રીતે એવણ મારૂં જન્મ નાંમ વાપરતા હતા તે ઉપરથી પણ દિસતું હતું કે, મારી ઓળખાણ એવણને અણગમતી નથી થઇ પડી; ઉલટા મને જોઇ એઓ ખુશ થયા હતા. તેવણે બીજી ચરૂટ સળગાવી અને મારી પોતાની બાબદ ઘણાંક સવાલો પુછયા. અદાલતની, ચાકરીની, મારી ધારણા તેમને જણાવી. ગરચે મારી યુકતિયોમાં બહુ હિત લેતા દિસ્તા હતા, છતાં તેવણ મને પોતાની તરફની સલાહ કે સુચના આપી નહીં. "અને તમારા બાવા," તેવણે છેવટે પુછયું—"હજી શું તેવણને મેં જોયા હતા તેજ એકાંત જગ્યામાં વસેચ?" હું હસી પડયો. "નહીં; મુસાફરી કરવાનો તુરંગી ખ્યાલ માથામાં લીધો. તેવણ હમણાજ દુન્યા અતરાફની સફરે નીકળ્યાચ." "ક્યારે પાછા ફરશે?" "બે વર્ષ સુધી નહીં. હું ધારૂંચ, કદાચ તેવણ તમો સાથ સરસાસરસી કરવા ચાહતા હોય."

જે પુરૂષને એવણે એકજવાર, અને તે આસરે આઠ વર્ષ ઉપર જોયલા તેવા પુરૂષની હીલચાલમાં એવણ કંઈ ઝાઝું હિત નહીં ધરાવી શકે, એવું વિચારી હું બીજી વાત ઉપર ચાલ્યો.

"તમો અત્યાર સુધી વાલેનટાઈનની માતાને દિઠાંચ કે નહીં?" તેવણે પુછયું. "હજી નહીં, કેટલાક દહાડાથી માલવર્ન ગયલાં છે. તેવણ પાછાં ફરશે ત્યારે મારી ઓળખાણ કરાવવા વાલેનટાઈને કબુલાત આપીછ."

"હા, એ બરાબર છે. જજો, અને લેડી એસ્ટમિયરને મલજો—તેવણ બહુ ખુશ મિજાજી મિત્ર તમોને માલમ પડશે."

"વાલેનટાઇન તેવણ ઉપર અતિઘણો વાહાલ રાખેચ." હું બોલ્યો.

"તમો તેવણને પિછાણતા થશો કે, વાલેનટાઇનનાં એવા વાહાલમાં કાંઈ અચરત સરીખું જોશો નહીં." એવણ ઉપલુ બોલ્યા એ બાદ ઉપરથી મને લાગું કે યાતો લાર્ડ રાથવેલ લેડી એસ્ટમિયરને આજે બહુ હેતથી ચાહેચ. કે અથવા તો આગમચ ચાહતા હતા; અને એ પછી થોડી મીનીટ ચુપકીદીમાં બેઠા તે અરસામાં અદભુત કિસ્સા એવો માટેના મારા મનમાં રચ્યો, અને અજબ થઈ તમાસણ કરતો કે એવાજ કોઇ કારણથી તો એઓ મુસાફરીમાં પોતાનો કાલ પુરો નહીં કરતા હોય?

"હવે હું મારા વકીલને ત્યાં જાઉંચ," રાથવેલ ઉઠતાં બોલ્યા. "જોયું, હું તમોને ારકા તરીકે લેખતોજ નથી. સાહેબ સલાંમ; હું ફરીનો તમોને જલદી મલીશ. થોડાજ દહાડામાં હ્યાં કેથે મારૂં ઘર થશે. વાલેનટાઈનની માતા તેમને ઘર પાછાં ફરવા કેડે, વાલેનટાઇન તેમના સાથ તમારો મેલાપ કરાવે તેમ કરજો, સાહેબ સલાંમ."

લેડી એસ્ટમિયરને મળવા હું કેવળ આતુર બન્યો. લાર્ડ રાથવેલથી રજા લઇ ઘર બહાર નિકળ્યો અને એ વેળા મનમાં મળકાવા લાગ્યો કે એક બહુ સારો મિત્ર આજે સં-પાદન કરયો, ને જો લેડી એસ્ટમિયરના હ્ધ્યમાં પણ, પ્રભુ કરેને, જો મારી ઉપર એવીજ ભાવના અને મયા ઉત્પન્ન થઇ તો, બીજાં પણ એક ઉત્તમ મિત્ર હાથ કરવાની આશા મને હતી.

---

## પ્રકરણ ૭ મું.

### નવા મિત્રો.

લાર્ડ રાથવેલ સાથના મારા મેલાપને એક પખવાડયું વીતાં કેડે, એક દિને હું ભાડેની ગાડીમાં બેસી 'સેંટ—જૉન્સ—ઉડ' ભણી હંકારી જતો હતો, અને વાલેનટાઈનની માતાની પિછાણુત કરવા માટે કંઇ લગાર ઉત્કંઠિતપણુંાથી તૈયાર થઈ નિકળ્યો હતો. કોઇ ઓળખાણુ પિછાણુના પરિણુામ સારૂં હુ જયની આશા રાખનારો નહીં હતો. લોકો એક બીજાને એવી નીરાળી રીતે પિછાણેછ, અને એવા જુદા જુદા લક્ષ-ણોએ પિછાણે છે, કે હું, સર્વદા નવી યા સ્તુતિ પાત્ર પિછાણુત કરવાની હોય તે દિને, પોતાને તેમાં નિરાસ થવાને તૈયાર રાખતો હતો.

વાલેનટાઈને આશા રાખી હતી તે કરતાં તેની માતા વેહેલાં આવી લાગાં હતાં. તેવણુ લંડન આવ્યાં તેને બે

દહાડા પછી, વાલેનટાઈને, બહારના ઉપચાર છોડી દઇ, તે દિને સાંજે તેમની સાથે ભોજણુ લેવાની મને વિનતી કરી. રાથવેલને પણુ નોતરૂં દિધું હતું, પણુ તેવણુ કોઇ જુના મિત્રની ટુંક મુલાકાતે ગામ જનાર હતા, તેથી ભોજણુ ઉપર આપણાં શિવાય કોઇ પારકું ન હતું. મેં એક શબ્દે તે નોતરૂ માન્ય કર્યું.

"તમે અને પેલા મકાતમાં મુસાફર કહેવા જુના મિત્રો હોવો તેવા દિસોચ, હં!" વાલેનટાઇન બોલ્યો. "આપણે ઘર ગઇ કાલે એવણુ આવ્યા હતા, અને કશાની નહીં પણુ તમારા સર્વોત્કૃષ્ટ ગુણોનીજ વાત કર્યા કરી. મારાં માય, તેવણુના ધારા મુજબ બાજાં લોકો વિષે કાંઇ ઘણી આતુરતાઇ નહીં દેખડાવે, પણુ આપણાં શેઠયાએ તમારી વખાણુ કર્યા પછી તમોને જોવા બહુ ઉત્કંઠીત છે,—તેથી નિરાસ નાં કરશો."

મેં એ વખત નહીં ચુકવાની કબુલાત આપી, અને તે દિને સાંજે સાત વાગે હુ 'સંટ-જૉન્સ-ઉડમાં લેડી એસ્ટમિયરના ઘરના દિવાનખાનાંમાં દાખલ થયો.

વાલેનટાઇન જે હમેશાં એવી વખતે પાછળ પડતો, તે આ વખતે પણુ કપડાં લુગડાં બદલવા ઇo સુધરેલા કાળને લગતી ઝીણી ઝીણી ચીજોમાં રોકાયલો હોવાને લીધે ત્યા હાજર નહીં હતો; પણુ હું દાખલ થતાંજ એક બાનુને મારા ભણી હાથ લંબાવતી આવતી મેં દીઠી, તે ઉપરથી હું સમજ્યો જે, હું લેડી એસ્ટમિયર સામે મોહાડે મોહોડું આવી લાગ્યો છું. જો કે તેણી બહુ ઉચી નહીં કહેવાય, પણુ મધ્યમ કદ કરતાં ઉચાં, અને તેવણુના દિકરા જેવાં દેખાવલાં, અન તે

બેટાને આબેહુબ મલતો ચેહેરો પણ વધુ મધુર, સોહામણો, સુશોભીત, અને નારીજાતીના નાજુક ચેહરો હતો. પેહેલી જે વસ્તુ મારા મન ઉપર અસર કરી તે, લેડી એસ્ટમિયરની મહાન ખુબસુરતી હતી; તેણી બહુ રૂપાળી અને પાતલી હતી, બલકે છોકરી જેવો દેખાવ હતો, એક પળવાર આ નાજનીને મારા ઊંચા કદના મિત્રની માતા તરીકે લેખવું હાસ્યજનક મને દિસ્યું; પરંતુ, બીજીજ પળે જોનારને જાણીતા કરતી હતી કે, અતિસ્ય જુવાનીના તેણીનો ખ્યાલ આપે છે, તે માત્ર અલ્પ ઝલ્પ છે,—કદાપ તેણીનાની ખુબીભરી વર્તણુક, લાવણ્યતાવાળી રીતભાત, અને સિદ્ધા ટટાર ચાલ ચલગતને લીધે એવું દેખાય છે. વાલેનટાઇનની ઉમર જાણવા વિના પરિક્ષા ઉપરથી હું કહી શકું કે, તેણીને ચાલીસથી ઉપર વર્ષ હોવાં જોઈયે. તેણીના સ્વરૂપનો રંગ ફિક્કો પણ નીરમળ હતો, તેણીના સઘળી આકૃતિયો બહુ સારી અને નિયમ પૂર્વક હતી. અને તેણીએ આવકાર દેતી વેળાએ મારા હાથમાં મેલેલા તેણીના હાથની નાજુકાઇ, નાધલાપણું, મેં તરતજ જોયું; તેણીનાં નેણમાં જે મનોહર નરમાસ હતી, તેને જો વર્ણું તો, રોમની ખુબસુરત સ્ત્રીઓની સખીઓમાંની કેટલીકોની આંખ્યો સાથ સરખાવું, પરંતુ તેણીની આંખ્યો તમારી આંખ્યો સાથે સ્પષ્ટ રીતે નિષ્કપટીથી,—પણ મારે ઉમેરવું જોઇયે કે—મગરૂરી સાથ એક થશે. તેણીના સઘળા આકૃતિયોમાંની અતિ લક્ષ્ય યોગ્ય આકૃતિ જે હું છેલ્લે વર્ણું છું, તે—લેડી એસ્ટમિયરનાં માથાંનાં કેસ છે. એ જાડા અને ભરભાર હતા, મગર, કોઇ કુદરતના પ્રકૃતિની કળાથી જુવાન-

વસ્થાની પુષ્કળતા ધરી રાખી હતી ખરી, પરંતુ બર્ફ મિસાલનાં ઉજ્જ્વલા થઇ ગયા હતા. તેણી યા વીધવાની ટોપી કે કાંઇ પણ પ્રકારનું માથાંનું ઢાંકણુ પેહરેલું ન હોવાથી એ માથાંનાં કેસની અસર જોનારને પહેલીજ પળે આશ્ચર્ય પમાડનારી હતી. પણ થોડીજ મીનીટમાં તમને ખ્યાલ આવશે જે, એણીનાં ચેહરાનો ઘાટ આ સ્વચ્છ ઉજ્જ્વલા કેસનાં કરતાં કોઇ બીજી ચીજ પૂરું બંધ બેસતી, વધુ સુંદર અને અલૌકીક નહીં કરી શકે. લેડી એસ્ટમીયર એવાં હતાં; અને જો તેવણનો સ્વભાવ તેમની બહારની મોહીણીઓનાં સરખીજ હોય તો, વાલનટાઇનના એકવારનાં શબ્દો:—"ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ, રૂપાળી અને અતિ ઉમદા સ્ત્રી છે,"—એ કાંઈ ખાલી પ્રશંસા કરેલી નહીં ગણાયે.

તેવણે મને અનાયાસ રીતભાત અને પૂર્ણ સભ્યતા સાથ આવકાર દીધો, અને મારા હામીની ગેરહાજરીથી કાંઇ પણ પ્રતીકુળપણું લાગતું હોય તેમાથી થાડાક સુખરૂપી ચુંટેલા શબ્દોથી મને કેવળ નાવારણ કરયો. મને મયાથી આદર સ્તકાર આપ્યો અને પોતાના નજદીકની ખુરશી ઉપર બેસાડયો. તેવણનો સાહાદ ધીમો અને મધુર હતો, પણ તે મધુરતા તળે ઉદાસીનો અંશ હતો. ખરેખર મારાથી એમ કહેવાય કે, લેડી એસ્ટમીયરનો સામટો દેખાવ અને રીતભાત કોઇ તીવ્ર અવલોકન કરનારને એવો વીચાર આપતો હતો કે, તેણીનું ભાગ્ય દુખ્યારૂં હોવું જોઇયે.

"મેં તમારા વીશે બહુ સાંભલ્યું છ, મી૦ નોરીસ," તેવણ બોલ્યાં—"વાલેનટાઇન અને લાર્ડ રાથવેલ, બંધેથી

હું તમોને જોઇને બહુ ખુશ થઇ છું; વાલેનટાઈન તમોને પોતાનો જાની—મિત્રલેખેછ, અને આપણુ બંધે માયે-દીકરાં, એક વીચારનાં છીયે. તેથી તમારે એકની જગ્યોએ બે મિત્ર હોરી લેવાં પડશે."

હું એક યોગ્ય ઉત્તર મનમાં રચતો હતો, તેટલાંમાં બારણું ઉઘડયું અને વાલેનટાઇન દાખલ થયો, તે એખલો નહીં હતો; એક ઉંચી સરીખી છોડી પણુ તેની સાથ બારણુાંમાં ઉભી હતી. વાલેનટાઈનનો હાથ તેણીની કમર અતરાફ વિંટલાયલો હતો. આવા દેખાવ સાથ એક પારકાએ જોઈ કરી તે છોડીજ માત્ર આકલી પડી ગઇ હતી. વાલેનટાઇન, તેનાં શિરીસ્તા મુજબનાં તેજસ્વી ઢબે સાંમે આવ્યો. "તમો અહીયાં છો, ફિલીપ!" તમોને બારણું ઠોકતાં મેં સાંભલ્યું નહીં, હું બહુ દલગીરછું. પણુ મારાં ગાતા અને તમો એ પ્રસંગની બરોબર ઉતરયાં હશો એમાં કાંઇ સંદેહ નથી. કલૉડીન અને હું બધે જંણુ બાગમાં હતાં, અને લંડનનાં ધુમ્મસ્યામાં બચી રહેલું ગોલાબનું ફુલ સુંટી કાઢવાની યત્નમાં હતાં." તે લેડી એસ્ટમિયર તરફ રૂખ કરી બોલ્યો. "કલૉડીન,—મિસ નેવિલ, મારી—ભત્રીજી છે, મી૦ નોરિસ." લેડી એસ્ટમિયર બોલ્યા અને એ ઉપરથી તે જુવાન નાજનીને અને મેં રાખેતા મુજબ એક બીજાને જેગોપાળ કરી.

વાલેનટાઈન એક વાર મારી આગળ પોતાની રંગીલી ઢબે, કોઇ તેની પિત્રાઇ બેહેન તેની માતા સાથ આવનાર છે કરી બોલ્યો હતો, પણુ તે વેળા મેં તેનાં બોલવાપર કાંઇ ઝાઝું ધયાન નહીં આપ્યું હતું. એ લીધે કલાડીન નેવિલ

એક વિસ્મય ભીસાલે મારી સામે આવી લાગી, પણ એ વિસ્મયતા એવી રૂચીર અને ખુશકારક હતી કે, એ જુવાન પિત્રાઈ સગાં જે ઢબે દિવાનખાનામાં દાખલ થયાં હતાં, તે શું ફક્ત વાલેનટાઈન તરફની પિત્રાઈભાઈ તરીકેનાં વાહાળની સાદી ચિન્હ હતી, કે શું એવો વચ્ચે માહેથી કાંઈ એથી વધુ હતું તેની ખાતરી કરવાની રાત પડયા આગમચનો કાલજી રાખવા લાગ્યો.

જમણુ ઉપર કોઈ બીજાં મેજબાન ન હતાં. અમો સઘળાં એક ગોલ ટેબલ અતરાફ સુતરી અને આનંદકારક રીતે જમણુ લેવા બેઠાં હતાં. પ્રત્યેક વસ્તુ સાદી અને સ્વાદિષ્ટ હતી. વાલેનટાઇન પોતાની માતાની સનમુખ બેઠો હતો, અને લેડી એસ્ટમિયરની જમણી બાજુયે બેસી વચ્ચે મુકાએલા સુંદર ફુલોનાં તુરાની પેલીમેર કલાડીનનાં સુંદર ચેહેરાનો અભ્યાસ કરવાનો મને સંતોષ અને માન મળ્યું હતું. મિસ નેવિલનું સ્વરૂપ અભ્યાસ પાત્ર હતું કરી શોધી કાઢતાં મને બહુ વિલંબ ન લાગો. અલબત, વાલેનટાઈન તો આ ભેગી મલેલી મંડલીનો જીવજાન હતો, અને મેં અને કલૉડીને પણ વાતચીતમાં આપણો ભાગ સારી પેઠે બજાવ્યો. લેડી એસ્ટ-મિયર વારંવાર વાત કરતાં હતાં, પણ આપણી મંડલીના જુવાનીયાઓનાં કરતાં એઓના શબ્દો સ્વભાવિક રીતે વધુ ગંભીર વળણદાર હતા. આપણી વાતચીતમાં રાથવેલ અને તેવણુની તરેહવાર વિલક્ષણતાઓ અતિ ફળવંત વિષય થઈ પડી હતી. મને એમની સાથ શી તરેહથી પિછાણ પડી અને એવણુનો મારી ઉપર શા માટ એટલો વહાલ હતો તે

જાણવાને લેડી એસ્ટમિયર બહુ ઉત્કંઠીત હતાં. એ આપણાં બચ્ચેનાં મેળાપનું કથન કરવાનું નિમિત કારણ થઇ પડયું, અને તેમાંની જે હાસ્યજનક ભોઇ હતી એટલે મી૦ ડન્સટેબલની સંકટભરી હાલત અને તેમની નાશીપાશીનું અચ્છું વર્ણન મેં આપ્યું. એકાંત જગ્યા ઉપર જે એઓએ બંદર કરયું હતું અને તે સ્થળ મારૂં હતું, એ બાનાએ લેડી એસ્ટમિયરને ઘણાંક સવાલો મને પોતાને લગત પુછવાનું ઉત્તેજન મળ્યું અને પ્રભુ જાણે કેમ, પણ ઘણાંજ મોકળાશથી અને અંકુશ કે આનાકાની વગર, હું મારી બચગીના દિવસોનું બ્યાન આપવા લાગ્યો. એ બાનુની નરમાસભરી મયાળુ આંખ્યો મને ત્રણ ભાવ સાથ દેખ તી હતી, જેથી, વખત વખતે આગળ વધવાની મને હિંમત મલતી. વાલેનટાઇન મુજને આવો સુભ ચિત બોલતો જોઇ બહુ હર્ષ લેતો હિસતો હતો અને મીસ નેવિલ શરમાળપણાંથી જોતી અને હું જેનઈ ખુશી થતો હતો કે કેટલીક પ્રસંગે લાલ જેરાનિયમ્સ-ફુલોની વચ્ચેથી હમદર્દિભરી ચસ્મોએ જોતી હતી. એવો હું તેઓ તરફ ખેંચાયો કે, મારી બચગી વીશેનું જે કાંઇ હું તમોને કહી ચુકયો છું, તે લગભગ સઘળું મેં તેમને કહી આપ્યું. મારા પિતાની જીંદગીના ભેદ વિશેનું અને મારી મર્ણ પામેલી માતા વીશેની હકીકતનું મારૂં કેવળ અજાનપણું, કશું બોલ્યો નહીં. સ્વભાવીક રીતે તેઓએ મારા બાવા વીશેનાં સવાળ પુછયા, અને મારાથી બની શકતી સારી રીતે મેં વર્ણન આપ્યું, તેવણની સ્તુતી કરી અને વાહાળ સાથ તેમનાં વીશેની વાતો કરી. "શું અજાયેબ બાળપણ!" લેડી એસ્ટ-

મિચર, એક પળવાર પોતાનો ખુબસુરત હાથ મારાં ખભાંપર મુકતાં બોલ્યાં. "આજે તો તમો બહુ સુખી અને ખુશી હોવાં જોઈયે."

"અજબ કે, તમો એક કવિ થઈ નહીં ઉગી નીકલયા, મી૦ નોરીસ" મિસ નેવિલ બોલ્યા. "પણ કદાપી તમો કવિ હશો બી!"

વાલેનટાઇને મતલબભરી નજર મારા ઉપર ફેંકતાં જોઇ ઉમેરયું. અને વાલેનટાઈનની આંખો જોતાં બેવકુફી ભરી શરમની લાલી મારા ચેહેરા ઉપર પળવાર ફરી વળી.

"એક કવિ! અલબત એક કવીજ છે. એવણનું ઉંચું મોટું કપાળ જુવોચ કેની?" વાલેનટાઈન બોલ્યો. "કાંયે, મારાં વાહાલાં કલૅાડીન, એવણે તો કેટલાક કરૂણારસ નાટકો, હાસ્યરસ નાટક ઈત્યાદી સઘળું લખી કાઢયુંચ—ચોપડા ને ચોપડા એવણને કહો કે એક થેલો ભરી લઇ આવે અને તમોને વાંચી સંભળાવે, એ સઘળાંનો લાભ મને આપવાને માત્ર એવણને ઉતેજન જોઈયેછ, પણ હું દઢ થઈ રહયોછ, અને એવણ ઉપર દબાન નથી ચલાવતો."

એ પોર્યાને ટેબલ તલેથી લાત મારવાની બહુ મરજી થઇ, કારણ આખી જગ જાણે છે કે, જો કોઈ પુરૂષને તે કવિ ન હોવા છતાં, કવિ કહે ત્યારે પ્રત્યેકનાં જીગરમાં છુપો મુસકેરાટ સંતાયલો હોયચ. "પણ એ સઘળું છોડી દેતાં, ફિલીપ," વાલેનટાઇન પાછો અસલી વાત ઉપર આવતાં બોલ્યો. "તમારા બાવા અજાયબ જેવા પક્ષી હોવા જોઇયે—એવું નામ આપવા

માટે. માફ કરજો માયજી. કલાડીન, એવાં એક સ્થળમાં તમો રહો તો તમોને કહેવું લાગે વારૂં ? નવી બોનેટો નહીં, નવાં ફાશન નહીં; દુકાનો, શાપો કાંઇએ નહીં, કલૉડીન,–લગાર ખ્યાલ દોડાવી જુવો!"

"બોનેટોની જગ્યાએ પાઘડી ને ડગલો મેલો, અને તમારી નિરાસી અને નિરાધારીનો સારો ચિત્ર પાડી શકીશ." મીસ નેવિલે શાંતીથી ઉત્તર વાલ્યો.

કંઇક સંતોષ સાથ હું વીચારવા લાગો જે, આગમજનો જે દેખાવ મેં બંધે પિત્રાઈઓ વચ્ચે દીઠો હતો, તે માત્ર ભાઇ બેહેનનો પ્યાર હતો, બીજું કાંઈજ નહીં.

"અલબત બરાબર" વાલેનટાઇ બોલ્યો, "હું તેમનાં વિના મરી જતો રહું. મેં આજે એક બહુ આબદાર નિલમ બાન્ડ–સ્ટ્રીટમાં દીઠું, કલાડીન, મેં તે માણસને તે નંગ એક વર્ષ સુધી એક કોરે મેલી છાંડવા કહયું છે. પછી, તમો જ્યારે તમારી હકદારીએ પોંહોંચો ત્યારે તમો તમારી તરફથી મને ભેટ કરજો." મિસ નેવિલ હસ્યાં, અને તેની એ ઇચ્છા પુરી પાડવાની કબુલાત આપી. પછી બાનુંઓ, સીરીશતા મુજબ હમોને ત્યાંજ છોડી તેમનાં બેઠકવાલા ઓરડામાં ગયાં. મારે કબુલ કરવું જોઇયે કે, આટલા થોડા વખતમાંજ કલાડીને મારા મન ઉપર બહુ ધાડી અસર કરી હતી. એ હું મારાં સાચાં અંતરજામીથી કહેલું કરી તમારે માનવું જોઇયે, કારણકે આ પાનાઓમાં પ્રિતીનો એક શબ્દ પણ મેં બોચર્યો નથી. પરંતુ જુદે જુદે વખતે મેં સ્ત્રીઓને

જોઇચ, અને કોઈ કોઈવાર એક યા બેથી મારૂં દિલ ફીકર-મંદ થયું હતું ખરૂં, પણ મારૂં ભવિષ્ય હજી આવ્યું ન હતું, તેથી મારા છોકરવાદી ભાષણો, ઉમેદો, ના ઉમેદો, તિરસ્કાર, અને ધિક્કાર અને ભુલકણાંપણું, એ સઘળાંથી હું તમોને ઇજા આપવા નહીં ચાહતો. આજ સુધી મેં વાલેનટાઇનનાં પિત્રાઇ જેવી મનમોહન સુંદરીને મેં જોઇ ન હતી, તેથી તેણીનાં વિષેનું સઘળું કંઇ જાણવા ઇચ્છું છું. એટલુંજ, "મારા માથે તમોને કહેવાં લાગેચ?" વાલેનટાઇને લગાર આતુરતાઇથી મને પુછ્યું. "હું એટલુંજ કહું છું, કે તેવણ વીશે વાત કરતાં તમો જે શબ્દો વાપરો છો તેનો અર્થ હવે હું સમજી શકું છું. હું વધુ બોલી નથી શકતો, શીવાયે કે, મને તેવણ સાથે પિછાણ કરાવી તે વિષે હું તમારો આભાર માનું છું. તમારાં પિત્રાઈ કહેવાં ભલાં છે, તે વીશે તો તમો આજ લગી કાંઈ બોલ્યા નહીં!" હું બોલ્યો.

"હું નહીં બોલ્યો હતો? અમો જેવા પોર્યાઓને તેમની પિત્રાઇની ખુબીઓ એટલી સાધારણ લાગે છે કે, તે વિષે કાંઇ ઘણું બોલતા નથી."

"કાં? તમારૂં ભલું થાય! તેણી અતિ રૂપાળી સુંદરી છે એટલું તમે જોઈ નથી શક્તા?"

"હા, અલબત હું જોઇ શકું છું. એક બીજાંની ઉપર આપણે બહુ ભાવ રાખ્યે છૈયે. હું તેણીને અપાર ચાહુંછ."

"તમારાં સુભાગ્યની બરાબર બુજ નથી એવું લાગેચ. હું ધારૂંચ કે, તમો વચ્ચે સઘળું નક્કિ થઇ ચુકું હશે?'

"હા, હું ધારૂંચ." વાલેનટાઇને બેદરકારીપણે ઉત્તર વાળ્યો. "ચાલો, ત્યારે મારે તમોને મુબારકબાદી આપવી જોઈયે!"

"હા, સઘળું નક્કિ થઇ ચુકુંચ; હમો કોઇ દીન પરણશું— કંઈ એકુ બે વર્ષમાં. હું ધારૂંચ કે તમારી ચીરૂટ બુજાઇ ગઈ? ચાલો, આપણે અંદર જઇયે, અને કાંઇ ગાયણનો ઉપભોગ કર્યે."

આપણે બાનુંઓમાં જઇ બેઠા. વાલેનટાઇન અને કલાડીન બંધે સાથે ગાવા વગાડવા લાગ્યા, અને એઓને એવી સંયુક્ત ભજવણીઓ કરવાનો મહાવરો હોવાને લીધે, એની અસર બહુ મન રંજન અને સંતુષ્ટકારક લાગતી હતી. ખુલ્લી રીતે તેઓ સ્નેહી મિત્રો લાગતાં હતાં, પણ દીવાનખાનામાં દાખલ થતાં વાલેનટાઇનની જે ચાલ મેં દિઠી હતી, એટલુંજ, એ વતરોગે એ જોડાં વચ્ચે તેવી પ્રિતીનો કોઈ ચિન્હ મારી નજરે પડયો નહીં; જેવી પ્રિતી કે કલાડીન નેવિલ જેવી પ્રકૃતિની છોડી, ભર્થાર તરીકે ચુંટી કહાડેલા પુરૂષથી સ્વિકારવાની આશા બાંધે તેવું કંઇ મને દિસ્યું નહીં. લેડી એસ્ટમિયર મારી સાથે વાતે વળગયાં હતાં; અને મેં જોયું કે તેવણ પોતાનાં બેટા અને તેની નેમાયલી ભવિષ્યની બાહોરદાર તરફ સ્વસ્થ સંતોષ અને મનની સમાધાની સાથ દેખતાં હતાં. એવાં દયાળુ અને અકૃત્રિમ એ બાનું દિસ્તાં કે હું પારકો નહીં પણ તેવણનાંજ કુટુંબમાંનો એક આસામી હોઉં તેવું મને લાગતું. અને તેમનાં સાધારણ ઉપભોગમાં એટલી થોડી—અલ્પ મદદ મારાથી અપાઇ શકાતી જોઈ મનસે મારા પોતા ઉપર ખિ-જવાવા લાગ્યો, અને મારી વાતચીત બનતાં સુધી રમુજી અને તેમને મોહ પમાડનારી કરવાની યત્ન કરતો. સાંજ બહુ ઉતાવળે

લપસી ગઇ. જેવો હું તેમને જેગોપળ કરવા ઉભો થયો કે લેડી એસ્ટમિયરે મિઠાસભરી સભ્યતા અને શુદ્ધ ભાવ ભરી ઢબે, એવોની અને વાલેનટાઇનની ભેટ વારેવારે લેવા આવવાની મને માંગણી કરી. કલૉડીને કંઇ ખુશ અને આક્રિત્રમ ટાહુકો પૂર્યો, અને તેમની રજા લઇ, આલ્બમાર્લ સ્ટ્રીટનો રસ્તો માપવા લાગ્યો. એવું વિચારવા લાગ્યો જે, મારી આખી જીંદગીમાં કદિ ન ગુજાર્યો હતો તેવો અતિ ખુશાલી ભર્યો દહાડો અતિ દયાળુ અને મનોહર લોકો સાથ, આજ પેહેલ વેહેલો ગુજાર્યો ; અને કલાડીન નેવિલના જેવી રૂપાળી મધુર સુંદરી મારા દિઠામાં કદી આવી નથી. ભાગ્યશાળી ! ભાગ્યશાળી વાલેનટાઇન !

ઘર પાછો ફરવા પછી ઘણાં વખત લગી પથારી ઉપર ઉંઘવા ગયો નહિં—ચીરૂટ પીતો અને મારાં નવાં મિત્રોનો વિચાર કરતો બેઠો. આજે તો મેં કેટલાં મિત્રો સંપાદન કર્યાંચ—વાલેનટાઇન, રાથવેલ, લેડી એસ્ટમિયર, કલાડીન નેવિલ, એ ઉપરાંત બીજાં ઘણાંએ ઉતરતે દરજ્જેના સંપાદન કર્યાંચ જેનાં નામોને મારા કિસ્સા સાથ કાંઇ કામ નથી. ઉદાસી વળણ ધરાવતા એક પુરૂષને સર્વ કોઇ ચાહેચ કરી જાણવાથી ઉતપન્ન થતી લાગણી બહુ ખુશદાયક હોય છે. લેડી એસ્ટમિયર, તેઓની યુવાનવસ્થામાં, સઘળી વાતે કહેવાં પરિપૂર્ણતા ભર્યાં હોવાં જોઇયે, તેનો વિચાર કરવા લાગ્યો. તેણીનું ડોલદાર, વિચારવંત, ગંભીર, જુવાનીનાં તેજ અને નુર સાથનું સોનેરી કેસ—જે આજે બર્ફ સરીખા ઉજલા થઇ ગયાચ—સાથનું સુંદર સ્વરૂપ મારી કલ્પનાંની

ચશ્મોએ નિહાળવા લાગ્યો; હા, ખચિત, એ આજની સદ્દગુણી ગંભીર સ્ત્રી, તેણીના વખતમાંની એક શ્રેષ્ઠ, રૂપાળી, સદ્દગુણી નાજનીન હોવી જોઇયે. એ થયા કરે વાલેનટાઈનને યાદ કરવા લાગો અને વાલેનટાઇન સાથેજ કલાડીન નેવિલ મારાં મનમાં આવી. હું ત્યાં હતો તેટલા કાળમાં તેણી શું શું બોલી હતી તે યાદ કરવાની યત્ન કરતો—તેણીએ મધુર સરોદે ક્યાં ક્યાં ગાયણ ગાયાં હતાં તે મનમાં તાજાં કરવા લાગ્યો, અને તેણીએ કહેવાં લુગડા પેહેર્યાં હતાં, તે પણ મારા મનની સમાધાની ક્રાજે નક્કિ કરવા લાગ્યો. એ સઘળું અલબત વાલેનટાઇનને ખાતર કરતો હતો. તેની ભવિષ્યની મોહોરદારમાં, તેના સ્નેહી મિત્ર લેખે કાળજી રાખવા હું બં- ધાયલો હતો. પણ હું પથારી ઉપર ગયો તે વેળા મનમાં છાની ઇચ્છા ધરાવા લાગો કે, પેહેલેથીજ વાલેનટાઇન પોતા અને પોતાની પિત્રાયન વચ્ચેની સગાઈ ખુલ્લી રીતે મને જણાવને તો શારૂં થતે કે હું પેહેલી ઘડીથીજ કલાડીનને તેનાં હકદાર માલ તરીકે જોતે.

એ પછીના બીજાં થોડાંક અઠવાડયાં સુધીમાં હું કેટલીક વાર એસ્ટમિયરને ઘર જઈ ચુક્યો હતો, એટલુંજ નહીં પણ એ મારી મુલાકાતો તે લોકો સાધારણ લેખે ગણતાં હતાં તે જાણી હું હરખાતો હતો, અને એટલા અરસામાં, તે ઘરના એ બચ્ચાં લેખે પલોટાઇ ગયો. પરંતુ મને અપાતા હતા તે ખરા ભાવના આદરસત્કાર છતાં, લેડી એસ્ટમિયરનાં ઘરથી નીકળતાં પ્રત્યેક વાર મનમાં બાધા લેતો કે ફરીનો—ઓછામાં ઓછી થોડીક મુદ્દત સુધી તોપણ—તેવણને ઘર જવું નહીં.

પ્રત્યેક વેળા ક્લાડીન ભણી હું વધુને વધુ ખેંચાતો જતો, અને મને લાગ્યું કે તેણીથી મારા મનોવ્યાપારને અસ્વસ્થ થવા દેવામાં મારા મિત્ર તરફ ઘણી ખોટાઇ કરૂં છું. અદ્યાપિ, કંઇ પણ સારાં કારણ વિના, હું તેની સાથે સંસ્પર્શમાં આવવાથી દુર રહી ન શકતો હતો. તેણીની લગભગ આખો દિવસ વાલેનટાઇનની સાથે રેહેતી. દિવસ–કાલમાં ગાયણ–મંડળ, ફુલોનો તમાશો, અને 'ક્રિકેટ મૅચ,' જોવા જતાં, રાતના નાટકશાળાઓમાં જતાં. વાલેનટાઇન સદા એવા સ્થળોમાં મને પોતા સાથે લઇ જવાને ઉત્કંઠિત રહેતો. એક યા બે વાર જ્યારે કોઈ વધુ અગત્યનાં કામમાં રોકાયલો રહેતો કે, પોતાની જગ્યે ક્લૉડીન સાથ મુજને નેમતો. એ વિનંતીઓ જે ખુશાળી મને ઉત્પન્ન કરતી હતી, તે ઉપર હું મનમાં શરમિંદો થતો હતો, અને પોતાને ખોટાઈ ભર્યો લેખતો હતો. કલાકોના કલાકો ક્લાડીનની સોડે બેસી રહેવું, તેણી મારી સંભાળ તળે છે એવી લાગણી ધરાવવી, સર્વ તેણીની ઇચ્છાવો અટકળે પિછાણવી, રાબેતાની તેણીની અલ્પ ચાકરીઓ કરવી, અને તે દિવસના તેણીએ મેળવેળા ઉપભોગ માટેના તેણીના આભાર માનતા શબ્દો સાંભળવાની ખુશી અને પરમાનંદ––એ––પ્રિતીને લગતા કોઈ વિચાર મારાં હૃદયમાં દાખલ થવા દેવા ન જોઇયે, અને દાખલ નહીં થઇ શકે કરી વાકેફગિરીનાં કડવાસ સાથ સમતોળ હતો. કોઈ કોઇ વાર લેડી એસ્ટમિયર પોતાના બેટા અને ભત્રિજી સાથ એ સ્થળોમાં આવતાં. જ્યારે હું તેમનામાં ચોથો થતો ત્યારે તેવણ પણ બહુ મધન થતાં હતાં. ઘણો લાંબો વખત નહીં

ગયો તેટલાં, માતાએ પણ વાલેનટાઇનનાં શબ્દો સ્થાપિત કર્યાં, કે બંન્ને પિત્રાઇઓ અદરાયલાં છે.

"મારી હમેશાની અતિપ્રિય મોરાદ એવોને પરણેલા જોવાની છે;" એવણ બોલ્યાં. "વાલેનટાઇન પછી કદાચ દુન્યામાં શ્રેષ્ઠ કલાડીનને ચાહતી હોઇશ. કોઇ દિને એવો પરણશે, એવી માંહોમાંહેની સમજુતી, જો અદરાયલાં લેખે ગણાઇ શકાય તો, એ લોક તેમ થયલા છ કરી કહેવાય. પણ એ લોક ઘણી લાંબી મુદતથી સાથે વસેલાં છે, બચગીથી એવો જાની—મિત્રો પેઠે એવા મિત્રાચારી ભર્યા ભાવથી રહેલાં છે કે, એવો અદરાયલા જોડાના કરતાં ભાઈ બેહેન જેવાં દિસે છે."

એ ઉપરથી કલાડીન વીશેનાં, એક મિત્રને છાજતા હોય, તે શીવાયના સર્વ વિચારો ઉગતાં ડાહમવાની અને કચડ નાખવાની આશ્રમમાં હું પડયો. લક્ષણનો કોઇ અમુક બળ ધરાવતો હોવા ઉપર હું આજ સુધી ગર્વ લેતો હતો અને તે આ વખતમાં, તે દ્રઢપણાંને મારી મદદે તેડયું. એ ગુણની યોગ્યતા અજમાવાની આ સરસ તક હતી. સરેસ્તા મુજબ, જરૂરનીજ વેળાજ એ વડાઇવાળું હથ્યાર ક્ષિણ થયું. હું ગમે એવો મને પોતાને હસી કહાડતો, દોષવાન ઠેરવતો કે પોતાને ધિકારતો, તોપણ મને પોતાને કલાડીનની બાજુથી વેગળો રાખી નહીં શકતો. દરેક કરતાં વધુ માન ભર્યા હેતથી તેણીને ચાહવાથી અટકી શકતો નહીં; ટુંકમાં, નિત્ય વધુને વધુ તેની પ્રિતીમાં હું હોમાતો જતો.

એમ કહેવાની હું અગત્ય નથી જોતો કે, મારી એ લાગણીઓને લગતો એક શબ્દ પણ મેં મોહોમાંથી બાહાર પાડ્યો ન હતો. મારા એ **જોસ્સાએજ** મને એટલી ઉન્ડાઈયે ઉતાર્યો ન હતો. હજી પણ વાલેનટાઈનની આંખ્યો સાથ મારી આંખ્યો વગર અડચણે મલી શક્તી હતી, અને હું જાણતો હતો કે, વિચારથી અથવા કોઈ કર્મથી વાલેનટાઇન સાથ આજ લગી ખોટાઇ ચલાવી નથી. અગરજો કાંઈ ખોટાઇ થઈ હોય તો, તેથી હું એકલોજ દુઃખ ખમનાર થયલો છું, અને હું તેની ફર્યાદ નહીં ઉઠાવીશ. થોડાક દહાડા પછી હું મારા આત્મસંયમ ઉપર અભિમાન ધરાવા લાગ્યો. મારી લાગણીઓ છુપી રાખવાની મારી શક્તિ ઉપર હું એટલો નિશ્ચિત બન્યો જે, મારા છુપા વાહાલ ઉપર કશો અંકોશ રાખ્યો નહીં. ક્લૉડીનને ફરી નહીં મળવા—જોવાની દિલ સાથ કબુલાત કરવાની મુકી દીધી. ‘હું તેણીને જોઈ શકિશ—તેણીને ચાહી શકીશ, અને મારા વિચારો **મારાજ** મનમાં દાબી શકીશ--અથવા તેમ કરવાની મારામાં શક્તિ છે’ એમ ધારતો હતો.

એ છતાં ત્રણ અઠવાડયાં વીતયાં તેટલામાં, મેં ક્લૉડીનની વર્તણુકમાં ફેરફાર જોયો, પેલું ભોળાં દિલનું ખુલ્લું પ્રતિપાત્રપણું હવે તેણીમાં મેં નહીં જોયું. તેણી મને તજતી હોય તેવું દીસ્યું, અને ખોલાસેથી અને અંકુશ વિના આગમજ મુજબ મુજ સાથ વાત નહીં કરતી હતી. તેણી જાણે મારાથી બીહીતી હોય તેવું લાગ્યું. મેં પેહેલ વેહેલી એ છોડીને જોઈ તે કરતાં આજે એટલી જુદી દેખાતી હતી

કે, એવો દુઃખદાઇ વિચાર મારા મનમાં આવ્યો જે મારી છુપી મોરાદ જે મેં એવી સંભાળથી સઘળાંની નજરથી સંતાડી રાખી હતી, તે આ છોડીએ પિછાણી લીધી છે, અને મારી એ દગલબાજી માટે મને તુચ્છ ગણે છે—ધિક્કારે છે. હવે ગમે એવાં નુકશાને કે દુઃખ ખમવે, મારે પોતાને વશ કરવો જરૂર છે, જો હું તેમ નહીં કરી શકીશ તો, હું કેડે નાહાશી જઇશ! મારી સ્થિતી ઉપર મારો મુખડો શરમથી સુર્ખ થતો—વાલેનટાઈનનો મિત્ર, તેની માતાનો મિત્ર, અને તે છતાં મિત્રાચારીની પેહેલામાં પેહેલી ફરજ અદા કરવામાં અશક્ય અને પશ્ચાત! ઓ પ્રભુ! કલૉડીન એકલીજ, મારી એ નબળાઈથી જાણીતી થયલી છે, અને મને લાગતું હતું કે. તેણી મને ખુલ્લો નહીં પાડશે; પણ મારે ત્યાંથી નીકળી જવું; ગમે ત્યાં—તેની કાંઇ ચિંતા નહીં—પણ વેહેલું જવું. પરંતુ એવી અંતર્યાંક યુક્તિ કહેવી અપ્રતિષ્ઠિત અને નાદાની ભરી દિસે છે! હુ જાણુતો હતો જે એક અઠવાડયાંના અંદર કલાડીન ચાલી જનાર છે, અને અનિયમિત વખત લગી એ-ણીની દુર રહેનાર છે. ખચિત, એ થોડા દિવસ તેનાથી વેગળો રહી શકું તેટલી શું મારા મનની મજબુતાઈ નથી? કામ ધંધામાં ગોઠાયલો રહું છું કરી, અથવા એના જેવાજ બીજા બાહાનાં કહાડીશ; અને કલાડીન એકવારની ગાલી જ્યા કેડે, મોહણી નિકળી જશે, અને હું પોતે પાછો મારા અખ-ત્યારમાં આવીશ. તેમજ થવા દો. એવા વિચાર કરવા લાગ્યા."

ચાર દિવસ લગી પથ્થર સરીખો હું થઇ બેઠો. વાલેન-ટાઇન, અહીંતહીં લઇ જવાની મને ફીકટમાં વીનવતો. હું

**એનો** આગળ તો કામ ધંધાના રોકણનું બાનું નહીં કહાડી શક્યો, તેથી મારી તબીએત સારી નથી એમ કહેવાની મને ફરજ પડી. એ બાહાનામાં કાંઇક સચ્ચાઇ હતી. મારા મનનાં અસ્વસ્થપણાંએ મારા શરીર ઉપર અસર કરી હતી. હું બેમાર, દુઃખી અને બેચેન હતો.

"ખચિત, તમો ઠીક નથી દિસતા," વાલેનટાઇન બોલ્યો. "પણ મારી પાસ એક અચુક ઓસડ છે. મારાં માય અને હું આવતે અઠવાડીએ બોર્ન–માઉથ જનાર છિયે. આ દહાડાઓ ઉપર ત્યાં નાટક ઇત્યાદીની ગડબડ નથી રહેતી પણ એ સ્થળ બહુ આનંદ દર્શક રહે છે; તમારે હમો સાથ આવવું પડશે. આપણે એક મહીનો રહીશું."

દરિયાઇ હવાજ મને જરૂર જોઇતી હતી. કલૉડીન તો ચાલી ગએલી રહેશે, અને મને લાગું કે એ કરતાં કાંઇ બીજું મને માફક આવતું નહીં થઇ પડી શકે, તેથી મેં તે નોતરૂં ખુશી સાથ કબુલ કર્યું. મેં મનસે ઠરાવ કરયો કે બચી ન શકાય તોજ જવું, નહીં તો કલૉડીનને છેલ્લી સલામ કરવા પણ નહીં જવું. તેણી મારા ધાર્યા મુજબ, જો એક ખરી સ્ત્રી હશે તો તેણી મારૂં વેગળું રહેવાનું કારણ પિછાણશે; પણ એક બાજુથી એવો ઠરાવ કરયો, કે બીજી તરફથી તે ભાંજી પાડવાની ફરજ પડે કરી આતુરતાઇથી ઇચ્છતો હતો. મને તે ભાંજવાની ફરજ પડી. સવારના વાલેનટાઇનનો એક ટેલીગ્રામ આવ્યો; "ફ્લૉરેલ—હૉલમાં હમોને મલજો. તમારે કલૉડીનના ગાયણ—મંડળમાં લઇ જવું પડશે."

એ વાંચી મારૂં હૃદય અંદર ઉછળવા માંડયું; ના પાડવાનું ન બને એવું હતું. હું ફરી એકવાર તેણીને જોઇશ—હું મનમા વિચારવા લાગ્યો—લગભગ ત્રણ કલાક તેણીની બાજુએ બેસીશ; અને પછી છેલ્લી હમેશ સુધીની સલામ કરી છુટો પડીશ.

ત્રણ વાગે હું 'ફ્લારેલ-હૉલ'માં રાહ જોતો હતો. લેડી એસ્ટમિયરની ગાડી આવી ઉભી, વાલેનટાઇન અને કલૉડીન બંધે હેઠલ ઉતર્યાં. જેવી મારા ઉપર નજર પડી તેવીજ, હું ધારૂંચ, કે તે ચમકી. પણ શાંતીભર્યાં નિવૃતિથી હસ્તા-લિંગન કરી. વાલેનટાઇને પ્રશ્ચાતાપ દર્શક દેખાવ લીધો અને પોતાની પિત્રાઇ ભણી ફરી બોલ્યો:—

"કલૉડીન, તમારે આ એકવાર મને માફ કરવું પડશે. હું બહુજ દલગીર છું; આજે સાંજે કંઈ કામસર એક માણસને મળવાને બંધાયલો છેઉં, તેથી ફિલીપને મારી જગ્યા લેવાની, અને તમોને પોતાની સંભાળ તળે લેવાની મેં અરજ કરી."

આ પેહેલ વેહેલીજ વખત કલૉડીનને મેં ગુસ્સામાં આવેલી અને ચિંડાતી દિઠી. તેણી પેહેલાં વાલેનટાઈનને, અને પછી પાછી ફરતી ગાડીને જોવા લાગી. અગરજો વાલેનટાઇનના હોકમથી ગાડી તરત ચાલવા નહીં માંડી હતે તો તેણી ખચિત પાછી ગાડી ઉપર ચહડતે.

"તમો રોકાયલા છો કરી જાણતે તો, હું ખચિત ઘરમાં રહેતે; આ રીતે મી૦ નૉરિસને તશદી નહીં આપતે!"

"હા," ખરૂં મારી પ્યારી ક્લૉડીન," તે તોહોમતદાર લેશભાર પણ શરમાયા વિના બોલ્યો. "એમજ, તો તમો ઘરમાં રહેતે, અને સુંદર ગાયણો સાંભળતાં અટકત તેથી મેં ફિલીપ ઉપર તાર કર્યો. મારા કદરદાનીભર્યા વિચારનો આભાર માનો, અને ચાલ્યા જાવો, વખત થઈ જાયચ! ટીકીટ આ રહી, ફિલીપ;"

એકુ પણ શબ્દ ઓચર્યા વગર ક્લૉડીન મારી સાથ ચાલવા મંડી. વાલેનટાઇન ખુશ મિજાજથી હમો તરફ ડોક નમાવી તેને માર્ગે ગયો. થોડીજ મિનાટમાં કૉનસર્ટ-હૉલની મધ્યમાં આપણે બંને જણુ પાસે પાસે જગો લઈ ગોઠવાયાં. યાતો આપણે વેહેલાં આવ્યાં હતાં, કે પછી ગવેયા વખતસર નહીં તૈયાર થયલા હોય, ગમે તે હોય પણુ આપણને ઘણો વાર ઠોભવું પડશે એવું લાગું. ક્લૉડીન સલામતી સાથ ગોઠવાઇ અને યાદી-પત્રી, (પ્રોગ્રામ) હાથમાં વેરો કે મારા ભણી ફરી. "મને કહેવાની અગત્ય નથી કે, તમારી સભ્યતાનો લાભ લઇ તમારો વખત આ રીતે રોકવામાં હું નિર્દોષ છેરૂં" તેણીએ શાંતીથી કહ્યું.

"એવી રીતે વખત રોકવાને મેં ના નહીં પાડયું હતુ હું આશા રાખું છું કે, તમો કૉનસર્ટનો અચ્છો ઉપયોગ કરશો." હુ ફક્ત એટલુંજ બોલ્યો.

"વાલેનટાઇનને એવું કરવાનો કાંઇ હક નથી." તેણીએ વધાર્યુ. "એવણુ બહુ અવિચારી અને કોઇ વેળા હલકાઈ ભરી વર્તણુક ચલાવે છે."

"હા, પણ હમેશાં નહીં. એજ પ્રકારની બેફિકરાઇ અને ખુશ મિજાજ, એવણને કદાચ મોહિણી આપતી હોય."

"તમે તેવણનાં મિત્ર છો તેથી તેવણની ખોડ—ખાંપણને ઢાંકો છો, બલકે ટેકો આપો છો."

"હું તેવણનો મિત્ર છેઉં ખરો; અથવા તેમ છું કરી ઉમેદ રાખું છું." હું ખેદમાં બોલ્યો.

"હું તો માત્ર તેવણની પીત્રાઇ છું, અને બહુ હેતથી ચાહું છું, છતાં તેવણની કસુરો તેવણનાં મોહોડાં ઉપર કહેવાની હિમ્મત ધરાઉ છું."

"મારા સમજ્યા મુજબ, 'પીત્રાઇ' એ શબ્દ તમારા અને વાલેનટાઇન વચ્ચેની સગાઇનો બરોબર ખ્યાલ આપનો નથી." ખોદા જાણે છે કે, મેં બનતી શાંતાથી બળકે મજાક ભરી ઢબે ઉપલા શબ્દો ઓચરવાની યત્ન કરી હતી, પણ ફોકટ. મારા સાદમાનો કડવાસ અને ગમગીની દુર નહીં કરી શકયો. કલૉડીને આંખો નીચી કરી, અને તેના ચેહેરા ઉપર રતાસ ફરી વળ્યો. જાણે સાંભળ્યું નહીં હોય તેવું ડોલ ઘાલી પોતાનાં હાથમાંની પત્રીકા જોવા—વાંચવા લાગી. "ચપો!" તેણી હળવેથી બોલી. "આણુને સાંભળવાનો વખત આવ્યોચ પેલું ગણત્રીથી મંડાય છે."

જેવી તેણી બોલી ચુકી તેવુંજ વાજીંત્ર વાગવા માંડયું અને તે સાથેજ ત્રણ ગવૈયાઓએ પોતાનું કામ માંડયું.

એ સ્થળ ઉપર તે દિન ઇટાલીયન આકાશો પરથી ઘણાંક તારા વધઘટ મહત્વના ચુંટી લાવી ચમકાવ્યા હશે, અને

ઘણાંક સાંભળવા આવનારાઓનાં હૃદય હર્ષિત કર્યાં હશે, પણ મેં તે ઉપર થોડુંજ લક્ષ દીધું હતું. અથવા તો મારી બાજુએ સુંદર જુવાન ચેહેરાનું જે પરીપુર્ણ ચિત્ર હતું તેની ઉપર નજર કરતાં જે સ્વપનામાં હું પડયો હતો તે સ્વપ્નાને ઉત્તેજન આપવામાં એ ગાયણો કામે લાગાં હશે. ભુરા ચળકતા વાળ અને સોહામણાં ગળેબંધની વચ્ચે પ્રકાશતી ઉજલી નાજુક ગરદન અને તેનો સોહામણો કાન જોવામાં હું મેળવતો હતો તે ખુશી સાથ ગાયણ સાંભળવાની ખુશી કુચ્છ ન હતી. મને નિશ્ચે છે કે, કોઇ પણ સ્ત્રી તે વિશાળ મંડપમાં કલૉડીન સાથ સરખાવીએ તેવી ન હતી; કોઇ એવું મનોહર અત્યાનંદમય આકારવાળું, કોઈ એવા સેહામણાં નાજુક હાથવાળું, કે કોઇ એવું સોજાઇ અને સુઘરાઈનો પેહેરવાસ પેહેરેલું નહીં હતું; અને તેણીની એ સઘળી કિર્તિઓ સાથ એરામિયરની હતી; અને બે કલાકમાં આટલો પણ તેની વીશેની નાઉમેદીભર્યો સ્વપનો જોવા માટેની મુર્ખાઇ અને મારા મિત્ર તરફની મારી દગલબાજીને બેદુવા મારતો થઈશ. અરે! એ છોડો વાલેનટાઇન સાથ અદરાઇ તે આગમજ મેં દિઠી હતે! અથવા વાલેનટાઈન તેણી મારો મિત્ર ન હતે!

શું કલૉડીને મારા કરતાં વધુ લક્ષ ગાયણ ઉપર આપ્યું હતું શું? હું કહી નથી શકતો. આપણુ ઘેર પાછાં ફરતાં રસ્તામાં એ વિશેની તો ધમધોકાર વાત ચલાવી, પણ કોણ જાણે કેમ, આપણે તો તે ગાનારાઓનાં નામ પણ વિસરી ગયાં હતાં, અને જે જે ગાયણો ગાઈ સાંભળવાની તેઓએ

કૃપા કરી હતી તે પણ વિસરી ગયલાં. ક્લૉડીન એક ચપળ જુવાન સ્ત્રી હતી, તેથી હમેશાં તેણીની 'કાનસર્ટ' પછી ચાલીને ઘેર જવાનું પસંદ કરતી હતી. "એવા એક મોટી ભંજવણીમાં ગયા પછી જો હું ચાલવાની થોડીક કસરત ન લેઉં તો મને માથામાં દરદ પેદા થાય છે." તેણી બોલી 'સેંટ જાન્સવુડ' સુધીનો રસ્તો બહુ લાંબો છે, પણ જો તમો કંઇ દરકાર નહીં કરો તો હમો ચાલતાં ઘર જઇયે. વાલેન-ટાઇન ક્યાં હશે; કોણ જાણે." વાલેનટાઇને પોતાનો દેખાવ નહીં દીધો તેથી થોડીક મીનીટ વાટ જોઈ હમો ચાલતાં નિકળી પડયાં.

આપણે બોળકનાં સોબતીઓ તો ન હતા. નિત્યના વેહે-વારને લગતા કંઇ બે ચાર શબ્દો વગર વધુ બોલવાની હું હામ નહીં ભીડી શકયો, અને વાતચીત કરવામાં ક્લૉડીને મને બહુ થોડીજ મદદ કે ટેકો આપ્યો. જ્યારે આપણે 'સેંટ-જાન'નાં વધુ શાંત ધોરી રસ્તાઓ ઉપર અને છુટું પડવાની સ્થળની નજદીક આવી લાગાં ત્યારે આપણી જીભ જરા ઉપડી.

"શા માટે આટલા દિવસથી તમો દેખાયા નહીં?" ક્લૉડીને પુછયું. લથડતી જબાંએ કામની રોકાણનું બાહાનું મેં દેખાડયું. તેણી મારૂં માનતી ન હોય તેવું ડોળ દેખાયું.

"વાલેનટાઇન કહેચ કે, તમારી તબીએત સારી નથી; ખરી વાત?" "હું ધારૂંચ કે ફક્ત દરિયાઇ-પવન સારૂં હું નિસોસ ખેંચુચ—એથીજ કંઇ હું જરા ઠીક નથી ચાલતો.

આવતે અઠવાડીયે એઓ સાથ 'ઓર્ને માઉથ' જવાની મેં વા-લેનટાઈનને કબુલાત આપીચ."

"તેમ તેવણ બોલતા હતા. મારાં ફુઈજી એ સાંભળી બહુ ખુશ થયાં. તમો તેવણને બહુ ગમો છો, મી૦ નૉરિસ, તમારે એ વિશે બહુ અભિમાન ધરાવવું ઘટેચ."

"હું તેમ ધરાઉં છું" મેં જવાબ દીધો. "મેં કદી જોયાં નથી એવાં ઓવણ એક સ્રેષ્ઠ મધુર બાનું છે."

"ખરેખર તેમજ છે, મી૦ નૉરિસ—ઉત્કૃષ્ટ મધુર છે, હું કહી શકુંચ. તેવણના વખતમાં તેઓએ પણ બહુ દુ:ખ જોયુંચ; તેવણનાં ચેહેરા અને સાદ ઉપરથી એટલું તો તમો પામી ગયા હશો. સાદમાં ઘણાંક ગુણ સમાયલાં હોય છે—નહીં કે?"

મેં એ વાત માન્ય કરી, અને લેડી ઓસ્ટમિયર બાબેની સ્તુતીમાં થોડાક વધુ શબ્દો બોલ્યો. "તેવણને મિત્રો એટલા થોડા છે કે" કલાડીને બોલવું જારી કર્યું. "તેવણને એક નવો—અને હું ઉમેદ રાખુંચ કે—એક ખરો મિત્ર હાથ કરતાં જોઈ હું બહુ હર્પિત થઈ છું. કારણ કે, સુકિરતિ માં કે અપકિરતિમાં, તમો તેવણના ખરા અને સાચ્ચા મિત્રો થઈ રહેશો; ખરૂં કે ની, મી૦ નૉરિસ?"

"કોઈ બદગોઈ કે નિંદા, લેડી ઓસ્ટમિયર જેવાને જવલેજ ઈજા દઈ શકે" કલૉડીનના ઉપલા સવાલની ઉત્કંઠિત રીત ઉપર અજબ થતો મેં ઉત્તર વાળ્યો.

"કદાચ નહીં;" તેણી બોલી. "પણ ચાલો આપણે ઘર આગળ આવી પોંહોતાં. તમો અંદર આવી તેવણ સાથ ચાહેનું એક પ્યાલું લેશોની?"

"નહીં, માફ કરો," મેં મજબુતાઈથી કહ્યું. "આજે સાંજે નહીં" તેણીએ કંઈ ઝીદ નહીં કીધી; અને મે જોયું કે, આ મારી દેખીતી અસભ્યતાનું કારણ તેણી પામી ગઇ હતી. જેવાં હમો ગેટ આગળ આવી પોંહતાં કે હું બોલ્યો, 'તમોને છેલ્લી સલામ કરવા માટે મારે આ ટક લેવી જોઈયે, મીસ નેવિલ હું બીહુંચ કે, તમો ગયા આગમચ તમોને ફરીથી તો હું નહીં મળી શકીશ. આપણો પાછો મેલાપ થતાં કદાપિ વર્ષો વીતી જશે. કોઈ કોઇ વાર તમો મને યાદ કરશોની?"

જે સ્વરથી હું ઉપલા છેલ્લા શબ્દો બોલ્યો, તે માટે હું પોતાને ધિક્કારવા લાગો, પણ તેમાં મારો ચારો નહીં હતો. હું કલડીનથી છુટો પડતો હતો.

"શ્રાપશાયરમાં તમારા મિત્રોની ભેટ લીધા બાદ, દુન્યાનાં કીયા ભાગ ઉપર તમો જશો?" મેં પુછયું.

"શ્રાપશાયર નથી જતી." તેણીએ બહુ ધીમે અને ઠંડાઈ સાથ કહ્યું. "ત્યાં એક મિત્ર બીમાર છે; મને ગઇ કાલે રાત્રેજ ખબર પડી, તેથી સઘળી મારી ગોઠવણ બદલાઈ ગઈય." "ત્યારે આવતી શનીવારે અતરેથી નીકળી તમો કયાં જશો?" મેં પુછયું.

"હું શનીવારે જનાર નથી, મી૦ નૉરિસ. ફુઇજીએ જીદ કરી પોતા સાથે મને રાખી છે; તેથી મી૦ નૉરિસ જો તમો 'બોર્ન માઉથ' આવશો તો હમો એક બીજાને જલદી મળશું."

એ સાંભળતા હું થીજી ગયો. નશીબનો હાથ નિર્દય હતો. મારી નાડ જોર ધબકવા લાગી; હું શું કહુંચ તે હું મુશકેલે જાણતો હતો. જાણું બૂમેન સાનજ મારૂં વાહાણ ખરાબા પર આવી ડુબતું હોય એવું લાગ્યું, પણ સલામતી અને ઇજતને ખાતર બાવરાપણાંથી કિનારો ઝાલવાની મેં યત્ન કરી.

"હું આવી નથી શકવાનો—હું નહીં આવીશ." મેં પોકાર્યું. "એ ઘણું વધ્યું—બહુ નિર્દય!"

કલાડીનની ચશ્મો ભોંય ભણી થઇ. મારા આ વિચિત્ર શબ્દોના ખોલાસા તેણીએ નહીં માગ્યો.

"ત્યારે તો હું ધારૂં છું કે છલ્લી સલામ." તેણી પોતાનો હાથ લંબાવતાં નરમાસથી બોલી.

"હા, છેલ્લી સલામ!" હું બોલી ઉઠયો. "છેલ્લી સલામ! હું શા માટે બોર્ન માઉથ નથી આવી શકતા તે તમે જાણોચ કલૅાડીન. હું વાલેનટાઇનના મિત્ર છેઉં, અને હું ધારૂંચ કે એક ગ્રહસ્થ, એક આબરૂદાર પુરૂષ છેઉં. કલાડીન, જો હું એક બીજો દિવસ તમારી સંગતમાં ગુજારૂં તો તમારી પ્રિતી શીવાય મિત્રાચારી, આબરૂ, ઇજત સઘળું વિસરી જાઉં. મને ક્ષમા કરો—સલામ!" મને જવાબ જોઇતો પણ ન હતો, અને હું ઠોભ્યો પણ નહીં. મેં એક પળવાર તેણીના હાથ

ગાળ્યો, પછી છોડી દઇ જ્યાં સુધી તે લોકનું ઘર મારી નજરથી છુપ્યું ત્યાં સુધી રસ્તો બનતી ઝડફે કાપ્યો, અને ફિલીપ નૉરિસ જેવો કોઇ દુઃખી હિણુ ભાગ્યનાએ પોતાના નશીબ ઉપર કદુવા નહીં વરસાવ્યા હશે—પણ એ સઘળું છતાં, હું જો મારા બોલ ઉપર અને મારા મિત્ર તરફ સાચ્ચો રહ્યો હોત!

---

## પ્રકરણ ૮ મું.

### જુસ્સાભર અપકર્ષણ.

"એ તો કલેજાનું દરદ છે." વાલેનટાઇન બીજે દીને આવી મારો ફિક્કો ચેહરા અને કાલી કોરણવાલી આંખ્યો જોઈ બોલ્યો. "એ કલેજાનું દરદ છે. હું એ દરદ ચોક્કસ રીતે ઓળખું છું—ખભાના હાડકાં હેઠલ દરદ થાય છે; મને હમેશાં એ દરદ અકટોબરમાં જાયફૂલની મોસમમાં ઉભરે છે. આવતે અઠવાડયે તમો હમારી સાથ બોર્ન માઉથ આવશો ત્યારે બરાબર થઇ જશો. પછી, હું કહેતાં ભુલી ગયો જો, ક્લૉડીન હમારા સાથે આવશે; તેણી પોતાના મિત્રોને ત્યાં જનાર નથી."

"હું તે જાણું છું, તેણીએ મને ગઇ કાલે કહ્યું. હું નહીં આઉં તો બહતર—હું એક નકામો વધુ બોજો થઇ પડીશ," "તેવું કાંઇજ નહીં. તમારા વગર સઘળું ઝાંખુ

અને મંદ રહેછે; હું અને કલાડીન દાખલો લેવા જોગ જોડું છૈયે, અને આપણાંથી કોઈને ઇજા નહી થવાની. ક્યારે તમોને મળવાની વકી રાખ્યે?"

"આ અઠવાડયું પુરૂં થતાં" મેં જવાબ દીધો. મોહોડે મોહોડું ના કહું અને તેના ખુલાસો માગે જે વાલેનટાઇનને સંતોષ નહીં આપી શકે તેવા કારણથી એ નાતરૂ ના પાડવાનો વિચાર કરી ઉપલો જવાબ મેં આપ્યો. સોમવારે તેઓ સઘળાં લંડન છોડી ચાલ્યાં. એઓ જતા આગમચ વાલેનટાઇનને એકલાનેજ હું મળ્યો હતો. લેડી એસ્ટાબેલરથી માયાળુ શબ્દમાં લખાવલી એક ચિઠ્ઠી મને મળી, જેમાં તેવણે અને તેટલું વહેલું તેમની તરફ આવી મળવાની મને ભલામણ કરી હતી, અને હું એવા બેમાર અને દુર્બળ થવા ઉપર પોતાની દલગીરી બતાવી. જેવું મારા જાણવામાં આવ્યું કે તેઓ સઘળા ગયાં, તેવાજ હું મોકળાસથી દમ લેવા લાગ્યો, અને પ્રિતીના ઇલાજ શોધવા—કરવા લાગ્યો.

એનો ઇલાજ કરવોજ જોઇયે, અને એમ હશેજ હું મનસે બોલવા લાગ્યો; પણ જેમ જેમ હું એમ બોલતો તેમ તેમ હમેશાં કલાડાનનોજ વિચાર કરતો મને જોતો. કલાકના કલાક હું ચિંતા કરતો બેસતો અને અતિશે દુ:ખી થતો. શેવટે હું એમાંથી જાગૃત થયો. પેહેલી વસ્તુ તો અપકૃષણ હોવી જોઇયે—એ ગમે એવી કિંમતે, ગમે એવા ખોટે, મારે જાતે કરવી જોઇયે. મેં આગળ તમોને કહેલું છે કે, એક ભારી આબરૂદાર કલબમાં મી૦ ગ્રેસની મદદથી હું દાખલ થયો

હતો, તે ઉપ્રાંત એક બીજી પણ વધુ રમુજી ટોલકીમાં પણ દાખલ થયલો હતો. એ ટોલકી નાની સરખી હતી, જે સાધારણ રીતે ' જુવાન્યાં—કલબ' ને નામે ઓળખાતી હતી, અને મારા જેવા જુવાન્યાઓને અપકૃષણ કરે એવા તત્વો સમાયલા હતા. ત્યાં રમુજી, લેહેરી લોકો ભેગા થતા હતા. રસોઈ સારી પકાવેલી રહેતી, અને દારૂ ઉત્તમ પરીસાતો. ચીરૂટ પીવાની ફોટડામ. ખુલી ભરી રમુજી વાતચીત, ટોલ-ટપ્પા અને ચતુરાઈ ભર્યા જવાબ સવાલ ધમધોકાર ચાલતા. ગંજીફા વગેરે ખેલોમાં જવલ્લ આસાનીઓ શામલ રહેતા. હું સર્વદા શાસ્ત્રાનુસારી પાનાની રમતનો બહુ શોખી હોવાથી, વારવાર એ કલબમાં એ રમત રમતો હતો. સરેસ્તાની સરતો યોગ્યતાની સીમા બાહર નહીં હતી, અને મારી જીત અને હાર બહુ અલ્પ હતી. અલબત તેઓમાં જુગારીઓની નાની સરખી ટોલી હતી, અને જ્યારે ત્યારે મોટી—બહુ મોટી રકમો એકથી બીજે હાથ જવાની અફવા હમોમાં પસરી રહેતી; પણ હજી સુધી મને હેબતાવનારૂં કશું બન્યું નહીં હતું. વાલેનટાઈનનો અને મારો બંધેનો મિત્ર વિગર અને કેટલાંક બીજાં પુરૂષો, જે ગુજને પસંદ હતા, અને જેમને મલવાથી હું સદા ખુશ થતો, તેવો પણ એ કલબનાં મેમ્બરો હતા.

જ્યારે ઉપલો ઠરાવ અપકૃષણ શોધવાનો મેં કરયો, તે ઠરાવ અમલમાં લાવવા એ ' જુવાન્યા—કલબ ' નાં પાસાંમાં ગયો. સાદામાં સાદા અને સેહેલામાં સેહેલા માર્ગ લેઈ મેં પોતાને ' વ્હિસ્ટ ' ખેલનાં અભ્યાસમાં હોમાવ્યો. થોડાક

દાહાડ રાત રાતના રમવા કર્યાથી હું નિત્યનાં જુગારીઓમાં સભાસદ લેખે અને તેમની મંડળીમાં ઇચ્છવા જોગ પ્રાપ્તિ લેખે ગણાવા લાગ્યો. તેથી હું નિત્ય રાતના જતો અને પાનાની રમતમાં એઓની સંયોગોમાં જીતવા અને હારવાનાં ઉદ્વેગમાં હું મનસે ફુલાતો હતો કે, હું રફતે રફતે કલાડીનને વિસરતો જાઉંચ. એ આગમજ મેં વાલેનટાઇનને લખી વાળ્યું હતું કે, તેઓની તરફ આવી મલવાની મેં જે કબુલાત આપી હતી તે પાળવી ન બને એવી છે. વાલેનટાઇને ઉતાવળ અને ગુસ્સામાં ચિતરી કહાડેલી મારાં કાગલની પોંહોંચનો ઉત્તર વાળવાની હજી સુધી મારી હિંમત નહીં ચાલી હતી. એસ્ટમિયરવાળા લંડન છોડી ગયાંને આસરે દશેક દહાડા પછી એક દિને રાતે દશ વાગે હું એ ઉપલી કલબમાં દાખલ થયો. મારા ઓળખીતા દશ પુરૂષો અને તેઓ સાથ એક તરાહેત પુરૂષ હાજર હતો. મારા મિત્રો ભણી સામાન્ય ડોકયું કરી હું તેમની મધ્યમાં જઈ બેઠો. એ અંજાણ્યો પુરૂષ જે કે સામાન્યર્થે કાંઇ કહેતો હતો તે ઉપર સર્વે હસતાં હતાં. એ પુરૂષ આસરે પિસતાલીસ વર્ષની વયનો દિસ્તો હતો, અને સારા પોશાકમાં ઠાઠમાઠ બનેલો, અને દેખતો લસ્કરી પુરૂષ હતો. તેના ચેહેરાની આકૃતિયો સારી હતી, પણ તેના છક્કો એ આકૃતિઓને મળતો આવતો ન હતો. ગોરી ચામડીનો અને હરખભંગ બળુ આંખ્યો વાળો હતો—જે આંખ્યો મને ગરમી કે સચ્ચાઇ વિનાની લાગતી. હાજર હતા તે લોકોને તે સારી રાતે ઓળખીતો હોયે તેવુ લાગતું. એ તરતનોજ માહદ્વિપથી પાછો ફરેલો હતો, અને ત્યાં જે જે પોતે કરેલું

અને દિધેલું હતું તે સઘળું છુટાંપણાથી અને છટાથી બોલતો બેઠેલો હતો. તેનો સાદ ખુલ્લો અને જોશવાળો હતો. દરેક શબ્દ સ્પષ્ટ ઉચ્ચારણનાં અને વાક્યો અચ્છી રીતે ગોઠવાયલા હતા. વિશેષ રીતે જોતાં તેની વાતચીત ખચિત મનરંજન અને દીલખુશ કરનારી હતી, પણ સાધારણ વિષયોની વાતચીતમાં એવો તિરસ્કાર દેખાડતાં મેં કોઈને આગળ દીઠો ન હતો. પ્રત્યેક વસ્તુની વાત કરતાં એની ઠંડી તિરસ્કાર ભરી ઢબ– પ્રત્યેક કાર્ય માટેના કારણો જણાવતો તેની મતલબ– આપણે જે કંઈ પદાર્થો કેટલેક દરજ્જે સુધીની પવિત્ર ગણાય તે માટેની બોલાચાલી, ગુપ્ત ઠઠ્ઠા મશ્કરી, જો એ સઘળામાં નિર્દયપણું અને કઠણ હૃદયપણું ન હતે તો સાંભળનારાઓને રમુજ આપતે. એ પુરૂષે જીંદગી ઘસીને વાવરી છે કરી તેનો ચેહેરો સાબેત કરી આપતો હતો; એને જીંદગીની ખુશીઓ સેસવી લીધી છે, એ તેની વાતચીત દેખડાવી આપતી હતી. ગરજે એ પુરૂષ સ્વભાવિક રીતે પસંદ નહીં પડતો હતો તોપણ બીજાઓ સાથે હું પણ તેના સખત કડવા પણ ચતુરાઈ ભર્યા ટીકા સાંભળ્યા વિના અને તે ઉપર હસવા વિના રહ્યો નહીં.

"એ કોણ છે?" મેં મારી પાસે બેઠેલા પુરૂષને ધીમે સાદે પુછ્યું. "ચેરશામ," તેણે ઉત્તર દીધો, વખત પર રમુજી માણસ, પણ જો છેડાયો હોય તો ફાડી ખાનાર જાનવર થાય છે." "એવુંજ મને પણ લાગેચ." હું બોલ્યો. એટલામાં હાર્ડી એક શ્રેષ્ઠ અને પરિશ્રમી રમનાર, મને રમતમાં લેવાનાં વિચારથી શોધતો દાખલ થયો. "શું! ચેરશામ!

પાછો ફર્યો?" તે બોલ્યો, "હવે આપણે ઉચિત 'રબર' રમી શકશું. કાર્ડ રમવાની કોટડીમાં આવો, કે શું ત્યાં જવાનો હજી તમારો વખત નથી થયો? શ્રીમાન ત્યાં વાટ જોતા બેઠાચ." "ચોથો કોણ છે?" ચેસ્સામે પુછ્યું. હાર્ડીએ અતરાફ નજર ફેંકી. "ચોક્કો નૉરિસ થશે. એને બહુ યોગ્ય અને અચ્છી રીતે રમવા માંડયુંચ." "મને શીખાઉઓ નથી ભાવતા." "છટ! આવો; તમો ફ્રેંચો સાથની રમતથી થાકી ગયા હશો." ચેસ્સામ ઉઠયો અને હાર્ડીંગની પાછળ ગયો. મેં જોયું કે તે બહુ અગવડથી ઉઠયો, અને પાછળ ચાલતાં ચાલતાં મને જણાયું કે તે લંગડો હતો. પણ તે લાકડી નહીં વાપરતો હતો, મગર ધીમેથી અને બહુ મુશ્કેલીથી ચાલતો હતો. તેનો જમણો પગ અપરાધી જણાવતો હતો.

"તે બરોબર આસમોડીયસ જેવોજ દેખાવ રાખેચ, શરીરની ખામી પણ તેવીજ." કાર્ડ-રૂમમાં દાખલ થતાં હું મનસે બોલ્યો. ટેબલ ઉપર પાનાનાં બે કાર્ડ તૈયાર પડેલા હતા. અલબતાં, સર્વ જુવાન્યાઓની પેઠે, હું પણ અહંકાર રાખતો હતો, અને પોતાને હુશીયાર રમનાર તરીકે પિછાણતો હતો. આ નવા આવનારનાં 'શિખાઉઓ' ઉપરનાં અસભ્ય રિમાર્ક ઉપર હું ડંગ થઇ ગયો હતો; પણ જ્યારે આપણ રમનારાઓમાં ભાગ્યાઓ જુદા પડ્યા અને નસીબે ચેસ્સામને અને મને ભાગ્યા કર્યા તે જોતાં ચેસ્સામે પોતાનાં ખભાં ફફડાવ્યાં, અને તે ઉપર હું બહુજ ખિજવાયો. વેંહેંચણીની વારી તેની હતી. "હજી પણ શું તમો લોક આગમજ જેવી હસવા જોગી હલકી શરતેજ રમોચ કે?" ચેસ્સામે પાનુ

ઉતરતાં હાર્ડિંગને પુછયું. "હલકી શાને કહોય તે હું જાણતો નથી," હાર્ડિંગ બોલ્યો, "આપણુ હવે પાંઊડથી રમીએચ. પણ હું ધારૂંચ કે, વધુ લોકો હુમેરાયા પછી તમારેથી ચાહશો એટલી રકમની શરત ઉપર રમાઈ શકાશે."

"ચેસ્સામ ઘણો ચતુર રમનાર હતો, એમાં કંઇ સંશ્ય હતો નહીં. કેટલાએક 'રબર'માં તે મારી સાથે તેમજ મારી વિરૂદ્ધ રમ્યો. જ્યારે હું તેનો ભાગ્યો હતો ત્યારે મારા રમવામાં ઘણીક ખામીયો તેણે જોઈ, અને એ વખતે તેનાં શબ્દોનાં કરતાં તિરસ્કાર ભર્યા ઇશારાઓ બહુ ખિજવનાર હતા. એક બે વાર મારૂ મત તેની વિરૂદ્ધ થયું હતું, પણ તેણે મારી સાથ તકરાર નહી લીધી. પણ પોતાનો નવો દાવ ગોઠવતો, ખભાં ચહડાવતો અને પાછો રમતમાં મળતો. તેની વર્તણુક મને એટલી ખિજવતી, જે હું તેને પુરો ધિક્કારવા લાગ્યો અને તેનાં નાણાં જીતી લેવાનું ઇચ્છવા લાગો. લોકો ઉમેરાતા ગયા અને પાસે ઉભા રહી ચાલતી રમત ઉપર નજર કરવા લાગ્યા, અને ચેસ્સામ પોતાની મરજી મુજબની શરત મારવા લાગ્યો. એ પુરૂષ બહુ છાતીવાલો જુગારી હતો, એ સ્પષ્ટ દેખાઈ આવતું હતું.

એકુ વિરામની વેળાએ કોઈએ મને પુછયું જે, "રાથવેલ સૉમરસેટ શાયરથી પાછા ફર્યા કે નહીં?" "શું તે મુર્ખ પાછો ઇંગ્લંડ આવ્યોચ?" પાના ઉપરથી પોતાની આંખ ઉચકયા વગર, કે તે સવાલ કોણને પુછવામાં આવ્યો તે જાણ્યા વગર ઉપલો સવાલ ચેસ્સામે કર્યો. "ઓ!

હું વિસરી ગયો !" પેલાજ પુરૂષે ઉતર વાળ્યો. "આ કમનશીબ બનાવમાં તે પણ કંઇ મલેલો હતો, હા કેની ?" ઉપલું બોલતાં બોલનારે ચેસ્સામનાં લંગડાતા પગ ઉપર હાથ મેળ્યો હતો. "હા, એનું નખોદ જાય !" ચેસ્સામ ડોળા કહાડતો બોલ્યો. "તે અને તેનાં કરતાં વધુ મોટો મુર્ખ— તેનો મિત્ર." પણ હું તેવોને બંધે ને સારો પુરો પડયો !' એનાં છેલ્લા શબ્દોમાં એવો અર્થ સમાયલો હતો કે, કોઈ કાંઈ ઉતર વાળી ન શકયું.

"કેપટન ચેસ્સામ" હું બોલ્યો, "મેહેરબાની કરી યાદ રાખજો કે હું રાથવેલનો જીવલગ મિત્ર છેઉં." "ખરેખર, તેને પૂર્ણ ઠંડાઈથી ઉતર દીધો, "ત્યારે તો હું માત્ર એટલુંજ કહી શકુંચ કે, ઉપલા મારા શબ્દો તેને કહી બતલાવવાની પુરતી છુટ છે. તમારી વારી છે મી૦ નૉરિસ."

કંઇ વધુ બોલ્યા વિના આપણે રમ્યા કીધા. ભાગ્ય સમતોલ ચાળ્યા કરતું હતું; હું રાબેતાના કરતાં વધુ મોટી સરતે રમતો હતો, પણ હજુ સુધી કાંઈ નુકશાન નહીં પોંહોંચ્યું હતું. રાત મોડી થઈ હતી અને રમત જોનારાઓ એક પછી એક ચાલી જવા લાગ્યા; આપણા ટેબલ ઉપર હવે પાંચ જણ રહેલા હતા. 'રબર'ની રમતની મધ્યમાં મારો મિત્ર [illegible]ગર મને સલામ કરવા આવ્યો. "સાહેબ સલામ; હું હોઉં તો ચેસ્સામથી બહુ હુશીયાર રહું"—તે હળુસે બોલ્યો. "એ પ્રખ્યાત જુગારી છે."

"ઠીક છે," હું બોલ્યો, "ફિકર ના કરશો." 'રબર' પુરૂં થવા કેડે જે માણુસે ઉઠી મને જગા આપી હતી, તે માણુસ

સલામ કરી ચાલી ગયો. તે મારી મુજબ નિયમિત રમનાર હતો, અને બેશક ગંજવામાં કાંઇ ત્રીસેક પૌંડ સેરવ્યાથી ખુશ થઇ ચાલી ગયો હતો. મારા અને ચેસ્સામ વગર બીજા બધા એક પછી એક બદલાયા હતા. આ વેલા આપણાં સોબતી, બે અઘોર પુરૂષ હતા, જેવો રમતનાં શોખને લીધે રમ્યા કરતા હતા અને કોઈને ખાતર પણ શરતની બોલી વધારે નહીં એવા હતા. ચેસ્સામે થોડાક પૈસા ખોયા—એ જોઇ હું બહુ ખુશી થયો હતો, ગરચે એ પૈસા મેં નહીં જીત્યા હતા પણ બીજા રમનારાઓને મળ્યા હતા. એ બાબે વધુ લંબાન ન કરતાં, ટુંકમાં પતાવા ઇચ્છું છું. કારણ કે એ રમત બાબેની તકરારો અને સવાલ જવાબો જેઓને એમાં હિત હોય તેઓ વગર બીજાં મારાં અસંખ્ય વાંચનારાઓને કંટાળા ભરેલું લાગે.

એટલુંજ કે એ પછી હું મોટી શરતો ચેસ્સામ સાથે બકવા અને હારવા લાગ્યો. એના જેવા સાથે શરતમાં ઉતરવા જેટલો મુર્ખ મને જોયો તે ઘડીથી તે બદલાઇ ગયો—તદ્દન જુદો પુરૂષ બની ગયો. તે એકદમ સભ્ય, રમુજી અને હસતો થયો. મારા દુર્ભાગ્ય માટે તે દિલશોજી બતલાવવા લાગ્યો, અને મારા ભાગ્યને ઠપકો દેવા લાગ્યો, જે જોઇ તે પુરૂષો તાજુબ થવા લાગ્યો.

ચેસ્સામને ઇનસાફ આપવા અર્થે એટલું તો મારે કહેવું જોઇયે કે મારા દુર્ભાગ્યનું દુઃખ ઓછું કરવાની અને મેં ખોયલું થોડુંક નાણું જીતવાની હરેક તક મને આપતો ગયો હતો. પણ હું તો ખોતો ને ખોતોજ ગયો. હાર્ટ આપણાં

વિરૂધ લડવા લાગ્યા, અને દરેક દાવ હું હારતો હતો. જે કોરાં કાર્ડ ઉપર હું પેનસીલ વડે મારી હાર લખ્યો જતો હતો, તે રકમો જોતાં હું હેબતવા લાગ્યો. તેનો કુલ સરવાળો કરી જોવાની મારી હિમ્મત ન ચાલી, પણ ઘેલાપણામાં મારા દુર્ભાગ્યની વિરૂધ શરતો પર શરતો બકતો ગયો, અને ફેરફારની વાટ જોતોજ રહ્યો, જે કદિ આવ્યો નહીં.

"તમો પ્રિતીમાં બહુ નસીબદાર હોવા જોઈયે," મારો ભાગ્યો બોલ્યો, "કારણ કે તમો કાર્ડમાં તો હારજ ખાવો છો." હું કશું બોલ્યો નહીં, તેનાં શબ્દોએ મારા મનમાં કમાડીનનો ચેહેરો ઉભો કર્યો; પણ મેં તેને હંસેથી કહાડયો. ઉતાવળે પાનાં ચીપી નવા દાવ સારૂં સામે મેલતાં મારા હાથ ધ્રુજતા હતા.

ચેસ્સામ બગાસું ખાવા લાગ્યો. ઘડીયાલ કહાડી જોયું; સાત વાગેલા હતા. આપણાં પગ તળેનું જમખાનું ચીરૂટના છેડા અને રાખથી પંઠરાઇ ગયું હતું; પીતાં વધેલો સોડા અને બ્રાનડી પાસેની ટેબલ ઉપર પડેલો હતો. જાડા પરદાઓની અંદરથી સુર્ય—પ્રકાશનાં કિરણો ઓરડામાં પડતા; આપણ આઠ કલાક રમ્યા હતા!

"હું બીહુંચ કે આ છેલ્લો દાવ ત્યારે તો," ચેસ્સામ પાનું ખેંચતાં બોલ્યો. "હું હતો તે કરતાં ઘરડો થયોચ, અને આગમજ મુજબ એવાં કામ વધુ વાર કરી નથી શક્તો, કોઈ બીજી રાતે તમારે ખાર લેવો પડશે, મી૦ નૉરિસ. બે શ્રેષ્ટ રમનારાઓને માંડુ સામેલ કર્યા, અને રમવા લાગ્યે.

"આપને જોઈએ," તે આંક ગણતાં બોલ્યો. "તમો ૨૭૦૦ પાઉન્ડનાં દેણુદાર થયા છો. શું તમારો ભયભિત દાહડો—ભાગય! તમો ૭૦૦ ની શરત, આ છેલ્લા 'રબર' ઉપર મારવા ઇચ્છો છો?"

એક થોડાજ કલાક ઉપર જો કોઇ મને કેહતે કે પાનાંની રમત ઉપર હું સાતસો પાઉન્ડની શરત બકીશ, તો હું, મારા ખુદ—અભીમાનમો ફુલાઇ, એ વાતને તિરસ્કારથી હસી કાઢતે, પણ આ ઘડીયે તો તરત તે માંગણી મેં માન્ય કરી. મને જોસ્સાભર અપકૃષણ મલ્યું ખરૂં? પાછો દાવ મંડાયો. એ પછી જે જે બન્યું તે કેહેવા મને લગભગ શરમિંદગી ઉપજે છે. પણ હું એવામાં પેહલો પુરૂષ ન હતો, તેમ છેલ્લો પણ નહીં રહીશ—ઘણાકો હાવા ડુબાંગ્ય પછી માથાં ખોયે છે અને ખોસે—

મારી છેલ્લી વખતની હાર પછી મારા ભાગયા અને ચેસ્સામ વચ્ચે મારા વિષે કાંઈક તકરાર ઉડી, અને ઉઠતાં ચેશ્શામ બોલ્યો. "તમો મને ૩૪૦૦) પાઉન્ડનાં દેણુદાર છો, મી૦ નૉરિસ."

"હું ધારૂં છું કે, પરમ દાને આપીશ તો ચાલશે?" મેં બેપરવાઇ અને કંટાળા સાથે સવાલ કરયો.

"ખચીત; જો તમોને વધુ સગવડ ભરેલું હશે તો, આવતે સોમવારે હશે તો પણ ચાલશે."

ત્રણ હજાર ચારશેં પાઉન્ડા ચોત્રીસસો પાઉન્ડા હું પોતાનાં જીવસે તદન કંટાલી ગએલો, પ્રભાતનાં નમ્ર

જીરણમાં મારા ઘર તરફ ચાલતાં ઉપલાજ શબ્દો મારા કાનમાં ભયભિત રીતે વાગતા રહયા. ત્રણ હજાર ચારસો પાઉન્ડો એ ખોટા જુગાર રમવા ખાતર મને પોતાને ઠપકો નહીં દેનો હતો—એતો માત્ર એક મુર્ખનું કામ મે કરયું હતું—પણ, જે શરતોકે પુરી પાડવા જેટલી મારી પાસ આવપત નહીં તેવી ભારી શરતો રમવા બાહાર પડવા ખાતર મને પોતાને ઠીચુવા લાગ્યો. દુર નજર પોંહોંચાડતાં, મારા અને એ ધૂતારા જુગારી વચ્ચેનું ટાલવાનો બીજો કસ્સો ઉપાયે રહયો નહતો, શિવાયે તે નાંણાં કેમેએ કરીને એને આપવા. મારા બાવા તરફથી મને જે મલતું હતું, તે વીનાં બીજી કાંઈ પુંજી મારા પાસ હતી નહીં. એ નાંણાંની રકમ ઉભી કરવાનો બીજો કોઇ માર્ગ હતો નહીં. મારો સરસામાન ઇત્યાદી જો હું વેચી નાખું તો, તેમાંથી એટલું જુજમી જેટલું નીકલે કે, નકામું ગણાયે. મારા બાવા હજારો માઇલ વેગળે હતા, અને તેવણુની ખાસ પરવાનગી વિનાં મી૦ ગ્રેસ મને એવડી મોટી રકમ આપશે, એવું વિચારવુંજ હસવા સરખું હતું. જુનાં તમાખુનાં વરાળમાં બફાયલો સંતત આખી રાત પાનાં ચીપવા એને વેંહેંચવાથી દુખાતાં આંગળાં સાથ અને મારા પગ બર્ફ સરખા થંડા થઇ ગયેલા, મારૂ માથું ચક્કર ફરતું, એવી હાલતમાં હું આવી, પથારી ઉપર પડયો, અને નિંદ્ર અને વિસરામણું મેળવવાની યત્ન કરી. મારા મનમાં એવો ભયભિત ખ્યાલ ઝાંખો ભમવા લાગ્યો કે, મારી કબુલાત મુજબ બે દાહડાના અંદર એ મોટી રકમ પેદા કરાશ તો ઠીક, નહીંતર મારા

માથામાં પીસટોલની ગોળી વિના બીજો કસ્સો ઉપાયે નથી. જો હું આખર દોષવાન ઠરીશ તો, હું જીવતો નહીં રહીશ.

આખર ઊંઘ આવી; ખોટી અને બેથીની ભરી—સ્વપ્નામાં ચેસ્સામ લંગડાતો દૈત્ય બની પોતાની પાછળ દૈત્ય રાજાઓ, રાણીયો અને હબશીયો સાથે મારે પુઠે લાગો હતો. સ્વપ્નામાં હજારો 'રબર' રમ્યા, લખ્ખો પાનાંનાં કાર્ડ વેહેંચયા, અને રાતી આંખ અને ફાટફૂટ થતા માથાંનાં દરદ સાથે હું જાગી ઉઠયો.

બે વાગ્યા હતા. ચાર વાગા પછી મી૦ ગ્રેસ કવચીતજ ઑફીસમાં રેહતા, તેથી મારે વેહેલ્લું હયાંથી નીકળવું જોઇયે, અને મારૂં નસીબ કેહવું છે તે જાણવું જોઇયે. મેં અંગોળ કરી, જેથી હું જરા હુસ્યાર થયો. મેં કંઇ જરા ખાધું—પીધું; એ પછી માંહેથી નમ્રતા અને દુઃખી પ્રતિબિંબ બની 'બેડફર્ડ રોડ' તરફ નીકલ્યો.

મારા હાવા સમાચાર મી૦ ગ્રેસને કેહવા અને મારી મૂર્ખાઇ અંગીકાર કરવી એ મારે મારે દુઃખ ભર્યું કપાઈ મરવું હતું.

"છટ્ટા છટ્ટા" એ શબ્દો વતરોગે બીજું કસ્સું બોલ્યા વિનાં તેવણે સઘળી હકીકત સાંભળી. મારી કાહાણીને છેડે આવ્યો ત્યાં સુધી, ખોયલા પૈસાની જુમલે રકમ હું નહીં બોલીયો હતો

"ત્રણ હજાર, ચારસો પાઉન્ડ, મી૦ ફિલીપ?" તેઓ જોશભર બોલી ઉઠયા. "હું ધારતો હતો કે, તમો ઘણું

કેહશો તો, સો, બસો કેહશો! શી રીતે તમો એટલા હાર્યા?"

તેવણુની પુછપરછની રીતભાતે મને ઉમેદ આપી. "પણ મારે એટલું તો પુછવું જોઇયે કે, એ રકમ પ્રમાણિક પણે જીતાઇચ કે નહીં—અથવા મારે કેહવું જોઇયે કે, ચતુરાઈ, ઉમ્મર, અને અનુભવ એક કોરે મેલતાં જેને જુગારીયો પ્રમાણીક જીત કહેચ, તેમ જીતાઇચ કે?"

"મને એમ માનવાને પ્રત્યેક કારણ છે" મેં ઉત્તર દીધો. "એમાં મારીજ કસુર હતી."

"કોણુનાં તમે દેવા છો? હું જે 'દેવા' નો શબ્દ વાપરૂં છું, તે કાયદારૂપી દેવું નહીં પણ સંસાર રૂપી દેવું, કારણુ કે, તમે જાણોછ કે, એવાં દેવાં પાછાં હાથ નથી આવતા."

"એ માન પરનું દેવું છે. અને જો હું નહીં આપીશ તો હું આપઘાત કરીશ."

"છટ! છટ! મેં એની આગમજ બહુ મૂર્ખાઓને એ કહેતાં સાંભળ્યાછ. એ જીતનાર કોણુ?"

"મને તેનું નામ કહેવાની છુટ હોય તેવું ધારતો નથી," મેં શકથી ઉતર દીધો.

"તમારે મને કહેવું પડશે, નહીંતર હું એમાં કાંઇ કરી શકીશ નહી."

"તેનું નાંમ, ચેસ્શામ!—કેપટન ચેસ્શામ." હું આનાકાનીથી બોલ્યો.

"ચેસ્શામ !" મી૦ ગ્રેસ પાછું બોલ્યા, "ચેસ્શામ એ અસાધારણ નામ છે, એ કેવો છે વારૂં, મી૦ ફિલીપ ?"

"પતલો સરીખો અને લંગડો છે." હું બોલ્યો.

"હા; એ તેજ હોવો જોઇએ! તે શું તમારો મિત્ર છે ?" તેવણે ઊત્સુકપણે પુછ્યું.

"નહીં; ગઇ કાલ રાત અગાઉ મેં કદિ એને દિઠો નહીં હતો. હું એને ધિઃક્કારૂંછું. તે મારા દિલમાં શેતાનની યાદી આપે છે !"

આ તેની તરફનો મારો ખરા ભાવનો તિરસ્કાર જોઈ, તેવણનાં મનને નિરાંતી વળી હોય એવું લાગું.

"હા; પણ શેતાનને પણ તેનું માગું ચુકવવું જોઇએ. તમારા બાવા બહુ ખિજવાશે ખરા; પણ જો એ માણસને એ નાંણાં હું આપવા વિનાં રહીશ તો, તે કરતાં પણ વધુ ખિજવાશે. નહીં, મારો આભાર ના માંનો, તમારા બાવાને તમારે જવાબ આપવો પડશે. ક્યારે તમોને આ મોટી, આ અપરિમિત રકમ જોઇશે ?"

"આજે, જો બને એવું હોય તો." મેં નમ્રતાઇથી કહ્યું, "હું જ્યાં સુધી તેનાં કરજમાં રહીશ, ત્યાં સુધી મને ચેન નહીં રહેશે."

"આજે તો બહુ અસુરૂં થઇ ગયુંછ, કાલે બપોરે આ-વજો. તમોને એ નાણાં નોટોમાં જોઇશે હું ધારૂંછ. એ નાણાં કાપટન ચેસ્શામને આપવા પછી, એ સત્રણું જઈ

લાર્ડ રાથવેલને કહેજો. તેવણુ મારા ઘરાક છે, તે તમે જાણોછ અને ગઇ વેળા, એઓ ત્યાં હતા તે તમો વીશે વાત કરતા હતા. એ નાંણું આપતાં તમોને બીજી કોઇ કબુલાતે નહીં, પણ એ મૂર્ખાઈ એ શેઠયાને તમારે કહેવી, એજ કબુલાતે તમોને બાંધું છું."

હું તો એ વિષય છાની રાખવાનું પસંદ કરતે, પણ મી૰ ગ્રેસની, એ જાહેર કરાવાની બહુ ઇચ્છા હતી, તેથી મેં કબુલાત આપી. મેં તે સાંજ, તે રાત અને બીજા દીનની સહવાર, ખરા પશ્ચાતાપમાં ગુજારી. બીજે દીને બપોરે મી૰ ગ્રેસે મને સીલ મોહોર કરેલું એક પરબીડું આપ્યું, જેમાં મારી મૂર્ખાઇની કિમત બીડેલી હતી. હું ઉતાવલે ઘર ગયો અને તે કરકુંચીમાં મેલ્યું. મેં એવો ઇરાદો કરયો હતો કે, એ પેલી કલ્બમાં લઈ જવું અને તે લંગડાને તેનું કરજ ચુકતે કરવું.

મેં શાંતીથી અને સંકોચવૃતિ સાથે મારૂં ભોજણ લીધું. મેં કાંઇ એ કલ્બ છોડી દેવાની બાધા નહીં લીધી હતી, પણ જુગાર રમવો નહીં એવો ઠરાવ કરયો હતો, તેથી મેં મારૂં ભોજણ એ કલ્બમાંજ લીધું હતું. મારી ત્રાસની મધ્યમાં જોઉંછ તો ચેસ્શામ પણ ત્યાંજ ભોજન લેતો હતો. એટલે વેહેલું એને એ જગ્યા ઉપર જોવાની ઉમેદ નહીં રાખી હતી, અને પેલી રકમ ઘર મેલી આવ્યા માટે મનમાં ઉદાસ થવા માંડયો. જો લાવ્યો હોત તો આપી દેત. તે મને ટીકવા લાગ્યો, હું ધારૂંચ કે લગાર અચાર્તિથી જોવા લાગ્યો. કદાપિ મનમાં તે ઘભરાતો હશે કારણ કે, મારા જેવા જુ-

વાન્યાને માટે તે બહુ મોટી રકમ હતી; તેથી હું ટેબલની પેલીમેર ગયો. "તમો રાતનાં આસરે દસેક વાગે અતરે આવશો, ચેશ્શામ ?" મેં પુછ્યું. "જો તમારી ઈચ્છા એવી હશે તો હયાં રહીશ; પણ મને બીજી તરફ રોકાણ છે." તે બોલ્યો.

"તમારા નાણાં મારે ઘર છે." એ ઉપર કાપટન નમયો. "હું જેવો ભોજણ લઇ રહીશ તેવોજ જઈ લઇ આવીશ. શિવાયે તમો જો મારેજ રસ્તે આવતા હો તો ઠીકજ છે, હું તમોને ત્યાંજ આપીશ."

"આલબ માર્લ—સટ્રીટ તરફજ કેની ?" તેને પુછ્યું. મેં હા કહ્યું. "ત્યારે તો હું તેજ રસતે જાઊંછુ. ને જો તમારી ઇજા ઓછી થતી હોય તો હું આવીશ." "તમો તૈયાર થતાં આપણુ સાથે જઈશું." હું બોલ્યો અને પછી જમવા બેઠો. ચેશ્શામનું ભોજણ પુરૂં થતાં મારા કરતાં વાર લાગો, તેથી ચીરૂટ પીવાની કોટડીમાં તેની વાટ જોતો હું બેઠો. આસરે આઠ વાગે એ લંગડાંતો આવ્યો. હું ઉઠયો અને આપણે સાથે બારણું લગી ગયા. "એક ગાડી લઈ આવ." તે દરબાનને બોલવા લાગ્યો. "આ મારો નાપાક પગ ગાડીનાં ભાડામાં પાઉન્ડ ને પાઉન્ડ ખરચાવેચ." મારા ઘર તરફ હંકારી ગયા તે અરસામાં એની મારા તરફની વર્તણુક બહુ નરમાસ ભરી હતી—મારે એ ખુટનો ખાર લેવો ઈત્યાદી, ઈત્યાદી. સલાહ આપવા લાગો પણ જ્યારે મેં તેને કહ્યું કે એ નાણું આપી દઇ એ વહેવાર બંધ પાડવા ચાહું છું,

ત્યારે તે બહુ સંતોષ પામ્યો, એમાં કસ્સો સંદેહ નથી. હું એને મારે ઘેર લઇ ચાલ્યો. પોતાના લંગડાતા પગ સાથ એ ધીમેથી દાદરપર ચઢ્યો. મારા ઓરડાનું બારણું ઉઘડયું કે, સારા ઉંચા તમાકુની પમરતી ખુશબો પસરી રહેલી જણાઇ. વાલેનટાઈન એસ્ટમિયર મારી નરમમાં નરમ ખુરસી ઉપર, મારો ઉતમ તમાકુ પીતો પડ્યો હતો. ઓરડો રોકાયલો જોઇ, ચેસ્શામ ઉંબર આગલજ ઉભો રહ્યો અને હું આ જવાનયા આગલ દોડી જઇ હસ્તલિંગન જોરથી કરવા લાગ્યો, "હું જોઉંછ કે તમો રોકાયલા છો." વાલેનટાઇન પેલા રાક્ષસ ચેસ્શામ તરફ નજર ફેંકી બોલ્યો, "હું જાઉં ત્યારે ?"

"નહીં; નહીં;" હું બોલ્યો, "કેપટન ચેસ્શામ એક પળ પણ મને રોકશે નહીં." તે માટે વાલેનટાઈન જાણી બુજીને હમારા ભણી પુઠ કરી ભીંત ઉપરના ચિતારો બહુ કાળજી સાથ જોવા લાગ્યો. ચેસ્શામ જે એક ખુરશી ઉપર બેસી ગયો હતો, તે કરડી નજરે તેને પીઠેથી જોતો હતો. મેં મારૂં કબાટ ઉઘાડયું અને પેલું પરબીડું ચેસ્શામને આપ્યું. જાણે એ વાત બોલવા લાયકની નહીં હોય તેમ કસ્સું બોલ્યા વિનાં પરબીડું જેબમાં સેરવી દીધું. મેં સભ્યતા તરીકે એક ગ્લાસ શેરી લેવાની વિનંતી કરી. એ વાત કબુલ કરી, જેથી હું લગાર અચરત થયો.

મેં શેરીની બાટલી અને ગલાસ બાહેર કાઢયાં; તેણે આપેલું ગલાસ ભરેલું ને ભરેલું ટેબલ ઉપર મેલયું. અને મારી સાથ નિત્યની ચાલુ સાધારણ વાતો કરવા લાગ્યો.

આ સઘળો વખત વાલેનટાઈન ફક્ત બીડીનાં ધુમાડાંમાં ઢંકાયલો ઓરડાની અતરાફ એક પછી બીજો ચિત્ર જોતો ફરતો હતો, અને ખંતીપણુંથી આ મારે ઘરે આવેલા પુરૂષથી પોતાનો ચેહેરો ફેરવેલોજ રાખતો હતો. એમાં કાંઈ સંદેહ નહીં કે, તે જાણીજોઈને પોતાને વેગળો રાખ્યો હતો. ચેશ્શામની નિર્દય ખુની આંખો ચમકવા લાગી. એક નિર્દય દેખાવ તો આંખોમાં પેદા થયો, જે વેળા અપ્રિય મુસકેરાટ તેના ચેહેરા ઉપર પસરી રહેલો હતો.

"મી૦ એસ્ટરમિયર," તે પોતાનાં કઠોર સખ્ત અવાજે બોલ્યો, "તમો મને ઓળખતાં નહોવો તેવું દિસે છે."

તરત વાલેનટાઈન ચક્ર ફરયો. તેનાં ચેહેરા ઉપર, આ શબ્દો સાંભળતાં એવું વાદળું ઘેરાયું કે, આગમજ મેં કદિ એવું જોયું ન હતું.

"હા, ખરેખર, કાપટન ચેસ્શામ," તે ધીરજથી બોલ્યો; "હું તમોને પૂર્ણ ઓળખું છું." એ 'આસમોડિયજ'ની આંખમાં આગમજ કરતાં વધુ નિર્દયપણાંનો આતશ ચમકવા લાગ્યો. પણ વાલેનટાઇનનાં છેલ્લા ભાર મુંકી બોલેલા શબ્દો ઉપર અખાડા કરતો દિસ્યો.

"ત્યારે મારી સાથ બોલતા કાં નથી?" "આપણે કોઈ દિને પણ એક એક સાથ બોલ્યેચ?" વાલેનટાઈન બોલ્યો. "નહીં, આપણ કોઇ દહાડે બોલતા નથી." ચેસ્શામ પોતા-ની લાકડીનાં ટેકા ઉપર ઉભો થતો બોલ્યો "પણ જ્યારે હું તમારી માતા સાથે સગપણ ધરાઊંચ ત્યારે મલ્યે ત્યારે પિછા

ણુતની ઉમેદ, ઓછાંમાં ઓછી **તમારેથી તોપણ** રાખવી, મારો વાજબી હક છે !" વાલેનટાઇન એને અતિ ખિજાજી અને મગરૂરીની ઢબે જોવા લાગ્યો.

"મેહેરબાની કરો લેડી એસ્ટમિયરનું નાંમ વાતચીતમાં ના લેશો.' તે બોલ્યો "તેવણુનાં કુટુંબ સાથ તમો કંઇ દુરની સગાઈ ધરાવોછો, તેની મને ખબર છે; પણ એ સગાઇને ગણતરીમાં નહીં લેવાનો હક હું ધરાઉંછું." એ રાક્ષસે એક કે બે પગળાં વાલેનટાઇન તરફ ભરયાં. એ વેળા તે જીવાન માણુસતરફ એને ફેરવેલો ચેહરો બહુ ભયભિત અને હડખામનો હતો. તે નીચલું અતિ નિર્દય સ્પષ્ટાઇથી બોલ્યો, જેથી પ્રત્યેક શબ્દ ખુલ્લા મારા કાને પડયા.

"એ વતરોગે બીજી પણુ કોઇ સગાઇ મારા અને તમારા વચ્ચે હોય, મી૦ એસ્ટમિયર—વધુ નજદીકની સગાઇ, જે ઊપર બીજાઓ કોઈ આંખ મિચામની નહીં કરી શકે." વાલેનટાઇને અત્યંત ધિક્કાર સાથ તેની સામે જોયું. "હું તમારો અર્થ સમજતો નથી, કાપટન ચેસ્શામ."

"જો કોઇ દિને તમો સર લારેન્સ એસ્ટમિયરને મલો, અને તેવણુને તમારા પિતા તરીકે બોલશો તો, તે સોવસા તમોને ખબર કરશે કે, તે પ્યારાં નામ ઉપર તે કસો હક ધરાવતો નથી, જે ઊપર ચેસ્સામ નામનો એક પુરૂષ હક ધરાવે છે.' "એ"—વાલેનટાઈ ઝુનુનથી પોકારી ઉઠયો, "ખોટું છે." તેનો સાહાદ સિરસ્તા કરતાં જવજે મોટો ગણાયે, પણ એ શબ્દો સાથેજ જમણે હાથે એવો

સખત માર માર્યો, કે ચેસ્સામ બેભાન હાલતમાં મારાં કમ્પા-ટનાં વચલાં પાટીયાં સાથ જોરથી માથું અથડાતો લોહીલોહાન થયલો ભોંય ઉપર પછડાયો, અને એનો લાંબો છડ આકાર પોતા સાથે ઓછામાં ઓછા વીસ પાઊંડની કિમતનાં પુર્વનાં સોહામણાં ચીનીનાં વાસણ પાડતો આવ્યો. હું આ સામટા દેખાવથી એવો દુઃખી અને અજબ રહ્યો કે, કેટલીક મીનીટ સુધી હિલ્યો ચાલ્યો નહીં.

"એને ઊપાડી લેવો," વાલેનટાઇન બોલ્યો. મેં તેને ઉંચ-ક્યો, ખુરશી ઊપર બેસાડયો, તેની લાકડી આગલ આપી, અને હવે શું બને છે તેની વાટ જોતો ઊભો રહ્યો. તેને કાંઈ ઘણું વાગ્યું નહી હતું, અને થોડીક મીનીટમાં તે આસ-પાસ જોવા લાગ્યો. પેહેલું તો તેને ગજવું તપાસી જોયું કે, મારૂં આપેલું પરબીડું સલામત હતું કે નહીં. પછી પોતાની પાઘડી લીધી અને જવા તૈયાર બની ઊઠયો. "મારાં છાપડાં હેઠલ એવો બનાવ બન્યો તે માટે હું દલગીર છું, કપટાન ચેસ્સામ." હું બોલ્યો. એ મારા શબ્દોની એને કાંઇ દર-કાર નહીં કરી. બારણાં આગળથી પાછો ફરી વાલેનટાઇનને બોલ્યો, "દસ વર્ષ ઉપર એ માર સારૂં તુંને કુતરા મિસાલે ગોળાથી મારી નાખતે. આજે એનો કિનો લેવાનાં, એ કરતાં બેહેતર રસતા મારા કને છે. ઘણા દહાડા વીતા આગમચ તેની તમોને ખબર મલશે."

"કમબખ્ત!" જેવો એ રાક્ષસ ધબ ધબ હેઠે ઉતર્યો તેવોજ એસ્ટમિયર બોલ્યો, "તમો, જેઓ મારી માતાને ઓળખોછો, તે એના શબ્દોનો અર્થ સમજ્યા હોવોતો, એની

જુકાઇની અતિ દુષ્ટતા પિછાણી શકશો. મારી માંય સ્વચ્છમાં સ્વચ્છ, પવિત્રમાં પવિત્ર—હા; દુનીયાની સર્વ બાનુઓમાંની અગ્રરૂર બાનું! એ લાઇબલ કેવળ હસી કાઢવા યોગ્ય છે.”

હું માત્ર તેની સાથ મલતું મત આપી શકતો હતો; ગરચે તેનાં કુટુંબની ખાનગી તવારીખથી અંજાણ્યો હોવાને લીધે કાંઈ વધુ બોલી શક્યો નહીં. ચેશામના પાપી દુષ્ટ પ્રતિજ્ઞાથી ખુલ્લું જણાઈ આવતું હતું કે, લેડી એસ્ટમિયરનો ભરથાર હજી હયાત હતો.

---

## પ્રકરણ ૯ મું.

### અંગિકાર અને સમજુતી.

વાલેનટાઇન થોડીજવારમાં પોતાનાં અસલી ઢબ ઉપર આવ્યો. કદાપી તેને પોતાની માતાની પવિત્રાઇ અને નેકી ઉપરનો એતેકાદ એવો દ્દઢ હતો કે, ચેશામના પેલા દુષ્ટ ભેદ ભરયા શબ્દો થોડીજ ઈજા દઇ શકતા હોય. કદાપિ બીજાંઓની પેઠે એને પણ બાહારના ખુશ રમુજી દેખાવના બુરખામાં પોતાની માંહેની લાગણીઓ સંતાડવા શીખ્યો હોય ગમે તેમ હો પણ પેલું ભાગેલું ચીમી કામ ઉંચકવા મેલવામાં મને મદદ આપી અને ત્યાર બાદ સિરસાના મુજબની બેઠકો લીધી.

“તમો પાછા કાંય આવ્યા, વાલેનટાઈન?” મેં પુછ્યું.

"અલબત તમો ઉપર નજર રાખવાનેજ માટે તો." તેણે ઉતર વાળ્યો અને આ પેહેલીજવાર તે લક્ષ દઇ મારો ચેહેરો નેહાળવા લાગ્યો. "શું થયું તમોને? શું કરતા હતા તમો?" એ વેળા શ્રેષ્ઠ મારા માટે એજ હતું કે મારૂં જુગારી પરાક્રમ સઘળું તેને કહી દેવું. બહુ ગંભીરાઇ સાથ મેં પુરૂં કરયું ત્યાં લગી સાંભળ્યા કીધું. "અને પેલો ઢોર નાણું જેબમાં મુકી આલ્યો—એ બહુ ત્રાસદાયક છે! પણ તમો કાંય એવું કરોછ, ફિલીપ?"

"કાંય શું કરૂંચ?" વખત લેવાને અર્થે ઉપલો સવાલ મેં પાછો કરયો.

"શું, જુગાર રમોછ! એ કાંમ કેવળ તમો કરતાં ઉતરતું છે—તમો જેવા માટે તદન હિણપસ્તી ભર્યું છે. ઘણા વિષયોમા હું મૂર્ખ છેઉં, પણ હું કદી જુગાર કે પાનાં રમતો નથી."

"હવે પછી હું કદી નહીં રમાશ." હું બોલ્યો.

વાલેનટાઇનના ગંભીર શબ્દોએ મારા ઉપર બહુ અસર કરી, "હું ધારૂંછ કે તમો નહીં રમશો. કેટલા ભલા જુવાનીયાઓને એ કામથી પાયમાલ થયલા મેં જોયાછ! થોડાંક અઠવાડયાંની વાત ઉપર તમો જેવા હતા, તેવા આજે નથી. તમોએ એ કાંમ શા માટે માંડયું!"

"ઉદ્વેગ ખાતર હું ધારૂંછ."

"તમોને ઉદ્વેગની શી ગરજ પડી? એટલું તો દેખાઇ આવેછ કે જરા વધુ ઉદ્વેગ તમોને મારી નાખશે. તમો લેવાઈ

લુટાઇ ગયલા દિસોછો. ત્યારે શું એ માટે તમો હમો સાથ ગામ નહીં આવ્યા ? બોર્નમાઉથ બહુ મંદ જગ્યા છે ખરી પણ તમોને ગ્યાંનાં કરતાં ત્યાં બહુ સોંઘું પડતે."

"તમારે ત્યાંનાં સર્વે કેમ છે ?"

"બંધે જણ સારી પેઠે છે, પણ કલૅાડીન વિકાળ મિજાજમાં છે. સહવારથી સાંજ લગી કલાડોન મન ઠપકો દેતી રહે છે. જો એ જુવાન નાજનીન સંભાળ નહીં રાખશે તો હમારી નાંની ગોઠવણોનો છેડો આવશે ખરો." વાલેનટાઈનના ઉપલા હલકા શબ્દો બેસૂર મારા કાનને લાગ્યા.

"હું ધારૂછ કે મિસ નેવિલ વીશે વાત કરતાં જે ઢબ તમો વાપરોછ તે ના મર્યાદા ભરી કે ના સભ્યતા ભરી છે." હું ચીડાઇ બોલ્યો.

વાલેનટાઈને ઝડપથી મારૂં મોઢું જોયું અને બોલ્યો, "ઓ, હમો અકેકને પૂર્ણ રીતે ઓળખયે છીએ અને બંધેમાં એકુ પણ ઘણુંની ઉમેદ નથી રાખતું, પણ આવતી કાલે તમોને સાથે લઇ જવાની કબુલાત આપી આવ્યોછું, તેથી તમારી ગોઠવણો કરી નાંખજો.

"હું બોર્નમાઉથ નથી આવતો." હું બોલ્યો.

"ત્યારે તો," વાલેનટાઇને જવાબ દીધો, "મને તેનું કારણ જણાવવું પડશે. કદાચ તમારા પૈસા પાછળ એક બીજી વારની કોશીશ ચલાવા ઇચ્છતા હશો."

"મેં તમોને કહ્યું કે તેમ નથી, ને વળી પેલા નીચ સાથ શી રીતે પાછો રમવા બેસું ?"

"ત્યારે મને કહો કે, શા માટે? ખરૂં કારણ કહો, ફિલીપ." તે બહુ ગંભીરાઇથી બોલતો હતો અને મારાથી જવાબ લેવાની વાટ જોતો હતો.

વધુ વાર મારો બચાવ નહીં કરવાનો અને સઘળું બોલી દેવાનો ઠરાવ કર્યો, "જો, તમો કારણ નહીં પિછાણી શકતા હો તો, વાલનટાઇન, હુંઇનની પેઠે હું એટલુંજ કહી શકું છું કે, મુર્ખાઇ વિરૂદ્ધ દેવતાઓ પણ લડત ચલાવે તે ફોકટમાં."

"તમો ધારોછ તેમ હું છેક મૂર્ખ પણ નથી ફિલીપ, કે નાં તમો લગભગ એક દેવતા છો. પણ ચાલો મને કહો."

"મને જગમાં સૌથી પ્યારો એક મિત્ર છે અને હું એક નારીને આખી સૃષ્ટિમાં શ્રેષ્ઠ ચાહુંછ. તે મિત્ર તમો છો અને તે નારી ફ્લાડોન છે." હવે ઉપહાસ ભર્યા ઠપકાનો ઘાત પડશે કરી ધારતો હતો, પણ તેવું કાંઈ થયું નહીં.

"મેં એવી અટકલ બાંધી હતી," વાલેનટાઇન હમેશના સાદે બોલ્યો, "એ ખરી વાત ફ્લાડોનથી મેલવવાની મેહ્નત કરી, પણ તેમ કાંઈ બન્યું નહીં, તેથી મારે તમો પાસ આવવું પડયું."

"વારૂં, હવે તો તમે જાણોછ." મેં ટુંકમાં કહ્યું.

"હા; હવે મને ખબર પડી. હું ધારૂંછ કે તમો ભ્રમિત રીતે તેણીના પ્યારમાં પડયા છ—તેણીનો મુખડો સર્વદા હાજર રહે છે. સ્વપ્નામાં પણ તેણીનેજ જુવોછો—ઇત્યાદી—ઇત્યાદી."

આવા નિર્દય શબ્દોથી હું ગોસ્સામાં આવી ગયો, "હા, તેમજ;" મારી દગલબાજીનું કેટલું ઉંડાણ છે તે જણાવી દેવાનાં હેતુથી ઉપલો ટુકડો જવાબ આપ્યો.

"એ બહુ રમુજી દિસે છે," વાલેનટાઇન ચિંતન કરતો બોલ્યો, "પણ મને કલાડીન માટે, કે કોઇપણ બીજી છોડી માટે એવી લાગણી ઉતપન્ન થઇ નથી. કલાડીન સારૂં એવું કશું મને લાગતું નથી, એ બહુ અજબ છે. વળી એ કરતાં વધુ અચરત સરીખું એ છે કે, તેણીની પણ મારી તરફ એવી લાગણી ધરાવતી જણાતી નથી. થોડુંક આગમજ મેં એ વિષે તેણીને પુછ્યું હતું અને તેણીનાં જવાબે એ બાબદનો પુરો ફડચો કરયો હતો."

કલાડીને જે વાલેનટાઇનનો સુમાર કાઢ્યો હતો તે બરાબર હતો—વાજબી હતો. તે કાંઇ હલકો અને અવિચારી છે ખરો, નહીંતર કદી એવા ઠઠા નહીં કરતે. મારા મિજાજ ઉપરનો મારો કાબુ તદન ઉઠી ગયો હતો અને મારા જનમમાં આ પેહલીજ—તેમજ છેલીજવાર વાલેનટાઇ ઉપર ક્રોધાયમાન થયો હતો.

"સી૦ એસ્ટમિયર," ઘણી મોટાઇ સાથ હું બોલ્યો, "તમો જુલમથી મારા મોંહમાંથી મારી ગુપ્ત વાત કઢાવી જે વાત કે, એક આબરૂવાળા ગ્રહસ્થ તરીકે, ગમે એવું, મને નુકસાન પોંહોંચે તે છતાં, તમો આગળ ખુલ્લા કરવાને હું બંધાયલો હતો. હું એટલુંજ માત્ર કહી શકું છું કે, એ વાત સ્વિકારવાની તમારી વર્તણુકે મને નાસિપાસ કરયો છે."

મારા શબ્દોને જોઈતી અસર આપવા અર્થે હું ઉઠી ઉભો થયો હતો. વાલેનટાઈને મને બોલી રહેવા દીધો અને પછી મારી પેઠે ઉઠી ઉભો થયો.

"બેવકુફ, મૂર્ખ!" ખુશ મિજાજથી તે બોલ્યો અને હેતથી ખભાં ઉપર હાથ ટેક્યો, "જડ બુદ્ધિનો પરડો મૂર્ખ! જોઈ નથી શકતો કે, કોણુની મૂર્ખાઈની સામે હવે દેવતાઓ લઢેછ?" એની મતલબ શી હશે? એ શું બોલતો હશે? મારૂં જીગર અંદર ઉછળવા માંડયું.

"કલાડીને અને મેં છ માસ આગમચજ—તમારો સોહામણો ઉદાસ ચેહેરો તેણીએ જોયાની ઘણી આગમજ—ઠરાવ કરયો હતો કે, પેહેલી સારી તક મલવે આપણો આ અંત સુધીનો કોલકરાર તોડવો. એજ માટે હું એણીનાં વિષે તમો આગલ કાંઇ બોલ્યો નહીં હતો. આપણો ઠરાવ મારાં માયેને કહેવાની આપણુને હિમ્મત પેદા થાય, તેનીજ વાટ જોઈયેચ. મારી માતાએ એ સગપણ બાંધવા ઉપર દીલ બહુજ ચોટાડયુંછ; સદા એવણે એ ઉમેદ એવી રીતે ગાંઠી રાખીછ કે, તેવણ આપણાં એ ઠરાવ માટે શું કહેશે તે આપણુને ખબર નથી. ખરેખર, મારૂં અને કલાડીનનું હેત તેવણુની ઉપર એટલું છે જે, જો આજે પણ તેવણુની એવીજ મરજી હશે તો, આપણ પરણશું, અને કહી શકુછ કે, સુખી થઈશું, તેથી છેક ઉમેદ અને ખુશાથી છક્ક નાં થઈ જશો."

મને ખચીત નથી, પણ હું ધારૂંછ કે, હું વાલેનટાઈનને ગળે વળગી પડયો. હું તેની પુંજા કરૂં તેવું લાગ્યું, પણ

તે સાથ મનમાં ધિક્કારવા પણ લાગ્યો. કલાડીન જેવી નાં-જનીનને બીજાને આપી દેતાં શી તરેહ કોઈ એમ બેફિકરાઇથી બોલી શકે? પણ હું પ્રિતીમાં પડેલો હતો અને વાલેનટાઈન તેમ નહીં હતો.

"જોયું, ફિલીપ, તમોએ મને સઘળું ખરેખરૂં પેહેલે ઘરથી નહીં કહેવાથી તમોને કેટલી વેદનાં ખમવી પડી! ફક્ત નાણાંમાંજ, ત્રણ હજાર ચારસોની ખોટ ગઇ, કાંકે અલબત, તમો એજ લીધે જુગાર રમવા પડી ગયા હતા. એ ઉપરથીજ તમો ચેતવણી લેજો." હવે, પૈસા ગયા તેની મને શી પરવા? મારા કરતાં સુખી કોણ હતું?

"કલાડીન મારી ઉપર કાંઈ ભાવ રાખેછ કરી તમો ધારો છો, વાલેનટાઇન?" મેં પુછ્યું "તે સઘળું તમારેજ શોધી કાહાડવું જોઇયે, ફિલીપ; મારાં માયેનું દીલ મનાવવાનું કામજ મને બસ છે. એ ઉપરાંત, હું એક ગ્રહસ્થ છેઉં, ગરચે થોડા વખત આગમજ હું તમોને તેમ નહીં લાગો હતો, તેથી હું વિશ્વાસઘાત કરી ન શકું."

પણ સેવટે આપણે એવો ઠરાવ કર્યો કે, મારે વાલેનટાઇન સાથ નહીં જવું—ખોટા ડોલમાં મારે ત્યાં દેખાવ નહીં દેવો. લેડી એસ્ટમિયર એ બાબેનું સર્વે બરાબર જાણવું જોઇયે. તેવણુને વાલેનટાઈને પોતાનાં વિચાર સાથ મલતાં લાવવા માટે બનતી યત્ન કરવાની કબુલાત આપી, અને પછી—"તમો ટેલીગ્રાફ કરશો?" મેં આતુરતાઇ સાથ પુછ્યું. "હું તરત ટેલીગ્રાફ કરીશ. ચાલો, હવે આપણે એક બીડી

પીજયે અને પછી અક્કલની વાત કર્યે, અને ત્યાર પછી તમો સુધરેલા છોકરા થઇ પથારીયે શોધાશે."

એ રીતે અમો વાતચીત કરતા રહયા, પછી વાલેનટાઇન જવાની જીત કરવા લાગ્યો, એમ બોલતાં કે, ગમે એટલું આપણે એ વિષયમાં કરયે, પણ આખર કલાડીન નેવિલનાંજ હાથમાં એનો છેડો છે, અને એ બહુ કંટાલા ભરેલું છે. જ્યાં સુધી ઘર જવા વાલેનટાઇન જવા ઉઠયો ત્યાં સુધી, તે સાંજે બનેલા નાખુશ બનાવ વીશે કાંઇ બોલ્યો ન હતો. પણ ઉઠતી વેલા કબાટનાં પાટયાનાં કકડા જોતાં ચેહેરા ઉપર કઠોર સખત દેખાવ ફરી વળયો "હું ઇચ્છું છું, કે તે કમબખત મરી જાયે તેવો સખ્ત માર મેં મારયો હતે." ઉપલા કડવા શબ્દો, જવળે એનો સાહાદ પીછાણી શકાય તેવા આવાજમાં બોલ્યો.

મારાથી કાંઈ જવાબ દેવાયો નહીં. તે મારા ભણી ફર્યો અને મારો હાથ ધરી ભેટી પડયો. "ફિલીપ, હું ધારૂંછ કે, તમો કલાડીનને પરણશો, પણ તેની આગમજ તમો હમારા વિશે કાંઇ વધુ સાંભળશો. મને વચન આપો કે, સુકિર્તીમાં કે અપકિર્તીમાં તમો મારાં માયને ચાહાશો એટલું નહીં, પણ તેણી ઉપર તમો પૂર વિશ્વાસ લાવશો!"

સુકિર્તી કે અપકિર્તીમાં! કલાડીનને કહેતાં સાંભલ્યા હતા તેજ શબ્દો! મેં વાલેનટાઇનનો હાથ તેનીજ મિસાલે હેતથી દાબયો "સુકિર્તીમાં કે અપકિર્તીમાં તેમ કરવાનાં સોગંદ લઉં છું." મેં કહયું અને આપણે છુટા પડયા. એટલા બધા તો મને વિચાર કરવાના હતા, એટલી બધી ખુશીઓ

ચીતારવાની હતી, અને ઘણાંક હવાઇ કિલ્લા અને મેહેલ બાંધવાના હતા અને એ દરેક હવાઇ બાંધણીમાં મને અને મારી કલાડીનને જોતો, તેથી તે રાત્રે ઉંઘ આવવી એ સેહેલું ન હતું. કલાડીનની મારા તરફની લાગણીઓ વિશે પોતાનું મત આપવા વાલેનટાઇને જે ના પાડ્યું એ મારી ઉમેદો તાજી કરી હતી, અને તેણી ચીરડાઉ સ્વભાવમાં છે કરી જે બોલ્યો હતો તેમાંથી પણ મેં સારોજ સારાંશ કાહડ્યો હતો. આવી રીતે મારો દાહાડો બદલાયો તેનો હર્ષ મને એટલો હતો કે મારી જુગારની રમતનું દુષ્ટ પરિણામ તદન વિસરીજ ગયો. માં૦ ગ્રેસ, એક શબ્દે આવડી મોટી રકમ આપી શક્યો, એ ઉપરથીજ જણાઈ આવતું કે, મારા બાવાને એટલી શકતી હતી. હું એમ ખોવા માટે શરમિંદો હતો, અને બાવા જે કંઇ દંડ માગે તે આપવા રાજી હતો, પણ તેવણને મળતાં હજી બહુ લાંબો વખત લાગશે, તેટલાં કલાડીનને ઝીતવાની છે. એ છેલ્લા વીચાર આગળ બીજા સઘળા વિચારો અલ્પ લાગા અને ડુબી ગયા, અને હું તેણીનો મધુર ચેહેરો નિહાળવાની ઘડીની આતુરતાઇથી વાટ જોવા લાગ્યો. વાલેનટાઈન બીજે દિને પોહોર ફાટતાં કુચ કરી ગયો. ખરા આપસ્વાર્થીપણે જ્યાંથી નિકળવામાં વિલંબ નહીં લગાડવાની મેં તેને વિનંતી કરી. ખરખર હસતો અને સઘળી હરકત મિટાડી માર્ગ સેહેલો કરી મને તરત તેની ખબર કરવાની કબુલાત આપી ચાલ્યો. તે મારી આગળ હતો તેટલોવાર હું બહુ બેચેન હતો, વળી તેનાં ગયા પછી તો તેમ વધુ થવા લાગ્યો, તેજ દિને તો ટેલીગ્રાફ વાંચવાની મુશ્કેલી રાખી

શકાયે, તેથી કોઇ પણ રીતે એટલો વખત મારી કાઢવો જોઈએ. એ વેળાએ મારી મૂર્ખાઈ લાડ રાથવેલને જણાવવાની મેં જે કબુલાત આપી હતી તે મને યાદ આવી. એ કબુલાત પાછી ખેંચી લેવા હું કાંઇપણ યત્ન કરતે પણ એમ બનવું અસંભવિત હતું, તેથી બને તેટલું વહેલું એ નાંખુશ કામ કરી દેવું ઠીક છે એમ ધારી બપોરનાં હું તે નામિચા મુસાફરની શોધમાં નિકળ્યો.

તેવણ હજી લૅાન્ગસના હોટલમાંજ હતા અને ત્યાંજ રહેવાની મરજી હોય તેમ દિસ્યું, "ચેમબરો કે ઘર ભાડે લેવું બહુ કડાકુટ ભર્યું છે," તેવણ કહેવા લાગ્યા, તેથી એક લેખપત્ર કરી હોટલને ઉપલે મારે એક લાંબો સુવાનો ઓરડો લીધો, તેનો અસલી સરસામાન કઢાવી નાખ્યો અને ત્યાં એવણ મુસાફરીના હેવાલનાં પુસ્તકો લખતા બેઠેલા હતા, જે પુસ્તકોના પ્રગટ કરનારાઓ ઉત્સાહથી વાટ જોતા હતા. આ વિદ્યા અભ્યાસની નાની કોટડીમાં, એકુ બેજ જણને આવવાની છુટ હતી, જેવોમાં હું અને વાલેનટાઇન પણ હતાં. હું દાદરપર ચઢયો, બારણું ઠોકયું અને શેઠયાનો ગંભીર આવાજ મને અંદર આવવાનો હોકમ કરતો સાંભળ્યો. એવણ પૂર કામમાં પડેલા હતા અને તેવણનાં પેહેરવાસમાં તેમજ આસપાસનાં દેખાવમાં એક બ્રીટિશ ઉમરાવ કરતાં તદન જુદા દિસતા હતા. ઓરડાનો સામાન આ હતો—એકુ બે ખુરશી—સારા મજબુત લાકડાંના બેઠકની આરામ આપે એવી,—એક બે ચીરૂટનાં પેટારા, તમાખુની એક બન્ની, કેટલીક બીડી પીવાની નલી અને બે દેવદારની ટેબલ હતી,

એ ટેબલો એવડી મોટી હતી કે, એ મારપર શી રીતે ચઢાવી હશે તે અચરત લાગતું હતું. એક ટેબલ ખુણામાં ઉભી હતી અને બીજી વચે વચમાં ગોઠવી હતી. એવણુ લખતા હતા તેજ ટેબલ વચમાંથી ખાલી હતી. એ વતરોગે બધે ટેબલો, નકાશાઓ, ચિત્રો, કાગળો અને પુસ્તકોથી પંથરાઇ ગઇ હતી. તેવણુની સામે એક યાદદાસ્તની ખુલ્લી ચોપડી અને લીટી દોરેલી કાગળની ચોડ પડેલી હતી. ડાબી બાજુએ હાથે લખેલી ચોપડીઓનાં પાનાં જે ઉતારી લાધાં હતાં તે ભોંય ઉપર વિખરાઇ પડયાં હતાં, જે ફુરસદે છુટાં પાડી બાંધવા માટે રાખી મેલ્યાં હતાં. એ ઉમદા કર્તાનો પહેરવાસતો, ટુકડામાં કહીએ તો, શિરસના મુજબનો નહીં હતો. જેવો હું ઓરડામાં દાખલ થયો તેવુંજ ડોકયું હીલવ્યું. "આ ખુરશી ઉપરથી ચોપડીઓ સેરવી દઇ બેસો ફિલીપ, હું એક વાક્યની મધ્યમાં છેઉં." હું તેવણુને તાબે થયો અને તેવણુની કલમને મોટા છુટા વિશિષ્ટ હરફો કાઢતાં જોતો બેઠો, અને એવી લેખ-કથા કેટલાં કાગલ અને શાહી ખાતી હશે તેની મનસે ગણુત્રી કરવાનો યત્ન કરવા લાગ્યો. લખાણુ, સ્પષ્ટતાના ગુણુ ધરાવતું હતું, અને એ પ્રગટ કરવા ધારેલું લખાણુ હતું તેથી જેમ જેમ તેવણુ લખતા જતા તેમ તેમ વાંચતા જવાની મેં કસ્સી અડચણુ જોઇ નહીં.

"એમાં કોઈ બીજો ચારો હતો નહીં; જ્યારે મેં જોયું કે, આ ઉતાવળે દોડતા ઝરામાં મારા ભોમીયા તેના જીવના જોખમે ઉતારવાને ના ફુસલામણી કે ના ઠપકો કારગત લાગતો હતો, ત્યારે મારી બીધેલી ઘોડીને પકડી રાખવાને

તેને ફરમાવ્યું અને મારાં લુગડાં મેં ઉતાર્યાં ત્યાં સુધી એ પાણી એવું શીતલ ઠંડું છે કરી મને ખ્યાલ નહીં હતો. આજે હું તે સ્મરણ કરતાં ધરૂંજું છું. મારાં ખોવાયલાં પદાર્થો હાથ કરવાને અર્થે મેં ડુબકીબી મારી, તરી હેઠલ તળીએ પણ ડુબ્યો, કોઇવાર ફંફોસતો ચાલી શોધવા લાગ્યો અને જ્યારે એ ઠંડી વધુ વાર મારાથી ખમાઇ નહીં શકાવાથી બાહાર નીકળ્યો અને જોયું તો, બેદરકારીથી બાંધેલી ગાંસડામાંથી પડી ગયેલાં પદાર્થોમાંનાં ઘણાંક વજનદાર ભારી પદાર્થો હાથ લાગાં હતાં પણ અફસોસ! થાકેલા દિવસોનો પેલો દિલાસો, એકલી રાતનો મારો સોબતી—મારો તમાકું—જે પાણી નહીં ઉતરે તેવાં મજબૂત ઢાંકણ સાથનાં વાસણમાં ભર્યો હતો, તે તો ભિંજાયલો લોંદો નિકળ્યો."

"હા," રાયવેલ ઉપલું પુરૂં લખી રહી બોલ્યા. "હું કહી શકુંચ કે, તે ઠંડી, રાક્ષી ઠંડી હતી. તે ઝરાને પાર ઉતરતાં કાંઈ દોરડું છુટી ગયું કે શું, મારી જીંદગીની નાની નાની સંતોષ આપનારી જણસો એક પછી એક નદીમાં ગબડી જતી જોવાની મઝાહ મને મળી હતી. સર્વ મારાં સાહિત્યો કેવળ ગુમ થઈ ગયાં."

"આજે પણ તમો એવી કોઈ પણ સંસારી સાહિત્યો વગર ચલાવતા દિસો છો," અતરાફ ખાલી ઓરડામાં નજર ફેરવી હું બોલ્યો.

"મારી પાસ જરૂરીયાતની સઘળી પદાર્થો છે. એનાં કરતાં કોઇ પણ વધુ ભોગ વિલાસી હોઈ ન શકે. એમાં તમો માટે ખરી ફિલસુફી છે, આલ્બમાર્લે સ્ટ્રીટનાં મારા મિત્ર—"

તમો શું બહુ રોકાયલા છો, થોડીક મીનીટ મારી સાથ વાતમાં નહીં ગુજારી શકો?" મેં પુછ્યું.

"નહીં, હું રોકાયલો નથી. હમણાંજ આ પુરૂં કરી સુધરેલી ઢબે લુગડાં પેહેરી આવવાનો વિચાર કરતો હતો. વેકો, ચાલો શું કહેવાનાં છો, તે કહો; આ, ફ્રિલીપ! તમારા સમાચાર કહેવા છે, કંઈ કામ ધંધાનાં કે મઝાનાં."

"કામનાં સમાચાર, યા ખુલ્લું કહું તો કાંઈ ખોટું મેં કર્યુંચ તે માન્ય કરવાનું છે."

"તમો ખરા ભાવથી કહો છો, ફ્રિલીપ?" તેવણે પુછ્યું.

"કમનસીબીએ, હા;" હું ઉદાસપણે બોલ્યો. "ત્યારે લેશમાત્ર અંકુશ કે આનાકાની વગર સઘળું કહો; તમારા પિતા સરીખા વયે પુગેલા પુરૂષ આગળ કહેતા હોવો તેમ નહીં, પણ તમારીજ વયનાં એક મિત્ર આગળ કહેતા હોવો તેમ કહેજો. શું તમોને પૈસાની ગરજ છે?" "ગઈ કાલે મને ગરજ હતી; હાલ નથી."

"કાંય મારી પાસ નહીં આવ્યા? હું ખરચી શકું તે કરતાં વધારે મારાં કને છે. મને સઘળું કહો."

મેં સઘળું ટુંકમાં અને તફસીલવાર કહ્યું. પેહેલાં તો કોઈનાં નામ મેં નહીં દીધાં. હેવાલ સાંભળતાં લાર્ડ રાથવેલ બહુ ગંભીર દિસ્યા, અને ઘણોવાર સુધી વિચારમાં દાહાઢી પસવારતા બેઠા.

"એ વાજબી નહીં કીધું, ફ્રિલીપ. હું સાંભળી બહુ નાખુશ થયો. તમોએ શી રીતે જાણ્યું જે એ ખોટ પૂરવાનાં

નાણું મેળવી શકશો. એક ગ્રહસ્થે, રમતની જોમમાં પણ એ વાત વિસરી નહીં જવી જોઈયે."

મેં મારૂં માથું નીચું કર્યું. "મારાં માથાંમાં પિસતોલ ફોડી આપઘાત કરતે, હું ધારૂંચ."

"ખચિત તમોને એમ કરવું પડતે. તમે એમાં બીજું શું કરતે તે હું જોઈ શકતો નથી. એજ ઈલાજનો હું વિચાર કરતો હતો. જો તમે મારા કને આવતે તો, હું તે નાણાં આપતે, પણ પેહલ્લાં ગ્રેસને પુછ્યું તે સારૂં કર્યું. તમે મને સઘળું કહ્યું તે હું ખુશ થયો."

"મી૦ ગ્રેસે તેમ કરવાની મારી પાસે કબુલાત લીધી."

"ગ્રેસ તમો પાસ કબુલાત લીધી, હું ! કાંય એમ કાંય?"

"તે પૈસા, કાપટન ચેશ્શામ નામનાં એક પુરૂષને ગયા. ગ્રેસે કહ્યું કે તમો તેને ઓળખો છો."

"ચેશ્શામ!" રાથવેલ જોશબંધ પોકારી ઉઠયા. "તમે તે લુચ્છાનાં સંયોગમાં આવ્યા શું? એ શખસ એક નાની દુન્યાજ છે, ફ્લીપ."

"એનાં વિષે કાંઈ તમો જાણો છો?" મેં પુછ્યું. "હા; હું કંઈ એ રિચર્ડ ચેશ્શામ વિષે જાણું છું—અને કાંઈ વધુ જાણવા માંગું છું. કાંઈ એવું કે, હું બીહીવું છું કે તે, કદિ જાણી નહીં શકીશ." તેવણે ઉમેર્યું. તે માણસથી વેગળો નાહાસજે, ફ્લીપ; જાણે સરપથી બીહીને નાહાસતા હોવો તે મિસાલે નાહાસજે. તે કયારનું પુરતું નુકશાન કરી ચુક્યાચ."

"તે જાણે તમોને ધિક્કારતો હોય તે મિસ્રાલે તમારૂં નામ લીયે છે, અથવા તમો વીશે કાંઈપણ બોલે છે." મેં કહ્યું.

"તેને તેમ કરવાનું કસું કારણ નથી." રાથવેલ બોલ્યા. "તેની ફ્રર્યાદ મારી સાંમે એકજ છે, કે, મારા એક મિત્રે વર્ષોની વાત ઉપર તેનાં પગમાં ગોળી મારી હતી, તેમાં હું મદદ કરનાર હતો."

ભેદો હળવે હળવે ખુલ્લા થતા જતા હતા, અને હું વધુ આતુર થતો ગયો.

"તમારા તે મિત્રનું નામ તમે કહેશો?" મેં પુછ્યું.

રાથવેલ થોડો વાર દાઢી સમારતાં વિચારમાં બેઠા. "હા;" તેવણ બોલ્યા, "એ કાંઇ છાની વાત નથી. કોઈ પણ શેહેરમાં કોઇબી તમોને કહેશે તે મિત્ર, સર લારેન્સ એસ્ટમિયર હતો."

"વાલેનટાઇનનાં બાપ?"

"હા, વાલેનટાઇનનાં બાપ અને મારો સર્વથી પ્યારો મિત્ર."

"ચેશ્શામે ગઇ કાલે રાત્રે મારે ઘેર એ નાણાં લેવા આવ્યો ત્યારે વાલેનટાઈનને અપમાન કરયું અને વાલેનટાઈને મુક્કિ મારી તેને ભોંયપર પાડયો."

"એ હરામખોર શું બોલ્યો?" રાથવેલે ઉત્સાહથી પુછ્યું.

"મારાથી તે સઘળું તમોને કહેવાઇ શકાય? કહું તો કાંઇ નહીં, લાર્ડ રાથવેલ?" મેં શકથી પુછ્યું.

"હા, સઘળું; પ્રત્યેક શબ્દ," તેવણ સતાથી બોલ્યા. "વાલેનટાઇનનાં અને મારા વચ્ચે લેશ ભાર જુદાઈ નથી."

હું તેવણુના શબ્દો ઉપર વિશ્વાસ લાવી સઘળું તફસીલ-વાર વર્ણન કરયુ. ચેસ્શામે જે નાલેશી ભરી પ્રતિજ્ઞા કરી તે પણ મેં રાથવેલને કહી. રાથવેલ બહુજ ઉસ્કેરાયા ભોંય ઉપર ચોપડીનાં પાનાં વિખરાઈ પડેલાં તે ઉપર તદ્દન બેપરવાઇથી આમથી તેમ પસાર કરવા લાગ્યા, "પોતે જાતે બોલ્યો!" તેવણ મનસે બબડયા, "પરંતુ હું કદિ માનીશ નહીં;—કદી નહીં; કદી નહીં! એ જુઠું હોવું જોઈએ. તેણી સ્વચ્છ, ઉમદા અને પવિત્ર હતી. ગરચે કદાપી તેને ચાહતી હોય તોપણ આવા પુરૂષ સાથ આવી હલકાઇયે નહીં ઉતરે? ઓ! તેના કાળા હૃદયમાંથી ખરી વાત જે હોય તે જો હુ ખેંચી કાઢી શકું તો કેવું સારૂં! અને વાલેન-ટાઇને તેને ભોંય ઉપર પછાડયો કરી કહોછ?" તેવણે મારા ભણી ફરી પુછપરછ ચલાવી, "ચાપટની પેઠે સપાટ પાડયો—બહુ સારો સજ્જડ માર માર્યો. તેનું માથું લગભગ મારા કબાટમાં છુંદાઇ ગયું."

"એમાં કેટલીક બાબદ સારૂં હું દલગીર છેઉં, ગરચે હું વાલેનટાઇનને ઠપકો નથી દેતો. હું અજબ છેઉં કે તેને વાલેનટાઈને મારીજ નહીં નાખ્યો તમો તેની જગ્યો ઉપર હતે તો તેમ કરતે ફિલીપ!"

"હું ધારૂંચ કે તેમ હું કરતે." મેં જવાબ દીધો.

"તેમજ લારેન્સ એસ્ટમિયર—વાલેનટાઇનનો બાપ પણ તેમજ કરતે. પેલે દહાડે બેલજીયમમાં એક લીલી ભોંયના

ફરસ ઉપર તેઓ એકેકથી થોડાં પગલાં વેગળા ઉભા હતા, તે દહાડે પણ તેને મારી નાખવાને સખત શ્રમ લીધી હતી. આજે પણ હું ધારૂંછ કે, તેવણ જો એને મલે તો મારી નાખે."

"પણ લેડી એસ્ટમિયર?" મેં પુછ્યું.

"લેડી એસ્ટમિયર, સાહેબ, દિવસ જેવી અજવાલાં ભરી અને સ્વચ્છ છે," રાથવેલ અલૌકીક ઉસ્કેરણી સાથ બોલ્યા, "હું એના સોગંદ લઈ કહુંછું—લારેનસ તેણીને મળ્યો અને જોઈ તે કરતાંને આગમજથી હું એણીને ઓળખતો હતો, અને ચાહાતો હતો, અને તમો જેવાને કહેવા પણ શરમાતો નથી કે, હું તેણીને આજે પણ ચાહું છું. એવી નારી, ચેશ્શામ જેવા નીચ કુતરાને તાબે થાય! એ કેવળ અસંભવિત છે. તમો તેણીને ઓળખો છો; જાવો અને તેણીને દેખો, તેણીને બારીકીથી નીહાલો, તેણીની સાથ વાત કરો, તેણીને ચાહાવા શીખો, તેણીનાં વિલક્ષણોનો અભ્યાસ કરો અને પછી કહો કે, તે ભયાનક બદગોઈ જો બધી જગત તેની સચ્ચાઈ નિશ્ચય પૂર્વક કરે તોપણ, તમારૂં દિલ તે વાત ખરી માની શકશે કે?"

"હું કદિ માની નહીં શકીશ." હું ખરાં જીગરથી બોલ્યો. લાર્ડ રાથવેલ થોડોક વખત ભારો મનો વિકારનાં ભક્ષ થઇ આમ તેમ ફરવા લાગ્યા. ત્યાર પછી આવી મારી સનમૂખ બેઠા, અને બહુ આગ્રહથી મને જોવા લાગ્યા. કોણ જાણે કેમ, પણ ક્યારેબી રાથવેલની સ્પષ્ટ નજર મારાં મન ઉપર એવી અસર કરતી કે એ નજર સામું એક ખોટાઇવાળુ

માણુસ થોભી નહીં શકે. હું તો તે વેળા માત્ર ખરૂંજ બોલ્યો હતો તેથી તે નજરને તજવાની મને કાંઇ અગત્ય નહીં હતી.

"નહીં," તેવણ થોભીને બોલ્યા. "ખરેખર તમો એ વાત માનતા નથી. તે બાનુ ઉપર વાહાળ રાખો છો, અથવા જલદીથી રાખવા શીખશો. આ દુઃખદાયક બનાવ વીશેનું જેટલું હું જાણું છું તેટલું હું તમોને કહું તો સારૂં. બાહેરનાં તમામ દેખાવે, લારેન્સ અને તેવણનાં ધણીયાંણી બહુ સુખી હતાં. જો તેમનાં જુદા જુદા વિલક્ષણોમાંની કોઇ ખાસિયતો અઠડતી તો, તેમનું એક બીજાં ઉપરનું હેત તેનો પ્રતિકાર યાને ખંગ વાળતો. એક દિને લારેન્સ ઘેલાની પેઠે મારી આગળ આવ્યા. તેવણની ધણીયાંણીએ તેવણની તરફ બેવફાઇ કીધી, તેવણ બોલ્યા. મેં એવણના એ ઘેલા ખયાલને તિરસ્કારથી હસી કાહાડયો, કાંકે તેવણ એ બાનુંને મળ્યા અને ચાહવાની આગમજનો હું તેણીને ઓળખતો અને ચાહાતો હતો. તે વેળા હું દરિદ્ર હાલતમાં હતો, અને આજની પદવીએ ચહડવાની ઉમેદ પણ નહીં રાખતો હતો, તેથી મારી પ્રિતી તેણીને જાહેર પણ નહીં કરી હતી. લારેન્સનાં ગાંડા બકવા ઉપર હું હસવા લાગ્યો, ગરચે માંહેથી હું ધ્રુજતો હતો; એ વાત ખરી હશે કરી સમજી તે માટે નહીં ધ્રુજતો હતો, પણ એવી બીહીકથી કે, મારા મિત્રનું તરેહવાર વિલક્ષણોનું બંધાયલું મન તેની અસલ જગ્યા ઉપરથી ખસી ગયું છે, યાને તેનું ભેજું ઠેકાંણે નથી—પરંતુ તેની તો મારી મુજબજ અક્કલ ઠેકાંણે હતી—અને જ્યારે

તેવણુ સાથ તકરાર અને વાદવિવાદ કરવા લાગ્યો, અને મન વલાવાની યત્ન કરતો, ત્યારે પોતાની તરફની પોતાની બાનુંની દગળબાજીની નજરે જોયલી—પ્રત્યક્ષ અને વાંધા વિનાંની સાબે-તી તેની પાસ છે, એવા તેનાં એકરારે મને હરાવ્યો. હું શું કરૂં બીજું, પણ તે વખતે તેની વાત ખરી માનવા લાગ્યો. તેને પોતાની ધણીયાંણીને પાછી જોઈ નહીં. કદાપિ મુલાકાતની માંગણીજ લેડી એસ્ટમિયરે કરી નહીં હશે, કાકે એ બાનું તેણીનાં ભર્થાર જેવીજ મગરૂર હતી. એકુ બે માસ પછી એ ભર્થાર બાહેરગામ ચેશ્શામને પકડવા અને તેની સાથ 'ડયુએલ' ની લડત લડવા મને સાથે તેડી લઇ ગયો. હું તેને એટલો તો ઇનસાફ આપી શકું છું કે તેને પોતાનાં અપરાધનો દંડ બાહાદુરીથી આપ્યો; તે કોઇ વાત નાંમુકર નહીં ગયો પણ કઠણુ નિર્દય હૈયે મનનું સમાધાન કર્યું. તે દિનથી તે લંગડાય છે; પણ બે જીવડાને પાયમાલ કરવાનો એ એક બહુ કંગાલ બદલો છે. હવે એ બનાવ વિશેનું જે કંઇ જાણુતો હતો, તેથી તમો પણ વાકેફ થયા છો."

"એ સઘળું છતાં, લેડી એસ્ટમિયરનું નામ, ચેશ્શામનાં નામ સાથ શી રીતે જોડવામાં આવ્યું?"

"રિચર્ડ ચેશ્શામ," લાર્ડ રાથવેલ આનાકાની ભર્યાં મનથી બોલ્યા, "લેડી એસ્ટમિયર સાથ કાંઇ પિત્રાઇ જેવો સંબંધ ધરાવતો હતો. એકવાર, હું ધારૂં છું, કે તેવો પરણવાની કમુલાતે અદરાયલાં હતાં. એ પુરૂષની ખરી બાજુ, તેણીએ જોઇ ન હશે, અથવા જ્યારે તેનો ખરો રંગ જોયો ત્યારે તે કારજ તેણીએ ભાંજી નાંખ્યું. એ સઘળું, લારેન્સ સાથ

તેણીને ઓળખાણુ થઇ તે આગમજનું થઇ ગયું હતું. લારેન્સની જાણુમાં એ વાત આવી હતી, અને કદાપિ ચેસ્શામની નાઉમેદીનો એક પ્રકારનો ખંગ વાળવા તરીકે તે શખ્સને પોતાનાં લાગવગે મદદ કરી, વારંવાર પોતાને ઘેર તેડી રાખતા. પેલો ભડાકો ફુટયો તે વેળા એ તે લોકના ઘરમાજ ઉતરેલો હતો."

"એ સઘળું નહીં સમજાય એવું ગુંચવણુ ભર્યું છે," હું બોલ્યો, "પરંતુ, તેવણુના નિર્દોષપણા ઉપર પુર ભરોસો છે."

"ખાતર પુર્વક, હા; હું મારા જીવપર સરત બકું, નહીં તો હું આજે તેણીનો મિત્ર હતે? જ્યારે લારેન્સ એથી ઉલટું માનવા અને એકરારવી બોલવા લાગ્યો ત્યારે જરા મારૂં મન ડગડગયું. પણુ ત્યાર પછી ફરીથી હું તેણીને મળ્યો, અટલે મારા આગલા અયોગ્ય વિચારો માટે પશ્ચાતાપ કરયા. પણુ એ સઘળાને એક કોરે મેલી, તમારે તો તેણીની નિર્દોષતા ઉપર એતકાદ જરૂર બેસાડવો જોઇયે." તેવણે ઉમેર્યું, "મારો ગાડો બકારો તમો વિસરી જજો. વરસો અને વરસોની મુસાફરીએ મને સાવધ અને સ્વસ્થ કર્યો છે, અને ભૂતકાળ તે ભૂતકાળ થઇ ગયો. આજે લેડી એસ્ટમિયર અને હું માત્ર પ્યારા જુના મિત્ર છૈયે, અને એમજ આપણી જીંદગી પુરી કરીશું. તમો ફરી તેવણુને ક્યારે મલશો?"

"હું આશા રાખુંછ કે આવતી કાલે હું બોર્નમાઉથ જઇશ!" મેં ઉતર વાળ્યો અને એ ભેટનું ખરૂં કારણુ યાદ આવતાં મારો ચેહેરો ખિલ્યો.

"બરાબર છે; તેવણુને મારી દુવા કહેજો. કદાચ એક બે દિવસ તે તરફ નાશી આવીશ. કલાઠીન નેવિલ સાથ પ્રિતીમાં ના પડતા હોકે. કાંકે લેઠી એસ્ટમિયરે તે છોડીને વાલેનટાઇન સારૂ લાંબી મુદતથી રાખી મેલી છે."

"વાલેનટાઈનનુંજ બધામાં સારૂં નસીબ છે." મારા ચેહેરા ઉપરની સુર્ખી સંતાડવા અર્થે ભોંય ઉપરથી મારી પાઘડી ઉચકવા વાંકો વલતાં બોલ્યો.

"બધામાં, નથી." રાથવેલ ભેદમાં બોલ્યા, "જો તમો જતા હોવો તો સાહેબ સલામ, ડાહયો છોકરો થઇ ફરીથી જુગાર ના રમતો!"

---

## પ્રકરણ ૧૦ મુ.

## શાસ્ત્રા નુસારી તત્વો ઉપર રોટલો ઘડવો.

લાલ કાગળનાં કકડા ઉપર માત્ર **"આવો."** એટલોજ શબ્દ મળ્યો. ઓગણીસ ખાનાં જે એક શીલીંગમાં ભરાઈ શકાય તે છતાં વાલેનટાઇને માત્ર **"આવો."** એટલોજ શબ્દ લખી મોકળ્યો હતો પણ મારે માટે એટલું બસ હતું. મેં મારો સામન બાંધ્યો, પેલા મોટા નામિચા ખત લખનાર જેની બોધ તરફ થોડાક દિવસથી બહુ બેદરકાર ચાલતો હતો, તેને એકદમ લખી વાળ્યું જે મારા લાંબા રજાના દહાડા હવે લેવા ઇચ્છું છું. હું શા માટે તેમ નહીં કરૂં? અદાલતને માટે લાયક થવા ફક્ત છેલ્લુંજ વર્ષ તમોને 'ચેમબર્સ'માં

કહાડવા કહે છે, અને તેથી જો મારી મરજી પડેતો હું એ વર્ષની છુટી લઈ શકું અને તેથી ઘણું કંઇ નુકશાન ન થાય. તેમજ બીજી બાજુપર કલાડીન અને બોર્નમાઉથ મારી આ-વવાની વાત નહીં જોતાં હતાં શું? પ્રતિરોધ કે અટકાવની જરારતી જે દેહેસ્ત હતી તે મટી ગઈ, મને રજા મલી અને ક્યાં, કેમ અને ક્યારે, કલાડીન સોડેથી મને જોઈતો ઉતર હું મેલવી શકીશ તેનો વિચાર કરતો ટ્રેનમાં બેસી મુસાફરી માપવા લાગ્યો. ટ્રેનની ધિમાસ નામોશી ભરી લાગતી હતી. મેં મનસે ઠરાવ કર્યો કે, જે સોહામણી છોકરી જેવો નાજુક આકાર, એક જોડ ધોળા રંગની આંખ્યો, અને એક સર્વોત્કૃષ્ટ પાર્શ્વચિત્રનાં, સિવાય બીજો કોઇ વિચાર હાલ કરી ન શકતો હતો, તેથી એમાંથી ફારેગ થતાંજ—છુટતાં-જ, "ટાઈમસ," યા "બોર્ડ ઑફ ટ્રેડ" કે, "રેલવે—કમિશનર," કે બીજાં કોઇ પણ એવાં પત્રમાં એક કાગળ ઘડી કહાડી પ્રગટ કરાવવું, જેમાં એ રેલવેવારા કેવી અયોગ્ય રીતે એ ધંધો ચલાવે છે તેની ફરયાદ ઉઠાવવી. પરંતુ એમાં અજબ જેવું એ લાગતું કે આટલે ધીમે ચાલ્યા છતાં હમો દર કલાક દીઠ ચાલીસ મૈલ દોડતા હતા અને એ કરતાંને વધુ અજબ જેવું એ લાગ્યું કે બરાબર ચોકસ ઘડીયે બોર્ન માઉથ ગાડી ઠોબી. હું એવી મૂર્ખાઈ ભરી ઉમેદ રાખતો હતો કે, કોઇ મને સટેશન ઉપર લેવા આવશે પણ એ ઉમેદ પાર પાડવી મુશ્કેલ જેવું હતું, કારણ કે કેઈ ટ્રેને હું આવનાર હતો તેની એઓને ખબર નહીં કરી હતી. જ્યારે ટ્રેનનીજ દોડને મેં ધીમી ગણી ત્યારે ગાડીને શું કહું? એટલુંજ કહી શકું છું

કે એક દુર્બળ કાચબા તરીકે તે હિંડતી હતી; ગાડીનાં ચાકને સંધીવાનો મરજ થયો હતો અને તેનું શરિરતો જાણે સીસાનું હતું; પણ છેવટે મને દરિઆ કિનારેનાં એક સોહામણાં ઘર આગળ ઉતાર્યો. હું જાણતો નથી—યાદ નથી કે ગાડીવાનને મેં શું ભાડું આપ્યું, પણ તે લેનાર સંતોષ પામ્યો. ખરૂં પુછો તો જ્યાં સુધી મેં પોતાને દિવાનખાનામાં લેડી એસ્ટ-મિયર સાથે વાત કરતાં જોયો ત્યાં સુધીનું કંઇ પણ મને સ્પષ્ટ યાદ નથી. લેડી એસ્ટમિયરે મને બહુ મેહેરબાનીથી, બલકે પ્યારથી આવકાર દીધો તેવી વેળાએ જે વેળા કે કલાડીનનો મધુર દેખાવ જોવાને અતરાફ નજર ફેંકવામાં ગુંતાયલો હતો તેવી વેળાએ પણ લેડી એસ્ટમિયરનો મધુર દેખાવ અવલોકન કર્યા વિના હું રહ્યો નહીં. અને મનસે રાશવેળ સાથ એક વિચારનો થવા લાગ્યો કે એવી બાનું સાથ અપકિરતી, ખોટાઈ કે બેવફાઇ જોડવી, એ અપવિત્ર નિંદા હતી. પણ કલાડીન—કલાડીન ક્યાં હશે?"

"વાલેનટાઈન અને કલાડીન બહાર ગયલાં છે," લેડી એસ્ટમિયર બોલ્યાં. "એટલા વેહેલા તમો આવશો કરી એવોએ ઉમેદ નહીં રાખી હતી. તમોને એ લોક રેતીનાં મેદાન ઉપર કે પાષાણ સ્તંભ આગળ મળશે પણ પેહેલાં તમારે ચાહેનું એક પ્યાળું લેવું જોઈયે, મી૦ નૉરિસ, મારે તમોને થોડાક શબ્દ પણ કહેવાનાં છે." મારા બાલેબાલ આ છેલ્લા શબ્દો સાંભળતાં ઉભા થયા. તેવણ બહુ ઉદાસ દિસતાં હતાં અને તેમનાં છેલ્લા વાક્યમાં ઉદ્વેગ દિસતો હતો.

"ઓ, લેડી એસ્ટમિયર!" હું જોસ્સાથી બોલ્યો. "હું શું કરૂ—મારો કંઇ ચારો ન હતો—કોણ કલાડ—અરે, મીસ નેવિલને દિઠા પછી એ રીતે ચાહી નહીં શકે? એ લાગણીને વશ કરવા સારૂં મારાથી બનતું મેં કર્યું, પણ કંઈ ફાયદો નહીં થયો!"

"ગરીબ બાપડો!" તેવણુ કંઇ લગાર મુસકેરાઈ બોલ્યાં. "હું જાણુંચ કે તમારાથી બનતું તમોએ કીધું, વાલેનટાઈન એમજ બોલ્યો. તેને મને બહુ વિનવી—તમો એ છોકરાની રીત જાણો છો, એને કહ્યું કે એ સઘળું ભળાં કાજેજ છે. જ્યારેથી તમારા પ્યારામાં પ્યારી ઉમેદની ખોટ જાય ત્યારે બીજાંઓ એમજ બોલે. પણ હું કોઈ ઉપર દોષ મેલતી નથી, તેમાં તમો ઉપર તો કેવળ નહીં, કારણ કે કલાડીન બહુ રમણય અને સુંદર છે."

"હા, તેણીની બહુ સુંદર છે," હું આવેશથી બોલ્યો, "આહ! લેડી એસ્ટમિયર તમો એક બીજો દીકરો જીતશો, કાંકે જો તમો રજા આપશો તો, હું તમોને મારી માતા—જેણીને મેં કદિ દીઠી નથી—તેવણુની મુજબજ ગણીશ અને ચાહીશ." એમ કહી તેવણુનો ખુબસુરત હાથ ઝાલી, મેં મારી આંખોસે ડાબ્યો. એ મારા ભક્તિ ભાવથી એવણુ ખુશ થયાં હોય એવું લાગ્યું.

"તેમજ થવા દો." તેવણુ બોલ્યાં, "હુ એમાં સંતોષ પકડવાની યત્ન કરીશ પણ એ સઘળું છતાં મુખ્ય માણુસની મરજી પુછવા વિના હમોજ સઘળો ચુકાદો કરયેછ. કલાડીન શું તમાને પસંદ કરેછ?"

"મને ખબર નથી." મેં દલગીરીથી કહ્યું.

"મને પણ ખબર નથી કે, નાં વાલેનટાઇનને ખબર છે પણ ના ઉમેદ ના થાવો ફિલીપ. હું તમોને હવે 'ફિલીપ'ને નામે વાત કરૂં છું, જોયું! તમો ખરો અને સત્ય ભાવ રાખનાર છો, અને અફસોસ નારી જાતનાં પોચાં મન ઉપર, કે તમો સોહામણાં છોકરા છો. કલાડીનનું દિલ જો એ આગમજનું તમોએ નહીં જીત્યું હશે તોપણ હવે પછી જીતવામાં કાંઇ તમોને બહુ અઘરૂં નહીં પડશે."

"હવે જ્યારે તમો મને ટેકો આપોછો ત્યારે હું આશા રાખતો થયોછું." મેં જવાબ દીધો.

"હા, જુવાન સર્વદા ઉમેદ રાખી શકે છે. ચાલો આપણી ચાહ આવી, ચાહ પીને તમો તેવણની શોધમાં નીકલજો." હું ધારૂંછ કે, મારી જીભ દાઝે તેવી ગરમ ચાહ પીધી હશે—કેમએ કરીને બીજું પ્યાલું તો ના કહ્યું. લેડી એસ્ટમિયર જેઓ મારી અધીરાઇ ચેતી ગયાં હતા તેણીએ જલદીથી મને છુટ મુકી દીધી. નેવાનું વસા એ પિત્રાઈઓને દરીયા—કાંઠે મલવાની ઉમેદથી ઉતાવલે તે તરફ ગયો. બહુ સુંદર તેજસ્વિ ઉનાળાની બપોર હતી. અને દરિયા કાંઠેની સર્વે રચના ઝપાટાબંધ ડુલતી હતી, હજારો છોકરાં પાણીમાં મસતી કરતાં, હલેસાં મારતાં, કાદવના છાંટા ઉડારતાં, ખોદતાં ખણતાં હતાં. એ સઘળા તમાશા અને રમતની મધ્યમાંથી થઇ, કેટલે દુર દરિયા—કાંઠો પસાર કરયા પછી, મેં એક ગ્રહસ્થને ઉનાલાના લેબાસમાં, પોતાની આંખો ઉપર ટોપી ખેંચી પેહેરેલી ને ચતો પડેલો દિઠો અને તેની સોડેજ રેતીની ટેકરા ઉપર કલાડીનને

બેઠેલી દીઠી. પા માઈલ આઘેથીજ મેં તેણીને પિછાણી, અને તેણીએ મને પિછાણતાંજ ચમક અને ખુશીનો છાપ તેણીના ચેહેરા ઉપર ફરી વલેલો મેં જોયો. હું તેણીની લગોલગ જઈ પોંહોંતો, બલ્કે વાલેનટાઇન મારી હાજરીથ વાકેફ થવા આગમજ હસ્તાલિંગનમાં તેણીનો હાથ પણ મેં ઝાલ્યો હતો. કલાડીન તડકાથી લગાર કજરાયલા ચેહેરા સાથ કેવી મિષ્ટ દિસતી હતી! કેવી સુંદર નાજનીન! હું શા માટે આવ્યો તે શું તેણી ચેતી હશે? વાલેનટાઈને હેતથી, પણ ઉઠયા વગર મને આવકાર દીધો.

"હું ઉઠી નથી શકતો," તે બોલ્યો, હું હમણાજ રેતી ઉપર ગોઠવાયોછ, જે કામ કેટલોક વખત રોકેછે. મારી સોડે તમે પણ આવી અલેટાઓ, ફિલીપ તમારી આંખો ઉપર ટોપી એવી રીતે ખેંચો કે દુરથી દરીયાની નીલી કોરજ દીસે. એમ કરશો તો તેમાં તમો ખરૂં સુખ જોશો."

પણ ગમે એવો દરીયાનો દેખાવ મનોરંજક હતો તોપણ મારે માટે તો કાંઇ બીજુંજ મનોહર જોવાનું હતું—કલાડીનનો ચહેરો, "તમો તો આળસાઈનું ચિત્રજ છો જો વાલેનટાઈન." હું બોલ્યો.

"નહીં, શાસ્ત્રાનુસારી તત્વો ઉપર મારો રોટલો ઘડુંછું. જે માણસો એ રોટલો ઘડતાં ન આવડે તે જીંદગીનો ઉપભોગ નહીં કરી શકે. આ છેલ્લું આખું અઠવાડીયું, કલાડીન અને તેની છતરીને મારી સોડે રાખી, એમ પડેલો રહી મેં વખત કાઢયોછ. કોઈ વાર એણી મારી આગલ વાંચે છે અને તે વેળા હું હલવેથી મીઠા ઉંઘમાં પડું છેઉં."

"આખો દહાડો તમે બીજું કાંઈ કામ કરતા નહીં?" મેં પુછ્યું.

"જ્યારે મારી મરજી થાય ત્યારે હું ભાણાનું [illegible]ને છેડે જાઉંછું, અને નાની માછલી કે ઝીંગાં પકડુંછું, પણ તે કામ મને બહુ ઉસ્કેરાટ ભર્યું લાગે છે. ત્યાર બાદ દરયા-કાંઠે છોકરાંઓ સારૂં ભક્તિ-ભજન થાય છે તેમાંથી ઘણોક ફાયદો મેલવું છું. એક બહુજ બોધકારક ભજન એક નાની છોડી આજે ગાતી હતી." કલાડીનનાં પગ આગળ વાલેનટાઇનની પાસે હું બેઠો. તેણી હમણાં સુધી બહુ થોડું બોલી હતી, ખરેખર મેં એણીને અજબ રીતની મુગી જોઇ. વાલેનટાઇને રમુજી વાતચીત ચલાવ્યા કીધી, જ્યાં સુધી કે હમોએ ઠરાવ કર્યો કે ભોજણનો વિચાર હવે કરવો. લેડી એરટમિયરનાં ઘર સુધી પુગાં ત્યારેજ માત્ર મને કલાડીન એકલીજ સાંભળી શકે તેમ એક શબ્દ બોલવાની તક મલી. "કલાડીન," દરવાજાનું કડું ફેરવતાં હું બોલ્યો. "શી રીતે હમો છેલ્લાં છુટાં પડ્યાં તે તમો જાણો છો, હું શા માટે આવ્યો છું તે પણ તમે જાણો છો હું જાઉં કે રહું."

તેણીએ કંઈ જવાબ નહીં દિધો. પણ તેણીનાં મુખડા ઉપર એક પ્રકારનો છાપ પંથરાયો, સઘળું સામટું લેતાં રહેવાનોજ ઠરાવ કરવો મને બેહેતર દિસ્યો. કલાડીને બહુ વાર મને શકમાં નહીં રાખ્યો, મને યાદ નથી કે કેવારે અને ક્યાં મારી ઉમેદ તેણીને જાહેર કરવાની હિંમત આવી પણ તે ઘડીની યાદી સાથે હમેશાં અણીનસનાં ઝાડનો ખુશ પમા

ગાટ આવે છે, કે પછી બોર્નમાઉથ વડાઇ લેય છે તેવી કંઇ 'એવર ગ્રીન'ની અમરાઇઓમાંની એકની હેઠલ એ બનાવ બન્યો હશે! એક સાચ્ચો પુરૂષ પુછે તેવા ખરા ભાવ સાથે એક સાદો સવાલ મેં તેણીને પુછયું અને સાચ્ચી નારી જવાબ દીએ તેવાં ખુલ્લાં દીલે તેણીએ ઉતર વાળ્યો, પણ તેણીએ ઉમેર્યું જે:—

"હું ધારૂંચ કે મેં તમોને પેહેલ વેહેલા દીઠા ત્યારથી ચાહતી આવીચ, ફ્લીપ."

એ પછી હમો બન્ને લેડી એસ્ટમિયર પાસે ગયાં, તેઓની નેક દુવાઓ લીધી અને વાલેનટાઇનની ખરાં અંતઃકરણની ઉલટ ભેર આપેલી મુબારકબાદીઓ સ્વિકારી. આપણા સુખમાં તે સુખી હતો, પણ કોઈબી પુરૂષ કલાડીન જેવીને જીતવાની તક શી રીતે એવી સેહેલાઈથી બીજાને આપી દઈ શકે એનો ભેદ હું કદી સમજી ન શક્યો.

એક પખવાડયું ઉતાવળે પસાર થઇ ગયું—મારી આજ લગીની જીંદગીમાનાં શ્રેષ્ઠ સુખી દહાડા એ હતા. બોર્નમાઉથ અવશ્ય કરીને હસ્તકૃત સ્થળ હતું. તેનો નિર્મળ દરીયા કાંઠો, તેના સારી રીતે ગોઠવાયલા બગીચા, ઉંચ સિધા ઝાડોના જંગલો એ સર્વે ઉતર ડેવનનાં ખડકી દરીયા—કાંઠાથી તદન જુદું હતું. પણ કલાડીન અને હું બંધે એકમત થયાં, કે કોઇ બીજું સ્થળ એનાં કરતાં વધુ સોહામણું હોઇ ન શકે— મુખ્ય કરી આપણને તો કોઇ બીજું સ્થળ એવું લાગેજ નહીં. અને હવે પખવાડયાનું સ્વપનું પુરૂં થયું; લેડી એસ્ટ-મિયર શેહેર પાછાં ફરશે, કલાડીન એક મિત્રને ત્યાં ભેટ

આપવા જનાર હતી, વાલેનટાઇન અને હું ભેગા મલી એક બીજો ખુશી ભર્યો દહાડો ભોગવવાની તદબીર રચતાં હતાં. રાથવેલે ઉતર તરફની પોતાની કોઇ જગોએ આપણને નોતરૂ દીધું હતું, જ્યાં શિકારની પણ સારી ગમત આપવાની પણ કબુલાત આપી હતી, અને તે નોતરૂં હમોએ માન્ય કર્યું. આ વેળાએ આગસટ માસના પંદર દહાડા પુરા થયા હતા અને આપણને ક્રમએ કરીને બીજા પંદર દહાડા મારવાનાં હતા. પગે ચાલી ચિત્રો લેવા કાજે ટુકડી મુસાફરી કરવાનું વાલેનટાઇનનું મન થયું, જે મુસાફરી લાર્ડ રાથવેલના ડર્બી-શાયરનાં રેહેઠાંણમાં પુગતાં પુરી થનાર હતી. પણ એ મુ-સાફરી લેવા આગમજ મારે ઘણાં કામ પાર પાડવાનાં હતાં. ખરૂં કે કલાડીન અને હું અદરાયલા હતાં, પણ એ સગાઇ વડીલોથી મંજુર થવાની હતી. કલાડીન માબાપ વગરની નમોવાઇ હતી, પણ તેણીનો એક સપૂરતદાર અને રક્ષક હતો, જેની પરવાનગી એ કામમાં જોઇતી હતી. આપણી પ્રિતી જાહેર થવાથી આપણાં બંધે એવા સુખી અને સંતોષી હતાં કે એ ગ્રહસ્થની થોડીજ ફિકર રાખતાં હતાં. ગરચે તેવણને જલદીથી મળવા જવાની અને તેવણને હસ્તક સોંપેલાં બચ્ચાં તરફના મારા વિચાર અને ઇચ્છાની ખબર આપવા જવાનો ઠરાવ કર્યો હતો. મારી પોતાની આશા દર્શન બાએ તો મેં વિચાર કર્યો કે ફરીથી મી૦ ગ્રેસને મળવું અને થોડી વધુ અખબાર મોહોડેથી કહડાવવાની યત્ન કરવી. કોઇ પણ રીતે રાજી થાવો કે નારાજી થાવો, પરવાનગી મલો યા ન મલો, માત્ર એક વર્ષ ઠોબવાનું રહ્યું છે, જ્યાં સુધી કલાડીન ઉમરે

પુગે અને મારા બાવા મુસાફરીથી પાછા ફરે. મારી સુંદર વહુને કહેવા આશીષ સાથ કહેવી મુબારકી સાથ આવકાર દેશે અને હેતથી ચાહશે! કલાડીન કેવી તેવણનાં અંતઃકરણ અતરાફ વિટલાશે અને તેઓની જીંદગી કેવી–ઉલ્લાસી કેવી હરખીત કરશે! એવા મારા મોજીલા કલ્પીત વિચારો હતા. મને સ્વભાવિક રીતે લાગું કે મારા બાવા મારે માટે પસંદ કરે તે ચોકસ નારી કલાડીન છે. કુલવંત, ખુબસુરત, મનહર, બુદ્ધિવાન અને જો એવો પણ વિચાર રાખવો અગત્યનો હોય તો, વાલેનટાઇનનાં વારંવારના ઇશારાઓ મુજબ એણી ધનવાન પણ હતી. કોઇને એવું નિર્ભય સુખ હાથ લાગ્યું ન હશે કરી મને લાગતું.

અજાયબ એ હતું જે એ મારા ભવિષ્યનાં સૂર્ય પ્રકાશ ઉપર શકનો પેહેલો છાંયડો નાખનાર લાર્ડ રાથવેલ હતા. લેડી એસ્ટમિયરે અતરે જે કંઇ નવું જુનું બન્યું તે અને પોતાની મિષ્ટ ઉમેદો ઉપરનો દાવો મારે ખાતર એવણે છોડી દીધો તે સઘળું લખી વાળ્યું હતું. એ દહાડા પછી તેવણ હમો તરફ આવ્યા. વાલેનટાઇને તેવણનાં આવ્યાને અત્યાનંદથી આવકાર દીધો, કારણ કે હું ધારૂં છું કે એ મારા જુવાન મિત્રે કલાડીનને અને મને એક બીજાનાં વિચારમાં અતિ રોકાયલાં જોયાં હશે અને પોતે એખલા પડી ગયલા જેવું લાગું હશે અને એવાજ અવસરોએ પોતાની વર્તણુક આપણાં એખલપેટાપણાં સાથ પ્રતિકૂળપણે સરખાવતો રહ્યો હશે.

આપણાં ઉમદા મિત્ર લાર્ડ રાથવેલે આપણા બધેને મુબારકબાદી ઇચ્છી પણ એવી ઠંડાઇ અને ગંભિરતાઇ સાથે કે તે ઠંડાઈ કેવળ એ અવસરને અવસ્યની મને નહીં લાગી

ત્યારપછી કેટલોક વખત સુધી લેડી એસ્ટમિયર સાથ એખલો ઓરડો બંધ કરી વાતે વળગયા, જ્યારે લેડી એસ્ટમિયર પાછાં હમો વચ્ચે આવ્યાં ત્યારે સ્પષ્ટ દીસી આવતું હતું કે તેવણુની આંખ્યોએ આંસુ વેરયાં હતાં. તેજ દિને સાંજે તેવણુ શેહેર પાછા ફરયા અને તેવણુની સાથ સટેશન લગી આવવા મને કહ્યું. તેવણુની ઢબ ઉપરથી હું ચેતી ગયો કે, મને એખલાને આવવા કહે છે તેથી કલાડીનથી છુટો પડી એઓની સાથે ચાલવા લાગ્યો. ચાલતાં થવા પછી તેવણુ બોલ્યા: —

"આ વાત સાંભળીને હું બહુ દલગિર છેઉં."

"તમે જાણીને ખુશી થયા એમ તમારી કહેવાની મતલબ છે, લાર્ડ રાથવેલ."

"નહીં, હું જે કહું છું, તેજ મારી ખરી મતલબ—બહુ દલગીર છેઉં. દુ:ખ, સંતાપ અને ગુંચવાડાની આગમચેતી કરૂં છું."

"તમો લેડી એસ્ટમિયર અને વાલેનટાઈનની નાઉમેદીનો વિચાર કરોછ, લાર્ડ રાથવેલ?" મેં પુછ્યું.

"નહીં, હું તમારા વિષેનો અને કલાડીનનો વિચાર કરૂં છું. આ કારજ ના ઈચ્છવા જોગું છે કે ના બંધ બેસતું છે."
"કોણુને માટે?" મેં જરાક તુંદાઈથી પુછ્યું.

"તમો બંધે માટે હવે એ રીતે ગરમ ના થઇ જાવો, ફિલીપ હું માત્ર એક મિત્ર તરીકે બોલું છું. હું જાણું છું કે મારા બોલવાનો કાંઈ પણ ખરો ફાયદો નથી થનાર,

કારણ કે તમો કોઇ કોઈ વાતમાં બહુ જુદા છો. મેં ત્યારનીજ એ ખાસિયત તો જોઇ લીધીછ.' એ વખાણ ઉપર હું નમયો.

" હજી હમણાંને હમણાંજ પરણવાનો તો વિચાર નહીં કરતા હશો, હું આશા રાખુંછ ? "

" નહીં," મેં અફસોસ ખાઈ કહ્યું, " મારા બાવા પાછા ફરવા આગમજ એ શી રીતે બને તે હું જોઇ શકતો નથી."

" મુશકેલ; માસ કલાડીન નેવિલ જેવી છોડી, જેને આસરે એક હજારની વર્ષ દહાડે આવક હોય, તેણીને તમો તરફની અરધીની પણ કમાઈ વિના જવલેજ પરણવાનું તમારૂં મહોડું હોય."

એ વાત તો ખરી હતી, પણ એવણે ખુલ્લી-સ્પષ્ટ રીતે બોલ્યાને લીધે બહુ દુઃખદાયક જેવું લાગ્યું.

" હા; મારા બાવા મને વર્ષ દહાડે ચોકસ રકમની આમદની આપવાનું નક્કિ કરે, અથવા તો મારૂં પેદા કરવાનું નક્કિ થાય ત્યાં સુધી મારે થોભવું પડશે."

" ખચિત તમારા બાપને તમો મળો ત્યાં સુધી કસ્સા ઉપર ભરોંસો ના રાખતા. કેટલીક બાબદોમાં તમારા બાવા જીદ્દિ અને બારીક છે."

" તેવણ લગાર તેમ છે ખરા, પણ કલાડીનને તેવણ ચાહયા વિના રહેશે નહીં."

" બાપો તેમના બેટાઓની આંખોએ જોતા નથી, ફિલીપ. તું એમનાં સમજતો, મારા છોકરા કે હું તુંને તારી પસંદગી

સારૂં ઠપકો દેઉંછું. કલાડીન બહુજ ખુબસુરત છે, પણ નિરાશી માટે તૈયાર થઈ રહેવાને માત્ર હું તમોને ચેતાવુંછું. ઘણાંજ થોડા આ જગમાં પોતાના દિલની મોરાદ મેળ[illegible] શકેછ, ફિલીપ. મેં જે જે તમોને કહ્યું તે સઘળું કલાડીનને પણ કહ્યું." તેવણે ઉમેર્યું.

"કાંઇ પણ તમો કહેશો તેથી તેણીની બદલાનાર કે બોલેલો બોલ પાછો લેનાર નથી." હું બોલ્યો.

"હા, તે હું જાણુંછું. તેણી તમારા જેવીજ ઝીદ્દિ છે—વારૂં, હું બીહું છું કે છેવટે હું ખરો જોષી સાબેત થઇશ. એ સઘળું છતાં, પરમેશ્વર ચહાશે તો મારાં સઘળાં ઓળખીતાંઓમાં તમો બેને પહેલાં પરણેલાં જોઇશ."

એ છેલ્લા શબ્દો એવી મયાથી તેવણ બોલ્યા કે, મારો ઘડી ભરનો ગુસ્સો હું વિસરી ગયો. ગરચે એ શબ્દોની મયાલુ હમેજ આગમજના કરતાં વધુ વ્યગ્ર મને કરયો. "તમો ભેદમાં બોલોછો, લાર્ડ રાયવેલ," હું બોલ્યો. "તમારી મતલબ હું સમજી નહીં શકતો. એટલુંજ હું જાણુંછું કે કલાડીન અને હું અરસ પરસ ખરા ભાવથી ચાહીએ છીએ."

"હા, હું ભેદમાંજ બોલું છું. પણ જીંદગી, પ્રિતી, ઇત્યાદી એવા સઘળા બનાવો ઘણા ખરા ભેદોજ છે. કોણ સુખી છે, અને કોણ દુઃખી છે તે જ્યારે નસીબ ખુલ્લું પાડશે ત્યારેજ જવાબ જોવાનો છે. હવે સાહેબ સલામ, હું ધારૂંચ કે તમોને શેહેરમાં મલીશ—જો તેમ નહીં બનશે તો પેહેલી તારીખે ખબુતર, તિતરનાં શેકારમાં મદદ આપવાને તમોએ અને વાલેનટાઇને મને વચન તો આપેલોજ છે."

એ પછી ટ્રેનમાં બેઠા અને હું ધીમેથી પાછો લેડી એસ્ટમિયરનાં ઘર તરફ ચાલતો થયો, એ એવણની શોકાતુર ભાખાઓ અને ભેદ ભર્યા વચનોનો અર્થ શો હશે કરી મનમાં વમાસવા લાગ્યો અને એ વિષય ઉપર ક્લાડીનની મસલત લેવાનો ઠરાવ કર્યો. તેણી મારા કરતાં વધુ ગુચવણમાં પડી હતી. મને કહ્યું તેજ મિસાલે તેવણે તેણીને પણ કહ્યું હતું, અને તેવણનાં શબ્દોએ મારી ઉપર અસર કરી અને મને ફિકરમંદ કરયો તેનાં કરતાં તેણી ઉપર કુદરતી રીતે વધુ અસર કરી હતી. એવણ સર્વના એવા કિમતી મિત્ર હતા કે જ્યારે એ છોડીએ તેવણનાં મુબારકબાદી ઉદાસ ભાખાઓ સાથે મિશ્ર થયલી જોઈ ત્યારે તેણીને બહુ ભારી નિરાસી લાગી હતી. પ્રત્યેક રીતે તે વિષયને ફેરવી જોતાં આપણ એકજ બાત માત્ર નિશ્ચય કરી શક્યા કે જગમાં કોઈ બીજુ એવી પ્રિતીમાં ન ગુંદાય તેવાં હમો ગુંદાયલાં છિયે અને આપણી ખુશીને મારનાર દુન્યાની ગમે એવી અનદિઠ બદીયો હશે, તેને તુચ્છ ગણીશું.

---

## પ્રકરણ ૧૧ મું.

## એક ભયંકર ધરડો.

"મઝા પછી ફરજ"—એક જુની કહેવતની સગવડ ભરી અને સાધારણ વિપરિતા ક્લાડીન લાંબી મુદતથી કબુલાતો પુરી પાડવા સગાંઓની મુલાકાતે ગઈ. સરેસ્તા મુજબના વચનો, બાધાઓ, સોગંદો અને છેલ્લી સલામ અકરામ કરીને

ગઇ પણ સૃષ્ટિની શ્રેષ્ઠ મધુર નેત્રોની સાચામાં સાચી અને અતિ વિશ્વાસુ નજરની અતિ વાહાલી યાદી મારે માટે મૂકી ગઇ, જે મારા જેવા ગાફેલ પ્રેમીને કેટલેક દરજ્જે દિલાસો દેતી અને મન વાળતી હતી. આપણ બંનેનો ફરીનો મેળાપ થતાં બે યા ત્રણ માસ લાગશે, પણ હું કાગળ લખતો રહીશ. અલબત હું નિત્ય અને એ કરતાં બેહતર એકે ફલાડીન લખ્યા કરશે. હું કેવી આતુરતાઇથી તેણીનાં કાગળોની રાહ જોઇશ, અને તે પત્રીકાઓને વાહાલથી રાખીશ! હું તુંજને જોવા પિછાણવા આગમજ શી રીતે હું દુન્યામાં ટકી શકયો હોઇશ, ફલાડીન! જીવી શકયો એ શબ્દ નહીં, પણ ટકી શકયો હોઇશ એ શબ્દ યોગ્ય છે. હું આજ સુધી જીવતો નહીં હતો, ફલાડીન, પણ ફરજ, ફરજ છે એક ઘેર બેઠેલો ઘરડો લશકરી ટુકડીનો સરદાર (જનરલ) કે એક અમલદાર (મેજર) છે. ગમે તે હોય પણ હું તેની ભેટ લેવા જઇશ ત્યારે તેને 'જનરલ'ને નામે ઓળખીશ તેવી એજ ખરૂં નામ હોવું જોઇયે. એ પ્રસિધ થયલો લશકરી ઓધેદાર ચેલટનહામમાં વસે છે. તેને મારે મલવું જરૂર છે અને તે પણ ઉતાવલે. તે ફલાડીનનો વાલી છે, અને બાર માસ લગી, જ્યાં સુધી ફલાડીન ઉમરે પુગે ત્યાં સુધી તેણીનાં નસીબપર અમલ કરનાર છે. કેટલી હદ સુધી એ તેની શક્તિ ફલાડીન ઉપર ચાલી શકેછ, તેથી જાણીતો થવાનો મને સંભવ ન હતો. પણ મારી કલ્પનાઓમાં તે કોઇ કોઇવાર મને ભયંકર દિસેછ, તોપણ ફલાડીનને મારી સાથ મલવા ભેટવાથી કે કાગળો લખવાથી કોઇનો હુકમ મુશકેલે અટકાવી

શકે એ વિચારથી મારા દિલને શાંત કરવા લાગો. જો મને નહીં ચાહવું કરી હોકમ થાય અને તે હોકમને તેણી તાબે થાય એ વાત તો બુદ્ધિ વિરૂધ અને બેવકુફી ભરી હતી, અને એ વાત મારી ગણત્રીઓમાં ઉમેરાતી નથી. જગતનાં સઘળા જનરલો કે મેજર જનરલો હારેદાર સફ ખેંચી તેણીનાં ઉપર જુલમના વરસાદ વરસાવે કે બળવો ઉઠાવે તોપણ તે દિશા ઉપર કંઇ અસર નહીં થાય. મારે ચેલટનહામ જવું જોઇયે અને તેના સામે બહાદુરી દેખડાવી મારે કહેવું જોઇએ કે, તમારા રક્ષણ તળે હતી તે છોકીનું અંતઃકરણ મેં જીત્યું, પણ પછી હું શું કહીશ? તે મને પુછશે કે શું દ્રવ્ય રાખું છું, ક્યા ખાનદાનના નબીરો છું, મારાં સગાં કોણ છે, મારો ધંધો શું છે અને કલાડીનના હાથની ઉમેદવારીને લાયકનાં ક્યા હકો ધરાઉં છું. એ સ્વભાવિક સવાલોમાનાં એક કે ઘણાં તો બે સવાલોનાં જવાબ વાળી શકીશ. હું તેને એટલું કહી શકીશ કે હું બાલિસ્ટર થનાર છેઉં અને હું કલાડીનને ચાહું છું એટલુંજ. એક વાત મને સ્પષ્ટ રીતે અગત્યની દિસતી હતી કે એ અધિકારી ધરાવનાર પુરૂષની સામે જવા આગમજ મારે મી૦ ગ્રેસને મલવું અને તેના સાથે ગંભિરતાઇથી વાત ચલાવવી પડશે. મારા બાવાની સ્થિતી દુન્યામાં શું છે, તેનું કંઈ પણ મારે જાણવાનો વખત થયો છે, અને મેં બાંધેલી સગાઈ સારૂં તે વાળીની અનુમતિ માંગવા જાઉં ત્યારે સનદો તરીકે આપવાનું મારે માટે શું છે, તે મારે જાણવું ઘટે છે.

મી૦ ગ્રેસને પણ એ સગાઈની બાબદમાં લાર્ડ રાથવેલના જેવું મત આપતાં જોઇ મને ઉપજેલો ત્રાસ અને અજાયબી

બહુ મોટી હતી. તેવણનાં હિંમતવાળા અને શક્તિવાન ધરાકની પેઠે ખુલ્લી રીતે બોલ્યા નહીં, પણ મારી આપેલી ખબરે તેવણને ખિજવ્યા કે ચીરડવ્યા હોય તેવું દિસ્યુ અને તેની ઉપર ઠંડું પાણી છાંટવાની યત્ન કરી. અલબત તેવણને કોઇ વાતનો હોકમ આપવાનો હક નહીં હતો, તેવણ માત્ર સલાહ આપી શકતા. પણ મારા બાવાનાં જુના મિત્ર તરીકે મને સુચવ્યું જે મારે કોઇ નાદાન અવિચારી પગલું ભરવું નહીં—ખરેખર જોતાં તે સૃષ્ટિપર ભટકનાર પાછો ફરે ત્યાં લગી મારે કોઇ પણ પ્રકારનાં બંધનોમાં બંધાવવું—ગુંચવાવું નહીં. તેવણની રીતભાત મને કહી આપતી હતી કે જે પગળું ભરવાનો હું ઇરાદો રાખું છું, તે મારા બાવા મને મનાં કરશે એવી આશા રાખતા હતા. એ બેવકુફી ભરી નડતલોએ મને ચીર ચહડાવી. "તમો એટલી મેહેરબાની કરશો," મેં કહ્યું, "મીસ નેવિલ સાથના મારા લગનમાં શી અડચણ દિસે છે તે મને જણાવશો? તમારાજ જેવું લાર્ડ રાથવેલ પણ કંઈ બોલ્યા હતા, પણ મને તો તેનું કોઈ ચોકસ કારણ હોય તે જાણવા ગમે છે."

"તે સાહેબને પણ મારી મુજબજ લાગેછે, અને તમારા બાવાને એ સગાઇ અયોગ્ય લાગશે કરી તેવણ પણ મારી મુજબજ ધારે છે."

"ઓ, પ્રભુ! મી૦ ગ્રેસ, એ તમે શુ બોલોચ? તમારી મતલબ શું? શું મારા વિરૂધ કે મીસ નેવીલના ખાનદાન વિરૂધ કંઇ પણ તમો જાણો છો?"

"મીસ નેવિલનું કુટુંબ નિષ્કલંક છે, તેવોના બાપદાદાની ઝીણામાં ઝીણી તપાસ લેવાય કે સખતમાં સખત પરિક્ષા લેવાય. તેણીનો બાપ લશ્કરમાં કર્નલનો ઓધો ધરાવતો હતો, તેવણુની માતા મીસ વિપન્ટ પ્રગણાનાં બહુ જુના નામવર કુટુંબમાની એક બેટી હતી."

"જ્યારે તમો તેણીનાં વિષે સઘળું સારૂંજ જાણો છો, ત્યારે મારા પોતાની બાબદ ઉપર જરા વધુ અજવાળું પાંથરવાની મેહેરબાની કરશો?"

"મેં જે કંઇ આગમજ કહેલું છે, તેટલુંજ હું બોલી શકુ છું. તમો ફિલીપ નૉરિસનું નામ ધરાવો છો. તમારા બાવા એક ધનવાન પુરૂષ છે અને એક વિષેશ જાતિનો સ્વભાવ, મિજાજ, આદતો અને કલ્પનાઓનાં માણુસ છે. તેવો પાછા ફરે ત્યાં સુધી ઠોબો."

"હું કંઇ તેવું કરનાર નથી," હું ગુસ્સે થઇ બોલ્યો. "હું ધારૂં છું કે હું પરણ્યો હતો તેઓમાંની થોડીક આવક મારા નામ ઉપર કરવાની તેવણુ શક્તિ ધરાવે છે?"

"હા, જો તેઓ તેમ કરવા ચાહે તો સુખેથી કરી શકે એમ છે."

"ત્યારે તો હું તેમને મેલબોર્ન લખી વાલુછ—કાગળો લેવા ખાતર કોઈને કોઇ વખત તેવણુ ત્યાં આવશેજ. હું તેવણુને લખીશ કે હું મીસ નેવિલ સાથ અદરાયલો છેઉં અને હું આશા રાખુંચ કે તેવણુ ઘર પાછા ફરવા સાથ ઉતાવળે મારાં લગન કરવાની ગોઠવણુ કરશે."

"તમારૂં કરવું વાજબી છે," એવણુ બોલ્યા. "એજ ખરો માર્ગ છે." "તેટલાં," મેં બોલવું જારી કર્યું. કલાડીનનાં વાળીને મળવા જવા ચેલટનહામ જવાનો હું ઈરાદો રાખું છું, તેથી તેવણુ સ્વભાવિક રીતે જે કંઈ સવાલો પુછશે તેનાં ઉતર વાળવાને મારે શક્તિવાન થવું જોઇયે."

"અલબત જો તે સમજુ માણુસ હસે તો સાહજીક રીતે સવાલો પુછશે." મી૦ ગ્રેસ બોલ્યા.

"વારૂં, મી૦ ગ્રેસ, જ્યારે તમો મુજને કંઈ વધુ ખબર આપી નથી શક્તા ત્યારે તેવણુને પોતાના સવાલોનાં ઉતર મેળવવા માટે તમારી પાસ મોકળવા પડશે."

"ખચિત, નહીં, મી૦ ફિલીપ, મારે તમોને ખુલ્લું કહેવું જોઇયે કે હું કોઇ સવાલોનાં જવાબ દઇ શકનાર નથી. જો મી૦ નૉરિસ તમારા બાવાએ પોતાના દ્રવ્યની હદ તમોને નથી કહી, અને તમારે માટે શું કરવાનો વિચાર છે તે તમોને નથી જણાવ્યો, ત્યારે મારે એટલોજ સારાંશ કહાડવો જોઇયે કે એ બીનાં તમોથી છુપી રાખવાની કોઇ મતલબ હોવી જોઇયે અને હું તેવણુનો કાયદારૂપી સલાહકારી—તેવણુને લગતી કોઈ પણુ બાબદનો ઇશારો કોઇને પણુ આપનાર નથી. કોઇ પણુ સવાલીને તમારા બાવા પાસે મોકલવો ઘટે છે—ચોકસ પુરૂષ તે છે. ખરૂ પુછો તો મારા નાહનાં શેઠયા હું એ બાબદમાં મિશ્ર થવા ના પાડું છું. તેને તમારા બાવા પાસે મોકલજો."

મી૦ ગ્રેસ સાથની આખી વાતચીત આખો મેળાપ સામટો લેતાં અતિ અસંતોષકારી હતી. હું માંહેથી ભારી ક્રોધનો

ભરેલો તેવણુને છોડી ચાલ્યો એવી લાગણી સાથે કે બહુ ગેરવાજબી વર્તણુક મારા તરફ ચલાવવામાં આવીચ અને જનરલ સાથ મળવાનું જે મારા માથા ઉપર આવી પડયુંચ તેના પરિણાંમ માટે વધુ ને વધુ બેચેન અને અસ્વસ્થ થવા લાગ્યો. કોણ જાણે કેમ પણ મારા હૃદયમાં એવી અસર થતી ગઇ અને એવો વિચાર દ્દઢ બેસી ગયો કે મારી જીંદગી સાથ કોઇ પણ પ્રકારનો ગુપ્ત ભેદ જોડાયલો છે. અને અગરચે તેનો એકદમ સંહાર વાળવા માટે તત્પર હતો, તોપણ તે ભેદની પ્રસિધતા શું શુ અજવાળામાં લાવનાર હશે કોણ જાણે? એવા વિચારથી હું કોઈ કોઇ વાર ધ્રુજવા અને મુઝાવા લાગો. પણ એવી ને એવીજ હાલતે ચાલ્યા નહીં કરીશ. મારા બાવાને ક્રોધાયમાન કરવાનાં જોખમે પણ હમો પાછાં એક બીજાને મળતાંજ ચોકસ બીના એક પછી એક જાણી લઇશ.

મેં તેવણુને ખુલ્લા શબ્દોમાં કહ્યું કે મારી ભવિષ્યની ભાગ્યણુ સાથ મને ઓળખાણુ પડી છે. તેની સ્તુતિમાં મેં મારી તરફનો મરી મસાલો ભેળીને નહીં લખ્યું હતું. અત્યાનંદ ભરી ઇબારતમાં મેં તેણીની ખુબસુરતીનું વર્ણન નહીં આપ્યું હતું પણ ભ્રાંતી ઉપરાંત સ્પષ્ટ રીતે દેખડાવી આપવાની પ્રયત્ન કરી કે મારૂં જનમ—સુખ જોખમમાં છે.

એ કાગળો મેં ત્રણ ઠેકાંણે જ્યાં જ્યાંથી તે મુસાફરને હાથ લાગવાનો સંભવ હતો, ત્યાં ત્યાં મોકલ્યાં પણ પાછળથી મને ખબર પડી જે એ મેહેનત બરબાદ ગઇ, કારણ કે એવણુની અસ્થીર હીલચાલથી એ કાગળો ત્યાંના ત્યાંજ પડી રહ્યાં હતાં

હાલતો મારા મનને એ કાર્યથી નિરાંતી આપી, હવે જનરલની ભેટ લેવાની કમ્મર બાંધવા લાગ્યો.

બીજે દિને ચેટલહામ ઉતરી પડયો. એ મુસાફરીનાં અરસામાં એ કૃત્યનાં મંડાણુની ઉત્કૃષ્ટ રીત ઉપર ખુબ વિચાર કરયો અને એ પ્રસંગને છાજતાં મોટાઇ ભર્યા પણ મોહક ઉતપન્ન કરે એવા વાકયો ઘડી કહાડયા. એ મારા યુદ્ધનું નામ **જેનરલ ગોર** હતું. આવો એક ઓધેદાર જેને આટલી લડતો દેખેલી તેને એવું ઉપનામ હોય એનાં ઉચિતપણાં માટે કલાડીન સાથ વારંવાર મશકરી કરતો હતો. હવે હું વિચારવા લાગ્યો જે એના કરતાં કોઈ બીજા પ્રકારનું લગાર ઓછું ખુની અપત્યાર્થ નામ હોત તો શારૂં થાત. એ નામ કાને ખુનરેજી ભર્યું અને વિક્રાળ લાગતું હતું. કલાડાને એ પુરૂષનાં પ્રકૃતિ વિશે શું શું કહ્યું હતું તે સઘળું સમરણ કરવા લાગ્યો, પણ તેણીનાં વર્ણન મુજબ એટલુંજ યાદ આવતું કે હોટલનાં માણુસો અને ગાડીવાનો ઉપર પોતાની સોટી થરડાવતો જેમાંથી કેટલીકવાર દુઃખદાયક દેખાવો ઉત્પન્ન થતા. ખુલ્લી રીતે તે પુરૂષ દેહેસ્ત ભર્યો હતો. એ થઇ રહ્યા પછી એ પુરૂષ કેઇ ચાકરીમાં કે પદવીમાં પ્રસિદ્દ થયલો હતો, તે મારા ભેજામાં તાજું કરવા લાગ્યો. શું એ એક વૃદ્ધ હિન્દુસ્થાની હતો? જો તેમ હોય તો એટલું સફારૂં તેની ભેટ લેવા મારે નહીં જવું જોઇયે. વૃદ્ધ હિંદુસ્થાનીઓ સહવારમાં વિશેષ કરીને પીલા અને ચીરડાઉ હોયછે. તેમનાં બહુ ઉપયોગ થયલાં અને તોફાની કલેજાને જ્યાં સુધી મરચાં મસાલેદાર કડી પાટયો ઇત્યાદીથી ઠંડા ન પાડે અથવા કમજોર ન કરે ત્યાં

સુધી હથ્યાર બીડી ઘોડે ચહડેલા રહે છે. હા, એ પુરૂષ હિન્દુસ્થાની તો હતો. મને યાદ આવ્યું કે કલાડીન પોતાનાં ઘડીઆળને છેડે એ પુરૂષનો આપેલો અંડાકાર એક સિક્કો પેહેરતી હતી. તેથી તે ભોજણ લઇ રહ્યા કેડે મારો જવાનો વખત થશે. પણ બીજા એક પ્રકારનું જમણ હોય છે, જેને એ લોક 'ટીફીન' કહે છે અને એ ઉપર એ લોકનો ભોજન કરતાં ને વધુ ભાવ રાખે છે. બે અને ત્રણ વાગાનાં અરસામાં હું એ ગુસ્સાખોરની દાઢી ઝાલીસ. ચેટલ-હામ પોંહોંતો તેટલાં એ ઠરાવ ઉપર આવી પોંહોંતો. થોડા સારા જોવા લાયકનાં ઠેકાણું ફરીને જોયાં, '૧લો' હોટલમાં નાશતો લીધો અને બરાબર અઢી વાગે જનરલ ગોરનાં ઘરમાં દાખલ થયો. મને દીવાનખાનામાં બેસાડયો, જ્યાંની બારીઓ હજી ઢાંકેલી હતી તે ઉપરથી અને વિધવિધ પ્રકારનાં હલકા કોતરેલાં રમકડાંઓમાંથી નિકળતાં સુખડનાં સુગંધ ઉપરથી મેં જાણ્યું કે એ જનરલ હિંદુસ્થાની છે કરી મેં જે તરફ બાંધી હતી તે ખરી હતી. થોડીક મીનીટમાં તેણે પોતાનો દેખાવ દીધો.

જનરલ ગોરના દેખાવમાં પેહેલી વસ્તુ જે પ્રત્યેકને અજબ કરતી હતી તે તેવણનો ચશ્મો હતો. થોડીક પેહલી મીનીટ તો બીજા કશા ભણી નજર ફેરવવી ન બને એવું હતું, તેનાં કાચ એવા બિંબાકાર હતા જે તેવા આગમજ કદિ મારા જોવામાં નહીં આવ્યા હતા. જરા રતી જે વિદ્યા શાસ્ત્ર મે સંપાદન કર્યુ હતું તેની મદદથી મેં ગણત્રી કરવા માંડી કે એકઠા થયલા સૂર્ય કીરણો એમાંથી થઇ લોહું પીગળાવતાં

કેટલી પળ લેશે. તેની આંખો અથવા આંખોના ભાગો જે હમો જોઇ શકતા હતા, તે સૂક્ષ્મદર્શક યંત્રની પેલ મેરથી તે ભાગો એવડા મોટા મોટા દિસતા હતા કે જો બચગીમાં આપણી દાસીઓથી સાંભલેલી કાંહણીઓ જો મનુષ્યનાં મનમાં ભમતી હોય તો, એ આંખ્યો **અનડરસનની** ચકમકની પેટી અતરાફ ઠરી જાય તેવી હતી અને જનરલને પેલું ત્રાંબુ નાણું લાવનાર કુતરા સાથ સરખાવવાનું આપણું મન થતું. જો તે વર્તુલ પૂર્ણ દિસે તો એક ચાહના પ્યાલાં જેવડું મોટું માલમ પડે. એવી એવણની ખોડથી મારા બહારનાં દેખાવની ખુબસુરતી પણ રદ જશે એનું જોઈ મારૂં દિલ બહુ નિરાસ થયું. તે ભયાનક જઇફ પુરૂષ હતો! તેનો ચેહેરો દેખડાવી આપતો હતો કે તેવણનાં હૃદયમાં કાળજુંજ ન હતું અને મારી પ્રેરણા બુદ્ધિ મને કહેતી કે તેવણને અંતઃકરણ પણ ન હતું. એવણ ઉંચા સરીખા ચોમાસું વેઠેલા વૃદ્ધ હતા, ગુરૂડનાં ચાંચ જેવું વાંકું નાખ, બાળથી ભરાઉં ભવાં અને અતિ સંકલ્પ દેખાવનું મોહોડું અને દાઢી હતી. બુઢા સૈનિકની કરડાઇ સાથ કરડા અમલદારની ચોકસાઇ તેઓમાં દેખાતી હતી. ઓ, કલાડીન! કલાડીન! એ તો ઘણું થયું!

"મી૦ ફિલીપ નૉરિસ, જરમીન સ્ત્રીટ છે હું વાંચુછ તો." આ જઇફ મારા કાર્ડ ઉપરથી આંખો ઉઠાવતા બોલ્યા. મારૂં ડોકું મેં નમાડ્યું. જો તેવણ એમ વાંચતે કે, "મી૦ પીટર નોકસ, સેંટ ગાઇલ્સ," તોપણ એ ખોટું એમ કહેવાની મારી છાતી નહીં ચાલતે.

"હામ્પશાયર નૉરિસોમાનાં એક છેવા ?" તેવણે પોતાનુ બોલવુ જારી કર્યું. "નહીંજી," હું બોલ્યો "મારૂં કુટુંબ ડેવનશાયરમાં રહે છે."

"નૉરિસ, એ ડેવનશાયર નામ નથી." જનરલ કરડાઇથી બોલ્યા. "હવે સાહેબ, તમારૂં કામ શું છે, મારી સાથ તે કહેશો ?"

જનરલનાં મોટા ડોલા એવા શોધ કરતી ઢબે મને જોવા લાગ્યા કે મને બેચેની અને ગભરાટ લાગવા માંડયો.

"છેલ્લું પખવાડયું, લેડી એસ્ટમિયરને ત્યાં મીસ નેવીલની સાથે મેં ગુજાર્યું. મીસ નેવીલ, હું ધારૂંચ કે, તમારી પાલક બેટી થાય."

"તેણીની મારી પાલક બેટી છે ખરી સાહેબ, શું તેઓ તરફથી તમો કંઇ સંદેશો લાવ્યા છો ?"

"ચોકસ રીતે સંદેશા જેવું નહીં સાહેબ પણ ખબર હુ કહી શકું." જનરલની ચલકતી આંખોની ધ્રુડકતી હાજરી છતાં મુસકરાવાની યત્ન કરી ઉતર વાળ્યો. "ખરેખરૂં કહું તો, જનરલ ગોર, આપણે એક બીજાંને સારી રવેશે ઓળખ્યે છૈયે અને હું એવા એક વિષ્ય ઉપર તમો સાથ વાત કરવા આવ્યો છું કે જેમાં મારૂં જન્મ-સુખ, ખરેખરૂં હું માનું છું કે તેણીનું સુખ પણ સમાયલુ છે—એ વિષ્ય આપણા બંધેના સુખને લાગતી વળગતી છે."

જનરલ ઉઠયો, ઠંડો રહી ઘંટ વગાડયો હું તો ગભરાઇ ગયો. ખચિત એ પુરૂષ મારૂં કહેવાનું પુરૂં સાંભળ્યા વગરજ મને ચાલી જવાની આગ્ના તો નહીં આપતો હોયા!

"મને માફ કરજો જનરલ ગોર," મેં કહેવા માંડયું. "હું તમોને કહેવા જતો હતો કે——"

"તમો શું કહેવાનાં છેવો તે હું ચોકસ જાણું છું સાહેબ, કચકચ વેળા મેં એજ વાત સાંભળીછ. થામ્પસન,"—એક નોકર જેણે એવણુના તેડાંના જવાબમાં દેખાવ દાધો, તેણે કહ્યું. "મીસ ગોરને જલદી તેડી લાવો. "હું નાદાન માથાં ફરેલ છોડીઓ અને તેમની રીતભાતો વીશે એટલું થોડું જાણું છું કે, હું સવદા એવી બાબદોમાં એક સ્ત્રીએ રસ્તો બતલાવ્યા મુજબ ચાલું છું. સેલીના, આ મી૦ નૉરિસ છે, એવણુ મને ખબર આપે છે તેમ હામપશાયરનાં નહીં પણ ડેવનશાયરનાં એક નૉરિસ છે. કલાડીનને લગતી કોઇ વિનતી કરવા માટે અતરે આવ્યા છે. આ બાનુ, મારાં બહેન મીસ ગોર છે, મી૦ નૉરિસ. તમારી વાત સાંભળવા માટે મેં એવણુને તેડયાં છે."

એ બાનું જેવણુ જનરલના તેડાંને તત્કાળ તાબે થયાં હતાં તેવણુનો દેખાવ તેવણુનાં ભાઇ જેવોજ હતો. પણ એવણુનો ચેહેરો વધુ મેહેરબાની ભર્યો દેખાવનો હતો અને તેવણુનો ચશ્મો છેક એવણુના ભાઇ જેવો માથાં મારૂં નહીં હતો. બધું સામટું લેતાં તેવણુના આવ્યાથી હું દલગીર નહીં થયો. તેવણે ડોકું નમાવ્યું, અને બેઠાં.

"હવે." જનરલ બોલ્યા, "તમો પાછું માંડો, બેહેન સેલીનાં, સાંભળો." "મારે થોડુંજ કહેવાનું છે," મેં મંડાણ કર્યું. "એટલુંજ કે મીસ નેવિલની સંગતમાં ઘણાં લાંબા વખત સુધી રહેવું બન્યું, અને તેમ થતાં અતિ વાહાલથી મીસ

નેવીલને ચાહતાં શીખ્યો અને કહેતાં હું અભિમાન લઉં છું કે તેવણુ પણુ મારા હેતનો જવાબ આપે છે. આપણુ બંધેને વાજબી લાગું કે તમો તેણીના વાળી આપણી ધારણાઓથી એકદમ જાણીતા થવા જોઇયે અને હું ભરોસો રાખું છું કે તમો તમારી પ્રસન્નતા આપશો." હું ઉલટથી બોલ્યો, અને સેલીના મારી કદર પિછાણતી હોય અને હમદર્દ થતી હોય તેવું લાગ્યું. સ્રી તે સ્રીજ, પછી પીસતાલીસ વર્ષની ઉમરની હોય અને કાંતનારી હોય તો શું થયું. "મેં આશા રાખી હતી—"

"એટલુંજ તમારે બોલવાનું છે," જનરલે મને વધુ બોલતાં અટકાવી સવાલ કર્યો.

"હા, સાહેબ, હું ધારૂંચ કે એટલુંજ. બાકીનું કહેવાનું તમો ઉપર મુકી દેઉંચ."

"તમોને નિશ્ચે છે કે, વધુ કંઈ કહેવાનું નથી?" અને એ બોલતાં તેવણુની દેહેસ્ત ભરી આંખોએ મને વીંધી નાંખ્યો. "કંઇજ નહીં, સિવાય હું પાછું કહું કે, હું તેણીને સુખી કરવાને મારાથી બનતું કરીશ."

"બહુ સારૂં સાહેબ, ત્યારે હવે મારી બોલવાની વારી છે. હું સવાલોની હાર પુછું છું, જેનાં ઉતર વાળવાની તમો મેહેરબાની કરશો. જેવા તમો જવાબ વાળશો તેને છાજતો હમારો ઠરાવ રહેશે. **સેલાનાં** હુશીયારીથી સાંભળો."

હું મનસે ભયભરેલો મુર્ખ બનેલો દિસ્યો, અને ન્યાયધીશની સામે ઉભેલા એક ગુનેહગારની પેઠે મને લાગ્યું.

"શું, તમારા બાવા હૈયાત છે, અને જો તેમ હોય તે તેઓનો ધંધો અને કમાણી શું છે?"

"તેવણુ મોટા મીલકતદાર છે, હું ધારૂંચ." "અને તમારી માતા?"

"ઘણાં વર્ષ થયાં તેવણુ મરણુ પામ્યાં છે." "તેવણુનું નામ શું હતું?"

"તેવણુનું કુમારિકા—નામ કદિ મારા જાણુમાં નથી આવ્યું." અને મારા ઉપલા જવાબથી જનરલને અચરત થતો જોઇ, હું રાતો પીલો થઇ ગયો.

"તમારો ધંધો શું?" "હું વકીલાટપણું શીખું છું."

"હાલ તમારો ગુજારો શી રીતે ચાલે છે? તમારા કને પૈસા છે શું?"

"માત્ર જે કંઇ મારા બાવા આપેચ તે."

"કેટલું આપેછ?" "ચોકસ નામ પાડેલી રકમ નથી. મને જેટલું જોઇએછ તેટલાંની હુંડી સિકારૂંછ."

"ત્યારે તો તેવણુની મરજી પડતાં જોઇયે ત્યારે તે અટકાવી શકે, અને તમોને નિરાધાર કરી મેલે."

"હા, હું તેમ ધારૂંચ." આ સખ્ત પૈસાની લોભી પુછપરછથી મારા મનમાં બહુ માઠું આવવા લાગ્યું.

"તમારા બાવા કયાં રહે છે? ડેવનશાયરમાં કરી તમો કહોછ?"

"હાજી." મેં ઉદાસીથી ઉતર વાળ્યો. "ત્યાં તેવણુ મોટો વજીફો રાખે છે?" "ત્યાં એક ઘર છે."

"ત્યારે તેવણુને માલ મિલકતદાર કરી કહો છો, તે શાની ઉપજમાંથી?" જનરલનાં ઉચ્ચાર, રહેતા રહેતા અધિક ભય ભર્યા અને હવે તો કરડા થતા ગયા. "હું નહીં જાણુતો," મેં તુંદાઈથી કહ્યું.

"તમારા બાવાને કાગળ લખું તો કયે ઠેકાણે લખું?"

"તેવણુ હાલ દુન્યાની બીજી બાજુએ છે—એક વર્ષ સુધી પાછા ફરનાર નથી—પણ હું હમણાને હમણાંજ લગન કરવા નથી માંગતો." મેં બોલવું ચાલું રાખ્યું. "તેવણુ પાછા ફરે ત્યાં સુધી હું ઠોબીશ. હમણા આપણને ગરજ છે તે માત્ર આપણી સગાઈની મંજુરયાત તમોથી માંગ્યે છેયે. બીજા કોઇ સવાલો મને પુછવાનાં છે? કંઈ બાકી છે?"

"કંઈજ નહીં; મેહેરબાની થઈ," જનરલે ઉતર વાળ્યો. "હુ કેવળ સંતોસ પામ્યોચ." તેવણુના ઉપલા શબ્દોના બોલવાની ઢબ ઉપરથી હું ચેતી ગયો કે જનરલ ગોરની મંજુરયાતની સઘળી ઉમેદોનો છેડો આવ્યો. આ આખી પુછપરછના અરસામાં હું અંદરને અંદર ગુસ્સામાં બળતો હતો. મારી હલકી સ્થિતીથી અને એવણુના સવાલોનો અધિક સંતોષકારક રીતે જવાબ દેવામાં મારી અશકયતા માટે હું માંહોમાંહે ખિજવાતો હતો. વિખ્યાતી ભરી ઢબે ઉપડી જવુંજ સારૂં એમ ધારી હું ઉઠયો અને એવણુનાંજ શબ્દોમાં પુછ્યું:—

"તમોને નિશ્ચય છે કે બીજું કંઈજ પુછવાનું નથી."

"કંઈજ નહીં સાહેબ."

"મારી ઉંચાઇ તો તમે જુવો છો, મને સાહેયડ કહાડાવેલા છે, મને જળ સંસ્કાર કરવામાં આવેલો છે અને મારી તંદરોસ્તી બહુ સારી રહે છે. હવે કદાપિ તમો મને જવાબ આપવાની તસદી લેશો."

જનરલ પોતાનાં ક્રોધની અગ્નિમાં ભુંજાતો હતો. "જો તમે લશકરમાં હતે તો, જવાબમાં તમોને ફટકા મરાવતે. હા, સેલીના, હું ઠંડોજ છું, ઠંડોજ રહીશ હવે સાહેબ, તમોને ઘેરથી બહાર કહાડવા સારૂં ઘંટ વગાડું તે આગમજ મારી વાત સાંભળી લેવો મારી સંભાળ તલે મુકાએલી છોકડી મીસ નેવીલ બીજા બાર માસમાં અગીઆરસો પૈંડનાં આવકની માલેક થશે, તેણી કુળવંત, સુંદર અને સઘળી વાતમાં પૂરવિણ છે, અને એ સઘળાંનાં અવેજમાં માત્ર તમોને પોતાને અર્પણ કરવા કહો છો. બારિસ્ટર થવા જનાર એક જુવાન્યો, નારિસ નામ, પણ કયા નારિસનાં કુટુંબમાનો તે કોઇ જાણતું નથી. જો તમોને બાપ કોઈ હોય નો તમો કહોચ કે તેવણ આનટીપોડમાં કે કેઠે છે. માય તમોને કોઇ હતી તો તે માય કોણ હતી તેની જેને ખબર નથી અને તે સાથ તમો કણે પૈસા નથી, અને તે છતાં સાહેબ, તમો મને અપમાન કરો છો. મારૂં એવું મત છે કે તમો લુચ્ચા છેવો, અને જ્યાં સુધી મીસ નેવિલ ઉપર હું સત્તા ચલાવી શકીશ ત્યાં સુધી ના તેણી તમોને મળશે કે ના તેણીને કાગળ લખવા દેઇશ. હવે સાહેબ મેહેરબાન."

"હું તમો ધારોચ તેમ લુચ્ચો કે દગલબાજ નથી, જનરલ ગોર." મેં શાંતીથી જવાબ વાળ્યો. કારણ કે હું જાણતો હતો કે વાંક મારો છે અને મેં હાથે કરીને આ વીઓકું ખેંચી લીધું હતું. "તમો એવી ભૂલમાં પડ્યા કરી હું દલગીર છેઉં. તમો લેડી એસ્ટમિયર અને લાર્ડ રાથવેલને કાગળ લખી પુછાવશો તો તે બાએની તમારી ભ્રાંતી તેવો દુર કરશે, અને હું એ માટે પણ દલગીર છેઉં કે તમારી મરજી ઉપ્રાંત કલાડીન અને હું એક બીજાની ભેટ પણ લઇશું અને કાગળ પત્ર પણ લખશું, સાહેબ મેહેરબાન."

તેવણે ઘંટ પણ વગાડયો હતો, અને નોકરે બારણું પણ ઉઘાડયું હતું તેથી બીજી કોઇ વધુ તકરાર વગર હું નીકલી પડયો, મીસ ગોર શોકાતુરપણે પોતાનું માથું હીળવતાં બેઠાં હતાં, અને જનરલના ચશ્મોની છેલ્લી ચમક એવી આંખ આંજી નાખે એવી હતી, કે તે ચમક સાથ બાહારનો સૂર્ય પ્રકાશ સરખાવતાં સૂર્ય તડકું તો માત્ર ઝલઝલાં જેવું લાગતું હતું.

હું બનતી ઉતાવળે લંડન પાછો ફર્યો, અને એ મુલાકાતનું લાંબું વર્ણન કલાડીન ઉપર લખી વાળ્યું. એ કાગળ અરધું ગુસ્સાભર્યું અને અરધું પ્રશ્ચાતાપભર્યું હતું, અને તેણીને લગતું જેટલું હતું તેટલું હેતભર્યું હતું. આપણ એક વર્ષની જુદાઈ સહી શકીશું અને પ્રસંગ પ્રસંગે એકેકને જોઇ શકવામાં અને વારંવાર કાગળ પત્ર લખતાં રહેવાનાં બાબમાં હું થોડીજ બીહીક રાખતો હતો. મારી ક્ષિણુતા ઉપર વાલેનટાઈને બહુ રમુજ મેળવી. "એ અગ્નિ પરિક્ષામાં

હું નહીં ગયો કરી હું કેવો ખુશ છેઉં." તે બોલ્યો, "તમે જે જે ભોગવ્યું તે જો મને ભોગવવું પડતે તો, હું કલાડીનને પ્રચ્છન્ન લેખે રાખી લેતે. પણ જ્યારે તમો બુઢા ગોરને સારી પેઠે પિછાણુશો ત્યારે તમો જાણશો કે તે તેટલો છેક દુષ્ટ નથી. ઘરનાં લોકોની ઉપર એ પુરૂષ લોહોડાની સોટીથી હુકુમત ચલાવે છે. તેણે પોતાની સોટી તમો ઉપર ચમકાવી તો નહીની ખિલાપ?" "એટલું છેક નહીં."

"કલાડીન ઉપર તે બહુ હેત રાખે છે. હું કહી શકું છ કે તેણી સઘળું ઠીક ઠાક કરશે, જો નહીં તો એ તમારા ભેદ ભર્યા બાવા પાછા આવે અને કલાડીન વયે પુગે ત્યાં સુધી તમારે ઠોબવું પડશે, જે વેળા તમો કિસમત અને જનરલ મેજરને કસ્સા હિસાબમાં નહીં લેખશો. તમારા પ્રિતીને લગતા કામોમાં વિસરી ના જશો કે પરમ દીને આપણે ચાલતા મુસાફરીએ નીકળનાર છૈયે."

ગરચે વાલેનટાઈન અને હું મારા દુર્ભાગ્ય ઉપર હસવા લાગ્યા અને કલાડીને તરત એક દિલાસાભર્યું કાગળ અને લખ્યો હતો કે જેનો પ્રત્યેક શબ્દ પ્રિતી અને ખરો ભાવ દેખડાવી આપતો હતો, તોપણ અંદરથી હું બહુ દુ:ખી અને ખિજવાયલો રહેતો. મારાં કુટુંબને લાગતા વળગતા વિષય-માનું મારૂં અંજાણપણું કેવળ ખમાય નહીં એવું હતું મારાં સગાંઓની તવારિખ સારી હોવો, માઠી હોવો, કે પછી સાધારણ હોવો તે હું જાણવા ચાહતો હતો. વિચાર કરતાં જનરલને હું બહુ ઠપકો દઈ ન શકયો. મારા પોતાનાં કામ વિશે જારે હુંજ કશું જાણતો ન હતો ત્યારે તેવણ વિશ્વાસ

ઉપર મને કબુલ કરે એવી આશા શી રીતે રખાય! તે છતાં, મારા બાવા પોતાનાં ભટકવાસથી પાછા ફરે ત્યાં સુધી હું નાચાર હતો. પણ કલાડીન મારી ઉપર ભરોસો રાખશે, કલાડીન સાચ્ચી રહેશે અને જે સ્થિતીને હું વાજબી રીતે લગતા હોઉં, તે પછી મહાન હોય કે હલકી હોય પણ કલાડીન મારી થશે; પણ એ સઘળી હેરાનગતિઓ છતાં મારી જીંદગી રોશનીયા પૂર હતી.

પણ દુન્યામાં હુંજ એકલો હેરાન નહીં હતો. વાલેનટાઈન આવા બહારના રમુજી ખુશ દેખાવ અને ઢબ સાથે કોઈ કોઈ વાર મારી સાથ વાત કરતાં શાંત અને વિચારવંત થતો અને હું જાણતો હતો કે તે પોતાની માતાનો અને તેણીનાં સ્વચ્છ નામ અને કિરતી ઉપર લાગલા કલંકનો વિચાર કરતો હતો. કારણ કે મને આટલા દહાડામાં ખબર પડી કે એ વાત સાધારણ રીતે સત્રજે પંથરાયલી છે. એ વાતેની ખરી બાનાંયા ઘણાં ખરા લોકો અંજાણ્યા હતા, પણ સઘળા એટલું જાણતા હતા કે વર્ષોથી લેડી એસ્ટમિયરે પોતાના કંથને દિઠો નથી. અને ઘણાં થોડાજ બાદ કરતાં બધી જગ એ બાનુને દોષવાન લેખ જોતી હતી. કંઇબા હોય પણ એવણુનાં કંથ, સર લારેન્સ એવણુને છોડી ચાલી ગયા હતા તેથો કંઈ પણ ખોટું થયલું તો હોવું જોઈયે. તે છતાં, તેવણુ મધુર અને શાંત પણ ઉદાસ જીંદગી વાપરતાં હતાં અને મારી મુજબ તેવણુને જે કોઈ પિછાણુતાં હતાં અને મારા મુજબ જેવો તેવણુને ચાહવા શીખ્યાં હતાં તેમનામાનું કોઇ પણ લેડી એસ્ટમિયરને નેક, ભલી અને સાચ્ચી સ્ત્રી લેખે ગણુયા વિનાં

નહીં રહેતાં હતાં. પણ આ ચાલતી બદગોઇ, તે પણ ખુલ્લી રીતે ના નહીં પડાયલી બદગોઇથી વાલેનટાઈનને બહુ તીવ્ર દરદ લાગતું હતું. હું હમણા સુધી તો તે કાંણીથી વાકેફ થગો હોઇશ એમ જાણી મારી સાથ વાલેનટાઇને એ વીશેની વાત ચલાવી હતી. લાર્ડ રાથવેલ જાણતો હતો તે કરતાં કંઇ વધુ કથા એ છોકરો નહીં જાણતો હતો, પણ તે પ્રતિજ્ઞાથી બોલતો હતો કે તેનાં બાપની કોઈ ભ્રાંતી, અથવા ભયંકર ભૂલની એ માતા ભક્ષ થઇ પડીચ. એટલાં બધાં વર્ષ વહી ગયાં હતાં કે એનો નિવેડો કદિ નથી આવનાર કરી બીહીવા લાગ્યો.

"શા માટે તમો તમારા બાવાને નહીં શોધી કહાડતા અને તેવણનું ભાષાંતર સાંભળતા?" મેં પુછ્યું.

"હું તેમ કરૂં," વાલેનટાઈન બોલ્યો, "પણ કયાં તેમને શોધવા, તે હું જાણતો નથી—કોઈ જાણતું નથી. વર્ષોના વર્ષોથી તે ગુમ થઈ ગયોચ, એટલુંજ હમો જાણીએચ કે તેવણ હયાત છે. રાથવેલે મને કહ્યું હતું કે એ અણબનાવ પછી એક વાર—કેઠે બહારગામ હું ધારૂંચ—જોયા હતા. આગમજનાં કરતાં પણ પોતાનાં ચિત્તભ્રમમાં વધુ બળિષ્ઠ, અને કેવળ આશાભંગ છે કરી તેવણ બોલ્યા. હું ધારૂંચ કે તેવણ અત્યાર લગી તો ગાંડાં-ઓનાં સ્થળમાં પડયા હશે.'

"તમારા વડા ભાઇનું શું થયું?" મેં પુછ્યું.

"હું જાણતો નથી અને મને દરકાર પણ નથી. મારા કરતાં તે બે વર્ષ વડો છે અને જે શખસ આવીને પોતાની માતાને જોય નહીં—મળે નહીં—પછી તે બીના ખરી હોય

તોપણ શું થયું—પણ તે હલકો હોવો જોઈએ. હું કદી તેને જોવા ચાહતો નથી."

"કોઇ દીને લેડી એસ્ટમિયરે તેને નથી જોયો શું?"

"મારા બાવાથી છુટાં પડયાં તે દીનથી આજ લગી તેવણે દિઠો નથી, વર્ષો સુધી ઘણો ગમ કરયો હતો અને કોઇ દહાડે તે ભાઇને જોઇશ કરી સદા તેની વાતો કરતાં રહેતાં, હવે કોઈ દહાડે તેનું નામ લેતાં નથી."

"પણ તેવણનાં વડા દીકરાને જોવા—મળવા તેવણ ચાહતાં હશે?"

"હુ નહીં જાણુતો. મારા માય ઘણા ગુરૂર છે, અને તેવણ એમ ધારેચ કે ભાઇ આજે માણુસની વય પુગેલો અને પોતાનાં જીવનો મુખત્યાર હોવો જોઇયે. જો તેને હમો ઉપર ભાવ હોય તો સહેલુ છે. હું કાંહાં જડીશ તે તે જાણુતો હોવો જોઇયે—કારણ કે હું કંઈ સંતાઇ નથી રહ્યો, સઘળી બદગોઇ છતાં હુ દુન્યાને મોહોડું દેખડાવી શકુંછ, પણ મને તે મલવા—ભેટવા આવતો નથી તેથી માલમ પડે છે કે બાપે કહેલું જુઠું તે માને છે. તે મારાથી લજવાય તે કરતાં આપણે મળીએ નહીં તે બેહેતર." "એ બહુ દુઃખ ભર્યું—બહુ દુઃખ ભર્યું છે વાલેનટાઇન," જોસ્સાથી તેનો હાથ ઝાલી હું બોલ્યો. "તમો જાણોચ કે તમો અને રાથવેલ જેટલું તમારી માતાને માન આપો છો તેટલું હું પણ આપુ છું, તમો મારૂં ખરૂં માનો છો ની?"

"અલબત હું તમારૂં ખરૂં માનુંચ, ફિલીપ; નહીંતર એક પણ દિવસ વધુ આપણી મિત્રાચારી ટકે નહીં અને કલાડીનતો તમોને ધિક્કારી કહાડે."

અગરજો વાલેનટાઇન પોતાની માતાને લગતી હકિકત અને બીનાવોની છુટથી મારી સાથે વાત કરતો હતો તોપણ તે કદિ ચેસ્શામનું નામ લેતો નહીં હતો, અને મારા ઓરડામાં તેણે જે ક્રુર આરોપ મેલ્યો હતો, તે વિશે એક શબ્દ પણ બોલ્યો ન હતો. તેને એવું લાગતું હતું કે તેનું ખોટારૂં વાલેનટાઇનની તિરસ્કારની પણ નીચે છે અને લેડી એસ્ટમિયરને મારી ચશમોની સામે લેતાં હું પણ તેની સાથ એકમત થતો. ચેસ્શામે કબુલાત આપેલા વેર સારૂં વિચાર કરતાં હું ધ્રુજતો હતો, કારણ કે તે આસામી, તે નીચે પછાડનારને નથી ભુલનાર કે નથી માફ કરનાર. આપણ હજી તેને 'જુવી નાઇલ કલબ' માં જોતા હતા. વાલેનટાઇન પોતાના શત્રુને લીધે પોતાની પસંદ કરેલી બેસવા ઉઠવાની જગા છોડી દેનારો નહીં હતો—એમ કરવા જેવો તે મગરૂર હતો. પણ એ લોકો એક બીજાની દરકાર નહીં કરતા હતા. ખરેખર આપણે આપણી મુસાફરીએ નીકળ્યા આગમજ એક બે વારજ જોયો હતો. મને તે માણુસને ઠંડાઇથી નમીને સલામ કરવી પડતી હતી. કાંકે જો હું એમ નહીં કરૂં તો મને જે આટલી પૈસાની ખૂટ ગઇ તે માટે હું એની સાથ મીનાકેશો કરૂં છું કરી કહે, કારણ કે મને થોડીજ વારમાં ખબર પડી જે મારી તે બેવકુફી ત્યાં સઘળાનાં કાનમાં ફુંકાઈ ચુકી હતી.

પણ એ સઘળું પછી થઇ રહેશે. વાલેનટાઇન અને હું પરમ દીને નીકળવાનાં છીએ. આપણુ નાર્થ—વેલ્સ જઇએ છીએ, અને ત્યાંથી હળવે હળવે પગે ચાલતા કે પછી એથી વધુ ઉતાવળી રીતે ડરબી શાયર જઈશું, જેની પડોશમાં કેઠે લાર્ડ રાથવેલનું ગામ છે જ્યાં એકત્રીસમી આગસટે પોંહોંચવું જોઇશે.

---

## પ્રકરણ—૧૨ મું.

### ત્યાગ પડેલું ઘર.

હમોએ લંડન છોડયું ત્યારે હવા—પવન ઉત્કૃષ્ટ હતો. રેલને રસ્તે **લંડનનો** જવાનો વિચાર કર્યો અને ત્યાંથી લાર્ડ રાથવેલને ત્યાં જવાની સેહેલ મુસાફરીએ નીકળનાર હતા. આપણી બંદુકો અને ભારી સરસામાન આપણે આવીએ ત્યાં લગી ઠોબાવા આગળથી મોકલાવી દીધો અને અમો પોતપોતે એક એક ઝોઈણાંથી સંતોષ પામ્યા, જેમાં વાલેનટાઇને એક એક રંગનો ડાબડો અને એક ચિત્રની ચોપડી ઉમેરી હતી. વાલેનટાઈન એ તરફ આગમજ એક વાર ગયો હતો, પણ ત્યાંની ખુબસુરતીઓ ફરીને એક વાર જોવા કેવળ રાજી હતો. આપણે ખુશ પ્રકૃતીમાં આપણી મરજી મુજબજ એ મુસાફરી કરવાનો ઠરાવ કરી નિકળ્યા હતા. ચાલવું, સવારી કરવી, રઝળવું કે પછી મન પર ઉતર્યું તો એકજ જગ્યા ઉપર વાસો કરવો એવું નક્કિ કરયું. વાલેનટાઇન પોશાકમાં તેમજ

પ્રકૃતિમાં દિસ હતો અને હું પણ કલાડીન વગર જેટલો ખુશ રહેવાઈ શકાય તેટલો ખુશ હતો. દહાડા તો બહુ ઉતાવળે અને બહુ ખુશીથી પાસ થયા. આપણે ધીમે ધીમે ઘણાંક ગામો ફરી જોઈ શેવટના મુકામે જઈ લાગા. થોડા દહાડા આપણે પગની મુસાફરી કરી અને થોડા દહાડા ગાડીની મુસાફરી કીધી. અમો બેમાનું કોઇ પણ આત્યાતુર પગે મુસાફરી કરનાર નહીં હતું તેથી જ્યારે પણ આપણને ગાડી મળતી કે ભાડે કરવાને શરમાતાં નહીં; આપણી કોઠલીઓ માહે નાખી સુખેથી આંચકા ખાતાં ઉતારાની જગાએ ઉતરી પડતા.

એકત્રીસમી આગસટ થઈ, વખત બહુ થોડો રહ્યો હતો પણ આપણને બહુ વેગળે જવાનું નહીં હતું, અને પ્રભાત બહુ ખુશનુંમાં હોવાથી તે આખો દિવસ અને તેનો મોટો ભાગ પગે ચાલતા મુસાફરી કરવાનો ઠરાવ કીધો. જો તેવામાં આપણું દિલ બદલાયું તો માર્ગમાં કોઈ ખેડુતની કે ગામડેની ગાડી મળશે કરી ધારતા હતાં. રોડ બહુ સારો હતો અને ગામની આસપાસનો પ્રદેશ હસતો હતો. કાપણીની મોસમ પૂર ઝુલતી હતી અને જે કોઈને આપણે દેખતા તેવોને આનંદી, સંતોષી અને ઉદ્યોગી દેખતા હતા. વાલેનટાઇન બહુજ ખુશ પ્રકૃતિમાં હતો. ગાયણોનાં કકડા બહુ ઝડફથી ગાતો ચાલતો હતો અને રસ્તે જતાવો કે વડની પેલી મેર ઢાલીયાઓ સાંભળે તેની પરવા નહીં કરતો હતો. તરબિયત લીધા વગરનાંવોનાં કાનમાં બહુ વિખ્યાતી પામેલા નાટકોમાનાં અતિ હરષીત ગાયણોનાં ખુશ સાદ જવાથી કામ કરતા ઠોબી જઇ અચરતી અને આનંદાશ્ચર્યમાં સાંભળતા ઉભા રહેતા.

આપણુ કલાક દીઠ કકડે કકડે ઠોબવા છતાં ત્રણ કે સાડા ત્રણ માઇલ ચાલતા હતા. વાલેનટાઇન વારંવાર ઠોભી જતો, કોઇ વાર કોઇ ફુલ તોડવા તો કોઇ વાર કોઇ રમણ્ય દૃગભૂમિ આશ્ચર્યની નજરે નિહાલવા ઠોભતો. એક બેવાર માર્ગમાં કોઈ અસાધારણ દેખાવતું ગામડયણ છોકરૂં મળતું તો ઝડફદાર આંગળાંએ તેનાં ચિત્રનો ખરડો લેવા ઠોભતો, જે વેળા તેમાનાં કોઇની વડી બેન તો કોઈની માતા અજાએબીથી એ કાંમ જોતી પાસે ઉભી રહેતી અને એ ખરડા ચિતરતાં હમેશાં તે બાળકના સોબતી સાથ વાત કર્યા કરતો, જ્યાં સુધી કે કાંમ પુરૂં થતાં સંતોષ ભર્યા મુસકેરાટ સાથ અને ખુશીથી દિપ્તા ચેહેરા સાથ તેમને વિદાય કરતો. એ છોકરાને મેં આપેલો 'સૂર્ય—બાળક'નો ખેતાબ ગરીબ લોકો સાથે જ્યારે એ વાત કરતો હતો ત્યારે યોગ્ય દિસતો તેવો કોઇ પ્રસંગે નહીં દીસતો હતો. તેમના સાથ વાત કરવામાં વાલેનટાઇનને બહુ મઝા પડતી હોવી જોઈયે અને બહુ ભાવ લાગતો હોવો જોઇયે, નહીંતર કદી તે તેમને પુછતો હતો તે સવાલો, તેમના કુટુંબ બાબે, તેમનાં સર્વસ્વ બાબે, આવક, રહેવાની રીત અને બીજી ઘરગતુ બાબદો વિષેના સવાલો ઘડી કાઢી ન શકતે. હું ધારૂંછ કે તે લોકોએ ઘણા દહાડા સુધી એ ચલકતા વાલ, ચલકતી આંખો અને ઝમકતા હીરાઓથી ચમકતાં આંગળાંવાલા જુવાનીયાની વાત કરયા કીધી હશે.

આપણુ કેટલાક કલાક સુધી ચાલ્યા કીધા અને જરા હવે થોભી જવાનો વિચાર કરતા હતા, તેટલામાં આપણે મૃગ્યાવનની ભિંત આગળ આવી લાગ્યા, જે ભિંત રસતાને એક

બાજુથી બાંધી લીધી હતી અને પેલી મેરનો સઘળો દેખાવ આપણી આંખ્યોથી સાંતતી હતી. આપણે એક માઇલનો સારો ભાગ ચાલી પુરો કરયો હતો, પણ હજી તે ભિંત આપણી જમણી બાજુયે ચાલ્યા કરતી હતી. ભિંત લેખે બહુ સારી બંધાયેલી હતી પણ સોબતી લેખે કંટાળો ઉપજાવે એવી હતી. આપણે એ જોતાં જોતાં થાકી ગયા અને એટલી બધી ભૂમિ લોક-દૃષ્ટિથી ઢાંકી દીધામાં એ જમીનદાર અમીરોનાં અપસ્વાર્થીપણાં અને અન્યાયે ઉપર રાજ—વ્યવસ્થાના સુધારા કરનારાઓની સરીખી બોલીમાં નિંદા કરવા લાગ્યા. એવી એક ભિંતના માલેકને ખાતર આપણાં મનમાં બહુ માન ધરાવતા હતા, પરંતુ સખત ઠપકો પણ દેતા હતા. એક બંગલી જે એ પથ્થરની નડતલની સુનકાર સમરૂપતા ભાંજી નાંખતી હતી, તે આગળ આવી પહોંતાં તેટલા વખતમાં, આપણી દૃષ્ટિથી સાંતી રાખી હતી તે જગ્યા જોવાને હમો બહુ આતુર થયા હતા. એ બંગલી સાધારણ પથરાની કોઇ મ્હાન ઘરના પ્રવેશે બાંધેલી હોય છે તેવી હતી. એની અતરાફના બાગમાં કોઈ ઘરડો ઢીલુ ઢીલું ખોદતો હતો. વાલેનટાઈને તેને હાંક મારી, તે વૃદ્ધે પોતાનું હથીયાર ભોંયમાં ઘોંચ્યું, ત્યાંજ મેલી દીધું અને બારણાં ઉપર આવ્યો. વાલેનટાઇનને સામને હસતો ઉભેલો જોઈ તેનો ચીઢીયો ચેહેરો પણ સુધર્યો.

"તમોને ઇજા દેવા માટે બહુ દલગીર છેઉં," વાલેનટાઇન બોલ્યો, "પણ મને કહો કે આાં કોણ વસે છે."

"ઘણાં વર્ષોથી આાં કોઇ વસતું નથી." તે મજુરે જવાબ વાળ્યો.

"બદતર અને બદતર." વાલેનટાઇન મારી તરફ ફરી બોલ્યો, "ઘણી ગેરહાજર. હું વકીલ થાઉંછ—એ .જગ્યા જોવા આપણેથી જવાશે ?" તે ઘરડાને પુછ્યું.

"કોઈ એ જગ્યા ઉપર જતું નથી; કોઇ નહીં." પેલાએ જવાબ દીધો.

"પેલા મોટા શેઠયા, જેઓ વરસમાં બાર વાર લોકોને હવા ખાવા એ મૃગયવન આપેછે, તે લોકમાંનાં પણ એકુ નથી આવતા ?" વાલેનટાઇન મને રમુજ આપતા બોલ્યો, "પણ હું ધારૂંછ કે, આપણેથી જરા અંદર અવાય અને અતરાફ ફરાય ?"

"નહીં, હું નહીં ધારતો." ઘરડો બોલ્યો.

"હું અજબહું કે, રૂપીયો—સવા રૂપીયો, એ ઉપરનો તમારો વિચાર બદલાવશો કે ?"

પેલા ઘરડાએ પોતાનો હાથ લાંબો કરયો, "દરવાજાને તાળું નથી," તે બોલ્યો, "અને મારે કાને મુશ્કેલે સંભલાયછ. જો તમો અંદર આવવા માગો તો હું તમોને અટકાવી નહીં શકીશ."

રૂપીયો જેબમાં મેલી પાછો પોતાની ખોદીયે ગયો આપણાં ભણી પીઠ કરી પાછું ખોદી કરવાનું કામ શરૂ કર્યું. વાલેનટાઇને બારણાંનાં કડાં ઉપર હાથ મેલ્યો પણ હુ પાછળ હઠયો, "જ્યાં મારો હક નહીં હોય તેવી જગ્યા ઉપર જવું હું ધિક્કારૂંછ." હું બોલ્યો.

"તેમજ હું પણ, મગર આ મુખ્ય સ્થળ જોવાને કાંઇ મારૂં દિલ બહુજ તલપેચ. એક વાર આપણુ મોજીલા થૈયે અને કસ્સાંને પવિત્ર કે અલાહેદું નહીં ગણીયે. આપણે જોતા આવ્યા તે ભિંત ઉપરથી તર્ક બાંધતાં એ મૃગ્યવન વિસ્તારમાં કેટલાક માઇલ લાંબુ હોવું જોઇયે, તેથી એ જગ્યો જોવા લાયકની હોવી જોઇયે. વળી હું નકામાં પૈસા ખોનાર માણુસ નથી, અને પેલા રૂપીયાનો મને અવેજ જોઇયે. ચાલો આવી જાવો." અને આપણુ સાથે મલી ગેટમાંથી પાસ થયા, અને આઘેથી દિસતું હતું તે ઘર તરફ વાંકે ચુંકે માર્ગે ચાલવા લાગ્યા ઘણી મનમોહન જગ્યા હતી. નિયમિત ઘડાયલું મન પણ, ઇર્ષા કરે એવી જગ્યા હતી. એકરો અને એકરો લીલી ઘાસની જમીન પથરાયલી હતી, જેની ઉપર જ્યાં ત્યાં સારાં "એલ્મ"નાં ઝાડોની ઝાડીઓ કકડે કકડે હતી, પણ બાકીની આખી જમીન ઉપર મેંઢાં બકરાં ચરતાં હતાં. અને આટલે આઘેથી પણ તે મોટા ઘરની બારીયો ઢાંકેલી દીસતી હતી.

"ચાલો આપણે જ્યાંથી આડા ફાટયે અને મેદાન કેટલે દુર લગી લંબાયલું છે તે જોઇયે." હું બોલ્યો.

"નહીં;" વાલેનટાઇન બોલ્યો, "મને પેલું ઘર જોવા ગમેચ. બને તો અંદરનુંબી—બહારથી તો ખચિતજ."

તેથી આપણે ઘર લગી ચાલ્યા. એ ઘેર એક મોટી હવેલી હતી, જેમાંનો એક ભાગ બહુ જુનો દિસતો હતો. ખુલ્લી રીતે જણાઇ આવતું હતું કે વખતો વખત તેને એક એક ભાગ ઉમેર્યા કરયો હતો. એક લાંબા અગલા ભાગ

સાથની બેઠી ઇમારત હતી. આખી લંબાઇયે ઓટલો લંબાયલો હતો. એક મનારો જમણી બાજુએ ઉભેલો હતો અને જે બેશક અતરાફના પ્રદેશની સારી દૃષ્ટિ આપતો હોવો જોઇયે. જે જગ્યા ખુલ્લી રીતે ખેતીનાં મેદાન તરીકે વપરાતી હતી, તે સિવાય, બાકીની સઘળી જગ્યા બેદરકારીથી વર્તાયલી દીસી આવતી હતી, અને બંધ કરેલાં બારી બારણાં, અને ઘરનાં વેરાન દેખાવ ઉપરથી, ઘર વસતી વગરનું ઉજ્જડ કરીજ હું ધારતે, જો તેટલાં પાછલા ભાગ તરફનાં એક ધુમાડયાંમાંથી ધુમાડો ન નિકળતેતો.

"એ ઘર કોણનું હશે, મને અજબ લાગેચ?" હું બોલ્યો, "કેહવાઇ નથી શકાતું," વાલેનટાઇન બોલયો, "તમારાં એકુ ઘેલા વકીલનું કાંમ, ફીલીપ પેલાં સંગેમરમરનાં પારો ઓટલા ઉપરનાં જુવો, વર્ષોથી તેમાં ફુલ નથી મેલાયાં."

એટલામાં ઘરની પછવાડેથી એક આકાર સામે આવવા લાગો, એક અધોડ ઉમરની બાનુ, કાલા લેબાસમાં આવતી દિસી; તેણી આપણ ભણી આવતી હતી.

"હવે આપણે શોધી કાઢશું કે આ ઘેરનો કોણ ભાગ્યવાન કે કમભાગ્ય ધણી છે." વાલેનટાઇન બોલ્યો.

"ઘરનો રખેવાલ નજદીક આવે છે, વિષેશ કરીને તો વગર તેડે ધુસેલા બે રખડતા સેહેલ કરનારા મુસાફરો લેખે ગણાઇશું, અને એ જગ્યા મેલાં ચાલી જવાનો હોકમ આપવામાં આવશે. તમારી વીટીઓ અને તમારો અજાયબ સરીખો દેખાવ સામટો લેતાં આપણુને કોણ જાણે કોણ છીયે કરી સમજશે કે, ખોદા માલમ!"

"લેસ ભાર બીહીક નહીં રાખવી, ફિલીપ મારી પાસે એક રીત છે; સેવટનું પરિણામ જોજો. લોકો સાથ વર્તવાની મારી પાસ જુદીજ રીત છે."

તેની રીત લુચ્છાઇ ભરી હતી, તે બાનું આપણી આગલ આવી, આગળ વેર આવી લાગતાં જણાયું કે તેણીની કોઇ બાનું નહીં હતી. સારી સાદી સ્ત્રી, કંઈ ઘરની કારભારણુ કે કોઈ એવીજ પદવીની હતી. પણ એ ઉપર વાલેનટાઇને આંખ મિચામણી કરી. ઘણી લાયેકી સાથ પાઘડી ઉચંકી નમ્યો, અને વગર બોલવે અંદર આવવા માટે, બહુ સભ્યતા સાથ મારી ચાહી. "આપણ એ રસ્તે પાસ થતાં હતાં, બારણું ઉંઘાડું હતું, અને તેનો લાભ હમોયે લીધો. ઘર જાણે બંધ બસ્ત ઢાંકેલું હોવાથી, મને એવો ખ્યાલ આવ્યો કે, કુટુંબ કેથે બ્હાર ગાંમ ગયેલુંછે. એવી એક મન રંજક જુની બાંધણી નિહાલવા ખાતર વધુ નજદીક આવવાની હિમ્મત કરી. જો આપણે એમ જાણતે કે, એમ કરવાથી આપણે ઘેરની બાનુંઓમાંની એક બાનુંની એકાંતીને ખલલ પોંહોંચાડયેચતો, કાંઈ પણ આપણને માંહે પેસવા લલચાવતે નહીં." ઈ૦ ઈ૦ એ છોકરો બોલ્યો.

જે ઘરની સામે આપણે ઉભા હતા તે ઘરની નારીયોમાંની એક, આપણાં જેવાઓને હાંકી કાઢવા પોતે જાતે બાહાર આવે એનાં જેવો કોઇ બીજો બનાવ અસંભવિત હોયે નહીં, અથવા હમારી સામણે ઉભી હતી તેવા સ:ધારાન દેખાવની એક સ્ત્રી, તે ઘરની શેઠાંણી હોયે, તે પણ કેવળ અસંભવિત હતું. એ વાતથી વાલેનટાઈન કરતાં કોઇ બીજો જીવડો વધુ વાકેફ નહીં હોય, પણ તે સમજતો હતો કે, એ દેખઈતી

ભૂલ એ સ્રીને નાંખુશ નહીં લાગશે। એ જાણુતો હતો કે કોઇ પણ નોકરને પોતાની શેઠાણી તરીકે ગણાતાં સંતોષને ઉમલકો આવ્યા વીનાં રેહે નહી. ચાકરોજ માત્ર નહીં. મને યાદ છે કે, દરયા કિનારેનાં હોટેલના એક ખીદમતગારે મને એક વાર કહયું હતું જે, સઘળા મુસાફર વેપારીયો, કલાર્કો, અને જુવાન્યાઓ પોતાનાં રજાનાં કે તેહવારનાં દાહડા તેહની હોટેલમાં ગુજારતા હતા, તેમની ઉમ્મર અને દેખાવને બંધ બેસે તેમ, કાપટનો, કર્નલો ઈ૦ કેહવાની આદત રાખીને, પોતાનાં બીજા સોબતીયો કરતાં વર્ષે દાહડે પચાસ પાઉન્ડ વધુ પેદા કરતો હતો.

હવે વાલેનટાઇનની ઉપલી સહરાઈથી કાલા લેબાસ વાળી સ્રી નરમ પડી ગેઇ. "એ ખાનગી જમીનછે." તેણી બોલી, "પણ જો તમોને ગમતું હોયેતો અતરાફ ફરવાની તમોને છુટ છે; અગરચે કાંઇ ઘણું જોવાનું નથી."

"પણ ઘર બહુ મનોહર હોવું જોઈયે; આપણુથી તે નહીં જોવાયે?" "નહીં બની શકે હેવું છે, સાહેબો; વર્ષોથી બંધ કરેલુંછે, કોઈને માંહે જવા દેતાં નથી."

"એ તમારી હકિકત હમોને જોવાને વધુ આતુર કરેચ." વાલેનટાઈન હસીને બોલ્યો "તમો હમારે ખાતર એટલું મન નહીં વાળશો? આપણે લાર્ડ રાથવેલનાં મિત્રો છૈયે, જેમનુ નાંમ, હું કહી શકુંચ કે, આ ભાગ ઉપર તમોને જાણીતું હશે."

એ નાંમ સાંભલતાં તેણીયે કુરનીસ બજાવી; "હાજી, હું તે શેઠયાને સારી કાણી ઓલખુંચ, વરશોથી હું એવણુને

બોલખુંછું. તેવણ મુસાફરીથી પાછા ફર્યા શું ?"

"હા, કાલે આપણે 'ગીરરીડ' પોહોંચવાનો દાહડો છે. હવે તમે અમોને ઘેર દેખડાવશો?"

"મારાથી બની શકેતો હું ખચિત તમોને રાજી કરૂં; પણ મને બહુ સખ્ત હોકમ અપાયોચ. સાહેબ, મેહેરબાની કરી આવનમાં જાવો અને બાગોમાં ફરો. જ્યારે સારી પેઠે દેખ-રેખ રખાતી હતી તે વેળા એ બગીચા બહુ સુંદર રેહતા હતા, પણ હવે ત્યાં જરાજ જોવા લાયેકનું છે."

વાલેનટાઈન વધુ વિનવવા લાગ્યો, પણ તે ફક્કડ કિલ્લાના રખેવાલ ઉપર કાંઈ અસર નહીં થઇ. તેની મેહેનતો જ્યારે વ્યર્થ જણાઇ ત્યારે તે ખુશ મિજાજથી હસી પડયો. "ત્યારે તો બાઇ, આપણે બાહારની ખુબસુરતિયો જોવા ઉપરજ સંતોષ પકડવો જોઇયે. એ જગ્યાનાં માલેક કોણછે કરી તમો બોલ્યા?"

"એ મિલકત સર લારેન્સ એસ્ટમિયરની છે." તે કાર-ભારણે દબદબાથી ઉતર વાલ્યો.

મેં વાલેનટાઇનનાં ચેહેરા ઉપર નજર કરી. તે ઉજલો પૂણી થઈ ગયો હતો, અને એવો મનોવિકાર દેખાડવા લાગ્યો કે, તે સ્ત્રીનું ધ્યાન આ મેર ખેંચી લેવાને અર્થે, હું સવાલો પર સવાલો પુછવા લાગ્યો.

"સર લારેન્સ, અતરે નહીં વસતા શું?" મેં પુછ્યું "ઘણાં વર્ષોથી હયાં રેહવાનું એઓએ છોડી દીધુંચ." "કેહવું અજાયેબજેવું! વલી હાવું મનોહર સ્થળ! તેઓએ મુસાફરી પસંદ કરી હશે, હું ધારૂંચ?"

"હા, સાહેબ; હું ધારૂંછું કે તેમજ છે."

"તેવણ શું જુવાન છે?" "અધોડ ઉમ્મરનાં પુરૂષ છે. આજે આસરે પચાસ વર્ષની ઉમ્મર તેવણની હોવી જોઇયે."

વાલેનટાઇને પોતાનું ચિત—સ્વસ્થપણું પાછું હાથ કર્યું હતું, અને પોતાની કંઈ રમુઝી રીતભાત પણ પાછી ધારણ કરી હતી. તેને મારો હાથ પકડ્યો.

'ચાલો આપણે અતરાફ ફરયે, ફિલીપ;" તે બોલ્યો. "તમોએ આપેલી રજા માટે આભાર માનુંચ મીસીસ—"

"મારૂં નામ મીસીસ પેઇન છે, સાહેબ." વાલેનટાઈન નાંમ જાણવા માંગતો હતો, તે જોઈ બોલી.

"હું જેઓ સાથ વાત કરૂં તે લોકનું નાંમ જાણવા મને ગમે." વાલેનટાઈન બોલ્યો. "આભાર માનુંછું, મીસીસ પેઇન, આપણ ફરીને આ જમીન જોઇશું, અને કદાપિ બાહાર નિકલતી વેલા તમોને ફરીથી મલશું."

"હું કહી શકુંછ કે, તમો મલશો, સાહેબો." કદાપિ કંઇ બક્ષિશનો વિચાર દિલમાં રાખતી હોય એવો જવાબ દીધો.

જ્યાં સુધી અમો ઘરથી થોડે આઘે ગયા અને મીસીસ પેઇનનો કાળો આકાર નજર આગલથી ગુમ થઇ ગયો ત્યાં-સુધી વાલેનટાઇન કંઈ નહીં બોલ્યો. પછી મારા ભણી ફરી, કડવા સ્વર ભર્યા સાહાદે બોલ્યો, "એ જગ્યો જોવા ઉપર મારૂં દીલ આવું ખેંચાયું, તેમાં નવાઈ નહીં; હું હવાંજ જન્મયો હોઇશ, ફિલીપ. એજ **એસ્ટમિયર કોર્ટ** છે,

જ્યાં પચીશ વર્ષની વાત ઉપર મારી માતા એક ખુબસુરત જુવાન છોકરીની વયે એક સુખી જીંદગી વાવરવાની અનેક ઉમેદો અને આશાઓ સાથે આવ્યાં હતાં. એજ ઘર છે, જે મારા બાપે તેનાં ભેજાંમાં એક દુષ્ટ વેહેમ વધતો અને વધતો પેવસ્ત થયો તેને લીધે છોડી દીધું. તે દિનથી તે અહીંયાં આવ્યોજ નથી. શીવીપ, એક આશામી, પોતાનાં હકદાર ઘરમાં, એક પારકાં માણુસ પેઠે આવવુ, એ બહુ કઠણુ—બહુ દુ:ખભર્યું છે. અરે! હું જો ખરેખરી વાત શોધી કાહાડી શકું, અને બાપની આંખોમાં મારી માયને નિર્દોશ ઠેરવી શકું! મારા બાપનાં મનમાં કયાં વેહેમે જગા કીધી, તે જો મને જણાયે! કેવી દુ:ખભરી અજાયબ વાત કે, જો સર લારેન્સ એસ્ટમિયર, હમણાં અહીંયાં મને મલે,—આજ જગ્યો ઉપર,—તો આપણે પિછાંણી નહીં શકયે કે, અમો બાપ દીકરા છૈયે, જેમકે આ તેવણનું ઘર છે અને એ જન્મ—હક્કે મારૂં છે કરી, હું અર્ધા કલાક ઉપર નહીં જાણતો હતો તેમજ, અમો મળ્યે તો અકેકને ઓળખ્યે પણ નહીં. એ શખ્સ ઘેલો હોવો જોઈયે, શીવીપ."

"કોઇ દિને પણ તેવણને મલવાની અને તેવણની ભૂલની પતીજ કરી આપવાની કદી યત્ન કરી હતી?"

"કદી નહીં, એ વર્ષ ઉપર એમ કરવાના મેં સોગંદ લીધા હતા. હું રાથવેલ સોડે ગયો તેવણ એકજ, મારા બાપ કયાં છે તેથી જાણુકાર હતા. હું શા માટે બાપનું મુકામ જાણુવા માગતો હતો તે રાથવેલ જાણુતા હોવાથી, તે ખબર મને આપવા ના પાડી. એ તેવણના ના પાડવાનું

કારણ મેં જીદ કરી પુછ્યું અને છેલ્લે જ્યારે મેં તે કારણ જાણ્યું ત્યારે હું મારા બાપને ધિઃક્કારવા લાગ્યો અને મલવાની ઝાઝી મને દરકાર રહી નહીં."

"તેવણે કયાં કારણો આપ્યાં ?" મેં પુછ્યું.

"તમોનેજ માત્ર કહી શકું છું, ફીલીપ **તમોને એખલાનેજ**, કારણ કે તમોને મારી માતાનાં નિરપરાધીપણાં ઉપર આકીન છે. રાથવેલે મને કહ્યું કે ખચિત સર લારેન્સ મને ભુંડુ બોલશે. મને પોતાની આગલથી હાંકી કાઢશે—મને બેહુદા દેશે અને કાળું કરવા કહેશે, ટુંકમાં તમારા ઓરડામાં તે દિને રાત્રે પેલો પાપી ચેસ્શામ જે શબ્દો બોલ્યો તે બોલશે."

આપણે અત્યાર લગી દરખ્તોની એક ઝાડી આગલ જઈ પુગાં હતાં, જ્યાં અમો સઘલાંની દૃષ્ટિથી છુપેલાં હતાં. મેં વાલેનટાઈનનો હાથ લઈ હેતથી અને હમ દર્દીપણે દાબ્યો, તેને મારો હાથ પાછો દાબ્યો.

"એ સઘળું જુઠું છે, શેતાનનું જોડેલું અને તેનાં શેહતાં દૈત્યોએ બે જણની બલકે આખા ખ્રીસ્તી મુલકમાંનાં ત્રણ ઉત્કૃષ્ટ જીંદગીઓ પાયમાલ કરવાના હેતુથી જોડી કાઢેલું જુઠું છે. કારણ કે, મારા બાપ વીશે મેં સાંભળ્યું, ફિલીપ— મારાં માય કોઈ કોઈ વેળાએ વાત કરે છે કે, એ દુષ્ટ નિંદા તેવણનાં ભેજાંમાં ઉતરયા આગમજ અને તેને ભ્રષ્ટ થવા આગમજ તેવણ બહુ સોહામણાં જુવાન માણસ હતા, અને તેવણના જમાનામાં એક ઉત્કૃષ્ટ ઉમદા મર્દ માણસ હતા, આજે તેવણ પૃથ્વી ઉપર રખડે છે અને મારાં માતાની

જીંદગી ગમી અને શરમભરી થઇ છે. ઓ ફીલીપ! સારામાં સારી અને માયાભરી દુવા જો હું મારા બાપ માટે માગું તો એટલુંજ માગું કે, તેવણની ભૂલ તેવણને કોઇ દહાડો જણાય નહીં."

"તમારાં માય તેઓની તરફની ખબર કોઇ દીને સાંભ-લેચ, આડકતરી રીતે પણ? તેઓની વચ્ચે પૈસા ટકાની કાંઈ પુછપરછ ચાલીચ?"

"તેવણની પાસથી પૈસા! નહીં; જે ભરથાર એમ માને કે, તેની પત્નીએ એનાં ખાનદાનને માઠું લગાડયુંછ તેની પાસથી એક કોડી પણ લેયા કરતાં ભૂખે મરે. એમાં કંઇ શક નથી કે, તેવણે પૈસા આપવા માંગ્યા હતા, પણ તે માંગણી મારાં માય તરફથી ધિઃક્કારી કાઢામાં આવી; મારી માતાનાં નામ ઉપરની ખાસ મિલકત હતી તેથી એટલી નમન પડવાની કાંઇ અગત્ય નહીં હતી; અને અગત્ય હને તોપણ તેવણ તેમ લેતે નહીં."

એ પછી તે મૃગ્યવનનો આખો વિસ્તાર જોતાં જોતાં ચુપ-કાદીથી એકથી બીજી જગ્યોએ ચાલતા રહ્યા. જો સર લારેન્સની મિલકતોનો અડસટો આ ફરતા કોટ ઉપરથી બાંધી શકયે તો જણાયચ કે, તે બહુ ધનવાન પુરૂષ હોવો જોઇયે. હું જીગરથી વાલેનટાઇનની દયા ખાવા લાગો, અને મનસે અજબ થવા લાગ્યો કે જો એવી હાલતમાં હું હોઉં મારા બાપની ભૂમિ ઉપર હું જાણે પારકો અને તે બાપથી ના કબુલ કરાયલો અને ત્યાગ થયલો—તો મને કહેવું લાગે!

"અને આ સઘળું," વાલેનટાઈન કડ્ડા તિરસ્કારથી બોલવા લાગ્યો, "એક દિને મારા ભાઈનું થશે. હલકો ભાઈ! જેને મેં જનમમાં દિઠો નથી. જે કોઈ દિને માયને મલવા—જોવા નથી આવ્યો કે, કાગલ નથી લખ્યું! પોતાના ખાનદાનની બાબમાં તો તેને કસો સંદેહ નહીં હશે—ખાનદાન તો જાણતો હશે, એટલું તો ખરૂં." તેને કડવાઈથી ઉમેર્યું.

આપણે મેદાન પસાર કરી બાગોમાં ગયા. ફુલનાં કુંડા ત્યાં પડયાં હતાં, જેમાં વર્ષોથી ફુલ ઉગ્યાં ન હતાં; એક વારનં ઉજલાં સંગેમરમરનાં કુંડાં, આજે લીલથી ડાઘયલ થયલાં અને રૂપથી બેરૂપ થયલાં પડયાં હતાં. સુકાઈ ગયલા ફુવારા અને માછલાનાં તલાવો, માછલી વગરનાં—કોઈ પણ જોનારને તે દુઃખી દેખાવનું અને નકામું સ્થળ દિસતુ હતું, તેમાં વળી, જે તેની તરફની ગફલત અને પડતીનું કારણ જાણતું હોય, તેને તો બહુજ લાગતું હતું. સઘળી તરફથી ફરીને અમોએ તે ઘર જોયું.

"મારે જવું જોઈયે—હું અંદર જઈશ." વાલેનટાઇન બોલ્યો. "ચાલો, આપણે ફરીથી મીસીસ પેઇનને મલ્યે, અને ફરી એક વારની પ્રયત્ન કરયે; તેણીની સારા સ્વભાવની સ્ત્રી લાગેચ.

મીસીસ પેઇન, જે સોવસા આપણી ઉપર ચોકસાઈ રાખતી હતી, તે પાછી દેખાઇ. આપણે તે ફરતા વનની વખાણ કરી, અને બગીચાઓની ભયંકર હાલત સારૂં તેણી સાથ દુઃખ કરવા લાગ્યા. ઘરને અંદરથી જોવાની આપણે ઉપદાસાપરી

આગ્રહ કીધો. વાલેનટાઈને કાલાવાલા કર્યા—સ્તુતી કરી તેણીને ફુલવી અને બહુ ચતુરાઈ સાથે લાર્ડ રાથવેલનું નામ વાપર્યું, કારણકે, તેણીનાં કોઈક શબ્દોથી જાણી લીધું હતું કે, તે શેઠીયો એ સ્ત્રીનાં મનમાં માન ધરાવતો હતો. નાણાનો લાભ જે તેણીને થશે તેનાં નરમ ઇશારા, હયાં ત્યાં હું ફેંકતો રહયો, અને થોડીજ વારમાં તેણી શરણ થવાના ચિન્હો હમોએ જોયા.

"હું નથી ધારતી કે, મારાથી તમોને જવા દઇ શકાશે," તેણી શકથી બોલી, "જોવોની મારા ધણી બાહેર ગયલા છે—ફ્લાચામનાં બજારે ગયલા છે: જો તેવણ જાણશે તો મારી સાથ કહેવા ચિંડાશે."

"પણ આપણે તો ફકત ઓરડામાં ફરી આવવા કહીએ છીએ, મીસીસ પેઇન."

"ખરેખરૂં જોતાં, ત્યાં જોવા લાયકનું કાંઇ નથી, અહસ્થો. સામાન સઘળો ઢાંકી દીધો છે, ઘણાંખરા ચીનાઇ પદાર્થો અને બીજા સણગારો કળ-કુંચીમાં મેલેલા છે હું નહીં ધારતી કે, તમોને પૂરતું અજવાળું મલે તેટલી ફરેડીયો પણ ઉંધાડી શકીશ."

"અરે ફરેડીયો આપણે ઉંધાડશું," વાલેનટાઇન બોલ્યો, "હવે દયાળુ થાવો, અને પછી હું લંડનથી તમારે માટે કાળું રેશમી પેહેરવાસ મોકલીશ."

"ખચિતજ," મીસીસ પેઇન બોલ્યાં. "તમારા જેવા હઠીલા છોકરા મેં જનમમાં દિઠા નથી."

"હા, હું હઠીલો છેઉં. હું એ ગુણમાં પ્રખ્યાત છેઉં, મીસીસ પેઇન. ચાલો, માર્ગ દેખાડો; પાછળે બારણેથી જવાનું હું ધારૂંછ. જાણે તમો મારા જુના મિત્ર હોવો તેમ મને જાગેચ, મીસીસ પેઇન? આપણે ઘેર જોઈ રહયા કેડે આપણે સારૂં તમો ચાહે બનાવજો. ચાલો એનો નક્કિ થયું; કેમબ્રી એક કાળો રેશમી ઝભો મલશે."

મીસીસ પેઇન ઉતાયાં; તેઓ ફરયાં અને પાછલે રસ્તે અમોને લઇ ગયાં. આપણે તેવણુની પાછળ એક મેદાન ઓળંગી ગયાં, જે મેદાન નોકરોનાં ઘર તરફ આપણુને લઇ જતું હતું. તેણીએ એક જોરાવર લોઢાનાં ચાપડા સાથનું બારણું ઉઘાડયું, અને વાલેનટાઇન એસ્ટમિયર, પોતાનાં ઘરની દેવાલોની અંદર, અથવા ચોકસ કહીજીએ તો, તેનાં બાપદાદાની રાંધણીની દેવાલોના અંદર જઇ ઉભો. તેજ ઘરનાં બાળકને માટે એ રીતે પોતાની જગ્યામાં દાખલ થવાનું બહુ દુઃખભર્યું હતું. અંધારી પથ્થરની ચાલ, જે અનંત અને અસરળ દિસતી હતી તે ઉપરથી આપણું ભોંમ્યાની પાછળ પાછળ આપણે ગયા—વર્ષોથી ઉઘાડયા નહી હતાં તે બારણાંઓ આગલથી પસાર થયાં. ઘરની ચુપકીદીની મધ્યમાં, આપણાં પગલાં પડતાં તેનો ઘોંઘાટભર્યો સાહાદ આવતો. ત્યાર પછી લાકડાનાં એક બારણાંમાંથી થઈ, કોહી ગયલાં ઉનનાં લુગડાંનું બારણું પસાર કર્યું અને **એસ્ટમીયર** કોર્ટનાં વિશાળ દેવાનખાનાંમાં જઈ ઉભાં. આપણે મીસીસ પેઇનની પાછળ પાછળ ચાલતાં હતાં તે વેળા વાલેનટાઇને હલુસે કહ્યું, "આ ઓ લાંબી મુદ્દતથી

કુટુંબમાં રહેલી છે કે તે તજવીજ કરો. જરા વાર રહીને હું કાંઈ બહાનું કાઢીશ--આરામ લેવા મને ગમેછ હું થાકેલો છઉં—એવું કાંઇ બાહાનું કાઢીશ, તે વેળા તેણી સાથે એખલા વાત કરી બની શકે તેટલી ખબર કાઢી લેજો. કદાપિ આ આપણી ભેટ અદૃષ્ટ સાબેત થશે, ફીલીપ.”

દિવાનખાનું એક સુનકાર જગ્યા હતી. બહુ વિશાળ અને ફરશબંધીની ભોંય કરેલી હતી. સાકડીઓ અને લક્કડકામ સઘળું કાળાં કોતરેલાં ઓકનાં ઝાડનાં લાકડાંની હતી અને અંધારામાં શોકાતુર અને ઉદાસ દિસતી હતી. ઉંચી પીઠની મોટી ખુરસીઓ જે બેડોળ ઉજળી થેલીઓમાં ભૂત જેવી લાગતી હતી, તે આ ઓરડાની વચ્ચે વચમાં ગોઠવાયલી રાક્ષસી કદની ‘ઓક’ની ટેબલ અતરાફ ગોઠવાયલી હતી, વિધવિધ પ્રકારનાં બારણાં તેને લગતા ઓરડાઓમાં દાખલ થવાનાં દેવાનખાનામાંથી ઉઘડતાં હતાં, અને એક છેડેથી મોટો ભારી દાદર ઉભો થયો હતો.

મીસીસ પેઇન, આપણી નડતલને આધીન થઇ હતી અને તમાસાની જગ્યાઓની સંભાલનાર—રખેવાલની ઢબ ધારણ કરી હતી.

“ આ સાહેબો,” તેણી લગાર દબદબાથી બોલી, “ બેઠકનો ઓરડો છે” અને એક બારણું ઉઘાડી એક અંધકાર ગુફા દેખડાવ્યો જેમાં તેણી હિંમતથી ઘુસી. આપણે, એક ચપટાઇ ગયલી સાંકળ ઉઘાડવાને પ્રયત્ન થતી સાંભળી, સાંકળ ઝુલતી પડી, અને ખર-રર-ર્ ા સાદ સંભલાયો અને ભારી

ફરેડીયોમાંની એક ફરેડી ઉઘડી અને અંધારૂં હતું તે ઉજ-રડું થયું. એ બેઠકનો ઓરડો બહુ ઉંચો અને સુંદર હતો. પણ તેનો સાજ બીજા સાજો પેઠે લુગડાંમાં લપેટી લીધેલો હતો ઝુમરો પણ તેજ રીતે રાક્ષસી બ્યાજના ડલા પેઠે હારેદોર છાજને લટકેલા હતા. જમખાનું લપેટેલું ખુણામાં છો મેલી છાંડયું હતું. ખરેખર આપણા ભોમીયાએ, આપણને ચેતા-વ્યાં હતાં તેમ **એસ્ટમિયર** કોર્ટમાં કાંઈ વધુ જોવાનું નહીં હતું.

મીસીસ પેઈને આપણા લાભ માટે એક બે સુંદર કબાટોની ખુબસુરતીઓ ખુલ્લી મેલી અને એક ખુરશી ઉપરથી પણ લુગડું ખસેડયું કે તેનું સંતાયલું મોહક આપણને દેખાય અને તે ઉપરથી બીજી ખુરશીઓની ખુબસુરતીનો ખ્યાલ બાંધી શકાય. ઓરડામાં ઉબવાળી ખરાબ રોગિષ્ટ વાસ ફેલાઇ હતી, અને જો આપણી ભોમયણ ખાતરીપૂર્વક કહેતી તેમ વીસ કરતાં વધુ વર્ષથી ખાલી પડેલું હોય એવી વાસ પસરી રહેવામાં કાંઈ નવાઇ જેવું નથી. જેવો બેઠકનો ઓરડો તેવોજ ભોજન લેવાનો ઓરડો, સોટકાં પાસા રમવાનો ઓરડો અને એક પુસ્તકખાનું હતું; સિવાય પુસ્તકખાનામાં લાંબા ઉંચા 'ઓક'નાં કબાટો ઉપરથી તે તલીયાં લગી પુસ્તકોથી ભરાયલાં હતાં, તેની અતરાફ લપેટેલી ચાદર ઉંચકી હું એટલું ખાતરી કરી શકયો કે નાદર અને કિમતી હારેદોર ગોઠવેલાં પુસ્તકોનું એક ઉત્કૃષ્ટ પુસ્તકખાનું હતું. ભોજણ લેવાના ઓરડામાં અને ચિત્રોના ઓરડામાં હુનરના અતિ ખુબસુરત નમુના હતા અને અલબત વાલેનટાઈનના

બાપદાદાની છબીઓ, કાળા ભવાં વાળા સોહામણા મર્દો અને ખુબસુરત ગંભીર ઓરતોની છબીઓ હતી. એ છબીયો ઉપરનાં ચોકઠાં ઉપરનાં નામ વાંચતા અને આપણી બોલકણી આગેવાન તેમના વિષે આપણને જે કંઇ કહી શકે તે સાંભલતા આપણે થોડો વાર ત્યાંજ રહ્યા; મારા પોતાનાં વંશ વિશેનું હું કાંઈજ જાણતો ન હોવાથી, મારા મિત્રનાં સગાંઓની તવારીખ સાંભળતાં મને ઈર્ષાભર્યું ઓછાપણું લાગતું. પણ જેનું નજદીકનુંજ માણસ તેનો હક ના પાડે ત્યારે તેને પોતાના વંશ વિશેનું સાંભલવું થોડુંજ સારૂં લાગે. વાલેનટાઈન યત્નોક રીતે એક ઓરડેથી બીજે ઓરડે ફરતો હતો, જરાજ બોલતો અને જો કાંઇ મીસીસ પેઈનનાં કોઇ શબ્દો ઉપર હસતો, તો તે હસવું કઠોર અને અસરળ રહેતું. સઘળી છબીયો જોઇ રહેવા કેડે તે બોલ્યો, “ હાલના સર લારેન્સ એસ્ટમિયરની કોઈ તસ્વીર નથી કે ? ”

“ નહીં સાહેબ, એઓમાંની કોઇ નહીં.”

“ એક તોપણ રહેવી જોઈએ ? ઘરમાં કયે પણ હોવી જોઈયે, મને તે દેખાડો.” એવા રોબથી તે બોલ્યો કે ચાલાક મીસીસ પેઇન અચરત થઇ અને ડર્ધાઈ પણ ગઈ.

“ અલબત એક તસ્વીર છે, તે સર લારેન્સ અને લેડી એસ્ટમિયરની છે, તેઓનાં લગન પછી થોડેજ દિને **મીલેસે** ચિતારી હતી.” તેણી બોલી.

“ તે ક્યાં છે, મને તે એકદમ જોવા દેવો.”

“ તમે તે જોઇ નહીં શકશો સાહેબ.” મીસીસ પેઇને ઠંડાઇથી ઉતર દીધો.

"મીસીસ પેઈન," વાલેનટાઇન બોલ્યો, "મારી વાત ઉપર લક્ષ દેવો, હું તમોને પચાસ પાઉન્ડ આપીશ. હું મશ્કરી નથી કરતો—તે મીસેસનું ચિતરેલું ચિત્ર તમો જોવા દેશો તો. તમો મારા ઉપર વેહેમ લઇ જાઓ છો; ફિલીપ, કેટલાં નાણાં તમારા કને છે?" તેને મારી જેબમાંથી ચોપડી કાઢી આપી તેમાંથી તેને ત્રીસ પાઉન્ડની નોટો ખેંચી કાઢી, પોતા પાસથી બાકીના વીસ પાઉન્ડ ઉમેર્યા.

"લેવો મીસીસ પેઈન, મને તે સબી જોવા દેવો અને હું તમોને આ સઘળા નાણાં આપીશ. એટલી ઝીણી ચીજ માટે આ મોટી રકમ છે, પણ હું તેની દરકાર નથી કરતો."

તેણીનો ચેહેરો ચકચકિત થયો, તેના જેવી સ્થીતીની સ્ત્રીને માટે એ રકમ બહુ મોટી હતી. "હું જીતી નથ શકતી સાહેબ," તેણી ઉદાસ થઇ બોલી, "હું ઈચ્છું છું કે હું એ જીતતે."

"માત્ર પાંચજ મીનીટ હું તે સબી જોવા ચાહું છું."

"હા, પણ તે મારા હાથમાં નથી."

"ત્યારે ક્યાં છે તે? ઘરમાંજ છે હું ધારૂં છું?" વાલેનટાઇન બોલ્યો.

"તીજોરીવાલા ઓરડામાં છે."

"એ તસ્વીર તે ઓરડામાં શી રીતે જઇ શકે?"

"જ્યારે સર લારેન્સ છેલ્લા આ ઘરથી ગયા ત્યારે એ તસ્વીર તેની ટાંગેલી જગ્યા ઉપરથી ઉતારવાનો હોકમ કર્યો

પેહેલાં તો કહ્યું કે તેને બાળી નાખવી, પછી પોતાનું મન ફેરવ્યું અને તીજોરીવાળા ઓરડામાં મેલવાનો હોકમ કર્યો. તમે જુવોની સાહેબ, સર લારેન્સ તેમની બાનું સાથની કોઈ ગેર સમજુતીથી ચાલી ગયા હતા તેથી એ તસ્વીર ઉતરાઇ અને એમ કળકુંચીમાં મુકાઈ."

વાલેનટાઇને તેણીનાં ઢબ ઉપરથી જોઇ લીધું કે, વાત ના ઉમેદીભરી છે, તેથી નોટ પાછી જેબમાં સેરવી દીધી. "કુંચી કોણ કને છે?" વાલેનટાઇને પુછયું.

"હું ધારૂંછ કે, સર લારેન્સ કને; હું પકકું જાણતી નથી પણ તમે એ જોવા સારૂં એટલા બધા શાને માટે આતુર છો?" પેશ્રીએ વહેમથી પુછયું.

"મને પુછો ના, કોઇ દીને તમો જાણુશો."

"જો તમે મારાં શેઠાણીની સબી જોવા ઇચ્છતા હો તો હું તમોને નાનું સરખું ચિત્ર દેખડાવી શકુંછ—તે બાઇ અને તેવણનાં બે બાળકો."

"હા, મને દેખડાવો." વાલેનટાઇન આતુરતાઇથી બોલ્યો.

મીસીસ પેઇન આપણી આગળથી ગયાં અને એક પળમાં ચોકઠામાં જડેલું નાનું સરખું ચિત્ર લઇ આવ્યાં.

"હું ધારૂંછ કે એ ચિત્ર સર લારેન્સને યાદ નહીં હતું." તે માત્ર એક ખરડા જેવું હતું પણ કિસબી માણસનાજ હાથનું હતું—ઘણું કરી મિલેસનાંજ હાથનું ચિતરેલું હતું. કદાચ મોટી તસવીર ચિતરવા માટે નમુના દાખલ

ચિતરેલું હશે—લેડી એસ્ટમિયર નામની એકવીસ વર્ષની વયની એક છોડી અને જુવાન ધણીયાણીનું ચિત્ર હતું. સર્વદા જેવાં હું કલ્પનામાં તેવણને દેખતો તેવાંજ હતાં! તેવણના સુનેરી બાલ અને તેવણની રીતભાતમાં આનંદી અને મધુર જીંદગીનો દેખાવ હતો—એક ઘેલા વગર બીજું કોણ એવી નારીને અપરાધ સાથ મેલવે! તેણીનાં ખોળામાં એક નાંધલું બાળક હતું અને ચલકતી આંખ સાથનો એક જાડો સરખો છોકરો તેણીને અઢેલી ઉભો હતો.

પોતાનાં ઘરેણાદાર આંગળીથી ખોળામાંનું બાળક—યાને પોતાને દેખડાવતાં વાલેનટાઈનના ચહેરા ઉપર દુઃખભર્યું હસવું આવ્યું હતું. અમો બંનેએ એ ચિત્રને ઘણો વાર લગી અને ઉત્સાહથી જોયા કર્યું હતું પણ કસ્સી વાત નહીં ચાલી. આપણને સર લારેન્સનું ચિત્ર જોવા ગમતું હતું. એ નાના ચિત્રમાં આપણામાં જરાજ કાળજી ઉત્પન્ન કરતી જોઇ મીસીસ પેઈન અચરત થઇ. આપણે તે ચિત્ર પાછું આપતાં તેણીએ કબાટ ઉપર મેલ્યું, “એ બંધે બહુ સોહામણા છોકરા હતા. હું ક્યારે એઓમાંનાં એકુને પણ પાછો જોઇશ કે, અજબ લાગેછ!”

“સર લારેન્સની ચાકરીમાં તમો બહુ લાંબી મુદ્દતથી છો શું?” વાલેનટાઇને પુછયું.

“ચૌદ વર્ષની ઉમરની છોડી હતી ત્યારથી રહેલી છેઉં. ઘણી મુદ્દત વીતી ગેઈ.” મીસીસ પેઈન વખતની ઝડપ ઉપર રાખેતા મુજબ નિસાસો નાખતી બોલી.

વાલેનટાઇન કોઈ એક સબી દેખડાવાને બહાંને મને બાજુએ ધસડી લઇ ગયો, "તેણી સઘળું જાણતી હોવી જોઈએ," તે બોલ્યો, "તેણીને એખલીને બાજુએ લઇ જઇ જો. હું પોતે હામ નહીં ભીડી શકતો."

"તમો ઉપલા માળપરના ઓરડાઓ અને મનારો જોવા ઇચ્છોછ?" મીસીસ પેઇને એટલામાં સવાલ કર્યો. "હવે તો સઘળું જોવો તો સારૂં.

"મને કંઇ તે જોવાની ઝાઝી દરકાર નથી." વાલેનટાઈને ઉતર વાળ્યો, "હું કહી શકુંછ કે, મારા મિત્ર જોવા ચાહેછ; હું ત્યાંજ ઘોબી જરા વિસામો લઇશ, થાકી ગયો છું."

મીસીસ પેઇન ડગડગવા લાગી, "અગરજો તીજોરીવાલા ઓરડામાં હું હમણાં જવા ચાહતો હતો તોપણ હું કાંઇ ત્યાંનું ચોરી નહીં લઇશ. તમોને માળપર જવા ગમેછ, ફીલીપ?"

"ઘણુંજ ગમેછ," મેં ઉતર વાળ્યો, "જો મીસીસ પેઇન તમોને ત્યાં એખલા મેલીને આવે તો."

"હું પેલાં બે ડચ્છ ચિત્રોને ચોકસાઈથી દેખવા ચાહું છું અને બાકીની સબીયો પણ ફરી એક વાર જોવા ચાહુંછ. તમે જાણોછની મીસીસ પેઇન, કે હું એક ચિતારો છેઉ."

"ખચિત સાહેબ, તમો તેવાજ કોઇ કિસ્બી છો કરી મને ખ્યાલ આવ્યો હતો ખરો!"

એમાં કાંઈજ સંદેહ નહીં કે, વાલેનટાઈનનાં વિચિત્ર આચરણ કિસ્ભીપણાંને એ સ્ત્રીએ લાગુ પાડયા અને એખલો મેલી જવામાં ફિકર નથી એવું ધાર્યું.

"મારી સાથ આવશો સાહેબ?" તેણી બોલી અને આપણે તે મોટે દાદરે પેહેલા માર ઉપર ગયાં, જ્યાં મુખ્ય સુવાના ઓરડા હતા.

---

## પ્રકરણ ૧૩ મું

## સુકિર્તી અને અપકિર્તીમાં.

**એસ્ટમિયર** કોર્ટના માળપરના ઓરડાઓમાં લક્ષ ખેંચનારી થોડીજ વસ્તુ હતી. અતરાફના પ્રદેશ અને ફરતા કોટનો સોહામણો દેખાવ ત્યાંથી બહુ અચ્છી રીતે દિસતો હતો. તે વતરોગે વિશેષ હિત ઉપજાવનારૂં બીજું કાંઇજ ન હતું. પણ મારે તો મીસીસ પેઇનથી બનતી ખબરો મેલવવાની હતી, તેથી ત્યાંજ આમતેમ ફરતો જોતો રહ્યો. ઉલટ પાલટ સવાલો પુછવાનો આ મારો પેહેલ વહેલોજ પ્રયત્ન હતો.

"સર લારેન્સ તેવણનાં ધણીઆણીથી છુટા પડયાછ કરી તમે કહોછ?" મેં માંડયું.

"હા સાહેબ," તેણી બોલી.

"પેલું ચિત્ર લેવાતી વેલા લેડી એસ્ટમિયર બહુ સુંદર હોવાં જોઈએ. તમોએ તેવણને કેઇ દિને જોયાંછ?"

"સર લારેન્સ પરણ્યાં તે વેળા હું તેવણુની ચાકરીમાંજ હતી તેથી મેં તેઓને જોયલાંજ હોવાં જોઈએ."

"એ અભાગ્યો અણબનાવ બન્યો તેમાં એઓમાંનું કોણુ ઠપકા પાત્ર હતું, મીસીસ પેઈન?"

તેણીએ ભવાં ચઢાવ્યાં. "તમો બહુ જીગ્નાસુ છો, સાહેબ; એક પારકા હોવા છતાં જુના ખિજમતગાર પોતાના શેઠોનાં કામકાજ બાબેનાં પોતાનાં મત જણાવતા નથી."

"તમોએ કેવળ બરાબર કહયું" હું બોલ્યો,—"પણુ લેડી એસ્ટમિયર અને તેવણુનાં છોકરાંઓની તસ્વીર જોયા કેડે એઓમાં મને બહુ હિત પેદા થયું છે—એ ઉપરાંત મેં લાર્ડ રાથવેલને પણ એઓ વીશે મેં વાત કરતાં સાંભલ્યાછ."

"ત્યારે તો સાહેબ, જે તમોને જાણુવા ગમે તે લાર્ડ રાથવેલને પુછપરછ કરી જાણો તો સારૂં. તમોને મારપર જઈ મનારો જોવા ગમેછ કે, આપણે પાછાં હેઠે તમારા મિત્ર કને જઇયે?"

"એક ઘડી ઠોબો, મીસીસ પેઇન. એ વિષયની જેટલી તમોને ખબર હોય તેટલી લાર્ડ રાથવેલને નહીં હોઇ શકે. મને તમોથી તે સઘળી હકીકત સાંભળવા ગમેછ."

"એ તમારૂં કામ નથી સાહેબ. આ રહયો હેઠે ઉતરવાનો રસ્તો." મીસીસ પેઇન બહુ નિશ્ચલ લાગાં, તેથી વધુ ખુલ્લાઇથી પુછવાનુ મેં નિશ્ચે કરયું.

"તમોને લેડી એસ્ટમિયર ગમતાં હતાં?" મેં સવાલ કર્યો. "તે શેઠાંણી સર્વ કોઇને પ્યારી હતી; તેવણ ઉત્કૃષ્ટ અને સર્વથી દયાળુ શેઠાંણી હતાં."

"ત્યારે મારા સવાલોનાં કારણ તરીકે હું કહુંછું કે, એ બાનું મારાં હેતવંતાં મિત્ર છે. થોડાજ દિવસમાં મેં તેમને લંડનમાં જોયલાં છે." મીસીસ પેઇને હમણાં સુધી દેખાડી હતી તેનાં કરતાં વધુ આસ્થાથી જોવા લાગી.

"ખરેખર, સાહેબ! અને તેવણ કેમ છે?—કહેવાં દીસે છે?" "તેવણ ઘણુંજ બદલાઈ ગયાંછ, પણ હજી મનોહર છે. તેવણનાં બાલ બર્ફ સરીખા ઉજળા થઈ ગયાછ."

"ગરીબ બાનું! જ્યારે તમો ફરીથી મલો ત્યારે મહારી દુઆ સલામ પોહાંચાડશો? હું તે વેળા **હાનાં જોનસ** હતી. એ નામે તેઓ મને ઓળખશે."

"હું કહીશ. હવે મીસીસ પેઇન, મને તેવણની અને સર લારેન્સની વધુ હકીકત કહો."

"જરાજ કહેવાનું છે, સાહેબ;" તેણી બોલી.

"હેઠલ છે તે છોકરો, તેવણનાં નાના બેટા છે—જોયું, તેથી વ્યર્થ જીજ્ઞાસાથી એ સવાલો હું નથી પુછતો."

"ઓ, સાહેબ; એવણ માસટર વાલેનટાઈન છે! સર લારેન્સની સબી જોવાને આટલી જીદ કરી તેમાં નવાઇ નહીં તો! ગરીબ જુવાન છોકરો! ગરીબ બાપડી લેડી એસ્ટમિયર! જો તેણીએ અપરાધ કરયો હોય તો તેણીએ વેઠયુંછ પણ બહુ."

"પણ તેવણે અપરાધ કર્યો શું, મીસીસ પેઈન ? એ સઘળું શું કોઈ નાશ્યકારક ભૂલ નથી થઈ ?"

મીસીસ પેઇને ગમગીનીથી માથું હલાવ્યું. "તમો જે કંઇ જાણતાં હોવ તો તે મને કહો." મેં બહુ આગ્રહ સાથ કહયું. "જેઓ લેડી એસ્ટમિયરને પિછાંણે છે તેઓ એ નિંદા ખરી માનતા નથી. તમો, જેવો તે વેળા તેમની આગળ હતાં, તે તકસીર કેઇ તરફની હતી, ભૂલ કેઈ તરફની હતી તે કહી શકશો."

"ઉંઘાયેલા કુતરાઓને સુવા દીધેલા બેહેતર" તેણી ગમગીનીથી બોલી.

"નહીં, માત્ર એક વાર જે તમો કહી શકો તે ખરી વાત આપણને સાંભલી લેવા દેવો. તમો તેણીને ચાહતાં હતાં—માન આપતાં હતાં; તેણીનાં બેટાખાતર, મને ચોક્કસ બીનાઓ કહો."

"હું નહીં કહું તે બેહેતર, સાહેબ" તેણી બોલી. "કાંઇ નહીં; સારૂં કે માઠું આપણે જાણવું જોઇયે, નહીં તો તે જુઠાઈ શી રીતે સાબેત કરી શકયે ! સર લારેન્સનાં ચિતને ઝેરી કરનાર નિંદાખોર જીભ કોણ કોણની હતી ?"

"અરે સાહેબ, લોકોના કહયા ઉપરથી બનેલો બનાવ નથી. કોઈએ પણ તે ઘડી સુધી તે શેઠાંણીની વિરૂદ્ધ એક શબ્દ પણ ઓચર્યો ન હતો. એતો સર લારેન્સે પોતે નજરે દિઠેલું હતું. ગરચે લોકો જુઠી કાંહાંણીઓ લાવતે તો પણ તે ઉપર પોતાનાં કાંન નહીં આપે તેવા એવણ બહુ પ્રશસ્ત અને ઉમદા પુરૂષ હતા. અરે, તેણીએ કેમ એવું કર્યું હશે !

કેમ કરી શકયાં! મારા માનવામાં કદી નહીં આવતે, પણુ તે તેવણે જોયું—શેઠે જોયું!" મીસીસ પેઇન ઉપલું બોલતાં પોક મુકી રાવા લાગી.

"તેઓના વેહેમો ઉસ્કેરાવા જેવું કાંઈ દિઠું કરી તેવણુનાં ખ્યાલમાં આવ્યું, એમ કહેવાની તમારી મતલબ કે, મીસીસ પેઇન?"

"નહીં; તેવણે નજરે જોયું, અને મેં પણુ જોયું. અરે, હું કાંએ તોગી ત્યાં ગઇ હોઈશ! જો તે રાત્રે હું તે જગ્યો ઉપર ન હતે તો, હું તમારી મિસાલ એમજ માનતે કે, તેવણુ ખોટી રીતે અને ઘાટકી રીતે હેરાન પામેલાં બાનું છે. જો શેઠે નહીં જોયું હતે તો હું એમજ માનતે કે, મને એવો સ્વપ્નો પડયો. પણુ આપણે બંધે સાથે એકજ સ્વપ્નું જોઇ નહીં શકયે."

તેણી બહુ ઘભરાઇ ગઇ હતી તેથી બેસી જવાની મેં તેણીને અરજ કરી. "હવે તમો સ્વસ્થ થાવો, અને જે જે બન્યું તે સઘળું મુજને કહો. તમો હમણાં લગી ઘણુ બોલ્યાં, પણુ હજી પુરતું નથી બોલ્યાં." મેં કહયું.

"હું કહું છું, સાહેબ, પણુ તમો તેવણુને સખત ઇનસાફ આપશો ના—કદાચિત એવો અન્યાય કરવાની તેવણુની મતલબ નહીં હશે. તે લોકને આગમચ એકેક ઉપર ચાહે-ના હતી, અને કદાપિ તેવણુ તે વેળા હજી તે ચાહતા હશે પરંતુ સર લારેન્સ તરફ ખોટાઇ ચલાવાનો ઇરાદો ન હશે. પણુ સર લારેન્સ બહુ મગરૂર અને કરડા હતા અને કાઇ કદી ક્ષમા કરનાર ન હતા." એજ મીસાલે થોડા વાર

લગી બોલવું જારી રાખ્યું. હું કાંઈજ બોલ્યો નહીં, પણ તે કાહાંણીનો દહાડો પાછો ઘરે તેની વાટ જોતો ચુપ સાંભળતો બેઠો. હું બહુ દલગીર હતો. મીસીસ પેઇન લેડી એસ્ટમિયરને અપરાધી ગણુતી હતી, એવું પુરૂં સાબેત થતું હતું. મારા ઈમાનમાં, જો એક મીનીટ ડગડગયો તો તે બાનુનો મધુર સુશોભિત ચેહેરો તેની સાચી ગમભરી આંખો સાથે મારાં મન સામે ઉભો થતો, અને થતાંજ, હું પાછો નિશ્ચીત થતો.

"ઓ, તે ભયંકર બનાવ હતો સાહેબ; મોહોત તેની સામે કાંઇ ચીજ નહીં હતી. જે રાતના સર લારેન્સે પોતાની વહાલી ધણુયાણીને પોતા તરફ બોઠી જોઇ તે રાતનો તેવણુનો થયલો ચેહેરો, હું કદી મારી છેલ્લી ઘડી લગી વિસરીશ નહીં. પણુ એ સઘળું શી રીતે બન્યું તે મારે તમોને કહેવું જોઇયે, નહીં તો તમોને સમજ નહીં પડે. તેઓ તે વેળા, '**ડાવર-હાઉઝ**'—સર લારેન્સનુ એક બીજું સ્થળ—જ્યાંથી આસરે વીસ માઇલ આઘે છે,—ત્યાં રહતાં હતાં. તે એક મનોરંજક નાંનું ઘર હતું, આ ઘર સાથ સરખાવતાં તે ફકત એક ઝુંફડું કહેવાય, પણુ તેઓ વહુવર એક બીજાંને એટલા હેતથી ચાહતાં હતાં કે તેમને **એસ્ટમિયર કોર્ટ** કરતાં તે ઘર બહુ વહાલું હતું. કારણ કે ઘણો ખરો ભાગ તેઓ ત્યાં એખલાં રહેતાં હતાં, જે વેળા અતરે રહેતાં ત્યારે ઘણા ખરા કોઈને કોઇ ભેટ લેવા આવનાર મિત્રો ઉતરતા અને પધારતા. તે લોક એમ ધારતાં હતાં કે, **એસ્ટમિયર કોર્ટ**નાં કરતાં ડાવર-**હાઉઝ**ની હવા બચાંઓની તબીયતને વધુ

અનુસરતી છે તેથી તેઓ ત્યાં જઇ અઠવાડયાંને અઠવાડયાં વસતાં. એ વેળા, માસ્ટર લારેન્સ, તેઓનો વડો છોકરો, આસરે ત્રણ વર્ષની વયનો હતો, અને માસ્ટર વાલેનટાઇન હાથમાંનું બાળક હતું. હું તે વેળા બીજી પાયરીની દાસી અને ઠેકાણાં વગરની નાદાન છોડી હતી, પણ બચ્ચાંઓને અને તે શેઠાણીને બહુ હેતથી ચાહતી હતી. મારાં શેઠાણીનો એક પિત્રાઈ હતો. જેવણ વારે વારે મોટા તેમજ નાના ઘરમાં તેમની ભેટ લેવા આવતો અને એવા સાથે રહેતો. તે ગોરો સોહામણો પુરૂષ હતો અને લશ્કરી હતો. લોકો કહે છે કે, આગમજ એક વાર એ પુરૂષ લેડી એસ્ટમિયર સાથ અદરાયલો હતો."

"તે ચેશ્શામ હતો, હું ધારૂંછ મીસીસ પેઇન ?" મેં કહ્યું.

"હા, સાહેબ ચેસ્શામ તેનું નાંમ હતું. તેની મરજી-પર આવતું ત્યારે તે એક મીઠી વાણીનો હતો પણ એ દુષ્ટ માણસ હતો. નોકરો એક માણસની ખરી પ્રકૃતિ, તેમનાં શેઠ શેઠાણીઓ પિછાણી શકે તેની ઘણી આગમજ પોતે પિછાણી લીયે છે, અને તેથી આપણ સર્વે જાણતાં હતાં કે તે બહુ દુષ્ટ માણસ હતો. સર લારેન્સ અને લેડી એસ્ટમિયર સાથે તે બહુ નમ્ર અને મીઠાસથી વર્તતો હતો, પણ મેં એ આસામીને તે બંધે વર-વહુને શેતાંની આંખોએ અને દાંત પર દાંત મેલી જોતાં દિઠો છે. લોકતે લેને એનાંથી સોહવાઇ જતું હશે, હું ધારૂંછ કારણ કે, વારંવાર એ તે લોકનાં ઘરમાં ઉતરતો તેમજ આ વેળા પણ તે ડાવર-હાઉઝમાંજ રહેલો હતો. "એક દીને સર લારેન્સને કાંઇ કામસર

**એસ્ટમિયર-કોર્ટ**માં જવું પડ્યું. તેવણ સહવારે નિકળ્યા અને રાતના ત્યાંજ ઉતારો લેવાના હતા. અને બીજે દિને પાછો ફરવાનો વિચાર કર્યો હતો. તેવણને ભેટવા-સલામ કરવા અને સવાર થઇને જતા જોવા માટે હેઠે બાલકોને લાવવામાં આવ્યાં. તેવણે તે બચાંઓને તેમજ લેડી એસ્ટમિયરને વહાલથી ભેટયા અને કોઈ એવું મગરૂર અને દબદબાવાળું બહાદુર સવારી કરનાર ન હોશે; એવણ ચાલ્યા ગયા. મારે તમોને કહેતાં લગભગ શરમ ઉપજે છે, પણ જોવોની સાહેબ, નાદાન તે નાદાનજ, તે વેળા એક જુવાન વયના પુરૂષ સાથ જે આજ વીસ વર્ષથી મારો કંથ છે, અને તે વેળા અમો અદરાયેલાં હોવાથી મને મળવા આવતો હતો. એ છોકરો 'ડાવર' ની જાગીર ઉપરનાં નાંહનાં સરખા ઘરમાં રેહતો હતો, અને તેનો બાપ સર લારેન્સની ખેતીનું કાંમ કરતો હતો. તે દિને રાતનાં આસરે સાડા દસ વાગે મારાથી બની શકેતો તેને બાગમાં મલવાની મેં કબુલાત આપી હતી, તેથી તેટલી વખતે હું કાંમથી પરવારી નીકલી પડી; છોકરાં ભર ઉંઘમાં પડયાં હતાં, અને લેડી–એસ્ટમિયર પણ તેવણનાં ઓરડામાં ગયાં હતાં. ઘરની સામેની બાજુ તરફ અમો મલવાનાં હતાં, જ્યાંથી સર લારેન્સનો લુગડાં બદલવાનો ઓરડો દેખાતો હતો. ગાડીએ એ ઘર તરફ આવવાનો વાટ બંધે તરફથી ઝાડીઓએ બાંધી લીધો હતો. તબેલા થોડે દુર હતા. હું જોન સાથ મલી અરધો કલાક લગી વાતચીત કરી, સલામ અલકામ કરી છુટી પડી. તે ગાડી આવવાને માર્ગેથી પાછો નહીં ગયો પણ બાગની બાજુનો રસતો લીધો,

કારણકે, એ તેને ઘર જવાનો ટુકડો રસ્તો હતો. જેવી હું ઘરની સનમુખે આવી લાગી કે, મેં ગાડીને વાટે કોઇ આવતાં પગલાં સાંભળ્યાં—માટીડાનાં પગલાં હતાં. હું બીધી કે કાપટન ચેશ્શામ આવેછે કરી, તે મારી સોડેથી પસાર થાયે તેટલાં હું ઝાડીમાં સંતાઇ રહી; પણ કાપટન નહીં—સર લારેન્સ હતા. કોર્ટમાંજ રાતનાં ઉંઘાવાને બદલે તેવણ ઘેર પાછા ફર્યા હતા. ચંદ્રમાં ખુલ્લો દિપ્તો હતો તેથી મેં ખોલાસાથી તેવણુને જોયા. હું રખે ત્યાં સપડઇ જાઉં, તેથી એવણુ મારી આગલથી પાસ થાયે તે આગમજ દોડી જઇ ઘેરમાં દાખલ થઈ શકીશ કે કરી ઘર ભણી જોવા લાગી. સર લારેન્સનાં લુગડાં પેહેરવાનાં ઓરડામાં દીવો બળતો હતો. બારીનો પરદો ઉંચકી નાંખેલો હતો, અને ભર અજવાળાંમાં, બાહારનાં લોકોને ખુલ્લી રીતે દેખાઇતાં, કાપટન ચેશ્શામ અને લેડી એસ્ટમિયર ખુલ્લી રીતે ઉભાં હતાં. અરે, સાહેબ! જો મેં આંખે નહીં દીઠું હતે તો કદી માનતે નહીં." ત્યાં મીસીસ પેઇન ડુસ્ક ડુસકે રોવા લાગ્યાં. હું કંઇ બોલ્યો નહીં. આ પોતાની મેલે દિઠેલી ગવાહીથી હું તો બ્હાવરો બની ગયો.

"શેઠાણીનો ચેહેરો ઢંકાયેલો હતો, અને કાપટનનાં હાથ તેણીની અતરાફ વિંટલાયલા હતા. હું તેમને ચેતવણી આપવા ચિચ્યારી પાડતે, પણ તે ઘડીતો જાણે મારી અક્કલ ગુમ થઇ ગઈ હતી, અને હું સુદ્ધીમાં આઉં તે આગમજતો બહુ અસુરૂં થઈ ગયું હતું. સર લારેન્સ મારાં કણેથા પાસ થઇ ગયા, અને જે મેં દીઠું તે તેવણે પણ દીઠું. ઓ, હું દુવા માગુંચ કે, જેવો મેં તેવણુનો ચેહેરો એક મીનીટમાં

બદલાતો જોયો, તેવો ફરી કોઇ દિને હુ જોઉં નહીં. સઘળું લોહી પાણી, નુર ઉડી ગયું—પથ્થર બની ગયા અને આંખોમાં ભયંકર દેખાવ આવ્યો. ઓછાંમાં ઓછી પાંચ મીનીટ લગી બારી ઉપરનાંઓને જોતા ઉભા. પેલા દુષ્ટ બરજાત કાપટને તે વેળા અમો તરફ નજર કરી હશે તો તેને લારેન્સને જોયા હશે; કારણ કે, તેવણનો ઉંચો આકાર ચાંદરણીમાં ખુલ્લો ઉભો, અને કાળો ઓળો અજવાળાંભર્યાં માર્ગ ઉપર પડતો હતો. આહ! તેવણ ત્યાં દીવાનાં ઉજરડાંમાં ઉભેલા બે આકારોને ટીકતા પાંચ કે દસ મીનીટ સુધી જોતા ઉભા. ત્યાર પછી લેડી એસ્ટમિયર તે દુષ્ટ માણસ આગલથી ચાલી ગયાં, અને મેં તેને હાથમાં દીવો લેતાં જોયો, અને એક મીનીટમાં ઓરડામાં અંધારૂં થઇ ગયું. પણ બાહારતો દીવસનાં જેવું ઉજરડું હતું, અને મારાથી થોડેક પગલે છેટે, સર લારેન્સ એક પુતલાં મીસાલે ઠંબ થઇ ઉભા હતા."

"ઓ, મીસીસ પેઇન," હું આવેશથી બોલ્યો-"તમારી ભુલ હોવી જોઇયે; તે કોઇ ચાકરડી હશે, લેડી એસ્ટમિયર નહીં!"

"હું ઈચ્છુંછું કે, હું એમજ ધારી શકું; પણ શેઠાણીજ હતાં. તેવણનાં અજાયબીભર્યા સોનેરી વાળ તેવણની પીઠ ઉપર ઝુલાતા હતા, અને તે દિને સાંજે ભોજણની વેળાએ જે ઝભો પેહેરયો હતો તેજ ઝભો તે વેળા પણ હતો. તેવણ હમેશાં પોતાની અમુક ઢબથી અને ખાસ રંગનો લેબાસ પેહેરતાં હતાં, અને તે ઝભો પેહેરવા માટે તે દીને કાપટને તેવણને અરજ કરી હતી, તે મેં સાંભળી હતી. તેને કહ્યું હતું કે, તેને તે બહુ ગમે છે. તે વેળા મને કસ્સો

વિચાર નહીં આવ્યો હતો, કારણ કે તે લોક પિત્રાઈયો હતાં, અને અસલનાં મિત્રો પણ હતાં."

એ બહુ ખેદયુક્ત અને ગમભર્યું હતું; પણ વળી પાછો મેં લેડી એસ્ટમિયરનો વિચાર કર્યો, અને તે સાથ કલાડીનનાં શબ્દો, કે, "સુકિર્તિ કે અપકિર્તિમાં" મહને યાદ આવ્યા. કેમબી મીસીસ પેઇનનું સઘળું મારે સાંભળી લેવું હતું. "સર લારેન્સે શું કીધું પછી ?" મેં પુછ્યું.

"તેવણ આખરે પાછા સજીવન થયા હોય તેવું લાગ્યું, ત્યાર પછી એક પ્રકારની ના ઉમેદીભરી નિસોસ ખેંચી પણ તેઓની આંખો ઝગઝગતી દીસી. તેવણ આગલ વધ્યા અને મેં ધાર્યું કે, આજ રાતનાં કાંગનું છેવટ ખુંનમાં આવશે. પણ તેવણ પોતા ઉપર કાબુ રાખતા હોય અને દબાવતા હોય તેવું દીસ્યું, અને ઘરની સાંમે ઓછામાં ઓછા અરધા કલાક સુધી પસાલ કરયા કીધી. હું મારી આંખો તેમના ચહેરા ઉપરથી ખસેડી નહીં શકી."

"ત્યાર પછી ?"

"પછી સામેનું બારણું ઉઘડયું અને કાપટન બહાર આવ્યો, અને ચીરૂટ સલગાવી હોઠોમાં પકડી આગલી પરસાલ ઉપર આવી ઉભો. મેં ધાર્યું—બળકે એવી ઉમેદ પેદા થઈ કે, સર લારેન્સ તેને મારી નાખશે. પણ તેવણ તેની આગલ જઈ ઉભા અને તેનું મોહોડું ટીકવા લાગ્યા. હું ધારૂંચ કે, ગ્રહસ્થ-લોકો સાધારણ લોકોની મીસાલે એકેકનાં ટોટા ઉપર ધસીને નથી જતા.

"કેમ એસ્ટમિયર, ક્યારનાં પાછા આવ્યા ?" તે બોલ્યો. "તું દુષ્ટ, તું નાંપાક—પુરો પાપીછે!" સર લારેન્સ બોલ્યા. એ વેળાતો મેં એમજ ધાર્યું કે, હવે મારી નાખેતો સારૂં—તેવણુ એનો જીવ લીયે—પણુ તેમ તેવણે નહી કર્યું. ગ્રહસ્થ લોકો પોતાને હદમાં રાખી શકેછ. કદાચિત તેઓનું લોહી તેવું હોયછ." એમ બોલી અટકી; સો વસા એ વાત ઉપર વિચાર કરતી હતી.

"મેહેરબાની કરી આગલ ચાલો; પછી શું થયું ?" મેં પુછયું. "સર લારેન્સની એમ કેહવાની મતલબ શી હતી તે કાપટન સમજી ગયો 'એક ગ્રહસ્થથી બીજા ગ્રહસ્થને લાયક હોયછે તે સંતોષ હું આપી શકીશ,' તે બોલ્યો 'હા;' સર લારેન્સ બોલ્યા—'હું તે વેળા તમારૂં જીગર વીંધીશ, પણુ તેતો અલ્પ સંતોષછે.' 'હું તમોને કલબમાં મલીશ,' કાપટન બોલ્યો. 'પણુ યાદ રાખો એસ્ટ-મિયર, તમો આવ્યા અને મારી પાસથી તેણીને છીનવી લીધી, તે આગમચ તેહણીની મહારી હતી.' 'એકદમ જાવો,' સર લારેન્સ બોલ્યા, 'નહીંતો હું તમુને હમણાંજ મારી નાખશ. જાવો!' કાપટન ચેશ્શામ સલામ કરી ચાંદરણીમાં ચાલ્યો ગયો. તે નજદીકમાં નજદીક ગાંમડે દસ માઈલ ચાલીને ગયો હશે તે દાહડેથી મેં તેને દીઠો નથી. તે નજરથી ગુમ થવા પછી મુઠ જોરથી બાંધી તેની પાછળ થોડાંક પગળાં સર લારેન્સ ગયા; ત્યાર બાદ તેવણુ પાછા આવ્યા અને પોતે ઘાસની જમીન ઉપર પછડાઇ પડયા, અને કોઇ દિને મનુષ્યજાતિને એવું રોતાં મેં જોયું નથી,

તેવું ડુસકે ડુસકે રડવા લાગ્યા ; એ પછી હું દોડતી ઘર ગઇ અને પથારી ઉપર જઇ સુતી."

"તમારા હને એટલુંજ કહેવાનું છે, બીજુ કાંઈ જાણતાં નથી ?" મેં પુછ્યું.

"એટલુંજ કહેવાનું રહ્યું છે કે, હું ધારૂંછ કે તેવણ આખી રાત ઘરની અંદર આવ્યાજ નહીં. સહવારનાં તેવણ ઘરમાં આવ્યા અને બીજા નોકરોએ મને કહ્યું કે મારાં શેઠાંણી જેવણ લારેન્સને આવકાર દેવામાં પેહેલ્લાં હતાં તેઓ એવે ચેહેરે ઓરડામાં આવ્યાં કે તેવો ચેહેરો કોઇ દીને તે લોકે જોયો નહીં હતો, અને પછી ટુંક વખતમાંજ ઉપરી-દાસીને સર લારેન્સે હોકમ કરયો કે, તેવણના વડા છોકરાનાં લુગડાં બાંધી રૂંધી મુસાફરી સારૂં તૈયાર કરે અને તેને ગાડીમાં લઈ ચાલ્યા ગયા અને બીજે દીને સહવારે શેઠાંણી નાંનાં બાળકને લઈ એખલાં ચાલ્યાં ગીયાં, લનડન જાયછ કરી તેવણ બોલ્યાં હતાં. તમામ નોકરોને પગાર ચુકવી આપી રજા આપવામાં આવી, ઘરો બંધ કરયાં અને મારા જોનનાં બાપની સંભાળતળે આ કોર્ટ આપવામાં આવ્યું. ત્યાર બાદ હું જોન સાથ પરણી અને દસ વર્ષ ઉપર તે ઘરડા મરણ પામ્યા અને આપણને હોકમ આવ્યો કે તેવણની જગ્યો ઉપર ઘેરની સંભાળ રાખી લ્યાં વસે. મેં એવું સાંભળ્યું હતું કે, સર લારેન્સે કાપટનને ગોળી મારવાની યત્ન એકવાર કરી હતી, પણ તેને પુરો મારી નહીં નાખ્યો હતો."

" તેને જનમ સુધીનો લંગડો તો કીધો ? "

" હા, તે વાત મેં સાંભળી અને હું બહુ ખુશ થઇ, કાંકે જગમાં પેદા થયલા સર્વ દુષ્ટ પાપીયોમાં ચેશ્શામ બહુજ બદતર હતો."

આ ભલી સ્ત્રીની કહાંણી સાંભળતાં મને બહુ સંતાપ થયો હવે હું વાલેનટાઇનને શું કહું ? મીસીસ પેઈને તો ખરાં-પણાંથી જે કાંઇ એણીએ દીઠું હતું, કે પછી દીઠું કરી એ ધારેછ તેજ બોલી છે, એમાં તો મને કસ્સો સંદેહ ન હતો. તેણીએ મને જે કહ્યું તે નોકરોનાં દેવાનખાનામાં ચાલતી ગપ-સપ તો નહીંજ હતી. જે માટે સર લારેન્સે પોતાની જુવાન બાયડીને તજી તે વાતની એણીની અકસ્માતથી પ્રત્યક્ષ દર્શી થઇ હતી. મારાથી બનતી ચોકસાઈએ મેં તેણીને સવાલો નાંખ્યા, પણ દર વખ્તે તેજ સ્પષ્ઠ કાંહાંણીનાં બનાવો કેહતી. તેણીએ પોતે નજરે જેએલી બીનાં હતી, તેમાં તો કાંઇ ભુલ નહીં થઇ હતી. પણ એ સઘળું છતાં, તેણી હમેશાં પોતાની શેઠાંણીનું નાંમ ઘણીજ મયા અને માન સાથ લેતી હતી. એ શેઠાં-ણી સૂર્ય તલેનાં જગમાંનાં એક વતરોગે બીજા સઘળા ગુણ ધરા-વનાર હતી કરી દિલોજાનથી કબુલ કરતી અને બોલતી હતી."

" કિયાં બીજાં ખિજમતગારો તે વેળા ઘરમાં હતાં ? " મં પુછયું " ત્રણ સ્ત્રી—ખીજમતગારો, એ ઊપરાંત એક ઊપરી દાસી અને હું પોતે હતી. અને એક બીજી તે શેઠાંણીની નજદીકની ચાકરડી હતી. **ડાવર-હાઊઝ** માત્ર નાનું ઘર હતું તેથી થોડાજ નોકરોની અગત્ય હતી."

" શેઠાણીની ચાકરડીનું નાંમ શું હતું, તે ઊપર કાંઇજ અજવાળું નાંખી શકોછ ? "

" મેરી વિલીયમ્સ તેણીનું નાંમ હતું. મેં વર્ષોથી તેનાં વીશે કાંઇ સાંભલ્યું નથી. તેણીએ કુમાર્ગ ધરયો હશે હું ધારૂં છ. પણ તેણી આ વીશેનું કાંઇ જાણતી નહીં હતી. મારા વગર કોઇ જાણતું નહીં હતું. મારા પોતાનાં વીચારો મેં છાનાંજ રાખ્યા, અને હું તમોને પણ નહીં કહેતે સાહેબ, જો તમો આટલું દબાણ મારા ઊપર નહીં કરતે, અને વાલેનટાઇનનાં મિત્ર લેખે જાણવા માંગોછો કરી નહીં કેહતે તો. હું કદિ નિર્લજ, હલકી અને નિંદા ખોર નથી બની."

" મને ખચિત છે કે, તમોએ તેમ કરયું નથી, મીસીસ પેઇન." " નહીં, સાહેબ; તમામ નોકરોએ અલબત ગપ-સપ હાંકી, પણ હુ તેમને કાંઇ નથી બોલી. મારી દુવા—નમસ્કાર લેડી એસ્ટમિયરને પોંહોંચાડશો, સાહેબ; હાના જોનસ, મારૂં નામ; યાદ રાખજો."

" પણ તમો માની શકોચ, કે, તે ધણીયાણીએ પોતાના ધણીની પ્રિતી, અને પત્ની તરીકે પોતે જે સ્થિતી ભોગવતી હતી તે માન ભરી સ્થિતી, ચેસ્શામ જેવા એક દુષ્ટ કંગાળ ખાતર ગુમાવી હશે ? તમો કહોછ કે, તેવણ સઘળી પ્રકારે નેક, ભલાં અને સદગુણી હતાં."

" તેમજ તેવણ હતાં સાહેબ; દરેક વાતે આ બનાવ મારી પોતીકી આંખે જોયું તેમાં, નહીંતર નહીં માનતે. મે જે દિઠું તે તમોને કહયું."

" મારી પાસ માનવાને કારણ છે; કાંકે તે દિનથી તે બાંનુએ તદન વાત નથી કીધી. એ કંઇ બુદ્ધિ હીન–ગાંડાઇ નહીં દીસતી."

" નહીં સાહેબ, નથી દિસતી ખરી. પણ કાપટન એક દુષ્ટ પાપી માણુસ હતો, જે કાંઇ તે શેઠાંણીને પુઠે લાગીને કીધું કરાવ્યું હોએ, તે વાહાળ ખાતર નહીં, પણ વેર ખાતર હતું."

" વેર ! " મેં અચરતિથી પુછ્યું.

" હા; કારણ કે તે એક વાર પરણુવા સારૂ ગંઠાએલો હતો. સર લારેન્સને એ બાંનુ સાથ પિછાણુ પડી તેની આગમજથીજ એ સગાઇ તોડી નાંખેલી હતી; તેનાં વેરમાં એ દુષ્ટે તેણીને પાયમાલ કરી છે. તે શેતાન–દેવ હતો. હું નક્કી માનુંછ કે, સર લારેન્સ કોઇ પણ ઘડીયે પાછા ફરશે કરી જાણીનેજ તે બારી આગળ ઊભો હતો."

" તે કેમ તેને જાણ્યું હોયે? શું સર લારેન્સ વેહેમી હતા?" મેં પુછ્યું.

" વેહમી? નહી સાહેબ; તે ઘડી લગી મારી શેઠાંણી ઊપર તેવણુનો પૂરો વિશ્વાસ હતો તેથીજ હું કહું છું કે, એ વેરથી કરેલું કામ હતું. થોડાક દીવસ પછી જોન, જેવણુ મારા ભરથાર છે, તેવણે મને એક અજબ વાત કહીં, અને એ વાતનો હું વારે વારે વિચાર કરૂંચ. એમ કહેચ કે, તે દિને સહવારે સર લારેન્સ અતરેથી સીધાર્યા તે ત્રણેક માઇલ જવા પછી જોનનો બાપ તેવણુને રસ્તામાં મલ્યો. તેવણુ ઘોડો ઠોબાવી ઊભા અને ખેતી વીશે કાંઇ પુછપરછ કરી; એવણુ

પોતાની સવારી પાછી ચાલુ કરતાં પોકારીને કહયું કે, "જો તમો ઘર તરફ જતા હોવો તો ત્યાં ઘરમાં કેહેજો કે મારો વીચાર મેં ફેરવ્યોચ, હું રાતે ઘેર પાછો આવીશ. રાતનાં આ સરે સાડાદસ–કે અગ્યાર વાગે આવીશ.' એમ કહી એવણુ ચાલ્યા ગયા. તે ઘરડો એ વાત કેહવા આવતાં રસ્તામાં એ કાપટનને મલ્યો. પોતીકી ચાલવાની ઇજા કોતા કરવાને અર્થે જે કંઇ કેહવાનું હતું તે કાપટનને કહયું, અને ચેશ્શામે એ વાતની ઘરમાં ખબર કરવાની તે ઘરડાને કબુલાત આપી. હવે જુઓ સાહેબ, એ દુષ્ટે એમાંનો એકે શબ્દ અમોને કોઇને કહયો નહીં હતો–મુખ્ય કરીને શેઠાંણીને તો કહયોજ નહીં હતો, નહીં તો તેવણનાં ભરથાર પાછા ફરે તે વખતે આમ બારીયે ઊભા નહીં રેહતે. અઘાપિ, એ દુષ્ટ તો જાણતો હતો અને સર લારેન્સ જુવે કરીનેજ તેવણને ફુસલાવીને ત્યાં લઇ આવ્યો."

"એ અસંભવિત છે; એ ઘોરકર્મ મનુષ્યનું નહીં, પણ શેતાનનું હોયે!"

"એ ચેશ્સામ શેતાનજ હતો. એનાં વીષે ત્યાર પછી મેં કેહવી કેહવી વાતો સાંભળીચ તે હું તમને કહું, પણ તેમ કરયામાં કાંઇ ફાયદો નથી."

એ કાંહાંણી અક્કલથી ઊલટી છે કરી, હું તુચ્છકારી કાઢતે, જો વાલેનટાઇન સાથનાં તે દિનનાં ટુંકડા મેલાપમાં એ નાંપાક કીનાંખોરનાં કડવા સખુનો જો મને યાદ ન હતે તો.

"પણ સર લારેન્સને એ વાત જણાવવી જોઇતી હતી." હું બોલ્યો.

"તેવણુ ચાલી ગયેલા હતાજી. કયાં તેવણુને મલશે તેની આપણુને ખબર નહીં હતી. એ ઊપરાંત, વિચાર કરતાં, એ-થી મારાં શેઠાંણીને કાંઇ ફાયદો નહીં થતે. કદાપિ એ વાતથી સર લારેન્સ કાપટન ઊપર વધુ કડવા થાતે, પણુ એની કાંઇ અગત્ય નહીં હતી."

મીસીસ પેઇનથી જે છેલ્લી અખબાર મલી તેથી મને મોટી નિરાંતી આવી. જોકે એ વિચાર ગમે એવો જંગલી હતો, તો પણુ એ ચોકઠું **આસ્ત્રોડીયજ-શેતાનનું** કાવતરૂં રચે-લું હતું કરી માલમ પડયું. એવો મનસુબો ફતેહ સાથ પાર ઊતારવા જેવી મજબુત મતલબ, કે એવો નિરલજ સ્વભાવ મનુષ્ય જાતીમાં હોઇ કે? એ ખ્યાલ બહુ મુશકેલીયત ભર-યો લાગતો હતો. લેડી એસ્ટમિયરને તેવણુની મરજી ઊપરાંત એ ફિતુરી ચોકઠાંમાં કોઇ પ્રકારની યુકતીયે ઊતર્યાં હશે, એ અનુમાનનાં ભાત ભાતનાં તર્કો હું મનસે બાંધતો, પણુ તે સઘ-ળા ક્ષિણુ નિપજતા. કાપટન ચેશ્શામની એક પળભારની મયા ખાતર પોતીકી હકમાઈથી એઠલાં નીચે એ બાનું નમે, એના જેવી કોઈ બીજી વાત મારા મનને ન બને એવી કે અસંભવિત નહીં લાગી. હજી કાંઇ વધુ શોધ બાકી રહી છે, અને હું ત્યાંથી મીસીસ પેઇન સાથ હેઠે ઊતરતાં મનસે સોગંદ લી-ધા કે, વાલેનટાઇનને ખાતર અને તેની ભલી માતાને ખાતર એ છુપો ભેદ અજવાળામાં લાવવા હું પોતાને અર્પણુ કરીશ અને જો હું અંતે ખરૂં શોધી કાઢી આ ભલી બાનુને ઇનસાફ મલતો કરીશ તો મારી કલાઇન કેવી હર્ષ પામશે!

## પ્રકરણ—૧૪ મું.

## મુસાફર-સોબતીઓ.

વાલેનટાઇન છબી વાલા ઓરડામાં, પોતાનાં વડવાંઓની તસ્વીર, જેમની સાથ આજ પેહેલ્લીજવાર પિછાણુ પડી હતી તેમની વચ્ચે મારી વાત જોતો બેઠો હતો. હું આવતાંજ આતુરતાઇથી મને જોવા લાગ્યો, અને હું બીહુંછ જે તેને હિમ્મત પેદા થાય તેવું થોડુંજ મારી આંખોમાં જોઇ શક્યો, તેને રંગીલી ઢબ ધારણ કરી. "મેં એમ ધાર્યું કે તમો અને મીસીસ પેઇન કેથે નાંસી ગયાં; મારા મિત્ર ઘરનું દરેક ખુણું ખંટોલું જોઇ વલ્યા હશે, મને ખચિત છે." મીસીસ પેઇન મુસકેરાઇ અને બહુ કાળજી સાથ તેનો ચેહેરો નિહાળવા લાગી.

"કેમ, ફીલીપ, હવે આપણે હયાંથી નીકળી જવું જોઇએ. તમારો આભાર માનુંચ મીસીસ પેઇન; 'ગુડબાઇ.' તમો મેહેરબાની કરી આ કબુલ રાખજો" એમ કહી એક બાન્ક—નોટ તેણીને આપી. તેણીએ તે લેવા નાં પાડી.

"વારૂં, ત્યારે હું શેહેર પાછો ફરતાંજ એક રેશમી પોશાક મોકલીશ; ભુલીશ નહીં."

"હા, માસ્ટર વાલેનટાઈન મેં ઘણી વેલા તમોને હેતથી છાતી સાથે દાબ્યાચ અને વાહાળ આપ્યોચ.. જયારે તમો નાંનાં હતા ત્યારે હું તમોને રમાડનારી દાસી હતી, સાહેબ."

"મારા મિત્રે ત્યારે મારૂં નાંમ કહયું. હું આશા રાખુંછ કે તમોએ એવણુને મારે માટે સારા સમાચાર આપ્યાછ."

"તેમ નથી કરી હું દલગીર છેઉં સાહેબ. પણુ માસ્ટર વાલેનટાઇન હજી પણુ સઘળું ઠીક નીવડશે—સારો વખત આવશે. સર લારેન્સનું હજી પણુ દીલ પીગળશે, અને પોતાનાં નાંનાં બેટાને પોતાની પાસ રાખવા ચાહશે."

"જો સર લારેન્સ આ આખી જગ્યા તેની અતરાફની અને તેની અંદરની સઘળી મિલકત સાથ મને આપી દેશે તો પણુ, જ્યાં સુધી તે નિર્દય ગેરઇનસાફ મારી માંયને કરયોછ તે સુધારે અને ખરો ઇનસાફ આપે ત્યાં લગી હું હયાં પગ નથી મેલવાનો."

વાલેનટાઈન ઉપલા શબ્દો અતિ જોસ્સાથી બોલ્યો, અને બાપડી મીસીસ પેઇન લગભગ રોવા પડી. એમાં કાંઇ સંશ્ય નહીં કે, મારી તરફનાં સમાચાર સાંભળવા જીવ તલપાપડ થઇ રહયો હતો; તેથી આપરી સલામ—અકામ ટુંકમાં પતાવી—આપણે દાખલ થયાં હતાં તે ગેટ આપણી પાછળ મેલી ઘોરી રસ્તા ઉપર આવી ઉભા.

"હવે, ફિલીપ;" તે બોલ્યો. "જે કંઈ તમોએ સાંભલ્યું હોએ તે કહો. સારા સમાચાર છે, કે માઠા?"

".માઠા છે, હું તમોને નહીં કહું તે બેહતર."

"દરેક શબ્દ મને કેહવો પડશે, ફિલીપ. દેખાવ ઉપરથા જોતાં વેહેમ ઉઠવાનું કાંઇ કારણુ પડયું હશે ખરૂં; તેટલુ હું સમજી શકું છું; નહીં તો મારા બાપ આવી વર્તણુક ન

હી ચલાવે. મને એટલુંજ શોધી કાઢવુંછ કે, એ ભૂલ ક્યાંથી નીકલીછ–કેમ પેદા થઇ."

એ ઉપરથી હું સઘળું બોલ્યો, મેં સાંભલેલું સઘળું કહ્યું, અને હું બીહતો હતો તેટલી દુઃખભરી અસર મારા અખબારે નહીં કરી, તે જોઇ હું ખુશ અને અજબ બહુ થયો. વાલેનટાઇનનો પોતાની માતા ઉપર વિશ્વાસ બહુ પવિત્ર અને મનહર હતો. સાંભલી તિરસ્કારથી તે હસી પડયો.

" મારી માંયે,–તમો ઓળખોછો તે લેડી એસ્ટમિયર ખુલ્લી બારીયે એ રીતે કાપટન ચેસ્શામ જેવા એક સાથ ઉભી રેહ, એ ખ્યાલ ઘણોજ બુદ્ધિ વિરૂધ છે, ફીલીપ."

"એમ કરવાનું તે વેળા તેવણ પાસ કાંઈ કારણ નહીં હશે? તમો જુવોની, એવો બધે સગાં પિત્રાઇ, અને વળી જુવાન વયમાં એ બહુ જુદી પ્રકારનો પુરૂષ હશે."

" નહીં, ફ્રિલીપ; એમ કદી હોયજ નહીં—ગરજો એવુ કાંઇ એવણથી બન્યું હતે તો, એ ભૂલ કયાંથી ઉઠી તે એવણ પિછાણી શકતે અને સઘળું પાછું બરોબર રસ્તે લાવતે. મારા બાવા તેવણને એ રીતે શા માટે છોડી ગયા તે એવણને કદી જણાયું નથી– કદી નહીં, તદન નહીં."

" પણ ડીયુએલ લડાઇ તે તો સાંભલ્યું હશે?" મેં પુછ્યું.

"હા, અને ત્યારેજ જાણયું કે, એ માઠા બનાવમાં કોઇ પણ રીતે ચેસ્શામ મલેલા છે, અને તે દિનથી તેણીએ તે નાંપાક સાથે વાત નથી કરી."

"અને કોણને ત્યારે સર લારેન્સે અને મીસીસ પેઇને જોયાં હશે ?"

"તે હું જાણુતો નથી—ગમે તે હોયે, પણ મારાં માયે તો નહીંજ, ફીલીપ." લગભગ ગોસ્સાથી મારા તરફ તે ફરી બોલ્યો. "તમો મારી માતાની નિર્દોષતા ઉપર ખુલ્લી રીતે—અને મોકરાસથી વિશ્વાસ રાખો છોકે નહીં ?"

"હું વિશ્વાસ લાઊં છું; ખુલ્લો અને પૂરો." એમ કેહતાં મેં મારો હાથ તેને આપ્યો.

"એ પેલા નીચ કુત્તાનું રચેલું કોઇ કાવતરૂં છે." વાલેન-હાઈન બોલ્યો. 'કોઇ દહાડે પણ હું એનાં મોહમાંથી ખરી વાત કઢાવીસ."

જોકે લારેન્સ ઘર પાછો ફરવાનો અખબાર જે ચેસ્શામે છુપાવ્યો હતો તે વાત હજી મેં કહી નહીં હતી તો પણ, વાલેનટાઇન એકદમ મીસીસ પેઈનનાંજ છેલ્લા ઠરાવ ઉપર આવી પોંહોંતો. ખરેખર જોતાં, લાર્ડ રાથવેલને સઘળું કેહી તેવણુની સલાહ લેઊં ત્યાં સુધી એ સઘળું વાલેનટાઇનને કે-હવું નહીં કરી મને વિચાર આવ્યો. જો કોઇ પણ પ્રકારનાં સમાચાર રાક્ષસ આસમોડીયસનાં મોંહથી કઢાવા હોય તો એ સંપાદન કરવાને યત્ન કરવામાં વાલેનટાઇન છેલ્લોજ પુરૂષ હોવો જોઇયે—એ કાંમ એનું નહીં હતું. ભોંય ઉપર પછાડનાંર માંર મુશ્કેલે કોઇને, પોતા ઉપર હુમલો કરનારનાં લાભ ખાતર પોતાનો અપરાધ માન્ય કરવા માંટે મોંહ ઊઘા-ડવાને તૈયાર કરે. શેહેર પાછો ફરતાં ચેસ્શામ તરફ મિત્રા-ચારી બતલાવાનો ઢોંગ કરી, એ રીતે વાતચીતનાં અરસામાં

કાઇ અચિંતે અંશારો કે હુંસ્યારીમાં પડેલા શબ્દો ખેંચી કાઢી વાલેનટાઈનનાં હકમાં એ રીતે લાભ કરી શકીશ કે નહીં, ફરી મનસે વિચારવા અને વિસ્મય પામવા લાગ્યો. મને યાદ આવ્યું કે, તે દિને કલ્બમાં મારા સાંભલ્યા મુજબ ચેશ્શામ પોતાનાં પ્રાક્રમોનું બહુ ખોલાસેથી બ્યાન કરતો હતો; તથાપિ મારી ઇચ્છા સંપાદન કરવાની એવી નબળી નાંજુક તક ખાતર મિત્રાચારીનો ખોટો દેખાવ કરવો એ પણ બહુ ભારી કિમ્મત હતી. કેમબી એ ઉપર વિચાર કરવાને મને બહુ વખત હતો. આપણુ થોડાંક અઠવાડયાં "મીર-ફીલ્ડ"માં રેહવાનાં હતા. લનડન પાછો ફરતી વેળા, એ બાબમાં મારે કયો માર્ગ ધરવો તે હું મનસે નક્કી કરીશ.

એટલો બધો વખત આપણે એસ્ટમીયર-કોર્ટમાં ગાળયો હતો કે, પેહેલ્લું આબરૂદાર મુસાફરખાનું મલતાંજ રાતોરાત ત્યાં ઉતારો લેવાનો આપણે ઠરાવ કર્યો. આપણુને અવશ્ય હતું તે મોકામ, આપણે જતા હતા તેજ ગામડામાં મલી આવ્યું, જ્યાં અમોયે ઉતારો લીધો અને બીજે દીને સવારે કોઈએક પ્રકારની રથ—જેને મિત્રો ગાડી કેહતા—પણ શત્રુઓ ગાડું કેહતા—તેમાં બેસી બાકીની વીસ માઇલની મુસાફરીય છેવટની નિર્મિત જગ્યોએ આવી ઉતર્યા. તેનાં પ્રશસ્ત માલેકે આપણુને ઉત્સાહ પૂર્વક આવકાર દીધો અને પોતાનાં કુંવારા-પુરૂષનાં મકાનની ખોડ ભરી અપૂર્ણ સગવડ માટે હસતાં હસતાં દરગુજર ચાહી.

"મેં હયાં બે વર્ષ થયાં પગ નથી મેલ્યો, ગરજે હું એ સ્થળને મારૂં ઘર કહું છું;" તેવણુ બોલ્યા. "આ બો-

કૂનાં ઓરડા વસાએ તેવા અને સગવડભર્યા છે, પણ હું ક્રિયે કાઇ બીજે ઠેકાંણે જવાને બીહુંચ. મેં આ વર્ષ સુધી દર મોસમે શીકાર કરવા દીધો હતો ખરો, પણ ઘરમાં પારકાઓને લાવવાની તેટલી દરકાર નહીં રાખી હતી તેથી ઘર બંધ રાખ્યું હતું."

એ સરસમાં સરસ ઘર એક સ્ત્રીની ગેરહાજરી ખાતર આ રીતે ઉજ્જડ પડે, એ બહુ આશ્ચર્યકારક લાગતું, કારણ કે હું જાણતો હતો કે, લેડી એસ્ટામયર ઉપરનાં સ્નેહેજ, લાર્ડ રાથવેલને પારકાં દેશો તરફ રખડવા મોકલ્યો હતો, અને સર્વથી સરસ લખાયલાં મુસાફ્રીનાં ઉત્કૃષ્ટ મનોરંજન પુસ્તકોને માટે, પ્રજા એજ લાગણીને આભારી હતી.

તે મોટાં ઘરનો બાકીનો ભાગ ગમે એવી અવસ્થામાં હોય, પણ આપણી ટોળકીને માટે પુરતા સગવડવાલા ઓરડા મલ્યા હતા. સાંહાંજનાં મારા આગમજનાં ઓળખીતા મી૦ સ્ટાનટન, અને આપણાં અરપરસનાં મિત્ર વિગરનાં આવી પોંહોંતાથી આપણી ટોળકીમાં વધારો થયો હતો. મેં વિગર સાથ લાર્ડ રાથવેલને ઓળખાણ કરાવી હતી, અને તેમાંથી તેઓ વચ્ચે ધાડી મિત્રાચારી બંધાઇ હતી. કાડાનોકામાં બેસી એ લોક સેહેલ કરવા નિકળ્યાં હતાં તે દીનથી આજ લગી હું સ્ટાનટનને મળ્યો નહીં હતો. આ બંધે નવા આવનારા લનડનથી સાથે ઉપડયા હતા; જ્યારે ઉપડયા ત્યારે એક બીજાથી અંજાણ્યા હતા, પણ કાઇ દૈવજોગ બનાવે એકજ ગાડીમાં બંધે બેઠા હતા. તેમની એ મુસાફરી-

નું બ્યાન બહુ રમુઝી હતું, અને આખો જમણુનો વખત તે સાંભળતાં અમોને બહુ મઝા પડી.

"મારી સાથે કોઇ ગાડીમાં હોય તો તેને ધિક્કારૂંચ." સ્ટાનટનને મુસાફરીનો હેવાલ આપતાં મંડાણ કરયું.

".તેમજ હું પણ" વિગર એક રાગ થયો. "જેવા મેં તમોને દિઠા તેવાજ હું તમોને ઝેરની મીસાલે ધિક્કારવા લાગ્યો."

હું તરતનોજ ગાડીમાં ગોઠવાયલો ટ્રેન ઉપડવાની વાટ જોતો બેઠેલો, તેટલામાં આપણાં દમામવાળા મિત્ર, મારો સામાન અફાળતા ઠોકતા, અને તેમ કરી મારો એકાંતવાસ વિક્ષેપ કરતા અંદર ધસી આવ્યા."

"એવણે એક ધાતકી દેખાવનો ચશ્મો ચઢાવ્યો, મને ઉપરથી નીચે વેર જોયો—તપાસ્યો પછી ઉદાસીભર્યો નિસાસો મુકયો અને વાંચવા મંડી ગયા" વિગરે ફર્યાદ કીધી. "માણુસને ઉસ્કેરવાને એટલું બસ હતું."

"એ કુદકો મારી બેઠા, અને પેલો છાપેલા કચરો, જેને તમો લોકો 'પ્રૂફ' (છાપા ખરડો) કહો છો, તે ખેંચી કાઢયું -ટુંકી પેનસીલથી ભુલો સુધારી, એક પરબીડાંમાં ઉતારી બીડયું, અને આવતા સ્ટેશન ઉપર ટપાલમાં નાખવા કોઇને આપ્યો. એ પછી પગ લાંબા કરયા, હાથ ખીસામાં ખોસ્યા, અને મોટેથી બોલવા લાગો કે 'શુક્ર પ્રભૂનાં! એક માસ લગીનું મારૂં કામ પુરૂં થયું' "

"એવણે એ ઉપર ખભાં મચકાવ્યાં અને એવા મગરૂર પતરાજીખોર, બળકે સામાન્ય રીતે એવા એક ગધા જેવા

દીસવા લાગા, જે હું એક કાંહણી લખવાનો ઇરાદો રાખું છું તેમાં વર્ણવાને માટે એવણનો દેખાવ બારીકીથી નીરખી જોવા લાગ્યો અને માનસિક નોંધો લીધી."

"આવો મનોહર દેખાવ કયાં સુધી ચાલ્યા કર્યો." રાથવેલે પુછ્યું.

"વખત પુછો તો કલાકનાં કલાક—અને જો વેગલાઇ પુછો-તો હજારો માઇલ લગીની." વિગર બડબડયો.

"આવા બુરખા અને વડાઇનું ડોલ ઘાલે તે પુરૂષને હું ધિક્કારૂંચ તેથી હું તેની પુઠે લાગ્યો."

"મેં તેને ખંખેરી કાઢવાની યત્ન કરી, પણ સીનબાદની કાંહાણીમાંનાં વૃદ્ધ માણસ પેઠે મને વળાગી રહયો." સ્ટાનટન બોલ્યો.

"જયાં જયાં આપણને જગ્યા બદલવી પડતી ત્યાં ત્યાં એવણ ગાડીમાં દાખલ થાય ત્યાં લગી ઠોબતો, અને ત્યાર બાદ છાંયડાની પેઠે તેની પાછળ તેજ ગાડીમાં દાખલ થતો. મારી હાજરી ઉપર આંખમિચામણી કરવાનું ડોલ ઘાલતા, પણ તેવણને તે હાજરી માલમ પડતી ખરી." વિગર બોલ્યો.

"મને લાગતું હતું" સ્ટાનટન નિસાસ મુકી બોલ્યો, "હું જાણુંચ કે તમો કોઇ પેપરનાં 'રિપોર્ટર' છેઓ, અને એક ખુણ વર્ણવાને ઉતરી પડયા હતા."

"તમારી બંદુકની પેટી જોઇ ત્યાં સુધી એમજ ધાગ્તો હતો," વિગર બોલ્યો "કે તમો એક મગરૂર વેપારી મુસાફર છેઓ, જેઓ બીજા વર્ગની ગાડી ધિક્કારતા હતા."

"એનું શેવટ શી રીતે આવ્યું." મેં પુછયું.

".આપણી મુસાફરીનાં છેડાથી આસરે પચાસ માઇલની વેગલાઇયે અમો હતા તેટલાં મને હેબત સાથ જણાયું કે, મારી સઘળી ચીરૂટો પુરી થઈ. છેલ્લી રહેલી ચીરૂટ મારૂં મોહ ડઝાડયું ત્યાં લગી ગોહમાં રાખી, પછી દુઃખથી મારા નસીબને આધીન થઇ ચુપ બેઠો."

"દાનાવ કુમારીકાઓ પેઠે અલંકારયુક્ત વાસણુમાં લાક્ષણીક તેલ હતું." વિગર બોલ્યો.

"હા, એ હેવાન પાસ હતું ખરૂં! જેવો મેં બાકી રહેલો સલગેલા ચિરૂટનો કટકો ફેંકી દીધો કે, એક ચીકાર ભરેલો ચીરૂટનો દાબડો એને કાઢયો અને હેરે પેટ એક લાંબા ચીરૂટ સળગાવી. હું કસ્સું નહીં બોલ્યો."

"પણ દયા ઉપજાવે તેવી રીતે એ જોવા લાગ્યો. તેની આંખોમાંની મુંગી વિનંતી શબ્દો કરતાં વધુ હતી; મેં મારો દાબડો તેના સાંમે ધર્યો."

"હા," સ્ટાનટન બોલ્યો, "મેં એક ચીરૂટ લીધું અને એનું દામ મારે આપવું કે કરી મનસે વમલમાં પડયો. "પુરતી રીતે જથ્થો લઇ આવવામાં એવણની દુરઅંદેશી માટે એવણનો આભારી હતો તે છતાં, એ ચીરૂટ આપનાર સાથે વાતમાં વળગવું પડે તે કરતાં, તે ચીરૂટ માટે એક 'સાવરેન', (૧૦રૂપયા) હજી આપી છુટું તે બેહતર કરી વિચારવા લાગો."

"જો હું એક ભિખારીને એ બક્ષિશ આપતે તો, તેને આભાર માનવામાં એવણનાં કરતાં વધુ મિલનસાર જોવાની ઉમેદ હું નહીં ધરાવી શકતે."

"હું મનસે બોલ્યો, એતો કોબીજનાં પાતરાં વીંટાલાં છે; પણ કાંઇજ નહીં હોય તે કરતાં કોબીજનાં પાતરાં હોય તે પણ ભલાં! પણ જુવો મારા શત્રુએ જે ચીરૂટ આપી તેને તો કેવું 'હાવાના'નું તડકું ખાધેલું."

"એ પછી તમારૂં દીલ નરમ થયું અને તમો મલી ગયા કે, સ્ટાનટન?" વાલેનટાઇને સુચવ્યું.

"કગરસ પણ નહીં;" **વિગર બોલ્યો.** "એવણે તો મારી સાથ મુરબ્બી ગીરી ચલાવા માંડી, અને જથ્થા બંધ સવાલો પુછવા પડયા."

"એવણ કયાં જાયેચ તે મેં પુછયું. એને કહયું કે 'ડીચેટ—રોડ, એ પછી મેં પુછયું કે, શા માટે જાયેચ. જવાબ દીધો કે,—'શીકાર કરવા.' મેં એ ભિખારીનું માન્યું નહીં. 'તમારી બંદુક કયાં છે,' મેં પુછયું. 'મારી પાસ નથી; મારા મિત્રો પાસ ઘણી છે ને તેવણ મને આપશે' એણે ઉત્તર વાળયો. જે માણુસ પાસ પોતાની બંદુક નહીં તેવાની સાથ હું શીકાર મારવા નથી જતો કરી મનમાં હું પોતાને મુબારકબાદી આપવા લાગ્યો, અને કોણ એનો એવો મિત્ર હશે કરી માંહેથી અચરત થવા લાગ્યો" **સ્ટાનટન** બોલ્યો.

"એનાં મિત્ર રાથબેલ સાથે લાંબે શીકારે ગયલો તે વેલાની અજાયબી ભરી કથાઓ મને કહી. જે એટલીતો

લાંબી છે કે, પાછી હું બોલી નથી શકતો." **વિગર** બોલ્યો. **સ્ટાનટન** લગાર ધભરાતો દિસ્યો.

"એ ઉપરથી એ કયાં જાયે છે તેની મને ખબર પડી." **વિગરે** બોલવું જારી કર્યું. "હું હસ્યો પણ કાંઇ બોલ્યો નહીં. લાર્ડ રાથવેલ, જ્યારે હું તમારી 'ડાગકાર્ટ' ઉપર સવાર થયો, અને હું પણ તમારો મેહમાન છેઉં કરી એને ખબર પડી, ત્યારે તમારે એનો ચેહેરો જોવો જોઈતો હતો!"

"ભયંકર અજાયબીનો આંચકો વાગો, પણ હું બહુ સારી રીતે સોસી ગયો, અને હવે કેવળ આધીન થયો." **સાટાનટન** બોલ્યો.

"શેવટ આપણે એવાં એકેક સાથે મલી ગયા," **વિગર** બોલ્યો "કે જાણે આપણે જુનાં મિત્રો હોઇયે તેવું લાગેચ. મારાં કોઈ ઓળખીતાંને એવણ ઓળખેછ, અને એવણનાં કોઈ ઓળખીતાંને હું પિછાણુંચ. હવાંથી બે માઇલની વેગલાઈ ઉપર મારી છેલ્લી રહી ગએલી ગારૂટને કાપીને અમોએ વેંહેંચી લીધી. 'ડાગકાર્ટ,' સઘળાને એકમેક કરી દીયેચ; એ રીતે આપણે મિત્રાચારીનાં સાગંદ લીધાચ."

ટેબલ અતરાફ એ કરતાં વધુ મોજીલી ટોલકી કદિ ભેગી મલી ન હશે. વાલેનટાઇન કેવળ ખુશ મિજાજમાં હતો, અને **સ્ટાનટન** અને **વિગરની** અક્કલ વચ્ચેની લડતમાં તત્કાળ સાથે મલ્યો. રાથવેલ ખુશ મિજાજમાં હતા અને અમોને ખુશ કરવા ઉપર પૂરતી મેહેનત લેતા હતા. અને હું, **મને** ફિકર શાંની હતી? બીજાંઓની ફિકર હતી—**મારી** થોડીજ

મીરફીલ્ડ ' આવતાંજ કલાડીનનું કા૦ મારી વાટ જોતું મને મલયું. તેણો સારી પેઠે હતી—મારા ઉપરની ચાહેના જેવીને તે વીજ હતી; એક બે વર્ષ જરામાં પસાર થશે, અને સઘળું ઠેકાંણે આવશે; હવે માત્ર પથારો પર જવાનું અને કલાડીનનું અને આવતી કાલે શિકાર કરા લાવશું તે પરીદાંનાં થેલાઓનું સ્વપનુ જોવાનું રહયું છે. રાથવેલનાં શીકારી પરીંદાવોનાં રખેવાલે મને કહેલું હતું કે, આ વેળાનાં જેટલા પુષ્કલ પરીંદાં આગળ કોઇ દિન ન હતાં.

---

## પ્રકરણ ૧૫ મુ.

## નસબનો હાથ.

બીજો દિન આપણો "પેહેલ્લો" હતો, અને શળગમનાં છોડો અને અનાંજનાં ખૂપરાંવોમાં અમો સર્વે રોકાયલા હતા, જ્યાં જ્યાં અનાંજનાં ખૂપરાં જોતા ત્યાં ત્યાં કાંઇજ નહીં પણ તિતરોનો વિચાર કરતા. એ દિવસ અમોને બહુ જયકારી નિવડયો. રાથવેલે, જેવણે લગભગ પ્રત્યેક પ્રાણી, જેનું ભાગ્ય, માણસની ગમત, લાભ, કે સલામતી સારૂં મારયાં જવાનું હતું, તેવા પ્રત્યેક પ્રાંણી ઉપર તીર છોડેલી હોવાથી, તેવણુતો પ્રવીણ શિકારી પેઠે બંદુક ઝાલતા. સ્ટાનટન, જેને તેનાં **કાળમાં,** તિતર શીકારમાં ઇંગલંડમાંનાં કોઇ પણ શીકારીથી હાર નહીં ખાધી હતી, તે પણ પોતાનાં યજમાનથી આજે બહુ પછાત નહીં પડયો હતો. મારાં પણ એ કામ

ઉપર બારીક તપાસ ચાલી, કૃપાથી ખોડ–ખાંપણો કાઢવામાં આવી, અને બંદુક વગરનાં વિગરનો પણ એ લૂટમાં હિસ્સો હતો. એ આખી ટોળીમાં વાલેનટાઇનજ માત્ર સૌથી ઉતરતો કે બેફિકરો શિકારી હતો. દગભૂમિનો એક રળયામણો કકડો, તેનાં કામ ઉપરથી લક્ષ ખેંચી લેવાને બસ હતું, અને તેનાં અલક્ષ અને બેદરકારી ઉપર તેનાં સાથયાઓ હાસ્ય–જનક તાણાં મીનાં મારતા હતા, પણ સામટું લેતાં આપણે ફતેહભર્યા દાહડો ભોગવ્યો. રાથવેલે આપણુને કરાવેલી ગમત ઉપર આપણાં દેખાડેલા સંતોષથી તેવણુનો ચેહરો ખુશીથી દીપવા લાગ્યો.

'લનચન' ની વેળાએ હું અને વિગર એખલા પડ્યા. એક અસાધારણ મનોહર દગ ભૂમિનો કકડો ફિસ્બીની આંખ્યોએ નેહાળવા વાલેનટાઇન થોડે વેગળે ચાલી ગયો હતો. રાથવેલ અને સટાનટન 'લનચન' ની ટોપલી ઉપર હજી કાંમે વળગેલા હતા.

"તમો શેહેરથી નિકળ્યાં તેનાં એક દિન આગમજ આપણી કલ્બમાં ગયા હતા, ફીલીપ?" વિગરે મને પુછ્યુ. ચીરૂટ સળગાવી, ખાધેલું પચન થાવે કરી આરામ લેતો બીડી પીતો બેઠેલો હતો.

"માત્ર થોડીક મીનીટ; પણ મે કોઇને ત્યાં જોયા નહીં." હું બોલ્યો.

"આપણાં જુવાન મિત્રને માટે એક દુઃખદાયક ગપાટો ત્યાં ફેલાયોચ." વિગર, વાલેનટાઈન તરફ ડોકયું કરતો બોલ્યો.

"તે લોક એવણુને માટે શુ બોલેચ? શું કઇ મોટી ભૂલ કરીચ, ઘેલો બની ગયોચ, કે ખોટો કંઇ દસ્તાવેજ ઘડી કાઢયો કે શું?"

"એવા ગપાટા ક્યાંથી, અને શી રીતે ફેલાય છે તે સમજ પડતી નથી. એક મોડેથી બીજે મોડે ઉડેચ. 'તમોએ સાંભળ્યું કે?' જૉન, સ્મીથને પુછેચ અને સ્મીથનાં અંજાણપણાં ઉપર ખુશ થઇ તે ખબર તેને કેહેચ ને જો સ્મીથે પણ તે સાંભળેલી હોય તો તે ઉપર તેઓ ટીકા ચલાવેચ, અને સરખામણી કરેચ, અને છેવટે તે ખબરની સચ્ચાઇ ઉપર નિશ્ચળ બને છે એવી દુન્યા છે!"

"વારૂં, પણ તે શું? હું સ્મીથ થાઊંચ, કારણકે મેં નથી સાંભળી." હું બોલ્યો.

"સઘળા કહેચ કે, આપણો વાલેનટાઇન કાપટન ચેસ્શામનો પુત્ર છે. એ ખબર ક્યાંથી ફુટી તે કોઇ કહી શકતુ નથી; પણ એ પોર્યાઓ એ ઉપર વાતો ચલાવેચ, મશ્કરી કરેચ, અને એ બેહુ પુરૂષો વચ્ચે ઘણી રીતે સરખાપણુ તેઓએ શોધી કાઢયુંચ. મારી આંખેનો કાંઇપણ સરખાપણું બેહુ વચ્ચે નથી દિસતું, સિવાયે ચામડીનો ગોરાટ બાપડા વાલેનટાઇનને એ ઉપદ્રવ ઉપજાવનારી ખબર છે."

"કેટલીક ગપ્પો અને ખબરો એવી હાસ્ય-જનક હોય છે, કે તે ઉપદ્રવ ઉપજાવનારી હોતી નથી." હું માંહેથી ખિજવાતો બોલ્યો.

"હા, એ સઘળું ખરૂં; પણ આખી જગ જાણે છે કે, લેડી એસ્ટમિયર અને તેણીનો ભરથાર છુટાં રેહેચ અને

ઘણાંખરા જાણે છે કે, એ વરવહુ છુટાં પડયા પછી થોડેજ દિને એ તમારા ખરચાળુ મિત્ર ચેસ્શામનો લંગડાટ, સર લારેન્સનાં બંદુકની ગોલીએ આપેલો છે. એ સઘળું લોકો વીણી લીયે છે, અને સાથે જોડે છે તેથી એ બીનાં વાલેનટાઈનને ઉપદ્રવ ઉપજાવનારી છે એમ કહેવામાં હું વાજબી છેઉં."

"તેમજ થવા દો ત્યારે! ચેસ્શામ હમણા કયાં છે?"

"એ લોક કહેચ કે, દસેક દહાડા થયા કેથે બાહારગામ ગયલો છે. આપણાં જુગારી મિત્રોમાં એ ચેસ્શામની તેમને લુટી લેવાની રીત ઉપર ફરીયાદ ઉઠી છે, અને તેઓ દાંત પીસે છે."

"જુવો વિગર, એ ખબર પેહેલ્લી કયાંથી નીકલી તે હુ તમોને કહુચ. ચેસ્શામે જાતે પોતાની મતલબે એ વાત ફેલાવીચ."

"રીત પ્રમાણે જોતાં, પોતાની વાત પોતે કોઈ ફેલાવે નહીં."

"પણ ચેસ્શામે એમ કર્યુંચ—તે એસ્ટામયરને ખિજવવા અને દુઃખ દેવા ચાહેચ. એ નાખોર માણસ છે અને થોડા દીવસની વાત ઉપર મારા ઘરમાં એ શખસ જબરાઈથી વાલેનટાઇન જોડે પિછાણત પાડવા ગયો. વાલેનટાઈને ના પાડયું, અને તે ઉપરથી ચેસ્શામે તેને અપમાન કરયું."

"તેને અપમાન કીધુ? વાલેન ાઈને શું કીધુ ત્યારે?"

"વરાળની હથોડીની પેઠે તેને માર્યો, એવું કે, ચેસ્શામનુ માથું મારા કબાતની અંદર ઘુસી ગયું હતું. વાલેનટાઈન કેવો જોરાવર છે તે તમો જાણોચ."

"એક લંગડા ઉપર વાલેનટાઈનનો હાથ ચાલવા માટે, તે અપમાન બહુ મોટું હોવું જોઇયે." **વિગર** બોલ્યો.

"હા, તેમજ; નહીં ખમાયે એવું અપમાન હતું; પણ વાલેનટાઇને કેવળ વાજબી કીધું હતું."

"પરંતુ એ ઉપદ્રવ ઉપજાવનારૂં છે." **વિગર** વિચારવંતપણાંથી બોલ્યો. "જો કલબનાં લોકો એ ગડબડની વાત સાંભલે તો ઠીક પડે, એમ નથી ધારતો."

"ફગરસ પણ નહીં; જેટલું ઓછું કહીજીએ તેટલું વેહેલ્લે નિકાલ પતે." હું બોલ્યો. એ પછી પાછી આપણે બંદુકો લીધી અને શીકારમાં ગુંતાયા. **વિગર**થી સાંભલેલી વાતથી હું બહુ ખિજવાયલો અને દુઃખી હતો, અને એ ખબર જે એકથી બીજે મોડે પસરી રહી હતી તેમાં, ચેસ્શામનાં વેરનું આરંભ જોતો હતો. વાલેનટાઈનને એથી કાંઇ વધુ નુકશાન નહીં પોંહોંચે, સિવાયે તેની માતાનું નામ એ નાલેશીમાં લેવાતું હતું, અને એ વાત હું જાણુતો હતો કે, તેનાં અતિ સચેતનવાળા ભાગ ઉપર બહુ લાગશે—બહુ અસર કરશે. જો કે હું દુઃખી હતો તોપણુ એ દૈત્યનાં આ નવાં ઝેરી કર્મો ઉપરના વિચારમાંથી હું થોડોક દીલાસો લેતો થયો કે, લેડી એસ્ટમિયરને પોંહોંચેલી હાંણી, એ રાક્ષસનાં કોઈ કુશતાંની કાવતરાંનું પ્રતિફળ છે એ સુચનાં વધુ સંભવિત દિસી. એને જે કાંઈ દગળબાજી ચલાવી હોય .તે શોધી કાઢવા હવે હું પણ વાલેનટાઇનની પેઠેજ તીવ્ર બન્યો, અને ચેસ્શામ શેહેર પાછો ફરે તેની આતુરતાઈથી વાટ જોવા લાગો. કારણ કે

મને લાગતું હતું કે એ કાવતરૂં, એ મુખ્ય રચનારની ગેરહાજરીમાં થોડુંજ બહાર પડી શકે.

જેવી મને તક મલી કે, આપણે ' એસ્ટમિયર—કોર્ટ ' જઇ આવ્યા તે અને મીસીસ પેઈનનાં મોંહથી મેં કઢાવેલા સમાચાર, સઘળું લાર્ડ રાથવેલને મેં કહ્યું. તેવણે ચુપકીદીથી સાંભળ્યા કીધું, અને હું સઘળું બોલતો હતો તે વેળા તેની માયા ભરી ભૂરી આંખો મારા મોહોડાં ઉપર ઠીચેલી હતી. તે આંખોમાં અરધો ગંભીર અને અરધો અજાયબીનો દેખાવ હતો.

" લારેન્સે મને કહ્યું તે કરતાં, તમોએ મને વધુ કહ્યું." તેવણ બોલ્યા, " કોઇ કોઇ વિષય વધુ અંધારામાં આવેછ, અને કોઇ કોઇ વધુ અજવાળાંમાં. નસીબ જેવી કોઇ વસ્તુ હશે, ફીલીપ, —હું અજબ છું? વાલેનટાઈન ' એસ્ટમિયર-કોર્ટ ' પોતાના બાપનું ઘર છે કરી જાણ્યા વગર ગયો!"

" આપણે તેની પડોસમાંજ છૈયે, એમ તો તે જાણતો હોવોજ જોઇયે; પણ મને નિશ્ચે છે કે, આપણ માંહે દાખલ થયા ત્યારે એ તેજ ઘર છે કરી તેને ખ્યાલ નહીં હતો."

" અને વાલેનટાઇનની સાથે તમે! અને તમો બંનેએ ફ્રીને આખો જગ જોયો, અને સર લારેન્સ અને તેની પત્નીનાં સુખનું નાશ્ય જે ચીજે કર્યું તે આંખોથી જોયલા સાક્ષીને મલી આવ્યા! એ કંઇ નસીબ જેવું દીસેછ. કોઇ તસ્વીરો જોઈ હતી, ફ્લીપ?"

" રાબેતા મુજબ પ્રશસ્ત વડવાંઓની ગોઠવેલી રચનાં જોઇ."

"સર લારેન્સ એસ્ટમિયરની કોઈ તસ્વીર તમે નહીં જોઈ?"

"નહીં; તે ભલી સ્ત્રી બોલી કે, માલેસના હાથની ઉતારેલી એક છે, પણ તે તીજોરીવાળા ઓરડામાં છે તે દેખડાવા માટે તેને વાલેનટાઈને પચાસ પાઉન્ડ આપવા કહ્યા—તે બહુજ આતુર હતો. ને ખાલી હાથ કરવાનો કોઈ માર્ગ છે, લાર્ડ રાથવેલ?"

"હું કોઈ તેવો માર્ગ જાણતો નથી, અને નહીં જોય તેટલું બહેતર. અગરજો વાલેનટાઈન આ જગમાં પોતાના બાપ સાથ મલે તો, જ્યાં સુધી તેમનાં વચ્ચે આ વાદળું છે ત્યાં સુધી પારકાંઓનીજ પેઠે મલવા દેવું સારૂં."

વાલેનટાઇનને મેં જે કહ્યું હતું તેનાં કરતાં વધારે રાથવેલને મેં કહ્યું. તે દિને રાત્રે સર લારેન્સનાં ઘેર પાછા આવી લાગવાની વાત જે ચેસ્શામને ખબર હતી, તેની હકીકત પણ મેં રાવેથલને કહી હતી. એ વાત સાંભળતાં તેવણના ચેહેરા ઉપર મોટી ખુશી પંથરાઇ ગઇ, અને ઉસ્કેરાયા. એવા ઉસ્કેરાયલા મેં કદિ એવણને દીઠા નહીં હતા. "નસીબ!" તેવણ પોકારી ઉઠયા. નસીબ! સ્વચ્છમા સ્વચ્છ, શ્રેષ્ઠ, મધુર સ્ત્રીને આખર નયાય મલશે—ખરી પડશે. જો નિર્દય જગતની આંખોમાં નહીં તો નહીં, પણ તેણીના કંથની નજરમાં તો ખરી પડશેજ અને તેણીના મનસે તેણીનો કંથજ તેણીને આખી જગતનો અવેજ વાળશે. હવે એ વિંટાળાનો છેડો શોધી કાઢવો અને તેમાંથી થઇ ચેસ્શામનું ઘોર કર્મ પકડી કાઢવાનું રહ્યું છે. હું વેહેમભર્યો થતો જાઉં છું ફિલીપ,

અને માનું છું કે, એ કાવતરૂં ખુલ્લું પાડવાને તમારો હાથ નિર્મેલો છે."

"એ ઉદ્દેશ સારૂં એક ગ્રહસ્થ કેટલા હદ સુધી પોતાને નીચો નમાવે કે હલકો કરી શકે કરી તમે ધારોછ?" મેં પુછયું.

"તમારી શી મતલબ?" તેવણે પુછયું.

"હમણાં સુધી ચેસ્શામ સાથ કસ્સો અણબનાવ નથી થયો; એ શખસ પોતાની જુવાનીમાં કરેલા અપરાધોની તોર ભરી અનાસ્થાથી બોલનાર પુરૂષ છે. જો કોઇ દિને તેની કોઇએક વડાઈભર્યા ટીકામાંથી એ બનાવનો પત્તો મેલવવાની ઉમેદપર એની સાથ મિત્રાચારીના ઢોંગ કરૂં તો વાજબી ગણાશે?"

રાથવેલ મને ટીકવા લાગ્યા, એ વેળા તેવણની આંખો લગભગ નારી જાતની મયા અને હેતની ભરેલી હતી. તેવણે હેતથી મારાં ખભાં ઉપર હાથ મેલ્યો.

"ચેસ્શામની બાબદમાં ગમે તે કરો, ખરેખરા અપરાધથી ઉતરતી કોઇ પણ રીત ધારણ કરો—કોઇ પણ કામ કરો, તે વાજબી રીતે લેખાશે. હું ખુલી રીતે કહું છું. તમારાથી બની શકે તો મિત્રાચારીનું ડોળ ઘાલો—તેની ગમતનાં અને દારૂના તમે સોબતી થાવો—તેની સાથે જુગારમાં કે કોઈ પણ રમતમાં તેની ઉપર તમારા પૈસા વેરો, તે ખૂટો હું બહુ ખુશીથી પાછી પુરસ. તેનાં ઘાતકી કામોને વખાણી તેનો વિશ્વાસ જીતો. દૃષ્ટાંતના પરિણામમાં તમો વાજબી ગણાશો. ફીલીપ, હું

ફરીથી કહું છું, એમાં નસીબનો હાથ છે. હવે ફીલીપ," વધુ શાંતીથી તેવણે બોલવું જારી કરયું. "હું તમોને એક કાગલ વાંચવા આપું છું. એ લેડી એસ્ટમિયરનું છે. આ દુષ્ટ બનાવ બનયા પછી મેં જ્યારે પેહેલ વેહેલ્લી એણીને દીઠી—તેણીના કોમળ નિર્મળ આંખોમાં મેં જોયું કે, આ નાલેશી ખોટી—શેતાનયતભરી ખોટી છે—અને મેં તેણીને કહ્યું જે, સઘળાંમાં હું એક તેણીના વિષે થતી નાલેશી માનતો નથી, અને તેણીને ગેરઇનસાફ થયોછ કરી નક્કિ માનું છું કરી કહી આવ્યો, તેને થોડેજ દહાડે તેણીએ એ પત્ર લખી મોકલયો હતો."

જે ઓરડાને એવણુ પોતાનો લખવા બેસવાનો ઓરડો ગણુતા હતા, તે નાધલા ઓરડામાં આપણે એ વેળા બેઠેલા હતા. તેઓ ઉઠયા અને પોતાની સરકારી કાગલયાંની પેટી જેમાં અગત્યનાં કાગલ-પત્ર એવણુ મુકતા હતા, અને જે હમેશાં પોતા સાથેજ રહેતી હતી તે ઊઘાડી એક પત્ર ખેંચી કાઢી મારા હાથમાં મેલ્યું.

"જ્યારે તમો એખલા હોવો ત્યારે વાંચજો." તેવણ બોલ્યા. "હું માનુંછ અને તમો પણુ માનસો તેમ, એ બનાવ બાબેનું જે કંઇ એવણુને ખબર છે તેનો હેવાલ આપેલો છે. મારી આગમજ જો એવણુ મરણુ પામે તો પોતાનાં બેટા-ઓને આપવા માટે મને લખી મોકલ્યું હતું."

એ હવાલો એવો પવિત્ર મારાં મનને લાગો કે લેતા અટકયો.

"એ સમજણું છતાં, હું એક સાપેક્ષ પારકો છેઉં." મે કહ્યું. "એ વાંચવું મને વાજબી છે કે? મને એ દેખડાવ્યું કરી લેડી એસ્ટમિયર જાણશે તો, તેવણને ગમશે?"

"એ બાબદનો હું શ્રેષ્ટ પરીક્ષક છેઉં." રાથવેલે ઉત્તર દીધો. "એ કાગલ લેવો, વાંચો, અને તમોને ઠીક દીસે તો નકલ પણ ઉતારી લેવો, કાલે મને પાછું આપશો તો બસ."

મેં તે પત્ર મારા જેબમાં મુકયું, અને બીજા ઓરડામાં વાલેનટાઈને કરેલી કાંઈ મસકેરીથી બીજાંઓ ગમ્મત મેલવતા હતા તેઓ સાથ જોડાયો.

કહેવી અજાયબ રીતે બીજાંઓની ફિકર આપણી જીંદગીમાં પ્રવેશ થાયછ. હયાં જોઉંચ તો, વાલેનટાઇન સાથે મને પિછાણત પડી ને થોડાજ દહાડા થયાછ તે છતાં, હું, લેડી એસ્ટમીયરનાં મરણ પછી વાલેનટાઇનને વાંચવાનું હતું તે કાગલ લઇને ફરૂંચ. રાથવેલને એ બાએની—મારી યોગ્યતાની સૌથી શ્રેષ્ઠ ખબર હોવી જોઇયે, એમાં કંઇ સંશ્ય નહીં, પણ તેવણનાં મજબુત ખુલ્લા શબ્દો છતાં પણ, મને લાગ્યું કે, એવણ લેડી એસ્ટમીયરે ભરોસા ઉપર સોંપેલી વસ્તુ એક પારકાની દ્રષ્ટિયે ખુલ્લી પાડે છે; પણ કદાચિત કલાડીન સાથની મારી સગાઇ ગરચે એવણે ના પસંદ કરી હતી, તોપણ તે સગાઇ મને એ કુટુંબમાંનો એક કરયો હશે.

જયારે તે દિને ત્રે હું પથારીએ ગયો ત્યારે દીવો આગલ ખેંચી મેં પેલું કાગલ વાંચયું. તે ચીમલાઈ ગયલું કાગલ ઉખેડતાં જાણે એક પવીત્ર વસ્તુ મેં ચોરી હોય તેવું મને

લાગ્યું; કાંકે એ ઘણાં વર્ષોનું લખાયલું હતું, અને એક રાથવેલ સિવાય બીજું કોઈને નહીં, પણ એ લખનારનાં મરણ પછી તેણીનાં સર્વેથી વાહાલાં અને સર્વેથી નજદીકનાનેજ માત્ર વંચાવાનાં હેતુથી લખાયલું હતું તે આ મુજબ હતું:—
"મારા પ્યારા લાર્ડ રાથવેલ"

"કોઇ દિને એક કે કદાપિ, મારા બંધે દીકરા, તમો એકનેજ માત્ર મારા ખરા મિત્ર જાણી, તમો પાસ આવશે, અને મારી તરફની મારા ભરથારની વર્તણુંક બાબેની માહીતી મેલવવા આવશે; કે કદાપિ હાલની આંખે દીસ્યા મુજબ, એ જીવડાની જીંદગી પાયમાલ થઈ, તેમાં વાંક કોણનો હતો, તે જાણવા માટે તમોને શોધતા આવશે. તેથી આપણે છેલ્લાં મલ્યાં તે વેળા, જે કંઈ હેવાલ મેં તમોને કહયો તે ખી કાઢવાનું મને દુરૂસ્ત દિસયું. હું માત્ર આપણા વિજોગની વાત કહું છું; એ વિજોગનું કારણ શું પડયું તે લારેન્સેજ કહેવું જોઈયે, કાંકે મને ખબર નથી.

"કાંઇ કામસર 'ડાવર—હાઉઝ' થી એવણ 'એસ્ટમીયર ફોર્ટ' જવા નીકલ્યા તે નાશકારક સવારે એવણ મને 'ગુડ—બાઇ' કરી છુટા પડયા તે વેળા, હું ધારૂંચ કે, દુન્યામાં અમો સર્વેથી સુખી અને હેતભર્યું જોડું હતાં. આપણ વચ્ચે વાદલું તદન નહીં હતું. બીજી સહવાર વેહેલ્લી પડે તે જોવાની આતુરતાઇથી વાટ જોતી તે દીને રાત્રે હું બીછાંણે ગઈ હતી.

"કારણકે, એટલા ટુંક વિજોગ ઉપર પણ મને ગમ ઉતપન્ન થતો હતો. બીજે દિને પ્રભાતમાં એવણ પાછા ફરયા

અને જેવી હું તેવણુને મલી તેવીજ, એવો ફેરફાર તેવણુનાં ચેહેરા ઉપર જોયો કે, હું હેબતી ગઇ. અમો એખલાં પડયાં તે ઘડીજ એવણુ બોલ્યા કે, તેવણુને સઘળી ખબર પડી, અને તેવણુની તરફની મારી બેઇમાંની એવોએ આંખે જોઇ. તેઓનાં વિચિત્ર શબ્દો, અને અયોગ્ય વેહેમોનાં ખોલાસા માટેની વિનંતીઓ, કાલાવાળા અને પછી મારા સખ્ત હુકમો પણ કડવી રીતે તુચ્છકારી કાઢવામાં આવ્યા, અને તેનાં અવેજમાં, તેવણુનાં કહયા મુજબ, હું દેખાડતી હતી તે મક્કર ભરી વર્તણુંક સારૂં નવા નવા અપમાનો અને ઠપકા મને મલવા લાગ્યા. હું તેવણુની સાંમે મને નમન પાડી ગુંઠણુ મંડાયે પડી, અને મારી તરફનાં અને આપણાં બચ્ચાંઓની તરફનાં હેતનાં સોગંદ દઈ મેં આજીજી કરી, કે હું વિચારમાં, શબ્દમાં, કે વર્તણુંકોમાં—શામાં તેવણુની તરફ બેઇમાની ચલાવી હોય તે મને જણાવે. પરમેશ્વર તેવણુને ક્ષમા કરો ! મોંહપર કદ્દા તિરસ્કાર સાથે તેવણુ ઉભા અને મારી વિનતીઓને ધિક્કારી કાહાડી. એક પુરૂષનો આવો પ્રેમ—તે પણુ એવણુનાં સરખી પ્રેમ, શી રીતે થોડાએક કલાકોમાં આવા ધિક્કારમાં બદલાઈ ગયો હશે ! સેવટે મારૂં જાતિ અભિમાન, અને મને થયલો ગેરઈનસાફ મારી મદદે આવ્યો. એવણુ મારી ઉપર બેઈમાનીનો શક પણુ લાવી શકે, એ ઉપર મને ઉપજેલા ક્રોધમાં, મારી પ્રિતી જાણે ખોવાઈ ગઈ. હું ઉઠી અને તેવણુનાંજ જેવી ગરૂર અને મિજાજી ઢબ લીધી. મેં તેવણુને કહ્યું કે, જે માણસ પોતાની પત્નીને બેઈમાન સમજે, તે પુરૂષને વધુ વાર તેણીની સાથ

રહેવા ન ગમે; વાસ્તે હવે પછીનાં માટે પોતાનાં વિચારો અને ઈચ્છાઓ શું હશે તે કદાપી જણાવશે. 'હું આજે ચાલી જઈશ,' તેવણુ ઠંડાઈથી બોલ્યા. 'આપણો ફરીથી મેલાપ નહીં થશે; યોગ્ય વખતે મારા વકીલો તમોને સર્વે બાબદની જાણ કરશે.' અને છોકરાં? મેં પુછયું. 'સૌથી વડો છોકરો,' નિર્દય મુસ્કેરાટ સાથ બોલ્યા. 'જે સારાં ભાયગે મારા જેવા ચેહેરા, રંગ અને ડોલડાલનો છે તેને મારી સાથે લઈ જઈશ, અને નાનાંને હું ના કબુલ કરૂં છું, અને તમો સોડે છોડી જાઉં છું. આપણી વાતની જાહેરા ચાવાચાવી કે નાલેશી થશે નહીં. ફકત એકમતથી જુદાં રહીશું.' એ શબ્દો બોલતાં તેવણુ ઓરડામાંથી ચાલી ગયા અને તે ઘડીથી મેં ફરીનાં એવણને દિઠા નથી. તેજ દીને એવણે મારા વહાલા પૂત્રને લઈ 'ડાવર-હાઉઝ' છોડી ગયા, અને બીજે દીને મારા નાનાં બાળકને લઈ હું લંડન ગઈ.

"એટલુંજ હું જાણું છું. હું નિરપરાધીપણાંની પ્રતિજ્ઞાઓ આપવાને નમતી નથી—લારેન્સે મને ગેરઈનસાફ આપેલો, મને ઈજા પોંહોંચાડેલી, જમાનો સાબેત કરી આપે કરીને પણ હું દુવા નથી માંગતી. હું ઉલટી એવી દુવા માંગું છું કે, એ કદી જાણેજ નહીં—કદી પણ માલમ નહીં પડે કે, તેની ઓરતને એવો એક વિચાર નહીં હતો જેનો **એ પોતે** સાથી ન હોય. અગરજો તેવણુ જાણે કે, એક સ્ત્રી જેને કોઈ રીતે યોગ્ય નહીં— અને તે સ્ત્રી એકવારની તેની ચાહેલી પત્ની—તે સ્ત્રીને એક અતિ ક્રુર ફટકો માર્યો છે, તો, તે વેળા તેવણુનો તીવ્ર સચેતનવાળા સ્વભાવને જે મન

સંતાપ અને મહા દુઃખ થશે તે સાથ આજે હું જે સેહેવું છું—તેત્રણ જે સેહેવે છે, તે દુઃખ તલપૂર પણ નહીં ગણાય.

"તમારા હમ દર્દીપણાંની અને માયાભરી દાઝ માટે તમારો આભાર માન્યા સાથ ખતમ કરૂં છું.

"હું છું, તમારી ખરી મિત્ર,

"**મારગ્રેટ એસ્ટમિયર.**"

મેં તે કાગળ એકથી વધુ વાર વાંચ્યું. લર્ડ રાથવેલની આપેલી છુટી લઈ નકલ ઉતારી લીધી. લેડી એસ્ટમિયરનો અને તેને પોહોંચેલા નુકશાનનો વિચાર કરતો બેઠો, જ્યાં લગી કે હું એકલો ક્રોધાયમાન થયો. કે કલ્પીત ઉભા થયલા સર લારેન્સની તરફ હવામાં, જબ્બર મુઠ્ઠી વાળી હીલવવા લાગ્યો. એ કાગળનો અને મીસીસ પેઈનની કાંહાંણીનો આભાર માનું છું કે, બંધે મુખ્ય આશામીઓનાં વર્ણનથી ખરી હકિકતો મને મળી. વખત જતે, એ સઘળું ચેશ્શામનું તરકટભર્યો કાંનો છે કરી સ્પષ્ટ જણાઈ આવતું, તેમ તેમ એ ખરો ભેદ શોધી કાહાડવાનો મારો ઠરાવ વધુ ને વધુ દૃઢ થતો જતો. જો ચેશ્શામ આ વેળા લંડનમાં હતે તો, હું કાલને કાલ મારૂં કાર્ય શરૂ કરવા પાછો ફરતે, પણ તેમ ન હતું તેથી મારે ડોભ ખાવી પડતી હતી. હું પથારીએ ગયો અને સ્વપ્નું જોવા લાગ્યો કે, હું પ્રાચીન કાળનો કોઈ શુરવીર હતો, અને લેડી એસ્ટમિયરની તરફથી લડનાર થયો અને ચેશ્શામ સાથ એક પ્રાણ હારી યુદ્ધમાં તત્કાળ રોકાનાર હતો. હું પોતે બખતરમાં સજેલો, અને મારો શત્રુ સંધ્યકાળનાં સાદા લેબાશમાં હોવાને લીધે એ યુદ્ધાર્થે ભેટ મારી પક્ષમાં

બહુ સંતોષકારક નિપજતે, જો તેટલાં નાસતાના ઘંટ એ વડે મોટે ન વાગતે અને એ સ્વપ્નાનું સેવટ ન લાવ્યું હતે તો!

મેં તે કાગળ રાથવેલને પાછું આપ્યું, અને આપતાં બોલ્યો કે, એ વાંચ્યા પછી વાંચનારને એ વિષય ઉપર કેવળ સંશ્ય નહીં રહે. એ બાએની બનેલી હકિકત જો મીસીસ પેઈનથી સાંભળી ન હતે ને માત્ર આ કાગળજ વાંચ્યું હતે તો, હું એમ સમજતે કે, સર લારેન્સ એક ગાંડા ધક્કારાનાં ભક્ષ થઈ પડયા છે. આપણે મધ્ય અકટોબર સુધી 'મીર ફીલડ' માં રહ્યા હતા. અને તે અરસામાં એ વિષયની કંઈ વધુ વાત ચાલી ન હતી. એ ભેટ એવી હતી જે, એ દિવસો સદા, હું આનંદ અને હર્ષ સાથ યાદ કરતો. હવા સારી, ગમત અચ્છી, અને સોબતીઓ મનરંજન અને રમુજી. થોડા દાનમાં વાલેનટાઈનનું શીકાર કરવાનું મન સુસ્ત થતું ગયું, અને રંગનાં દાબડાએ અને કનતાને, બંદુક અને તિત્તરની જગ્યા લીધી હતી. ઘરની બાહેરના ઘણાંક ચિત્રો વાલેનટાઇને લીધાં અને અત્યાર સુધી આશા રાખતો હતો તે કરતાં વધુ મજબુત પાયા ઉપર, એ મારા પ્યારા મિત્રની કિર્તિ અને ફત્તેહભર્યું ભવિષ્ય વરતવા લાગ્યો. રાથવેલ તેની પ્રયત્નોના સ્તુતિ કરતા, અને હિંમત આપતા. હકુમતભરી ઢબે **વિગર** તે ચિત્રોને ચુંથી ચીંદી ચીંદી કરતો અને તેમ કરવા માટે સ્ટાનટન તેની ખુબ ઝાટકણી ઉતારતો. વાલેનટાઇન પોતાને મળતી સ્તુતિ, તેમજ ઠપકો, તેની રાએતા મુજબનાં રમુજી સારા સ્વભાવે સ્વિકારતો હતો. ફકત, પેલાં **એક** દુ:ખ વગર, તેને મન-સંતાપ આપનારી બાજી કોઈ ચ.જ તેની જીંદગીમાં

નહીં હતી. તે સૌ કરતાં મોટે અને સર્વ કરતાં વધુ વારંવાર હસતો, અને અમાને તેનાં ખુશ ગાયણો અને રમુજથી બહુ મોડી રાત લગી જગાડતો. એનાં ચળકતા હીરા, જવાહેર અને એનાં સામટા ભભકા ઉપર થાક વગર વાતચીતમાં ટકોરો અને ઠઠા મજાક ચાલતી, પણ એનો ખુશ સ્વભાવ, હુમલો નહીં થવાઈ શકાય એવો હતો.

અદ્યાપિ આવી સમપ્રકૃતિક અને મનરંજન મંડળી ભેગી મળેળી હોય છતાં, મારા કરતાં વધુ હર્ષ સાથ કોઈએ લંડન તરફ મોંહ નહીં કર્યું હશે; હું જવા બહુ મધન હતો, કારણ કે ક્લારીનને મન લખ્યું હતું જે, થોડા દીનમાં લંડન આવવાની તેણી વક્કી રાખે છે, જે વેળા આપણ પાછાં મલી પ્રેમની અનંત કબુલાતો પાછી નવેસરથી તાજી કરવાનાં હતાં. વાલેનટાઇન પોતાના મોટાં ચિત્રોની વાત કરતો હતો; તેથી આપણુ આપણી કપડદાનીયો અને બંદુકની પેટીઓ બાંધી રૂંધી તૈયાર કીધી, અને તાજી હવાથી મજબુત થયલા સૂર્યનાં તડકાંથી સામળા મારેલા, છ અઠવાડયાંની સારી કસરતથી આપણાં માસનાં તંતુ, લોઢાં પેઠે સખત થયલાં, અને નસીબમાં જે કાંઈ હોય તેને સમાગમ થવા માટે સર્વથા યોગ્ય થયલા તે મોટા નગરે પાછા ફરીયા.

## પ્રકરણ—૧૯ મું.

## "લેવો, તે આયો!"

મારી જીંદગીનાં કંઈ અઢારેક માસ ઉતાવળેથી હું ઓળંગી જાઉં છું, જે અરસામાં મારાં પોતાનાં, તેમજ જેમનાં વિષે હું લખું છું તેમનાં ભાગ્ય ફેરવાય તેવું કાંઈ થોડુંજ બન્યું છે.

વિકાળ જનરલોના હસ્તી છતાં, કલાડીન પોતાની ઓલી ઉપર વાસ્તવિક રહેલી છે. મારી આંખોમાં તેણી વધુ ને વધુ સૌવામણી નાજણીન દિસે છે; મારૂં હેત દિન પ્રતિદિન વધતુંજ જાય છે. પરંતુ હજી આપણે લગ્ન-ગાંઠનો દિવસ નક્કિ નથી કર્યો, ગરજે તેણીનાં વાળીએ, લશ્કરી ચોકસાઈ અને ઉત્સાહ સાથ હિસાબ-કેતાબ કરી આપ્યો, અને વર્ષ ક્હાડે કંઈ હજારેકની આવકની તેણીને સ્વતંત્ર ધણીયાંણી કરી. એ જનરલે દુન્યાંનાં લુચ્ચાઓ, અને વિષેશ કરીને પૈસાવાળી સ્ત્રીને પરણીને શ્રિમંત થવાની ઈચ્છા રાખનાર ધુતારૂઓથી હુશ્યાર રહેવાની શીખામણનો પોતાનાં મેહેસુલ સંબંધી હકિકતમાં ઉમેરો કર્યો, અને કલાડીનનાં બાપની યાદી આપી વિનંતી કરી કે, નૉરીસ નામનાં જુવાન્યા સાથની તેણીની ડહાપણ વગરની સગાઈ તોડી નાંખે.

કલાડીને એ સઘળું માન સાથ સાંભળ્યા કર્યું, અને આટલાં વર્ષ લગીની તેવણની માયા-મેહેરબાની અને સંભાળનાં માટે આભાર માન્યા પછી તેવણને નિશ્ચે કરી આપ્યું કે, તેણીએ બાંધેલી સગાઈ માટેનાં તેવણનાં વેહેમો નિષ્કારણ છે, "અને જ્યારે પણ નૉરીસ તેણીને સ્વિકારવાને તેયાર થશે, ત્યારે

તેણીની પોતાને અર્પણ કરવાનો ઈરાદો રાખે છે. એ ઉપર ઘણાંક અપસગણભર્યાં ભવિષ્ય-કથન કહી, તેનાં રક્ષણમાં સોંપાયલી છોડી અને તેને લગતાં કામકાજ ઉપરથી હાથ ઉઠાવ્યો.

હાલ તેણી લેડી એસ્ટમિયર સાથે રેહે છે, અને તેણીનાં રહેવાનાં દહાડા અનિશ્ચિત છે, અને હું એકદમ તેણીને શા માટે પરણીને ઘેર નથી લાવતો કરી. તેણી અરધી નાખુશ થયલી છે. "તેણીની પાસ બંધે સારૂં પુરતો પૈસો નથી શું?" પણ હું મગરૂર છઉં, અને મારી બાયડી ગમે એવી મધુર કે ઉદાર હોય તોપણ, સદંતર મારી બાયડીનાં પૈસા ઉપરજ ગુજરાણ કરી રહેવા મારૂં દિલ બનાવી નહીં શકતો.

હું તો મારા બાપની ઉદારતાનો એક્કો પગાર ખાનાર હતો, અને અગરજે મને લાગતું હતું કે એ સગાઈ પુર્ણ નહીં ગાંઠવાનું કામ, મોટાંમાં મોટું મન મારવાનું કામ કરતો હતો, પણ તેવણ પાછા ફરવા લગી મારાં લગ્ન મુલ્તવી રાખવાનું મેં નિશ્ચે કર્યું હતું. પ્રત્યેક આશામી, જેઓને મને સલાહ આપવાનો હક હતો, તેઓ સઘળાં મારા ઠરાવ ઉપર ખુશ થતાં હતાં અને શાબાશી આપતાં હતાં; સર્વે કોઈ લબલબ બોલે છે કે, "એ તો માત્ર છ મહીનાં કેવળ ઠોબવાનું છે;" સર્વે કોઈ ભુલી જાય છે કે, એ ઠોબવાનું કલોડીન નેવીલ માટેનું છે; તેથી મારા આત્મસંયમને યોગ્ય છે તે પ્રતિષ્ઠા મને નથી મળતી. કેમ પણ હોય, જ્યારે મને ગમે ત્યારે તેણીને જોવા મળવાનો મને હક મળ્યો છે, ત્યારે, મારા ભટકતા બાપ પાછા ફરે ત્યાં લગી હું ધીરજથી ઠોબી શકીશ.

તેવણ કયાં હશે ? મુસાફરીએ નીકળીને લગભગ બે વર્ષ થવા આવ્યાં છે, તે છતા બેજ ટુંકાં કાગળો મને પુગાં છે. આનટીપોડમાંનાં કોઈ પરદેશથી લખેલાં હતાં, અને તેવણ શું કરતા હતા તે બાબેનું થોડુંજ જણાવ્યુ છે. તેવણ કહે છે કે, પોતાનાં મનની, તેમજ તનની તદરૂસ્તી સુધરી છે, પણ પાછા ફરવાનો કોઈ ચોકસ વખત હજી નેમી શકતા નથી. તેવણ આશા રાખે છે કે, કોઈ દિને તેવણ પરદેશી ભૂમિઓથી કંટાળી જશે, અને ઈંગ્લંડ માટે નિસોસ મુકતા થશે ; અને તેમ થતાંજ તેઓ એકદમ નીકળી પડશે. મારાં કાગળોની પોંહોંચ તો તેવણ લખતાજ નથી ; ખચ્ચિત મારા બાવા વિચિત્ર પુરૂષ છે, અને મારો પ્યારામાં પ્યારી ઉમેદ છે કે, તેવણની આ લાંબી સફર કેટલીક તેવણની વિચિત્ર વિલક્ષણતાઓ સુધારે ! હું ફરીથી તેઓને પત્ર લખનાર નથી ; માત્ર વખતનો ખોવાટ છે. એવો સભવ છે જે, જ્યારે હું ઉમેદ નહીં રાખીશ, ત્યારેજ તેઓનાં પાછા ફરવાનાં સમાચારનુ કાગળ કે ટેલીગ્રામ મને મળશે.

પ્રમેશ્વર કરેને વેહેલ્લું થાય ! કારણ કે, જેવો હું, તેવીજ કલૉડીન, પણ તેવણને મળવાને ઉમેદવાર છે.

લેડી એસ્ટમિયર પણ કલૉડીનને ખાતર, અને હું જાણું છું કે, મારે ખાતર પણ, તેવણ ઈંગ્લંડ પાછા ફરવાનાં સમાચારની વાટ જોતાં હતાં. હુ, એવો બંધે—મારા બાપ અને લેડી એસ્ટમિયરની વચ્ચે મેલાપ કરાવાને ઉત્કંઠિત હતો, મને લાગતું હતું કે તેમનાં નિર્મળ, શુદ્ધ પ્રકૃતિઓ એક બીજાંને અનુસરતી થઈ પડશે. મારા બાવા, હું જાણું છું

કે, દુન્યાંની જુઠી બદગોઈપર લક્ષ દેશે નહીં તેવા ઉમદા સ્વભાવનાં—ખવાશનાં હતા. તેવણુ પણ મારી મુજબ એ કાંહાંણીની કેવળ અસંભવ્યતા, લેડી એસ્ટમિયરનાં ચેહેરા ઉપર વાંચશે.

તેવણુ હમેંશ મુજબ મધુર, શાન્ત, માયાળુ અને તેજ વેળાએ ઉદાસ પણુ છે. મારી તેવણુ તરફની મિત્રાચારી વધતાં વધતાં વાહાળનુ રૂપ ધર્યું છે; જે વાહાળ કેહું, મગરૂર છેઉં કહેવા કે, તેવણુ તરફથી તેટલેજ દરજ્જે મને પાછો મળતો હતો. જે દિને હું, સર લારેન્સને મોહોડે મોહોડું મળી શકું, અને તેવણુની ધણીયાંણીની નિર્દોષતાની ચોખ્ખી સાબેતી તેવણુનાં હાથમાં મેળીશ, તે દિન મારી જીંદગીમાંનો અતિ ચકચ્યકિત દહાડો કરી લેખીશ.

અફસોસ! મેં લાર્ડ રાથવેલને કબુલાત આપી અને તે મુજબ દાવપેચભરી તદબીર યોજી, તોપણુ એ મતલબ પાર પાડવા બાબે આજ લગી કાંઈજ કરી શક્યો નથી! ચેશ્શામનાં મોહોંમાંથી કાંઈ પણુ પડાવી લેવાની મારી ઉમેદ હજી નથી પડી. ખરૂં છે કે, હજી સુધી મને અનુકૂળ તક નથી મળી, કારણુ કે, ઉત્તર તરફની મારી સેહેલ પછીનો એ લુચ્છો બહુજ થોડા દિન ઈંગ્લંડમાં રહી પાછો ગયો હતો. એનાં ટુંકાં મુકાંમનાં અરસામાં થોડાંક પૂર્વાગ પગલ્યાં ભરવાં જેટલો પૂરતો વખત મળ્યો હતો. ઘણાં નહીં પણુ થોડાં નાણાં મેં તેની ઉપર ખોયાં; ત્યાર પછી પાછો તે ખંડ તરફ ગયો. તેની પાછળ જવાની મારી મરજી બહુ થઈ, પણુ પાછો વિચાર કરી એ શખસ પાછો ફરે ત્યાં લગી અત્રેજ ઠોબવાનો વિચાર

ક્યાં. તે હજી સુધી પાછો નહીં ફર્યો હતો, અગરજો, પાન—ખર ઋતુની આગમજ આવી લાગશે, એવા સમાચાર મને મળ્યા છે.

લાર્ડ રાથવેલ પણ બાહેરગામ ગયલા છે. પોતાનાં પુસ્તકની બીજી આવૃત્તિ છપાતી જોઇ પાછો એવણનો જુનો ભટકવાનો જોસ્સો ઉભરી આવ્યો હતો, અને નવી ભુમિઓ જીતવા અને નવાં સંકટો વેઠવા ચાલ્યા. આપણે લગાર ઠંડાઇ-થીજ—તેવણ તરફની ઠંડાઇ નહીં, પણ મારી તરફની—છુટા પડયા. મારા બાવા પાછા ફરે ત્યાં લગી કલૉડીન સાથે મારે પરણવું નહીં—તેની જોર જુલમથી મારી પાસ કબુલાત લીધી, તેથી હું એવણ સાથે ખિજવાયો હતો. મિત્રો-—જાની મિત્રો હોવા છતાં, કલૉડીન, મારા બરોબરની ખાનદાની અને વિરસાવાળી છોડી સાથ પરણવામાં મારા બાવાનું હરકત લેવાનુ કેવળ અસંભવ્ય હતું, તે લક્ષમાં લેતાં, એવણ શા માટે એટલા ફિકરમંદ રેહ, તેનો ભેદ હું પિછાંણી ન શકયો. હું હાલ છેઉં તે સ્થિતીમાં, મારા બાવાની રજામંદી વગર પરણવું ખોટુ છે, એ હું કબુલ કરૂં છું; પણ લાર્ડ રાથવેલને એ વિષેની એટલી ફિકર શાની? તેથી, અગરજો એવણને વાહાંણપર ઉપડેલા જોવા, 'સાઉથામ્પટન' લગી ગયો, તોપણ મેં ઠંડાઇથી જેગોપાળ કરી, જે માટે મારૂં અંતઃકરણજ, મને પાછળથી કરડવા લાગ્યું.

તેવણે વખ્ત વખ્તે લખેલાં કેટલાંક પત્રો મને આજ લગી મળ્યા છે, જેમાંનુ છેલ્લું પત્ર, એવો સમાચાર લાવ્યો છે જે, વનમૃગનાં શિકારની મોહોસમમાં એવણ પાછા ફરેલા રેહશે.

અને વાલેનટાઈન એસ્ટમિયર? બે વર્ષપરનાં જેવોજ વાલેનટાઈન આજે નથી. અગરજો, સામાન્ય વિષયોમાં તેનાં ખુશ બેદરકારપણાંની અને રંગીલાંપણાંની ખૂટ તેનાંમાં જોઊં છું, પરંતુ હું એમ પણ જોઊં છું કે ઘણીક બાબદોમાં તે સુધર્યો છે. અગરજો તેની ચાલચલણ આગમજનાં જેવીજ અનિવાર્ય મોંહ પમાડનારી હતી, પણ તે વધુ ગંભીર, વધુ શાન્ત, વધુ વિચારશીલ, અને ઓછો મોજીલો બન્યો હતો, અને સર્વથા લેતાં, મનુષ્યની જીંદગીને આગમજ તે ધારતો હતો તે કરતાં વધુ ગંભીર અને બોજવાળી પદાર્થ તરીકે લેખતો થયો છે. વાલેનટાઇને અનુભવ પ્રાપ્તજ્ઞાન મેલવયું છે. કેટલાક ખુશ અનુભવો અને કેટલાક એથી ઉલટા. ફિસ્બી ચિતારા લેખે એ છોકરો જય પામ્યો હતો. ગયે વર્ષે તેની મોટી દૃગભૂમિ-ચિત્રે વિદ્વત્સભામાં દાખલ થવાની પરવાનગી મેળવી. તેને સારી જગ્યા ઉપર ટાંગવામાં નહીં આવ્યું હતું, પણ આપણને ખબર છે કે, તેની પરિક્ષક ઉપર બેસનારા 'આર-એ, વાળાઓથી દૃગભૂમિ-ચિતારાઓ બહુ સખતાઈ અને ગેરમેહેરબાનીથી વર્તાયે છે. તોપણ, તેનાં ચિત્રનો ખરીદ કરનારો મલી આવ્યો ખરો, અગરજો, આપણને ત્યાર પછીનાં કેટલાંક વર્ષો પછી ખબર પડી કે, તે ખરીદ કરનાર લાર્ડ રાથવેલનો એક આડતયો હતો. વાલેનટાઇને તે પૈસાથી સારો ઊંચો પોશાક અને ઝવાહેર ખરીદ કર્યા, અને આગળનાં કરતાં વધુ ભભકાથી પ્રકાશવા લાગ્યો. તેની દુર્બળતા ઉપર અમો હસતાં, અને કદાચિત એજ લીધે તેને વધુ હેતથી ચાહાતાં હોઇશું. આ વર્ષે તેનાં ચિત્રો'બરલીંગટન-હાઉઝ'ની ભિંત

ઉપર ટંગાયલી છે, અને તેઓમાંની એક માંટે તો બહુ સારો ખરીદનાર મલી આવ્યો છે, અને આપણે સઘળાંએ ભવિષ્ય–સુ વચન કાહાડયાં છે કે, એ છોકરો કિર્તિ મેલવવાનાં ધોરી રસ્તા ઉપર પોંહોતો હતો.

એ એનાં ખુશ–અનુભવો હતા; હવે એથી ઉલટા કહું છું.

ગમે એવું તે ખોટું પાડવાનો પ્રયત્ન મારા તરફથી ચાલ્યા છતાં, આપણાં ઓળખીતાંઓમાં એવુંજ આકીન બેસી ગયું હતું, કે, ચેસ્શામ વાલેનટાઇનને પોતાનો દીકરો છે એમ કહેવામાં તે ખોટું નથી બોલ્યો. આપણો મિત્ર **વિગર** પણ, એ ખ્યાલને હું હસી કાહાડું ત્યારે ખભાં ચઢાવતો. વાલેનટાઇન કોઇનો પણ છોકરો હોય, તેની લેશભાર દરકાર નહી કરતો, પણ લેડી એસ્ટમિયરને પિછાણતો ન હોવાથી એ ખોટી બદનાંમી તેને તેવી ઉન્મત્ત દીસ્તી ન હતી.

"અહીંયાં જુવો, ફિલીપ" તે કહેતો. "આપણે એટલું તો જાણ્યે છે કે, વરવહુ છુટાં રેહે છે. સર લારેન્સે ચેસ્શામને ગોરીનાં મારથી જખમી કરયો છે. એ વાત આમ બાહેર પાડનારો તો હલકોજ છે, પણ સોવસા વાત તો ખરીજ છે."

એ ઉપર હું ક્રોધમાં આવતો હતો, તે સઘળું વ્યર્થ. વાલેનટાઇનને તે બહુ ચાહાતો હતો, તેથી વધુ બોલી ન શકતો હતો, પરંતુ ખભાં ચઢાવતો. જેમ **વિગર**, તેમજ બીજાં બધાં પણ. જ્યારે પેલા થોડા દિવસ ચેસ્શામ લંડનમાં હતો, અને વાલેનટાઇન જાતિ મગરૂરીથી એને લીધે કલ્બમાં જવા આવવાનું તજતો નહીં હતો, ત્યારે ચેસ્શામ હતો તે ઓરડામાં વાલેનટાઇન દાખલ થતાંજ, ત્યાંનાં લોકોમાં અરસપરસ

ભેદભરી નજરો ફેંકાતા હું જોતો; એક વાર એ પુરૂષને બીજાને કહેતાં પણ સાંભળ્યું હતું કે, એઓ બે વચ્ચે ચેહેરાનું સરખાપણું પણ છે, જે, કાંઇ પણ શકને દુર કરે છે.

તેઓ શું એક બીજાને મળતા છે? કાંઇજ નહીં, પણ એ લેડી ચેસ્શામનો દુરનો પિત્રાઈ હતો, તેથી જો ચામડીના રંગમાં મળતાપણું માલમ પડયું તો કાંઈ અજબ જેવું નહી હતું—પણ, તે મળતાપણું એવું હતું કે, જો એ અફવા ન ઉડતે તો કોઇની નજરે દેખાતે નહીં.

લોકો તેનાં વિષે શું કહેતા હતા, તે વાલેનટાઈન પુરૂં જાણુતો હતો, અને ચેસ્શામે ફેલાવેલી અફવા ઉપર ઝનુનમાં આવી હાથ-પગ અફાળતો હતો; પણ તે શું કરે? તેનાં હાથ બંધાયલા હતા. ચેસ્શામ પાસ એનો હિસાબ લેવા સાંમે થવું. એ જુની નિંદા પાછી તાજી કરવા દાખલ થાય છે. નહીં; મુંગે મોહોડે ખમવું જોઈયે; તે, જે માતાની પુંજા કરતો હતો તે માતાનું નામ કાદવમાં ખેંચવા જેવું થાય છે. નહીં; મુંગે મોહોડે ખમવું પડે. હુંજ માત્ર એક હતો જેની આગળ તે, એ વિષય ઉપર દિલ ખોલી પોતાનું દુ:ખ બોલી શકતો હતો.

હું જાણુતો હતો કે, એ ચેસ્શામે ખાધેલા મારનો કીનો હતો—એવો કીનો, કે તે જાણુતો હતો કે, વાલેનટાઈન જીવશે ત્યાં લગી નડનાર હતો.

એ વખતે વાલેનટાઇન પ્રિતીમાં પડયો. જે પુરૂષે આવી હંડાઈથી કલૉડીનને મને આપી દીધી હતી, તેજ શખશ મારી પેઠે તે મધુર જોસ્સાનો ભોગ થઇ પડયો હતો. તેની પસંદ

કરેલી નારી, કોઈ સાથની પણ સરખામણીમાં બહુ ચિત્ત-હારક હતી—અલબત્તાં કૅલૉડીન સિવાય. તે નાજનીન એક સારા કુટુંબદાર ગ્રહસ્થની બેટી હતી—કંઇ દ્રવ્યવાન નહીં, પણ 'લુસીફર' જેવો અભિમાની હતો. એમ છતાં પણ, વાલેનટાઇને તેને હાથ કર્યો, અને પોતાનાં સગાં વાહાલાં અને મીત્રોનો, પોતાનાં સુખનાં સમાચાર કહ્યા. અફસોસ! એ પ્રેમ સુખ બહુ ટુકડો હૈયાતીનું હતું. **મી૦ મોબરલી**, વાલેનટાઇનનાં ધારેલા સસરાએ, પોતાની અનુમતિ આપવા પછી થોડેજ અઠવાડએ લખી વાલ્યું કે, બહુ દુઃખદાયક બનાવો તેનાં જાણમાં આવ્યાને લીધે એ સગાઇ રદ કરવી પડે છે, અને મી૦ એસ્ટમિયરને ઘરમાં આવવાની મનાઇ છે.

અલબત એસ્ટમિયરે ખુલાસો માંગ્યો, જે ઉપરથી ખબર કરવામાં આવી કે, જન્માવસ્થા ઉપરનાં કલંકને લીધે, મી૦ મોબરલીએ જે માર્ગ લીધો તેમાં તે વાજબી હતો. ખરી વાત હતી કે, મીસ મોબરલીએ તેની ઉપર ઇમાનદારીથી રહેવા અને સારો વખત આવે તેટલાં ઠોબવાનાં સોગંદ લીધા હતા અને કબુલાત આપી હતી, પણ વાલેનટાઇનને ખબર હતી કે, તે છોડી તેણીનાં પિતાનાં હાથમાં મીણ મીસાલ હતી.

વાલેનટાઇને આવી પોતાનું દુઃખ મારી આગલ ખાલી કર્યું, અને હું પામી ગયો કે, એ કામ પણ ચેસ્શામની કપટાઇ કીનાંનું બનેલું હતું—વાલેનટાઇનને એક કાગલ ટપાલથી આવ્યું તે આગમજનુંજ મેં તો જાણી લીધું હતું. ટપાલથી આવેલાં પત્રમાં માત્ર નીચે મુજબની બે લીટી હતી:—

"અગરજો એક બેટો બાપને માર મારે તોપણ, લગનની સગાઈમાં દાખલ થતાં બાપની અનુમતિ લેવી ઘટારત છે."

એ કાગલ એસ્ટમિયરે મને વાંચવા આપ્યું તે વેળા તેની બલુ આંખોમાં અજબ અગની જળતી હતી. એ પોહોંચતાંજ, તે પોતાનાં શત્રુની શોધમાં તરત નિકળયો, પણ ખબર મલી કે, તે ઇંગલંડ છોડી ચાલી ગયો હતો.

"હું એની પાછળ જઇ એનો જીવ લેઊંછ." વાલેનટાઇન બોલ્યો. "એથી ચાલતી નિંદા પણ અટકશે."

ઉપલું કામ કરતાં એનાં પગલાં અટકાવાને મારી સઘળી લાગ–વગ વાપરવી પડી. મેં તેની ભલી માતાને નાંમે કાકલુદી કરી; એ અનિષ્ટ પુરૂષ સાથે સમાગમ કરવામાં એની કેવી મૂર્ખાઇ ઠરશે, તે આગ્રહથી દર્શાવ્યું; અને એમ કરતાં એ વિષય હાલનાં કરતાં દસ હિસ્સા વધુ બુરૂં રૂપ ધારણ કરશે તે મેં દેખાડી આપ્યું. શેવટે, તેને મારી વાત બહુ ઉદાસપણે કબુલ કરી, પણ એ બહુ દુઃખી થયો.

જે સગપણ આવા શુભ પરિણામની કબુલાત આપતું હતું, તેનાં તુટી જવાનાં કારણનો એક શબ્દ પણ પોતાની માતા આગળ તે નહીં બોલ્યો. તેવણુથી પણ પોતાનો ગમ તે સંતાડતો હતો. કેવો ઊંડો જખમ લાગો છે, તે હુંજ માત્ર જાણતો હતો. તેનાં ગમખાર ઉદાસ મનની સ્થિતિમાં હુંજ માત્ર તેને દેખતો હતો.

બીજાઓ સાથે,–કોઈ કોઈ વેળા, મારી સામે પણ,–તેનું સ્વભાવીક રંગીલાપણું, અને આગમજ જેવોજ હસમુખો સ્વભાવ સિદ્ધ થતો. કદાપિ, લૅાડીને કહ્યું તેમ, તેનો મિષ્ટ મધુર સ્વભાવ મોજીલો હતો, અને તેથી તેનાં જખમો જલદીથી રૂઝ વળશે કરી વિચાર આવતો.

હવે, છેલ્લા અઢાર માસમાં બનેલા મુખ્ય બનાવોનું વર્ણન સંક્ષેપમાં કહ્યા કેડે, મારી કાંહાંણી નવેસરથી માંડું છું.

જુન માસ, જે લંડનની ફરશ બંદીઓને તનતુર જેવી બળતી કરતો, અને તેની ઉપર ચાલનારાઓને શિથિલ, એટલે સુસ્ત કરતો, અને છટકી અને ચુંનાંનો દેખાવ ધીક્કારતાં કરતો હતો, તે માસમાં એક દિને વાલેનટાઈન અને હું તપતી રૂતુ સારૂં બબડતા, ઠંડી જગ્યા શોધવાની યત્ન કરતા હતા.

" હું હવે ઘણાં દહાડા અહીંયાં ઠોબીશ નહીં. " વાલેનટાઈન બોલ્યો. "ઠોબવા યોગ્યનું કારણ કાંઇ છેજ્ની નહીં; રૂતુ છેક વેઠ કરાવ્યા ઉપર આવી લાગી છે, હું આવતી કાલે સમુદ્ર—કાંઠેનાં કોઈપણ સ્થળ ઉપર જઇશ. "

હવે એવું બન્યું કે, છેલ્લા અરધાક કલાકથી હું મારા મનમાં એવાજ ચિતારો ચિતરતો અને ઉત્તર ડેવનનાં કોસ્ટા પર આવેલો એક ઠંડો ઊંડો ગુફો, જે મને યાદ હતો, ત્યાં બેસી, મારા પગ આગળનાં ખડક સાથ, ફીણ સાથનાં દરીયાઇ મોજા અથડાતો કલ્પનાં દેખતો હતો; મારી કલ્પનાં મને લઈ ગઈ ત્યાંથી આસરે એકસો યાડ આઘે આવેલી લાલ રેતીની ભોંયનો કકડો મને યાદ આવ્યો, જ્યાંથી હું ઘણીવાર તાજા, અતયંત આનંદકાર, સ્વચ્છ દરીયામાં ધસી ઉતરતો હતો, તે પણ યાદ આવ્યું. અને એ ધસારાબંધ ઉતરતી વેળાનાં પાણીનાં મોજાનાં તીવ્ર સખત દંશ મને તે વેળા લાગતાં હોય તેમ મારી રૂવાંટી ઉભી થવા માંડી, અને વાલેનટાઈનની સાથે, એ ગરમ દેશ છોડી ચાલી જવાની મને ઉત્કંઠીત જીગ્નાસા થવા માંડી. એ મારા વિચારો અનુ-

ભવી ભાષામાં દર્શાવ્યામાં મેં વાલેનટાઈનનાં ઉમલા સવાલનો ઉત્તર વાળ્યો, અને નગરથી નીકળી જવાનાં તેનાં વિચારને બહુ પસંદ કરી ટેકો આપવા લાગ્યો. તેની સાથ નીકળી જવાને હું રાજી હતો. કયાં જઇયે? એક પછી એક જગ્યા સુચવી, પણ વાલેનટાઈનનાં મન પસંદની ચુંટી કાહાડી ન શકયો. કોઈ બહુ ખરચાળુ જગ્યા હતી, તો કોઇ બહુજ નકાંમી પડતી. એ સઘળું ઉપ્રાંત, વાલેનટાઇનને તો, કોઈ સારો દરીયાઇ સમગ્ર દેખાવો જોવાની ખાહેશ હતી.

"તેમ જોઇતું હોય તો, તમારે 'કાર્નવૉલ' કે 'ડેવન' જવું જોઇયે." હું બોલ્યો.

"કાંય નહીં, મને કંઇ એવુંજ સુઝે છે. ચાલો, આપણે તમારાં વતનનાં મીનારા ભણી ઉતરી પડયે, મારા ફીલીપ. આપરે તમારા નિર્દોષ બાળપણનાં દેખાવોની ભેટ લઇજીયે. જ્યાં તમો દરીયાઇ પક્ષીઓ સાથ સ્નેહ—ભાવથી હલીમલી ઉછર્યા અને નાનાં એલેકઝાનડર કર્કની મીસાલે તમોએ બચગી ગુજારી અને આવા કાવ્યાંશી ઊગી નીકળ્યા, ત્યાં આપણ જૈયે."

"તમો કંટાલી જશો, વાલેનટાઇન." હું બોલ્યો. "હું કોઈ દિને જન્મમાં કંટાળ્યોછ કે? કાગલ લખો—કે ટેલીગ્રાફ કરો અને કહો કે, અમો કાલે નિકળશું, નહીં તો પરમ દિને."

વાલેનટાઈન કેવળ ઊત્કંઠિત હતો, અને મારૂં જુનું વિચિત્ર ઘર પાછું જોવાને મારો જીવ વખવખતો હતો, તેથી મે વાલેનટાઇનની મરજી જાળવી. આપરે તે એકાંત ઘેરે ઉતરી પડયા, અને આશરે દશેક દાહાડા બની શકતી રમુઝ

મેળવી. તે સ્થળ જરાજ બદલાયું હતું. ઘરનાં નોકરો તેનાં તેજ હતા, માછીઓ દરીયા–કાંઠા ઉપર હજી તેમનાં ઝુંપડાંઓ-માંજ વસતા હતા. મારી છોકરવાદી સર્વસ્વ પદાર્થો તેજ જગ્યા ઉપર મારા જુનાં ઓરડામાં હતી, જે ઓરડાની બારીએથી હું, વારંવાર સ્થિર–વળી–અસ્થિર સ્મુદ્રને ટીકતો ઉભો રહેતો હતો.

પરંતુ એક ચીજની ખૂટ—એક ચીજની ઘટ હતી, જેથી તે ઘર, ઘર તરીકે નહીં લાગતું હતું—મારા બાવાની હાજરી. લાઈબ્રેરીમાં દાખલ થતાં, ત્યાંની મોટી ખુરસી ઉપર એવણને બેઠેલા, અને એકઠી કરેલી ચોપડીઓ અને કાગલયાંનાં જથ્થા તળે દબાયલી મોટી ટેબલ ઉપર વાંકા વલી લખતાં વાંચતાં ન જોવા, એ બહુ અસ્વભાવિક દિસતું હતું. ખાણાંની ટેબલ ઉપર તેવણ વગર બેસવું અજબ દિસતું હતું—ઘરમાં ઝઝકલું દાખલ થતાં તેવણનું ગાયણ અને વાજીંત્ર વાગતું નહીં સાંભળવું, એ અજબજેવું દિસતું હતું. સામટી જગ્યાજ, તેવણની સાથે એવી એકરૂપ હતી કે, તેને ઘર દાખલ હું લેખી નહીં શકતો હતો.

વાલેનટાઈને અને મેં ખુશ દિવસ ગુજાર્યા. તેને કેટલાક મનમોહન સમગ્ર દેખાવોનાં કકડા જડી આવ્યા, જેનાં ચિત્રો ઉતારવામાં તે કલાકો ને કલાકો ગુજારતો. વારંવાર હું તેની સોડે, વાંચતો કે વાત કરતો પડી રહેતો. વળી માછલી પકડ-વાની અને હોડીમાં બેસી તરવાની ગમત આપણો કાળ રોકતું હતું. મારી હોડી, એ આગમચજ સ્વભાવિક મોહોતે મરણ

પામી હતી, પણ 'ઈલ્ફ્રાકોમ્બ' થી મને એક મોટી હોડી મોકળવામાં આવી હતી, અને મારાં માછી—મિત્રોને સામેલ કરી આપ્યું કે, લંડન શેહેરમાં લાંબી મુદ્દત સુધી વાસો કીધાથી, માસ્ટર ફિલીપનાં હાથોએ તેમની ચતુરાઈ અને કુશળતા ખોઈ દીધી ન હતી.

વાલેનટાઇન એ દહાડામાં દરેકનો ખાસ મિત્ર થઇ ગયો. આપણાં ઘરની લાયક ઘરડી દાસીએ, પોતાની બચગી અને જુવાનીની સઘળી તવારીખ, જ્યાં સુધી તેણીનો ભલો જોડયો દરીયામાં બુડી મરણ પામ્યો ત્યાં લગીની કાંહાંણી કહી આપી. વળી તેણીએ મારા પણ બાળપણનો પૂર્ણ પુરો હેવાલ વર્ણી આપ્યો. એ સઘળું, મેં બાગમાં પડતી ઊંચાડી બારીએથી સઘળું સાંભલી લીધું હતું, જ્યાં હું માછલીનો ગળ સાંધતો બેઠેલો હતો, અને તે પાછું બોલવાની હું યત્ન કરતો નથી, કારણકે તે કાંહાંણી મને ઘટિત હતી તે કરતાંને વધુ અનુકૂળ હતી. જ્યારે એ ભલા અર્થવાળા અને મધુર ડેવનશાયર શબ્દો બોલાતા અટકયા, કે, મેં છાનું માનું બારીએથી દેખયું, અને મારા પ્યારા પરોણાને, ભલી મીસીસ લીની લુગડાંને ઇસ્ત્રી કરવાની ટેબલ પાસ બેઠેલો જોયો, અને તેની બાજુએ 'રાસ્પબેરી'—ફલની મોટી રકેબી ભરેલી મુકેલી દિઠી; મારાં બાળપણનાં અલ્પ પ્રાક્રમોનો હેવાલ સાંભળતાં તેનો ચેહેરો ખુશ મિજાજ અને રમુજથી દીપ્તો હતો.

અને તંદરૂસ્ત દેખાવની ડેવનશાયર—છોડી, જે, મીસીસ લીને કામમાં મદદ કરતી હતી, તેણીની, જાણે મારો પ્રાક્રમી

મિત્ર કોઈ ભભકાદાર ઉષ્ણદેશીક પરીંદુ હોય, અને એકાંત જગ્યોમાં ભટકતું આવી લાગ્યું હોય, તેમ અજાયબીથી ઊંચા-ડે મહોડે તેને ટીકતી ઉભી હતી. પેલો ઘરડો હઠીલો બાગબાન, મારી બચગીનો ભય, પોતીકું ખોદીનું હથ્યાર ભોંયમાં ભોકતો, અને વાલેનટાઇનને બાગનાં ખુબસુરતમાં ખુબસુરત અને અતિ મધુર ફુલો તોડતાં લેશભાર અપ્રસન્નતા વિનાં જોતો, ગરજે તે જાણુતો હતો કે, એ લૂટનો મોટો ભાગ પેલાં સણુનાં, વાળવાલાં છોકરા છોકરીઓ, જેવો માંછીનાં ઝુંફડાંમાંથી બીહીક વગર, આ રમુઝી જુવાન્યાનાં તેડાંએ દોડતાં આવતાં જતાં હતાં, તેવોમાં વેંહેંચાવાનાં હતાં.

એ રીતે દહાડા ગુજર્યા, જ્યાં સુધી કે, શેહેર પાછા ફરવાનો અમો લોકે વિચાર કર્યો; ટુકમાં, બીજેજ દિને ઉપડી જવાનુ નક્કિ કરયું. વાલેનટાઈન એક ચિત્ર—એક મનોહર દૃગભુમિનાં કકડાનું ચિત્ર પુરૂં કરતો હતો—હું મારૂં છેલ્લું જળ—સેહેલ કરવા નીકળ્યો, કારણ કે, બોટ આવતી કાલે પાછી જનાર હતી. સેહેલ કરી થાકતાંજ, હું કીનારાપર ઉતર્યો અને ઘર પાછો ગયો. વાલેનટાઇન હજી પાછો નહીં ફર્યો હતો, તેથી હું વાલેનટાઈનની શોધમાં નીકળ્યો. જે દૃગભૂમિનો તે ચિત્ર લેતો બેઠો હતો, તે સ્થળ ભણી જવાનો એકજ માર્ગ હતો, તેથી હું ચુકી જાઊં તેવું નહીં હતું. થોડે દુર વેર ચાલ્યો, જ્યાં સુધી તે ધરતીનો કકડો મને દુરથી દેખાતો હતો. અહીંયાં, આળસ અને થાક લાગવાથી મનોહર, ભીની જડીવાળી ભોંય ઉપર વાલેનટાઇનની આવવાની વાટ જોતો પડયો હતો.

"લેવો, તે આવ્યો!" એક આકારને પેલી સપાટ ધરતીનાં કીનારાપરથી રસ્તા ઉપર ચહડતો આવતો જોતાંજ હું બોલ્યો.

એ આવનાર વધુ ઉમ્મરનો માણસ હતો, પણ મૂર્તિમાં એટલું સરખાંપણું હતું કે, આટલી વેગળાઇએ એ વાલેન-ટાઇન છે કરી ભૂલ થાય તેમાં અજાયબી ન હતી. એ કોણ, આપણાં ઘર તરફ આવવાને રસ્તે ચાલ્યો આવતો હશે? હું કુદકો મારી ઉઠી ઉભો થયો, અને હાથ વડે આંખે છાંયડો કરી, મારી આંખોની શાક્ષી જવળે ખરી માનતો ફરીથી અને ફરીથી જોવા લાગ્યો. એ આકાર વધુ ને વધુ નજદીક આવતો ગયો, જ્યાં લગી મને પુરી ખાત્રી થઇ કે, હું સ્વપ્નું જોતો નહીં હતો—ભૂલ નથી ખાતો—એ ખાત્રી થતાંજ મારાં અવ્યવો જેટલો વેહલ્લો મને લઈ જાય તેટલે ઉતાવળે એ નવા આવનાર ભણી દોડતો ગયો, અને કહેતાં હું શરમાતો નથી, કે, મારી આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, અને એક બાર વર્ષનાં છોકરાની પેઠે હું મારા બાવાને વળગી પડયો, અને હર્ષથી તુટા ભાગા શબ્દોમાં મેં તેવણનાં ઘર આવ્યા ઉપર મુબારકબાદી ચાહી.

---

## પ્રકરણ—૧૭મું.

## અસભ્ય વિસર્જન.

મારી પેહેલ વેહેલ્લી ખરાં જીગરની જુસ્સાભરી અને ઉત્સાહભરી મુબારકબાદી આપવા પછી અને ભેટવા પછી અમો વળગેલા છુટા પડયા, અને હજી એક બીજાંનો હાથ

ઝાલેસોજ રાખી, જરા જરા વેગળે ઉભા રહી, બે વર્ષે, આપણાંમાં શું શું ફેરફાર કર્યો તે શોધી કહાડવાનાં હેતુથી એક બીજાંને ટીકવા લાગ્યા. મારા બાવા આગમજના કરતાં વધુ તંદરૂસ્ત, વધુ બળિષ્ઠ દેખાતા, અને તેવણુની કાઠીએ આગમજનું ખુંદાપણું ખોઈ દીધું હતું; અને તેવણુનો ચેહરો સૂર્યનાં તાપથી કજરાઈ ગયો હતો. પણ તે ચેહરો, તેની સુંદર અને ખાંમી વીનાંની આકૃતિઓ સાથનો, આગમજનાં જેવીજ દૃઢ અને તિક્ષણ સચેતનાંવાળી ઢબ—છબ ધરાવતો હતો, તેમાં કસ્સો ફરક પડયો ન હતો. તેવણુની કાલી આંખો મારી આંખોને અસલ મુજબનાંજ ઉદારાપણે, પણ હેતાળુપણે ટીકતી હતી. ફકત કજરાઈ ગયલા ચેહરા સિવાય લાંબી સફર ભોગવી આવવાની કશી નિશાણુ નહીં દિસતી હતી. તેવણુની ભરેલી દાહાઢી પણ, શિરીસતા મુજબ, તેવણુનાં ચેહેરાનાં ઘાટને શોભે તેવી અણીદાર ઠીક બનાવી હતી. તેવણુનો પોશાક ખામી વીનાંનો પેહેરેલો હતો, અને એ જોતાં મને લાગું કે તેવણુ મુસાફરીનાં અરસામાં ગમે એવા જંગલી કે અભણુ દેશોમાં ફર્યા હોય, પણ જ્યાં ગયા ત્યાં સ્પષ્ઠ રીતે ઉચા કુલીન ઇંગ્રેજજ ઓળખ્યા હોશે, એ પિછાંણુતમાં કોઈએ ભૂલ નહીં કરી હશે. તેવણુ મને નીરખી નીરખીને જોતા હતા તે વેળા હું એજ ઉમેદ રાખતો હતો કે, એવોનાં દેખાવથી જેટલો સંતોષ મને તેમાંનો અરધો તોબી મારા દેખાવમાં તેવણુને ઉપજે. તમો બહુ મોટા થયા છો—ભરાયા છો—મર્દાનગી ઉપર આવી પોંહોંતા છો, ફીલીપ." તેવણુ બોલ્યા. "આપણો મેલાપ આપણાં જુનાં ઘરમાં થયો છે એ સારા સગણુ છે, ફીલીપ."

"પણ કેવો દૈવજોગ બનાવ!" હું બોલ્યો. "એક દિન મોડા આવતે તો મને મળવાનું ચુકતે. ક્યારે તમો પાછા ફર્યા?"

"ગઈજ કાલે. હું તમારા મુકાંમ ઉપર ગયો અને ત્યાંથી સાંભળ્યું કે, તમો અહીંયાં આવેલા છેઓ; તેથી બનતી ઉતાવળે અત્રે આવ્યો."

આપણે એકેકમાં હાથ ભેરવ્યા, અને ઘર તરફ ચાલવા લાગ્યા. મારા એ હર્ષમાં, વાલેનટાઈનને તો વિસરીજ ગયો.

"તમારો સામાન ક્યાં?" મેં બાવાને પુછયું.

"મોટો જથ્થો તો લંડનમાં છે, અને જે કંઇ જરા રતી મારી સાથે લાવ્યો છું તે ખેડુતને ઘર છે. ગાડી ઉપરથી હું ત્યાંજ ઉતર્યો, તેથી સામાન કોઇ સોડે મોકલાવી દીયે કરી તે લોકને કહી આવ્યો છું."

"તમો ઘાસવાળા મેદાન ઉપરથી થઈને આવ્યા?"

હું એની આગમજનો અહીંયાં આવી પુગતે, પણ એક જુવાન્યો ચિતારો મને મળ્યો, તેની સાથ વાત કરવામાં રોકાયલો હતો. એક તેજસ્વી, રમુઝી વાત કરનારો છોકરો; તેની વાતચીતે મને બહુ રમુઝ આપી."

અલબત એ તો વાલેનટાઈન. તેનાં અને મારા ગંભીર બાપ વચ્ચેની સરખાંમણીનો હિસાબ કરતાં મને હસવું આવ્યું.

"ચિતારાઓ આ ભાગ ઉપર વારેવારે નથી દેખાતા," મારા બાપે બોલવું જારી કર્યું. "તેથી હું ઉભો રહયો, અને તેની સાથ વાતો કરી. પા કલાકની અંદર, તેને રંગવા,

ચિતારવા ઉપરનાં, સંગીત-શાસ્ત્ર, અક્ષર વિદ્યા, ચીરૂઠો માટેનાં અને ઉત્તર ડેવનનાં રહેવાસીઓની રીતભાત ઉપરનાં પોતાનાં વિચારો અને મતો મને કહી આપ્યા."

વાલેનટાઈનને આ નવો સાંભળનાર મળ્યો કરી, તે કેવો ખુશ થયો હશે, તે ખ્યાલ ઉપર, અને જે પુરૂષ આ સૂર્ય તળેની પ્રત્યેક વિષયો માટે વાલેનટાઇનનાં કરતાં બમણું જાણતા અને વાકેફગીરી ધરાવતા પુરૂષ આગળ, સઘળા પોતાનાં વિચારોનો ઉભરો કહાડવાની એ છોકરાની સુભાષીત ઢબ ઉપર હું ફરીથી હસ્યો.

"તેઓને તમોએ નામ પુછ્યું અને ક્યાં ઉતર્યા છો તે પુછ્યું?" મેં તજવીજ ચલાવી.

"નહીં; પણ તેમ કરવું જોઇતું હતું કરી મને પાછળથી વિચાર આવ્યો. એ જુવાન્યાની રીતભાતે લગાર મને હરી લીધો. આહ! ઘર આવ્યું. એમ આવવું બહુ સ્વભાવિક દિસે છે, ફીલિપ."

ગેટમાં દાખલ થયા, અને મારા બાપે નોકરોનો અજાયબી સાથનો અવકાર સ્વિકાર્યો.--માયાથી તેમની સાથ વાત કરી, અને હજી હાથમાં હાથ લઈનેજ ઘરમાં દાખલ થયા. પેલો જુવાન ચિતારો મારો મિત્ર અને આપણો પરોણો છે કરી, મેં તેમને જણાવ્યું નહીં. જરાવાર પછી વાલેનટાઇન જ્યારે રંગની પેટી, ચિતારની ઘોડી, છતરી, અને બીજી હુનર-ઉપયોગી વસ્તુઓ લઈ ઘરમાં આવશે, અને રાબેતા મુજબ ખાવાનું અને દારૂ લાવવા માટે હાંક મારતો દાખલ થશે, ત્યારે તે દેખાવ

બહુ રમુઝી લાગશે કરી વિચાર આવ્યો. એ છોકરાએ મારા બાપનાં મન ઉપર ક્યારની સારી અસર કરી હતી, તેથી તેનું આવવું મુબારક થઇ પડશે, એમાં મને કસ્સો સંદેહ ન હતો. આપણે લાઈબ્રેરીમાં દાખલ થયા. મારા બાવા પોતાની અસલી ખુરસી ઉપર બેસી ગયા, અને હું તેવણુની આગલ બેઠો. મારા બાવાએ પોતાનો હાથ લંબાવી મારો હાથ લીધો—

"તમો મને પાછો આવેલો જોઇ ખુશી થયા, મારા દીકરા?" શબ્દો ઓચરી નહીં શકાય એવું મારૂં હૈયું ભરાઇ આવ્યું હતું. ઉપલા સવાલનાં જવાબમાં તેવણુનાં હાથ દાબવા શિવાય કંઇ વધુ કરી શક્યો નહીં.

"ચાલો, હવે તમારી સઘળી વાત કરો," મારા બાવા બોલ્યા. "તમારા દિવસ કેમ ગુજર્યા? તમો ક્યાં ક્યાં ફરી આવ્યા— શું શું કરી આવ્યા—તમો પુર તંદરૂસ્ત થયા કે—એ ઘણું તમો પેહેલ્લાં બોલો." હું બોલ્યો.

"તે સઘળું પછી થઇ રેહેશે, ફીલીપ. તમારા સમાચાર મને પેહેલ્લાં આપો." જેમ સર્વદા હું એવણુને તાબે થતો હતો તેમ આજે પણુ થયો. "મેં વાંચવામાં સખત આશ્રમ લીધી, બાવા." હું બોલ્યો. "અને તમારી મેહેરબાનીની બરકતથી મેં ખુશી ભરી જીંદગી ગુજારી. મેં ઘણાં મિત્રો સંપાદન કર્યા, અને મેં કોઇક મૂર્ખાઇભર્યાં કાંમો પણુ કર્યાં છે, જે મારે તમો પાસે કબુલ કરવાનાં છે અને તમો પાસે મારી આહવી પડશે બાવાજી."

પેલા ખોયલાં નાંણુંની મોટી રકમની યાદી આવી. હવે તેનો હિસાબ આપવાનો દાહાડો નજદીક આવતાં એ યાદી વધુ ને વધુ સંતાપભરી થઇ લાગી.

"મુર્ખાઇ જે કઈ કરી હોય તે રેહવા દેવો, પછી થઇ રેહશે, ફીલીપ. આજે સઘળી ખુશીભરી વાતોજ બોલો."

"ત્યારે તો સૌમાં શ્રેષ્ટ આનંદ આપનારી ખબરજ પેહેલ્લી કહુંછ" એમ બોલતાં મારા ગાળ ઉપર રતાસ ચઢનો મને લાગો, અને બાવા મને બારીકીથી જોવા લાગ્યા.

"હું પરણવા ગંડાઇ ચુકો છેઊં." હું લથડતા ઊચ્ચારે બોલ્યો. પેલો હમણાં લગીનો મુસકેરાટ મારા બાપનાં ચેહેરા ઉપરથી ખીસી ગયો, અને અસલી કંટાલાવાલો અને ઉદાસ છાપ ફરી વલ્યો.

"ઘણીજ બચગીમાં લગણ કરવાનું હું પસંદ નથી કરતો." તેવણ બોલ્યા, પણ ગોસ્સાથી નહીં.

"મારી ચુંટણીને તમો દેખશો ત્યારે પસંદ કરશો." હું બોલ્યો.

"હું તેવીજ આશા રાખુંચ. અલબત તમોએ દાનાંઈથી અને અચ્છી રીતે પસંદ કરી હશે. મને તે બાનુંનું નાંમ કહો."

નાંમ કહયા આગમજ, ક્લૅાડીનની છબી મારા જેબમાંથી ખેંચી કાઢી મેં તેવણને આપી, જે તેવણ ઘણાંજ લક્ષથી જોવા લાગ્યા.

"આ નાંજનીન બહુ ખુબસુરત છે,—બહુજ મનહર."

"તમારો સ્વભાવ જાણતો હોવાથી એની તો વકી રાખતો હતોજ. હવે એણી વિશેનું સઘળું મને કહો" મારા બાવા બોલ્યા.

"તેણીનું નાંમ મીસ નેવીલ છે." હું બોલ્યો.

"એ ખાનદાન તો સારૂં છે; પણ એ ખાનદાનની ઘણી શાખાઓ છે. એણીનાં સગાં કોણ તે મને કહો." એમ બોલતાં પાછી પેલી તસ્વીર હાથમાં લીધી, અને પોતાની ભવિષ્યની વહુને જોવા લાગ્યા.

"તેણી માબાપ વિનાંની નાંવારેસ છે," હું બોલ્યો

"તેણીનો બાપ કર્નલ નેવીલ નાંમનો પુરૂષ હતો; કેટલાક વર્ષ થયાં તે મરી ગયોચ."

"કયાં તમોને એણી સાથ ઓળખાણ થઈ? કોણને ત્યાં?"

"તેણીની માસીને ત્યાં. તેવણ મારાં પ્યારાંમાં પ્યારા મિત્ર છે; લેડી એસ્ટર્મિયર."

"જેવું મેં લેડી એસ્ટમિયરનું નાંમ દીધું તેવાજ મારા બાપ ખુરસી ઉપરથી ચમકી ઉઠયા. કલાડીનની તસ્વીર હાથમાંથી પડી ગઇ, જે સખત આવાજથી ભોંય પર પડતાં, તેનો કાચ ભાગી ચુર ચુર થતો મેં સાંભલ્યો. તેવણ ઉઠી, મારી ઉપર વાંકા વલી, મારો હાથ ખભાં આગલથી મજબુત ધરયો, એવી રીતે કે, મારો હાથ દર્દ થવા લાગ્યો. "મેં આ શું બરાબર સાંભલ્યું, ફિલીપ? લેડી એસ્ટમિયરને તમારાં પ્યારાંમાં પ્યારાં મિત્ર તરીકે લેખોચ કરી તમે બોલ્યા શું?"

આ છેલ્લા વાક્યમાં જે કડવાસ અને ધિક્કારભરેલો હતો તેથી મને હેભત પડી, અને દીલ અંદરથી નાસિપાસ થયું. બહુ સ્પષ્ટ રીતે જણાઈ આવતું હતું કે, પેલી નિર્દય નિંદા તેવણનાં એકાંત વાસમાં પણ કાને પડીચ, કે એવણ તે ગરીબ નિર્દોષ બાનુને અપરાધી લેખતા હતા. એ વેળા, હું મોંહમાંથી એકે શબ્દ પણ બોલી ન શકયો, માત્ર " હા," નું ડોકયું હલાવ્યું.

" લેડી એસ્ટમિયર કોણ છે, તે તમે જાણોચ, ફ્લીપ?" તેવણે બોલવું જારી કરયું. " તમો જાણોચ કે તેણીની સ્ત્રી જાતિમાં અવમાન પામેલી સ્ત્રી છે, અને તેણીનાં કંથે, તેણીનાં અપરાધ માટે તેણીને પોતાની બાજુએથી હાંકી મેલેલી છે?"

" મેં એ કાંહણી સાંભલીચ. એવુ તોહમત પોતાની સ્ત્રી ઉપર મેલવા માટે, સર લારેન્સ ઘેલો હોવો જોઇયે. મે જોયાંચ તેમ, તમો તેવણને જુવો—વાપરો, તો એવી એક સંભવ્યતાને તમો તુચ્છકારી કાઢો! કોઇ દિને તમોને જણાશે કે, ઘણો ગેરઇનસાફ ભોગવેલી સ્ત્રી, એ છે. કોઇ દાહાડે એ વાત સાબેત કરી આપવાનાં ઊપાયો મને જડશે, અને તે વખતે, જે ભરથારે તેણીને દોષવાન ઠરાવીચ, તેની મને દયા લાગશે!" બહુ આવેશથી અને ખાતરીથી હું ઊપલું બોલ્યો. તે વેલાનાં મારા બાપનાં ચેહેરાનો દેખાવ કદિ ભુલીશ નહીં; આ વલાનો તેવણના દેખાવ જન્મ લગી વીસરીશ નહીં; તે કાંઇ ગમી ન હતી—ગોસ્સો ન હતો—પણ દેહેસ્ત પંથરાઇ હતી. એથી મારા ચેહેરા ઉપર આવેલી અજાયબી તેવણ પામી યા અને મોંહ ફેરવી બારી આગળ ચાલી ગયા. તે વેળાનો

દેખાવ આજે પાછો યાદ કરતાં મને અજાબ લાગેચ કે, શી રીતે તેજ ઘડીયે તે વાસ્તવિક બિનાં મારાં મનમાં પ્રગટી નહીં નીકલી. પણ જયારે સઘળું ખુલ્લું થાયેચ ત્યારે સમજાવવું સેહલું બહુ પડેચ; કદાપિ કોઇ મહાન ઈરાદાથી, કોઇ અમૂક નેમો પાર પાડવાને અર્થે, તે ખરી બિનાં મારાથી છુપી રહી હશે.

હું મારા બાપની પાછલ બારી આગળ ગયો. મેં તેવણુનો હાથ ઝાલ્યો, હિલચાલ વગર નિરજીવ વસ્તુ હોય તેમ મારા હાથમાં તે હાથ દબાઇ રહયો.

"તમો ઘર પાછા આવ્યા તે શુભ દિને, આપરે તકરાર પર ઉતરવું નહીં જોઈયે" મેં કાકલુદીથી કહયું "અને લેડી એસ્ટમિયર તમો માનોચ તેવીજ સઘલી દુષ્ટતાથી ભરેલાં હોય તોપણુ, તેમાં મીસ નેવીલને કાંઇ લાગતું વળગતું નથી." હું એમ બોલતાંજ તેવણ્ મારા ભણ્ગી ફરયા. તેવણુનો ચેહેરો ફિક્કો મારી ગયલો પણ શાંત થયલો હતો. "ફીલીપ," તેવણુ બોલ્યા. "તમો ઊમ્મરે પુગાચ, અને મારા દાબ અને અંકુશની બાહાર પડેલા છેવો, પણ મારો બેટો, મારી રાજી-ખુશી અને રજામંદીથી, લેડી એસ્ટમિયર સાથ કોઇ પણ પ્રકારની સગાઇ કે સંબંધ ધરાવનાર સ્રી સાથ પરણુશે નહીં. જે નારીયે પોતાનાં ભરથારને શરમમાં હોમાવ્યો, તે નારીનાં ઘરનું કોઇ, મારી વહુ થનાર નહીં!"

એ શબ્દો બહુ કઠોર અને નિર્દય હતા, પણ મારે સોસી જવું અને મોંહમાં જોરસાબંધ આવતા ગોરસા ભર્યા પ્રત્યુત્તરો મારે ગુંગળાવી દેવા પડયા.

"એ વાદ વિવાદ, એ તકરાર આજે નહીં ચલાવ્યે કોઈ બીજા દિન ઉપર મુલતવી રાખયે." હું ભારે ગમથી બોલ્યો.

"એમ કહો કે, આપણે એ વાત પાછી છેડયેજ નહીં." મારા બાપ કડવાસથી બોલ્યા, અને નિસોસ પડી ખુરસી ઉપર બેસી ગયા.

હું સ્વપ્ના પેઠે અને ઉદાસીનપણે બારીની બાહાર દેખતો ઊભો રહયો; લેડી એસ્ટમિયરનો વિચાર કરતાં લાર્ડ રાથવેલની ચેતવણી યાદ કરવા લાગો; અને મારા બાપ જેવાએજ જયારે હેવી નિંદા ખરી લેખે ગણી ત્યારે એ ઉપરથી શ્રેષ્ઠ-પુરૂષોનો ખવાસ પણ કાઇ કોઈ વેળા કેવો તિરસ્કારભર્યો હોય છે, તેનો વિચાર આવ્યો. હવે આ શોકાતુર બનાવમાં કયો માર્ગ ધરવો મને ઘટારત છે, તેનાં અજાયબીભરયા વિચારમાં પડયો. આ જે કંઈ બન્યું, તે મારી ઉત્કૃષ્ઠ કલા-ડીનને શી રીતે કહી શકીશ—તેણી કેમ ખમશે. એમ વિચાર કરતાં મારી દૃષ્ઠિ ખીણ ઉપર ગઈ, અને મેં એક જોરાવર આકારને મોટી ફલંગે ઘેર તરફ ચાલ્યો આવતો મેં દિઠો. પવનની લેહરા સાથ ગાયણનો રંગ પણ આવતો મને સંભલાયો, અને મને યાદ આવ્યુ કે, થોડીક મીનીટમાં વાલે-નટાઈન હાંક મારતો અને હસતો દેવાનખાનામાં દાખલ થશે. જે પુરૂષે તેની માતાને દોષવાન ઠેરવી, તે પુરૂષનાં છાપડાં તલે આવશે—અને તે પુરૂષ મારો પિતા હતો. ગમે એવાં નુકસાને પણ એ મારે અટકાવવું જોઇયે. હું મારા બાવાની સોડે ગયો. "તમોએ પેલી લીલોતરી ઉપર એક ચિતારાને જોયો તે યાદ છે?" તેવણે "હા," નું ડોકયું કર્યું, અને મારા શબ્દોનાં અપ્રસંગપણા ઉપર અજાયબીથી જોવા લાગ્યા.

" મારે તમોને આગમજ કેહવું જોઇતું હતું, પણ તમોને અચર્તી કરવાનાં ઇરાદાથી મુગો રહયો હતો. તે મારી સાથે અતરે ઉતરેલો છે. લેડી એસ્ટમિથરનો પુત્ર છે."

મારા બાવાનાં હોઠો ધુજવા લાગ્યા. ઘણે વારે બોલવાની શક્તિ તેવોને આવી. "તેને ઘરમાં આવવાનું મનાં કરો." તેવણુ બોલ્યા. "મારાથી મુશ્કેલે તેમ કરાયે," હું બોલ્યો, "તે કાલે જનાર છે."

"ત્યારે, તે ચાલી જશે ત્યાં લગી હું મારા ઓરડામાં રહીશ." એવણુ ઉઠયા અને બારણાં લગી ચાલ્યા. ઉબર લગી જઇ પાછા ફર્યા.

"એ, તમારા વાહાલાંમાં વાહાલાં મિત્રોમાંનો એક બીજો હશે, હું ધારૂં છ?"

"હાજી, એ મારો સર્વથી વાહાલો મિત્ર છે" હું મક્કમાઈથી બોલ્યો.

"હું મારા પુત્રને મેલીને ગયો તે વેળા," મારા બાવાએ ધીરેથી પણુ એવા સ્વરથી બોલવું જારી કરયું કે, પ્રત્યેક શબ્દે મારા આખા શરીરમાં ઝઝણી ફેલાઇ. "સૃષ્ટિ ઉપર કોઇ પણુ બાપ, પોતાનાં પુત્ર ઉપર એવો મગરૂર ન હશે, તેવી મગરૂરાઈથી છુટો પડયો. હું પાછો ફરૂં છ તો, તે પુત્રને એવા એક છોડી સાથ ગંઠાયલો દેખું છું કે, જેણીનાં સગાં બેઆબરૂભર્યાં છે, અને એક તજાયલી માતાનાં દીકરાને પોતાનો પ્યારામાં પ્યારો મિત્ર કરેલો જોઊંચ." એમ કહી ઓરડામાંથી ચાલી ગયા. હું રહી ગયો અને અજબ થવા

લાગ્યો કે, શું મારા બાવા ઘેલા થયા છે, કે શું નૉરીસનું ખાનદાનજ એવું છે કે, પોતાનાં કુળ ઉપર લાંછણનો છાંયડો પણ પડેલો જોઈ ન શકે! જરાવારમાં એ ખ્યાલથી જાગૃત થઇ, વાલેનટાઇનને મલવા ગેટ ઉપર ગયો. તે છોકરો રાએતા મુજબ ચેહરા ઉપર પ્રકાશીત મુસકેરાટ સાથ આવ્યો હતો, અને ચિતારવાનાં હુનરનાં ઘરેણાંનો થેલો બાજુએ ફેંકી બાગની બેઠક ઊપર બેસી ગયો, જે વેળા હું વિચાર કરતો કે આ ફેરફાર થએલાં બનાંવોથી એને શી રીતે વાકેફ કરવો.

"ફીલીપ," તે બોલ્યો, "તમારે મને કાંઈ નવાં સમાચાર "આપવાનાં છે. હું ધારૂંછ. ભટકવા નીકલેલા ઘર પાછા ફરયા કેની?"

"હા, મારા બાવા હમણાંજ એકાએક પાછા ફરયા."

"મેં એમજ ધાર્યું. હું પેલી લીલોતરી ઊપર તેવણુને મલ્યો. જયારે તેવણુને આ ઘર તરફનો રસ્તો લેતાં મે જોયા, કે હું સમજયો કે, તમારા બાવાજ હોવા જોઇયે. એક ઘણાંજ આબરૂદાર દેખાવનાં, અને માન આપવા જોગ માસસો, હું તેવણુને કહું છું. હું તેમની સાથ બહુ મિત્રભાવે મલી ગયો."

હું ચુપ સાંભળતો બેઠો, અને મારી સાંમે આવી પડેલા કાંમથી અચકાઇ પાછળ હઠવા લાગ્યો.

"તેવણુનાં ઘર પાછા ફરવાથી હું બહુ ખુશ થયો છું." વાલેનટાઇને બોલવું ચાલુ રાખ્યું. "કેવી પુત્રી તેમની વાટ

જુવે છે, તે તો તમે કયારનું તેઓને કહયું હશે? હું ધારૂંછ કે તેવણનાં આવવાનાં એ તમારા પ્લાનો બદલી નાંખ્યા હશે? તમો મારી સાથ કાલે નથી આવવાનાં?"

"નહીં, મારે થોડા દાહાડા વધુ અતરે ઠોબવું પડશે."

"વારૂં, પણ," વાલેનટાઈન બોલ્યો, "આ એકાએકનાં બનાંવે મીસીસ લી ની ઘરગતુ કરકસરમાં કાંઇ ખલલ પાડીય કે, આપણને રાબેતા મુજબ કાંઈ ખાવાનું મલશે? હું ભૂખે મરી ચાલ્યો."

એ ઉપરથી, હું તેને ઘરમાં લઇ ગયો, જ્યાં આપણું બપોરનું ભોજણ તૈયાર મેલેલું હતું. વાલેનટાઈન, જાણે પોતીકા નવા યજમાન આવ્યાની વકી રાખેલી હોયે તેમ અતરાફ જોવા લાગ્યો.

"તમારા બાવા અમો સાથ ભોજણ લેસે કે ની? મારી તેમની સાથની વાદવિવાદ હું પાછી શુરૂ કરવા ચાહું છું."

"ચાલીને આવ્યાથી તેવણ થાકી ગયાછ, અને આરામ જોઇયેછે. તેઓ જોરાવર અને તંદરૂસ્ત નથી કરી હું બીહુંછ."

"જોરાવર! લીલોતરી ઉપરથી ચાલી આવતાં તો તેઓ પુરતાં જોરાવર દીસતા હતા. કેમબી આ ઘડીયે એવણ હયાં નથી તે સારૂં છે. મારી ભૂખથી હું એવણને ડંગ કરી દેતે."

"વાલેનટાઇન ખુશમિજાજથી ખાવા મંડી ગયો, પણ હું તેમ કરવાને અશકત હતો. દરેક કોળીયો મારાં ગળાંમાં ખુંચતો અને ગલતાં હું ગુંગલાતો.

મારા જીવલગ મિત્રને એમ કેહવું કે, મારા પગલાં તારા બાપને ઘેર વધુ વાર મુબારક નથી, એ અતિ દુખઃદાયક કાંમ હતું.

“ શું થયું, ફીલીપ ?” શેવરે મારી તરફ વાલેનટાઈનનું લક્ષ ખેંચાવાથી બોલ્યો. “ શું હરખે તમારી મનોહર ભુખ છીનવી લીધી શું?”

“ નહીં; હરખે નથી છીનવી.” મારા શબ્દોનાં કરતાં મારા સ્વરોયે મારૂં દુઃખ વધુ કહી આપ્યું. તે અજબ પણ થયો અને હેબતયો.

“ શું ખોટું બનયું, ફીલીપ, મને કહો?”

“ દરેક ચીજ—હું ધારૂંછ—; હું કેમ તમોને કહું તે સુઝતું નથી. એ કેહવાનું બને એટલું સેહેલું કરી આપો, વાલેનટાઇન.”

એ ઉપરથી તે મને ખરા ભાવની નજરે જોવા લાગ્યો. જે નજરની બુજ, મારા શીવાય બીજાં થોડાંજ પિછાણુવાને શક્તિવાન હતાં. “ મારા પ્યારા છોકરા, કહોશું ? ”

“ મારા બાવા, વાલેનટાઈન, તમારી હાજરી મારા ઘરમાં હરકતભરી ગણે છે.”

એક ઉદાસ પણ મધુર છાપ તેનાં ચેહેરા ઉપર ફરી વળ્યો. જે છાપ તેની માતાનાં ચેહેરા ઉપર હમેશાં રેહતો. તે ખુરશી ઉપરથી ઉઠયો.

“ એ માટે હું બહુ દલગીર છેઉં, ફીલીપ,” તે શાંતીથી બોલ્યો.

"એ ઊપરથી મને ઉપજતું દુઃખ અને શરમ મારે કેહેવી જોઇયે શું?"

"નહીં. હું એ સારી પેઠે સમજું છેઊં. એ માટે મી૦ નૉરીસનું કારણ પણ હું પુછતો નથી. કારણ કે, તમારા બાવા વિશેનાં મારા વિચારો મારાથી બની શકે તેટલા ઓછા સખતાઇભર્યા રાખવા ચાહું છું. તમારી મારફતે મેં જે એવણનાં ઘરમાં મેહેરબાંનીભરી પરોણાગત આટલા દાહાડા મેલવી, તે વિશે આભાર માનજો; પણ મારા એકદમ વિદાય થવાથી સરસ રીતે આભાર માનવા જેવું થશે, હું ધારૂંછ."

"તમો આજને આજ તો નહીં જાવો?" મેં પુછ્યું.

"મારા પ્યારા ફિલીપ!" તે ચમકી બોલ્યો. એને માન નહીં મલે તેવા ઘરમાં બીજો એક પણ કલાક રહી શકે કરી મારા ધારવા ઉપર એવા અજાયબીભર્યા સ્વરે અને ભવાં ચઢાવી ઊપલા શબ્દો બોલ્યો કે, હું એને રેહવા વીશેનો એક શબ્દ પણ વધુ બોલી શકયો નહીં.

"પણ મારે લુગડાં બદલવાં જોઈયે. આવા પોશાકે હું શેહેર જઇ ન શકું. મારો સામાન તમો પાછળથી મોકલશો હું ધારૂંછ, અને મારાં ચિત્રો પણ પેક કરશો! કેટલાક ચિત્રો હજી સુકાંયાં નથી, તેથી હુસ્યારી રાખજો."

અગરજો તેને થયલું અપમાન માંહેથી તેનું જીગર કોતરતું હશે, પણ ઠપકાનો કે ગોસ્સાનો એક શબ્દ પણ તે બોલ્યો નહીં. હું તેનો મિત્ર હતો—અને એને અપમાન કરનાર એનાં મિતરનો પિતા હતો. વાલેનટાઇન મને ચાહતો

હોવાથી, મારે ખાતર મારી શરમ અને દુઃખમાં ઉમેરો કરે તેવો દરેક શબ્દ પાછળ નાખતો હતો. આ દેખાઈતા હલકા સ્વભાવ અને તેની મધુરતા તળે કેવી ઉમદાઈ તે ધરાવતો હતો, તે આ પ્રસંગની વર્તણુકે મને દેખડાવી આપી.

થોડીક તૈયારી કરવા માટે તે મારી આગળથી ચાલી ગયો. તેની સાથ જવાને મારૂં દીલ નહીં ચાલ્યું, પણ દુઃખી અને નાચાર થયલો તેનાં પાછા ફરવાની વાટ જોતો બેસી રહયો.

તે લગાર ફિક્કો મારી ગયલો, પણ ખુશ ચેહરાયે જરી વારમાં પાછો આવ્યો. મારો ઉદાસી ચેહરો દેખતાંજ, આવી, હેતથી મારાં ખભાં ઉપર હાથ મેલ્યો.

“ફિકર નહીં; ફિલીપ, ગમગીન નાં થાવો.” તે બોલ્યો. “તમારા બાવાનો—હું શું નાંમ આપું—ભૂલ ભરયા વિચા-રોના તમે જવાબદાર નથી. હવે મીસીસ લી ને તેડો. તે લાયક ઘરડા જીવડાને સલામ કરયા વિનાં હું જઈ નથી શકતો.”

મીસીસ—લી—ને તેડી અને વાલેનટાઈન જાય છે કરી, ખબર કરવામાં આવી. તેણી બહુ દલગીર થઇ.

“શું કદર ખાવા જોગ વાત છે!” તેણી બોલી. “અને શેઠ પણ હમણાંજ ઘેર આવ્યા!”

“હા, કદર ખાવા જોગ છે, ખરૂં.” વાલેનટાઈન ગંભીર-પણે બોલ્યો.

“પણ કાંમ તે કાંમ, મીસીસ લી.”

" હા, તેમજ છે, સાહેબ—પણ તમારા જેવા ખુશ મિજાજી રંગીલા જુવાન્યાને કાંમ-ધંધો કરવો પડેછ કરી, કોઇ વક્કિ નહીં રાખી શકો "

" જો પ્રિન્સ-ઑફ્-વેલ્સ, એક ચિત્ર ચિતરવા કદાપિ તેડતો હોય તો? "

" તે અલબત જુદી વાત છે, સાહેબ."

" વારૂં ત્યારે જો ગોપાળ, મીસીસ-લી-મેં હાવી પૂર્ણ રીતે બૂજ પિછાની, તે સઘળી મિષ્ટ સારી ચીજો કરવાની પડીયો મોકલવા ભુલશોનાં. " એમ કહી, ડોકયુ નમાવી, હસી, જેવો રમુઝી ઘરમાં દાખલ થયો હતો, તેવીજ દેખાઈતી રમુજી ઢબે ઘેર છોડયું; પણ મેં જોયું કે આ વારનું તો રમુજીપણું, જબરીથી લીધેલો સોંગ છે. હું તેની સાથે બાગ ઉપરથી ચાલવા લાગ્યો; વાંકો રસ્તો લેતાં મને દેખાયું કે, મારા બાવા પોતાનાં ઓરડાની બારીયેથી પોતાનાં પરોણાંને વિદાયે થતો જોતા ઉભા છે, અને અગરજો મેં ખોટું કરયું હશે, પણ મારા મિત્રનો હું શરમિંદો નથી એમ જણાવાનો ઠરાવ કરી, હેતથી મેં મારો હાથ વાલેનટાઇનનાં હાથમાં સેરવી દીધો, અને એજ રીતે હમોએ લીલોતરી ઉપરનો માર્ગ લીધો.

આપણે એક બીજાં સાથ થોડીજ વાત કરી હતી. ખેતરે જઇ પોંહોંચતાંજ એક ગાડી ઘોડો ભાડે લીધો અને વાલેનટાઇનને બેસાડી ' માર્ઈનહેડ ' લગી હંકારી લઈ ગયો, જયાંથી હમો છુટા પડયા.

"આથી આપણાં વચ્ચે કાંઈ ફેરફાર કે જુદાઇ નહીં થશે, હું ધારૂંછ ?" મેં ચિંતાગ્રસ્તપણે પુછયું. વાલેનટાઇન લગાર ઉદાસપણે મારૂં મોહોડું જોઈ બોલ્યો.

"મિત્રાચારીમાં તો નહીં, પણ આપણાં સંસારિક વ્ય. હવારમાં કાંઇ ફરક પડશે ખરો. એ ઉપરાંત કહ્યાડીન?"

મારા બાવાને મારી સગાઇ જણાવાનું ફળ શું નિપજ્યું હતું, તે કંઇ હમણાં સુધી મેં કહયું નહીં હતું.

"તમારા અદરાયાની ખબર તમોએ મી૦ નૉરીસને કહી?"

"હા, મેં કહી—તરતજ કહી."

"અને તેવણે નાંમંજુર કરી?" વાલેનટાઈને પુછયું.

"હું બીહુંછ કે તેમજ." હું બોલ્યો. "જે હરકત તેવણે મારી સંગત માટે લીધી, તેજ હરકત એ બાબદમાં પણ લીધી?"

મેં સર નમાવ્યું. "ઓ, વાલેનટાઈન—મારા મિત્ર--દોઓ! મારી ઉપર દયા લાવો, તમારા પોતા ઉપર દયા લાવો, અને એ વિશે કાંઈ વધુ પુછો નાં; ધીમે ધીમે એ સઘળું બરોબર થશે."

"ધીમે ધીમે, એ બહુ લાંબો વખત ગણાયછે. એક નાંરે, એ ધીમે ધીમેની વાત, વીસ સ્વમવત્ત વર્ષોથી જોતી બેઠીછ, તે આપણે જાણયેચ! સાહેબ સલામ! અલબત તમોને હવે લનડનમાં મલીશ, હું ધારૂંછ." આપણા હાથ છુટા પડતી વેળા, જોરભરી ખરી અને દૃઢ મુઠીમાં મલ્યા—બે જુવાન્યા, જેવો, એક બીજાને હેતથી ચાહતા, અને એક બીજાની

ઉપર ભરોસો રાખતા હતા તે લોકની લાગણીની જોરભરી મુઠ્ઠી મલી. ત્યાર પછી હમો છુટા પડયા.

"ગમે તો એ વાત બરોબર ઠીક થાવો-ફેસલો થાવો, કે, આજે છે તેમજ રહો, પણ આ બીજું અપમાન છે,-જેની જવાબદારી મારો બાપ—સર લારેન્સ એસ્ટમિયરથી, મારે લેવો છો" ઉપલા વાલેનટાઇનનાં છેલ્લા શબ્દો હતા. હું ધીમેથી 'ટારફડ' તરફ હંકારી આવતાં મનસે પ્રાર્થનાં કરી કે, એ બાપ દીકરા કદી મલે નહીં.

ઘર પોંહોંતો તેટલાં અંધારૂં થઇ ગયું હતું; હું થાકી ગયો હતો, અને તરત આરામે જતે, પણ હું મારા બાપને લાઇબ્રેરીમાં બેઠેલા જોઇ હું અજબ થયો. તેવણે કોઇ સવાળો પુછ્યા નહી; વાલેનટાઇનના વિદાય થવા બાબે, કે મારા અદરાવા બાબે, કસ્સી વાત છેડી નહી. કેટલાક કલાક લગી આપણુ વાત કરતા બેઠા. તેવણે પોતાની સફરની સંક્ષેપ તવારિખો કહી સંભળાવી. એવણુ ઘણાં દેશો, અને ઘણાં પ્રકારનાં લોકોને જોઇ આવ્યા હતા, અને એવણુનાં ભટકારાનું વર્ણન, જે એવણુ પોતાની યોગ્ય પસંદ કરેલી સુભાષિત ભાષામાં આપતા હતા, તે મારૂં પોતાનું દુઃખ છતાં, અને મને કઠોરાઇથી અને ગેરઇનસાફીથી વર્તયો કરી ઉભરેલા લાગણી છતાં, મને મનરંજન લાગતી હતી, અને મારૂં મન રોકયું હતું, ખરેખર, ફરી એક વાર તે અસલી ઘરમાં મારા બાપ સોડે બેસતાં, બાળપણુની મારી સ્મરણુ મુજબની સર્વે વસ્તુઓ, તેજ ઢબે ગોઠવાયલી જોતાં, પથ્થર ભાંજનાંરાઓની ઠોક પાછી એક વાર સાંભળતાં મારા બાપનાં

પાસામાં ભરાઈ બેસી તેવણનાં હાથમાં મારો હાથ મેલી હું પાછો એક છોકરોજ છું એમ માનવા મને ગમતું હતું—એ વિચાર મારો અટકાવવો, અને **મને પોતાને** ઉમ્મરે પુગેલો ગણવો બહુ કઠણ લાગું.

છેવટે, આપણે બધે ઉઠયા. મને લાગું કે, સઘળી નાંખુશી ભરી વાતો એકજ દાહાડામાં પુરી થઇ જાય તો સારૂં.

"એક મારી નાંદાંનીભરી મુર્ખાઇ મારે તમોને કેહવીછે."

"એક દાહાડા માટે, જે સાંભલ્યું તેજ પુરતું છે, ફિલીપ." બાવા બોલ્યા.

"જો તમો થાકી નહીં ગયા હોવો તો, એ હું કહી દેવું તે બેહેતર." તેવણ એ સાંભલી નીસોસ સાથ પાછા ખુરશી ઉપર બેઠા.

"તમો મને મલી ગયા પછી થોડેજ દિને, પાનાંની રમત ઉપર બેવકુફ બની નાંણાંની મોટી રકમ ખોઇ હતી."

એ મારા અપરાધનો સ્વિકાર સાંભળતાં, તેવણ કોઇ બીહીક કે દુઃખથી મોકલા થયા હોય તેવું દિસ્યું.

"જુગાર, એ બહુ દુષ્ટ ટેવ છે." તેવણ બોલ્યા. "હું આશા રાખુંછ કે, એ ટેવથી તમો છુટયા છો?"

"હા, હું એમ ધારૂં છું; પણ મેં એમાં એક મોટી રકમ ખોઇ."

"મી૦ ગ્રેસે તે આપી, હું ધારૂંછ—હમણાં તો તમો તે દેવા નથી ની?"

"હા, મી૦ ગ્રેસે તરત આપી દીધી; પણ તે રકમ કેટલી હતી, તે કેહતાં મને શરમ લાગે છે. ત્રણ હજાર પાંઊંડનાં કરતાં વધુ હતી. તમો કદિ પણ એવી મારી મુર્ખાઈ ક્ષમાં કરશો?"

"મારા પ્યારા ફ્રિલીપ," મારા બાપ ઉઠતાં બોલ્યા. "તમોએ જે બીજી બીનાંઓ મને આજે કહી, તેની સામે થોડાક નાંણાંનું નુકસાન ગણત્રીને લાયકનું નથી. સલામ"

હું અજાયબીથી ગરક થયલો પથારી ઉપર ગયો, અને વિચારવા લાગો કે, મારા બાવા શું ઘેલા છે, કે શું લક્ષાપતી છે?

---

## પ્રકરણ—૧૮ મું.

### "એમાંથી, એક પસંદ કરો."

એ દાહાડા સુધી હું 'તાર—ઉડ' માં રહયો અને તે અરસામાં મારી તકરારી વિષય મારા બાવા સાથે છેડીજ નહીં. મને ખાતરીપુર્વક હતું કે એ મારા વિષયની તકરાર—મારી નવી સગાઈ સંબંધી—બીજી વેળા થાશે ત્યારે તે ઘડી મારી જીંદગીનો નિધાન અને બારીક સમ્ય થઇ પડશે—વાત અણી ઉપર આવશે. મારી પસંદગીમાં મારા બાપ હરકત લીયે છે તે માટે, મારા ભવિષ્યનાં સુખ ઉપરથી મારે હાથ ઉઠાવવો, એવો વિચાર એક પળવાર પણ મારા દિલમાં દાખલ નહી

થયો હતો. ગમે એવો હેતથી હું એવણુને ચાહું છું તે છતાં, બાપનાં તરફની પુત્રની ફરજ કેટલા હદ લગીની હોય છે તે જાણું છું—એવી સ્થિતિઓ હોય છે જેમાં માતપિતાની સત્તાનું અનાદર કરવું વાજબી થઇ પડે છે. કલૅાડીન સાથનાં મારાં લગનની જે એવણ હરકત લેતા હતા તેનાં કોઈ મજબૂત કારણો એવણે નહીં આપ્યાં હતાં. જો જગત, લેડી એસ્ટમિયરને બાંરણે અપરાધનો દોષ મેલે તો તેનો અવેજ તેવણુની ભત્રીજી ઉપર લેવો એમાં અતિશય ક્રુરતા હતી. જો લાર્ડ રાથવેલની કલ્પનાં એક વાર કદાચિત મને ખરી લાગી હોય, કે મારા બાવા મારી એ સગાઈમાં હરકત લેશે, તોપણ મેં એમ નિશ્ચે ધાર્યું હતું કે, જે કંઇ હોશે તે પ્રતિરોધો ટળી જશે. હવે એ ઉમેદ ગુમ થઇ. તેવણે કબુલ કર્યું હતું કે, તેણી સુંદર છે; તેણીનાં વિરૂદ્ધ કેહવાનું કસ્સુ તેવણ કણે હતું નહીં; લેડી એસ્ટમિયર સાથની તેણીની સગાઇ માટેજ ફક્ત, મારી સાથની સગાઇ તેવણુને અણગમતી હતી. જ્યારે એ વાત ફરીથી મારા બાપ આગળ છેડીશ ત્યારે તેનું ફળ કેહવું નિકલનાંર હશે કે, તેનાં વિચારમાં હું ઊંડો નિસોસ મુકવા લાગ્યો.

એવણુ ઘર પાછા ફરયા પછી, આગળ પેહેલીજ જીંદગી ગુજારવાની પોલમાં એવણુને તરત પડેલા જોઈ હું બહુ દુ:ખી થયો. દરેક હાથથી છોડી દીધેલો તાર એવી સેહેલાઇથી ઊંચકી સાંધવા લાગ્યા, અને અસલી રૂપે રેહવા મંડયા કે, બે વર્ષ સુધી એવણ હજારો માઇલ ફરી આવેલા નથી, પણ એકુ બે દાહાડા પાસેનાં નગરમાં જઇ આવેલા હોય તેવું લાગતું હતું. એવણુ અતરેથી ઉપડતી વેળાએ, જ્યાંથી એવોએ પોતાની

કલમ અટકાવી હતી ત્યાંથીજ, અને આવ્યા તેને બીજે દીને સહવારથીજ, શાસ્ત્રાનુસારી લખાણ પાછું લખવા માંડયું હતું. અસલનીજ પેઠે કલાકનાં કલાક પુસ્તકોની મધ્યમાં ગુજારતા અને હમેશ મુજબનીજ એ પરવાઇ સાથ ચાલતા ફરવા જતા. તેવણુની રેહવાની રીતભાતમાં પણ ફરક કે, કોઇ રીતનાં ફેર-ફારની પણ ઉમેદ રાખી નહીં શકતો હતો.

પેહેલ્લા બે દિન લગી, જે માથાંકુટ હું જાણુતો હતો કે થનાર છે, તે સમ્ય માટે મને હિમ્મતવાન કરવામાં રોકાયો; એથી વધુ વિલંબ મારાથી લગડાયો નહીં. વાલેનટાઇન ગમે તે, કે, ગમે તેટલું પોતીકી માતાને કહે, પણ મારા બાપ પાછા ફર્યાછ તેટલું તો તેવણુનાં જાણુમાં આવશે ખરૂં. તેવણુ અને કલૅાડીન બંધે મારાથી સમાચાર સાંભલવાની વક્કિ રાખ-તાંજ હોવાં જોઈયે, હુ મારા બાપને તેમને ત્યાં લઈ આવીશ એમ સમજતાં હોવાં જોઇયે. ખરી બીનાં જાણુશે ત્યારે તે લોક શું કેહશે—તેવણે એ લગન નાં પાડયાં, તે, અને તેમ કરવાનું કારણુ જાણુશે ત્યારે તે લોક શું કેહશે?

હું રાતનાં કલાકનાં કલાક મારી હાલત ઉપર ચિંતન કરતો બેસતો, અને જેમ જેમ હું વધુ વિચાર કરતો તેમ તેમ એક ઉદાસી ભરી ખરી બીનાં વધુ મજબૂત થતી જતી, કે, હુ ચાહુંછ તે સ્ત્રી અને મારા બાપ વચ્ચે, એકને પસંદ કરવાનો કાળ આવ્યો છે.

શેવટે એ ધચુપચુ ભરી સ્થિતિ સહન નહીં થઈ શકાઇ. અગરજો હમો બાપ—દીકરા હેતથી અને મિત્ર—ભાવથી મલતા હતા, પરંતુ મને લાગતું હતું કે, મારા અને મારા બાપ વચ્ચે

એવો એક અંતર ઉભો થયો છે, જે આપણી અસલી સ્નેહ ભરી સગાઇમાં ફેરફાર કરયો છે. મેં ઉમેદ રાખી હતી કે, એવણુ વાત ઉખેડશે, પણ એ વિષયની વાત છેડવાની એવણુની કેવળ મરજી ન જણાયાથી, મેંજ શેવટે, ભારી ઉદાસ અંતઃકરણે એ હુમલો શુરૂ કરયો.

ઉન્હાલાંની મહિમાંવાળી સાંહાંજ હતી; સૂર્ય કયારનો એટલો પશ્ચીમે ઉતરી ગયલો હતો કે તેનો તાપ આપણુથી ખમાય એવો હતો. મારા બાવાએ અને મેં બંધેયે સાથે ભોજણ લીધું, અને થોડીક મીનીટ 'વાઈન' ઉપર ગુજાર્યા કેડે, બંધે જણે એક સરખી મરજીથી ત્યાંથી ઊઠી ઘેરની બાહાર ચાલતા નીકલી પડયા. આપણે ધીમેથી મોટા શીખર ઉપર ચઢયા, અને ત્યાં જરા વિસામો લેવા બેઠા કે, મેં બાહાર દુન્યામાં પેહેલ વેહેલ્લો પગ કાઢયો તે દિન યાદ આવ્યો. તે ઘડી મને યાદ આવી, જે વેળાએ, મારા અસલી ઘર ઉપરથી આપણું વાહાંણુ પાસ થતાં, પાહાડનાં શીખર ઉપર ઊભેલા કાલા આકારને જોવા ખાતર, મેં કાપટન પાસ દુર્બિન માંગયું હતું, અને જ્યાં સુધી આંસુએ મારી આંખો ઉપર પડદો ફેરવ્યો ત્યાં સુધી જોયા કર્યું હતું. એ પેહેલ્લાં વિખોટાં પડવાં એ મારી છોકરવાદી પ્રકૃતિમાંનાં તમામ મારા જોસ્સા ઉસ્કેર્યા હતા—અને મારા બાપને છોડીને જવાનો વિચાર વટીક કરવા માટે મેં કેવો પોતાને દોષ દીધો, અને ઠપકો દીધો હતો. અને આજે, થોડાંક વર્ષ ગુજ-રયા કેડે, એક ઉમ્મરે પુગેલા છોકરાનો ખાસ હક ચલાવવાની અગત્ય, અને હું ચાહું છું તે સ્ત્રી ખાતર, તેવણુની અગ્ના-ઓની વિરૂદ્ધ બળવો ઉઠાવવાની ફરજ મારા ઉપર આવી

લાગીછ. મારાં ચુપકીદાપણાંએ, મારા મનમાં ચરવાતું, કદાચિત મારા બાપને કહી આપ્યું હશે. તેવણ મને શોધક નજરે જોવા લાગ્યા; હું ધારૂંછ કે, સૂર્ય–અસ્તની ખુબસુરતી ઉપર બે યા ત્રણ ટાહુકા મુકયા હશે,—જે મારા કાન ઉપર લક્ષ ખેંચયા વિનાં પડયા. શેવટે હું તેવણ ભણી ફરયો; "તમો ઘર પાછા ફરયા તે દિને મેં તમોને કહી હતી તે વિષયનો તમોએ પાછો વિચાર કર્યો હશે જી ?"

"તે વિષય એક પળ પણ મારાં મનથી દુર નથી થઇ." તેવણે ઉદાસ અને શાંત પણે ઉત્તર વાલ્યો.

"ખચિત બાવા," હું બોલ્યો "તમારી મનાઇ તમો પાછી ખેંચી લેશો ? મારા પોતાનાં સુખની વાત એક કોરે મેલતાં મારી બાઇડીમાં બીજાં કીયાં વધુ ગુણ તમે ચાહો છો ? તેણી ખુબસુરત, નેક, કુળીન છે, અને જો એવી પણ ભાલવણીની અગત્ય હોય તો, તેણી દ્રવ્યવાન પણ છે."

"હું કહી ચુકાચ, ફીલીપ; કાંઇ વધુ કેહવાનું નથી."

"ત્યારે મારે એમ સમજવું જોઇયે કે, જે નાંરીને તેણીનાં ભરથારે વિકારયુકત સંશયનાં ઝપાટામાં તજીને ચાલી ગયો, તે નાંરીના એ છોડી બત્રીજી હોયાને લીધે, તમો તેણીને તમારી બેટી થવાને અયોગય ધારો છો? અરે, મારા બાવાજી! તમો ફરીથી વિચાર કરો. યાદ રાખો કે હું તેણીને ઊંડા હેતથી ચાહુંછું. તમારો ઠરાવ શું કરશે તેનો વિચાર કરો."

મેં એ વેળા તેવણનો હાથ ઝાલ્યો હતો, પણ તેવણે આંખો મારાથી ફેરવેલીજ રાખી હતી. તેવણનો ચેહેરો ફિક્કો

થઇ ગયલો હતો. પણ પેલો સખત દુઃખ છાપ મોંઢ ઉપર આવતો જતો હતો; એ ઉપરથી હું સમજી ગયો કે, મારી કાકલુદી નકાંમી છે.

"મેં તે સઘળો વિચાર કરયો; અને મારો જવાબ તેજ છે."

"ત્યારે તમો બીલકુલ મનાં કરોચ?" હું બોલ્યો.

"હું તે મનાં કરૂંચ; પણ ઠાબો! હું મારા હકની ઉપરાંત ચાલુંછ. તમે હવે મર્દાનગી ઉપર આવ્યાછો, અને હું જાણુંચ કે, તમારી મરજી તમો ચલાવશો—એમ કરવાનો તમોને હક છે. તમારાથી આવતી કાલે મીસ નેવીલ સાથ પરણાયે, હું એથી તમોને અટકાવી નથી શકતો."

"તમારે આધારે હોયાને લીધે શી રીતે એમ પરણી શકાયે? હું તેણીનાં પૈસા ઉપર જીવું નહીં. હું કંઇ પેદા કરૂં ત્યાં લગી મારે ઠાબવું પડશે."

"એમાં પૈસાની અડચણ નથી, ફીલીપ. પરમેશ્વરનાં શુક્ર! એ વિરોધ કોઇ દિને આપણાં વચ્ચે ઉઠનાર નથાં. તમો મારી મરજી મુજબ કે મરજી ઉપરાંત પરણો, પણ તમારી આવક નક્કિ થશે."

"તમોને નાખુશ કરીને કેમ હું તે લઇ શકું?"

"તે વાતની તમારે ચિંતા કરવાની જરૂર નહીં. તમારા હકનો પૈસો છે. પૈસાનાં વિચારથી તમો એક બાલ બરાબર પણ તમારા રસ્તાથી ખીસો કરી હું ચાહતો નથી. પણ, ફિલીપ—"

હયાં, તેવણ બોલતા અટકયા, અને મારા તરફ ફરી આતુર આંખ્યોએ મારો ચેહેરો જોઇ બોલ્યા, "લેડી એસ્ટમિયરની ભત્રીજી, મીસ નેવીલ સાથ તમો પરણો તે દિનથી, હું અને તમો પારકાં થઈશું. વર્ષોથી એક બીજાંને ચાહનારા અને એક મેક સાથ વસનારાં, છુટાં પડીશું. એજ બીહીક હું તમોને આપું છું. એ કાંમથી તમોને અટકાવા માટે **એજ લાગ** વાપરૂં છું."

મારી આંખ્યોમાં પાંણી ભરાઇ આવ્યાં. નિર્દયપણે અને સખતાઇથી એવણ મુજ તરફ વર્તે છે તે હું જાણું છું; પણ હું તેવણને ચાહતો હતો, અને તેવણની ચાહેનાત વિનાંની જીંદગી મુજને કંગાળ દીસતી હતી; વળી તેમ હું કલૉડીનને પણ ચાહતો હતો. મેં તર્ક બાંધી હતી તેમ, બેમાંથી એકને પસંદ કરવાનો મને હોકમ થયો હતો.

મારા બાવા કોઇ પણ ઠરાવ ઉપર આવતા, તે ઠરાવ વિરૂદ્ધ કાલાવાલા કરવા વ્યર્થ હોયછે, એ વાત હું ઘણાં વર્ષોથી જાણતો હતો, પણ આ વેળા, પોતાનાં બોલેલા બોલ પાછા ખેંચી લેવા માંટે મેં બહુ કાકલુદી અને આગ્રહ સાથ વિનવયા. પણ તેવણ પથ્થર મિસાલ સખત થઇ બેઠા. તેવણ મારી સાથ મયાથી વાત કરતા હતા. બળકે એવું દીસતું હતું કે આપણને, પોતીકા અતિ અપૂર્વક સંશયનાં, કે ગર્વનાં, કે ગમે તે કહો, તેનાં ભોગ થયલા નહીં, પણ કોઈ અકસ્માતિક બનાવોનાં ભોગ થઇ પડયા હોઇયે, અને તે માટે આપણી દયા ખાતા હોયે એવું હતું. છેવટ ઉદાસપણે અને ગમગીની સાથ હું ફરી ગયો. તેવણ મારી પાછળ આવી મારો હાથ ધરયો.

"ફીલીપ," તેવણુ બોલ્યા. "આપણે ફરીથી એ વીશેની વાત નહીં કરીશું. જ્યાં સુધી તમો મને લખીને જણાવો કે, મીસ નેવીલ સાથ તમો પરણ્યા, ત્યાં સુધી આપણાં વચ્ચે અસલીજ પ્રેમ અને મિત્રાચારી રેહવા દેવો; તમો પરણ્યા પછી સઘળું અમારા વચ્ચે પુરૂં થશે. મારી જીંદગીમાં ઘણી એક નાંમુરાદીયો અને નિષ્ફળતાઓ મેં ભોગવી છે, તેમાં એ એક વધુ—હવે સૂર્ય—અસ્ત પામ્યોછ, ચાલો હવે ઘેર જઇયે."

થોડા દાહાડા વધુ હું 'ટાર—ઉડ' માં રહયો—પણ એ વિષય-ને લગતી બીજી એકજ વાર વાત ચલાવી. આ એકાંત ખુણાં-માંથી બાહાર નિકલવાની મારા બાવા ઇરાદો રાખે છે કે, તે જાણવા હું બહુ આતુર હતો; શું તેવણુ ઇંગલંડ પાછા ફરયા તે, પાછા પુસ્તકો વિનાં કોઇ બીજા સોબતીયો સાથીયો વગર પોતાને તે એકાંતમાં દાટવાનો ઇરાદો રાખે છે, કે, શું ઉદ્યોગી દુન્યામાં બાહાર પડી તેવણુની અક્કલમંદી, કુશળતા, અને સારી ઉત્કૃષ્ટ રીતભાત, તેવણુને જે હકવાળી જગ્યા આપે તે સ્વિકાર-નાર છે।—તે જાણવા ચાહતો હતો. મેં એ સવાલ તેવણુને પુછયો, અને દુવા માંગી કે, પ્રભૂ કરેને છેલ્લો ઠરાવ એવણે ફરયો હોય. તેવણુ ચિંતા ગ્રસ્તપણે મને જોવા લાગ્યા.

"તમારી મરજી મુજબ કરવાનો મારો વિચાર હતો." તેવણુ બોલ્યા, "પણ મારા પાછા ફરવા પછી મારૂં મન મેં ફેરવી નાખ્યુંછ."

હું તેવણુની મતલબ પાંમી ગયો. "મારે લીધે તમોએ વિચાર ફેરવ્યો, બાવા?" હું બોલ્યો.

"કેમએ કરીને થોડો વખત હું હયાંજ રહીશ." મારા સવાલ ઉપર અખાડા કરી બોલ્યા. મારા જનમમાં, આ પેહેલ્લીજ વાર તેવણુને કડવા સખુનો ઓચરવાની મારી મરજી થઇ. એવણુની મતલબ એવી હતી કે, એવણુનાં પાછા ફરવા પછી, મારા વિશેનાં સમાચાર સાંભલયાથી એવોએ પોતાની જીંદગીનો પ્લાન ફેરવ્યો. એવણુ મને બહુ ગેરઇનસાફીથી વર્તે છે કરી, જો કે મને બહુ દુ:ખ લાગતું હતું, તોપણ હું કસ્સું બોલ્યો નહીં. જો એક વાર એવણુ પાછા એકાંત જીંદગી પર ઠરયા તો, એ જગ્યા પાછી છોડવવાની થોડીજ ઉમેદ હતી. અધાપિ બીજી સઘળી બાબદોમાં એવો અતિ કૃપાળુ હતા. મી૦ ગ્રેસને તેવણે એક કાગલ લખી મને દેખડાવ્યું, જેમાં લખ્યું હતું કે, મારા અખ્તયાર તલે પુરતો પૈસો મેલે, અને પૈસાની બીજી એક મોટી રકમ મારા નાંમ ઉપર સ્વતંત્ર પણે નેમવાની તેવણુ ધારણા રાખે છે. તેવણુનો ભારી સામાન લનડનથી મંગાવી લીધો, અને જયારે તેવણે તે પેટીઓ ખોલી ત્યારે મને જણાયું કે, દરેક દેશમાં તેવણે મને યાદ કર્યો હતો, અને દરેક દેશની એકેકી નિશાણુ મારે સારૂં લઇ આવ્યા હતા. વિચિત્ર અને મનોહર પદાર્થોનો એક મોટો જથ્થોજ મારે માટે લઇ આવ્યા હતા, જેમનામાંની ઘણીક હુન્નરભરી ખુબસુરતિયો, નાદેર અને અપાર કિમ્મતની હતી; કોઇ કોઇ તો હાથ કરવામાં ખરેખર એવણુને બહુ મેહેનત પડી હશેજ. એ કેમ હશે, કે મારા જેવા એક અયોગ્ય નકામાં માણુસ ઉપર વખત તેમજ પૈસો વેરવા ચાહે તે છતાં મારી જીંદગીની મુગટ-ધારી સુખજ ભોગવવાનું મના કરવાનું એવણુ હૈયું રાખી શકે છે?

એ સરીખા ઘણાંક વિચારો મારા મનમાં રાખીને હું તેવણુથી છુટો પડી શેહેર ભણી પાછો ફરયો, જ્યાં બીજું એક કષ્ટ ભર્યું કાંમ કરવાનું મારી સામે પડયું હતું—જે કંઇ બન્યું તે, યા, જેટલું મારાથી બની શકે તેટલું કલૉડીન અને લેડી એસ્ટમિયરને કેહેવાનું રહયું હતું.

અલબત મેં કલૉડીનને કાગલ તો લખ્યું હતું અને તેમાં ઈશારો આપ્યો હતો, કે મારી ઇચ્છા મુજબ સેહેલાઈથી અતરે કાંમ ચાલતું નથી, અને અલબતાં વાલેનટાઇને લેડી એસ્ટમિયરને પણ કાંઇ કહયુંજ હશે તેથી મારા એ મિત્રોની ભેટ લેવા આગમજ વાલેનટાઇનને તેનાં ' સ્ટડિયો ' માં મલવા ગયો. વાલેનટાઇન એક મોટા કનતાનની ઊપર કાંમ કરતો બેઠો હતો, જેની ઉપરનાં ખડકો અને ટેકડીઓનાં ખુલ્લાં રેખા, હું સારી પેઠે પિછાણુતો હતો, તેને ખુશીનાં ખુલ્લા દિલનાં મુસ્કેરાટ સાથે આવકાર દીધો, જે મને કહી આપતુ હતું જો મારા બાપથી તેને મલેલું અસ્ભય વિસર્જન માટે મને દોષ નથી દેતો.

" કેમ, " તે બોલ્યો, " મારી ઘરડી મિત્ર મીસીસ લી કેમ છે? અને—હું ધારૂંછ કે, મારાથી તેવણુની પણ ખબર પુછાય—તમારા બાવાની ?

" મારા બાવા સમજાએ નહીં એવા ગુઢ છે," હું બોલ્યો. " તમારા માંયે શું કેહેચ તે મને કહો."

" અલબત તેવણુ ખિજવાયાંછ. "

" ખિજવાટ કરતાં કાંઇ વધુ નહીં?" મેં પુછયું.

"હા, જખમી પણ થયાંચ—પણ જુવોની, ફીલીપ, તેવણને દુ:ખ સેહવાની ટેવ પડી ગઈછ, તેથી ઊપરથી દેખાતું નથી."

તેની માતા સારૂં ઊપલું બોલતાં, વાલેનટાઇનની ચમકતી આંખોમાં એક પ્રકારની નરમાસ આવી હતી. "તમે જઈને તેવણને મલો, ફિલીપ."

"હું ચાલ્યો. કલૉડીન વીશે કંઇ મને કહો."

"હું નહીં ધારતો કે, કલૉડીન તેણીનાં સસરા ઉપર મેહેર લાવે; હું વધુ કહી નહીં શકતો."

"પણ તેણી **મને** તો ઠપકો નથી દેતી?" મે પુછયું.

"**તમોને** ઠપકો દિયે! કાંયે, તમો કંઈ તમારા બાપને પસંદ કરી લાવ્યા નથી?"

"તેવણ હરકત લીયેછ તે તમોએ તેણીને કહયું?" મેં પુછયું. "મેં કહયું નથી; પણ મને વેહેમ જાયેછ કે, મારી માયે તેવણને કહયુંછ. હું મારાં માયેથી કાંઈ પણ છુપું રાખતો નથી." ત્યાર બાદ હું પાધરો લેડી એસ્ટમિયરને ઘર ગયો. તેવણ ઘરમાંજ હતાં. કલૉડીન ઘરમાં નહીં હતી, પણ પાછી જલદીથી ફરનાર હતી.

મને લાગું કે મારા તરફની લેડી એસ્ટમિયરની વર્તણુકમાં કંઇ ફરક પડયોછ. કદાચ એ મારો વેહેમ પણ હોય, પણ ગમે તેમ હોવો, જે કંઇ હતું તે ટુંકવખતમાંજ નીકલી ગયું, અને તેવણનાં શબ્દો અને રીતભાત અસલ મુજબનીજ હેત ભરી અને મધુર થઇ. હું તેવણની પાસે બેઠો, અને થોડીક મીનીટ લગી કાંઇ વાત કરી નહીં.

"તમારા બાવા પાછા આવ્યા ત્યારે ?" તેવણે પુછયું.
"હાજી, પણ તેવણનાં આવવાનાંએ હું ઉમેદ રાખતો હતો તેવો સુખી મને નહીં કરયો."

"સુખની આપણી ઉમેદોમાંની થોડીજ પૂર્ણ પુરી પાર ઊતરેછ." લેડી એસ્ટમિયર બોલ્યાં. એ પછી વાતચીત બંધ પડી. હું જાણુતો હતો કે, હું શું ખબર લાવ્યોચ તે મારા મોહડેથી નીકલવાની વાટ જોતાં બેઠાં હતાં.

"તમોને મેં આગળ કહેલું છે કે, મારા બાવા એક વિચિત્ર પુરૂષ છે," મેં કેહવા માંડયું. "તમોએ તેવણનો હેવાલ જે આપ્યો હતો તે ઊપરથી એવો વિચાર મનમાં આણવાની મને ફરજ પડી હતી." લેડી એસ્ટમિયર બોલ્યાં.

"હા, તેવણ એક વિચિત્ર પુરૂષ છે; ઘણાં વરશોથી તેઓએ અજબ તરેહની જીંદગી ગુજારી છે. મને એવું દિસે છે કે, કોઇ પણ વિષય તેવણ બીજા લોકોની પેઠે નેહાલતા નથી—એવોનાં ખ્યાલોજ જુદી રીતનાં છે. હમણાં તેઓ મારા ભણી નિર્દય અને બેઇનસાફ છે."

"સભ્યતાથી બોલો, ફીલીપ; તેવણ તમારા બાવા છે."

"કલૉડીન સાથનાં મારાં લગનની બાબદમાં અજબ રીતનો પ્રતિકૂળ વિચાર મનમાં લીધો છે. સારાંશ એ છે, મારાં પ્યારાં લેડી એસ્ટમિયર, કે કલૉડીનને પોતાની બેટી તરીકે સ્વિકારવા નાં પાડે છે."

લેડી એસ્ટમિયર મારો મુખડો જોવા લાગ્યાં. એવણની આંખોમા એ વેળા કોપ કે ગોસ્સો નહીં હતો, કાંઇજ નહીં

પણ બળાપો અને દયા હતી. મારા બાવાએ પોતાની એવી અદ્દભૂત વર્તણુક માટે શું કારણુ બતલાવ્યું તે પણુ એ બાનુંએ પુછયું નહીં.

"હવે તમે શું કરશો?" તેવણે પુછયું.

"ફક્ત માત્ર એકજ કાંમ હું કરી શકીશ. હું કલૅાડીન સાથ પરણીશ, અને વખત તેવણનું દિલ બદલે તે ઉપર ભરોંસો રાખી બેસીશ!"

"પરંતુ એક બાપ તરફ નાં તાબેદાર થવું, બહુ બીહીક ભર્યું છે જો!"

"તે ખરૂં; પણુ જેમ બાપને હક છે તેમજ બેટાને પણુ હકો હોય છે. એક બેટા પોતાનાં બાપનાં ખોટા તુરંગી ખ્યાલ ઉપર પોતાનાં સુખનું ભોગ આપવાની કાંઇ ફરજ નથી! ખચિત એમાં તો તમો મારી સાથ એકમત થશોજ?"

"હું જાણુતી નથી. હું તમોને સલાહ આપી શકતી નથી. તમો ઉમ્મરે પુગેલા છેવો, અને તમેજ તમારો રસ્તો લેવો જોઇયે. અઘાપિ કાંઇ પણુ હુલ્લડાઇ કરશોનાં. કેમએ કરીને, ફીલીપ, જે લગનમાં માબાપની ખુશીની ખૂટ હોય છે, તે લગનો પુર્ણુ સુખી નથી નીવડતાં. એ કદાપિ અસલી જમાનાંનો વેહેમ હોય, પણુ એ વાત દિલમાંથી ત્યાગ કરી નથી શકતી."

"હું એનો કાંઇ પણુ ઉત્તર વાળું તે આગમજ બારણું ઊઘડયું.

"કેમ ભટકતા સાહેબ!" એક આવાજ આવ્યો જેને મારાં હૃદયને ખુશીથી ઊછળતું કીધું, અને એક પળમાં કલૅાડીન

મારી સોડે આવી ઊભી રહી. તેનો અરોગિ અને ખુબસુરતીથી ખીલતો ચેહેરો જોતાં મને લાગું કે, બાપનાં હેતની કિમ્મતે પણ એણીની પ્રીતી કદી છાંડી નહીં શકું. કલૉડીન આવતાંજ લેડી એસ્ટમિયર ઓરડામાંથી ચાલી ગયાં હતાં.

આપણી મોલાકાતથી ઉપજેલા હર્ષનું વર્ણન કરી મારાં વાંચનારાંઓને ઈજા આપવા નથી ચાહતો. આપણી સલામ—અકામ પુરી થતાં, આપણે બાજુ બાજુએ વાત કરવા ગોઠવાયાં.

"ફીલીપ," તેણી બોલી. "તમો બેમાર અને અસુખી જેવા દિસો છો, મને સઘળું કહો."

"દલગીરીભર્યા સમાચાર છે." હું બોલ્યો.

"એટલી તો મેં તરક બાંધી હતીજ; તમારા બાપ વીશેનું સઘળું કહો."

"તેવણ દેવાનાં છે, એમ હું ધારૂંચ કલૉડીન. તેવણ ઘેલાજ હોવા જોઈયે!"

"તમારી પસંદગી નાંમંજુર કરી? જવાબ દેવો, ફીલીપ, હું ખમી શકીશ."

"હા, તેમજ." હું કજરાતા ચેહેરા સાથ બોલ્યો. "પણ હું ફરીથી કહું છું કે, તેવણ ઘેલા છે."

"હવે તેમ કરવાનું મને કારણ કહો. હું એક કુળીન બાનું છેઉં, હું ખાલી હાથે તો તમારે ઘર આવતી નથી, અને તમે મને ચાહો છો."

એ છેલ્લા શબ્દોનો ઉત્તર મેં યોગ્ય રીતે વાલ્યો, પણ તેણીનો ચેહેરો ગંભીર હતો.

"વાલેનટાઇને તેનું કારણ તમોને પુછ્યું નહીં; લેડી એસ્ટમિયરે પણ પુછ્યું નહીં, પણ મારે તો તે જાણવું ઘટેછ, ફીલીપ।"

"તેવણ લેડી એસ્ટમિયરની તવારીખ જાણેચ;" હું તોતરાતો બોલ્યો.

"નહીં, ફ્રિલીપ;" કલૉડીન, એક રાજ કરતી રાંણી પેઠે ઉઠી, અને પોતાનાં પગ જોસ્સાભર ભોંય ઉપર અફાલતાં બોલી, "તેવણુની ખરી તવારીખ નહીં! દુન્યા જે તેવણુની તવારીખ લેખે માંને છે તે જાણુતા હશે. તમારા બાવા નામર્દ છે!"

મારાથી તેણીની સામું થઇ નહીં શકાય એવું મને લાગું. તેણીનાં ગોરસામાં તેણીની કેહવી પ્રતાપવંતી દિસતી હતી! સીધ્ધી ઉભી હતી, નાંહાંનુ માંથું મગરૂરીથી પાછળ ઠેલવેળું-કાલી આંખો ચલકતી, અને નાંખનાં નાંજુક ફીફરાં લગાર ધ્રુજતાં હતાં. ફીલીપનાં હકમાં ભલું થયુંછ કે, તેનો કોઈ કસુરીએ આ મનોવિકાર નથી ઉસ્કેર્યો.

"એક બીહીકણુ નામર્દ!" તેણીએ બોલવું જારી કર્યું.

"દુન્યા તેવણુને દૂષિત ઠરાવે છે, તેથી એ શખસે પણ દૂષિત ઠેરવી—નિંદાખોરોથી નિંદા ચલાવી તેથી એવણુ પણ નિંદા કરેછ. તમો તેવણુને મહાન અને ભલા કેહતા હતા. હું ફરીથી કહું છું કે, તેવણુ નામર્દ છે."

"તે છતાં, તેવણ મારા બાપ છે, કલૉડીન." હું ગંભીરપણે બોલ્યો. તેણીએ જોયું કે તેણીનાં શબ્દો મારૂં જીગર કાતરતાં હતાં. તેણીએ મારા સામું જોયું, અને તેણીનો સામટો દેખાવ એકદમ બદલાઈ ગયો. આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, અને મારાં ખભાં ઉપર તેણીએ પોતાનો મુખડો સંતાડયો. "મારા ફીલીપ!" તેણીએ પોકાર્યું. "હું ખોટું કરૂચ—મને ક્ષમા કરો ફીલીપ."

મેં તેણીને હેતથી વીનવી અને આંસું નુંછયાં; પણ તેણીને વિનવતી વેળા પણ હું પેલા એખલા પડેલા પુરૂષનો ગમગીનીથી વિચાર કરતો હતો, જે પુરૂષ કે મને બહુ હેતથી ચાહતો હતો છતાં, મને ખાતરીથી કહયું હતું કે, કલૉડીન સાથનાં લગન અમોને સદાનાં વિખુટાં પાડશે.

એ પછી હું મારાં લગન વિષેની વાત કરવા લાગ્યો. હવે એ મુલ્તવી રાખવાનું કસ્સુ કારણ મેં નહીં જોયું. હું જાણુતો હતો કે, કોઇ પણ મારી સમજાવટ મારા બાવાનાં ઠરાવને બદલનાંર નથી. કલૉડીન મારી હકદાર પત્ની થવા પછી કદાપી હું ફરીથી તેવણનાં હેત તરફ કાકલુદી કરીશ તો કદાચ એવણ જનમમાં તે એક વેળા લટી જશે—છેવટે કલૉડીનને પોતાનાં જીગરમાં જગ્યો આપશે, અને તેણીને ચાહશે. તેથી આવતી પાનખરઋતુમાં એક દિવસ લગન સારૂં નક્કિ કરવાની મેં તેણી સાથ હઠ લીધો. તેણીનો કબુલ થઇ.

"આપણુને વધુ વાર ઢીલવાનું કાંઇ કારણ નથી," તેણી મધુરપણે બોલી. "શાંતપણે ગુજારો કરી શકયે તેટલું

આપણી પાસ છે. જ્યારે તમોને ગમે ત્યારે મને તમારી કરીને લઈ જાવો."

મારા બાપનાં પક્ષમાં કાંઇ પણ કેહવાની તક મલી તેથી મઘન થતો, પૈસા બાબેનું તેવણનું શાહી ઉદારપણું તેણીને કહયું. તેણી એથી અસુખ જેવી દિસવા લાગી.

"ફીલીપ," તેણી નરમાસથી બોલી, "તે પુરૂષનાં પૈસામાં હું તમો સાથ ભાગ નહીં લઇ શકતી."

"એ મારા બાવાની બક્ષિસ છે, વાહાલી."

"હા; પણ તેવણ તમારાં લગનની મનાંઇ કરેછ. ફિલીપ, હું તમોને ચાહું છું ખરી, પણ મગરૂર છું. જે કંઈ મારી પાસ છે તે તમારૂંજ—પૂરેપૂરૂં તમારૂંજ છે. તમારે બેમાંથી એક પસંદ કરવાનું છે. તમો જો **મારા** બક્ષિસો સ્વિકારો તો, **તેવણની** બક્ષિસો નાંકબુલ રાખવી પડશે."

"હું મારી બાઈડી ઊપર ગુજારો નહીં કરી શકું——"

"અઘાપિ, જે બાપ તમારી બાઈડીને અનંગીકાર કરેછ તે બાપનાં પૈસા પર ગુજારો કરી શકો! તમારો ગર્વ તમોને આડે માર્ગે લઈ જાયેછ, મારા ફિલીપ."

તેણીનાં આવા ઠરાવ ઉપર બહુએ તકરાર લીધી, પણ મારી એ યત્નો બહુ નબલી થઈ પડી. હું મારા હૃદયમાં જાણતો હતો કે, તેણી વાજબી છે. હાલની કેરીયત મુજબ, જે બાઈડીને ખાતર મારા બાપની દોલત ઊપરથી હાથ ઉઠાઊં, તે બાઇડીનાં પૈસા કબુલ કરવામાં જે અવમાન હતું તેનાં કરતાં

મારી બાઈડીને તુચ્છકારી કાઢનાંર બાપનાં પૈસા કબુલ રાખવામાં વધુ અવમાન હતું.

" પ્યારા ફિલીપ, " કલૉડીન છેવટે બોલી, " જે કાંઇ મારૂં છે તે નહીં વાપરી શકો તેવા મગરૂર હોવો તો, આપરે એક વર્ષ કે બલકે બે વર્ષ ઠોબીશું. તેટલાં, પૈસા પેદા કરવાનો માર્ગ તમોને જડશે. ત્યાર પછી, તમારી ઇચ્છા હોય તો મારી પાસ કંઇ જરા રતી હોય તે લેજો. પણ જે બાપથી મારે ખાતર તમે વિખુટા પડો તે બાપનાં દ્રવ્ય ઉપર આપણાંથી આશ્રિત નહીં રેહવાઇ શકાશે."

એ ઉપરથી હમો એજ ઠરાવ ઉપર આવી ગયાં, ગરચે હું મોટો ભોગ આપુંચ કરી મને લાગું. એક વર્ષ કે કદાપિ બે વર્ષ કલૉડીન સાથની પરણેતર જીંદગીનાં ખોઇ દેવા, એ, આત્મગર્વનાં સ્થંડીલ ઉપરનું અપૂર્વ બળીદાન હતું. એક કાંમ, એ શીક્ષા હુલ્કી કરી શકે. લેડી એસ્ટમિયરની નિરદોષતા સાબેત કરવાનાં ઉપાયો હું શોધી કાઢું; તેણીનાં કંગાળ ભરથારને, એણીને પોહોંચાડેલી ઇજા અને કરેલાં ગેરઇનસાફની માફી ચાહતો તેણીનાં પગ આગળ લાગીં, ત્યારબાદ મારા બાપની હરકતો પણ જમીનદોસ્ત થશે, અને સુખેથી મારી રાજધાણીમાં ગાદીયે ચઢીશ. કલૉડીનથી રજા લઈ મારા ઘર તરફ પાછો ફરતાં એજ વિચારો મારા મનને રોકતું હતું. એ કેવું અચર્ત સરીખું કે, લેડી એસ્ટમિયરનો બળાપો અને દુઃખ, આજે જાણે મારી જીંદગીનો એક ભાગ હોય તે મિસાલે થઇ લાગે; કેવું વિચિત્ર કે, મારૂં પોતાનું સુખ, ચેરશામે ગમે એવું શૈતાની કાવતરૂં રચ્યું હોય, તેને

મિત્રે ઘુસવાને મને આગ્રહથી હળુસેલે। લાર્ડ રાથવેલનાં શબ્દો, કે, નસીબનો હાથ કાંમ ચલાવે છે, એ શબ્દો મને યાદ હતા; અને હાલનો સંભવ જોતાં, તે શબ્દો સાથ એકમત્ત થવાને મારૂં મન વળાણુ લેતું.

તેટલાંમાં ઘેર ફરતાં, અને મારા ઓરડામાં દાખલ થતાં, મને તેનાં, એટલે ચેસ્શામનું, ખુલ્લા મોટા અક્ષરનું કાગલ ટેબલ ઉપર મેલેલું મને મલ્યું. ત્યારે લાર્ડ રાથવેલનાં શબ્દો વધુ ખરા લાગ્યા. તે ઇંગલંડ પાછો ફરયો હતો અને તેની અસલની જગ્યા ઉપર રેહેશે, જ્યાં મને મલવાની તે આસા રાખતો હતો, એમ લખાઈ આવ્યું હતું.

તેમજ તે દિને રાત્રે કલબની ચીરૂટ પીવાની ઓરડીમાં દાખલ થતાં, ચેસ્શામને તેનાં જેવાજ થોડા લોકની અંદર સ્વચ્છ અને ભલી પદાર્થો વિશે, તેની અસલી શૈતાનયતભરી તિરસ્કારભરી રીતે વાતો કરતો સાંભળતા. વળી વધુ ને વધુ મારૂં મન, રાથવેલનાં ભવિષ્ય–વચન તરફ વળાણ લેવા લાગ્યું.

---

## પ્રકરણ—૧૯ મું.

## વિનાંશ.

બીજે દિને સ્હવારે લાર્ડ રાથવેલ, પોતાનાં હોટેલનાં બારણાં ઉપર ઉભેલા મને મલ્યા. તેઓ લાંબા ચીરૂટ પીતા, અને આમના તેમ આવતાં જતાંઓને તીવ્ર ભાવથી જોતા ઉભા હતા. એ પાસ થનારાંઓમાંનાં ઘણાંકો, એ ઊંચા, દાઢીવાળા

પુરૂષને દેખતા જતા હતા, અને અલબત મનમાં અજબ થતા હશે, કે આ શીકારે જવાનાં જુનાં ઝભામાં ઊભેલું કોણ હશે ? મારા આજનાં દુઃખી કાળમાં તો, એ કુશાદે છાતીવાળા મયાળુ હૃદયનાં પુરૂપ, જેવો હસતી ગંભીર આંખોથી આદરસ્તકાર મને આપ્યો, તેવો મારૂં આશ્રિયતનું એક ખડકજ લાગતું હતું. કોઈને નહીં તો, તેવણની તરફ તો સલાહ લેવા મોંહ કરી શકુંચ, કારણ કે આજે, મને કોઇ સલાહ-કારીની અગત્ય હતી. વાલેનટાઈન મને બહુ વાહાલો હતો તથાપિ, જે વાત ઉપર મારા અને મારા બાપ વચ્ચે બનેલા અણબનાંવ બન્યોતે ઊપર વિચાર કે તકરાર નહીં કરી શકતો હતો; લેડી એસ્ટમિયર સાથે પણ તેમ કરતાં, એજ કારણ મને અટકાવતું હતું. અને કલોડીને તો દરેક બિનાં **પોતાની સમજણ** મુજબ નક્કિ કરી હતી; તેથી જ્યારે લાર્ડ રાથવેલે પોતાનાં સામલા હાથમાં મારો હાથ લઇ દાબ્યો ત્યારે હું ખરા જીગરથી મગ્ન થયો, કારણ કે એ આલિંગને મને ખાતરીથી કહી આપતું હતું કે, હજી હું તેવણનો મિત્રજ છેઊં.

"અંદર આવો, કાપટન ફિલીપ," તેવણ બોલ્યા—મને જે છોકરવાદી નાંમ એવણે આગમજ આપ્યું હતું, તે નાંમે કોઈ કોઈ દાહાડે વાત કરતા હતા. "અંદર આવો, હમે લાંબી વાત—ચીત ચલાવ્યે."

એવણ એક ઓરડામાં મને લઇ ગયા, જેને ક્યારનો પોતાનાં શોખ મુજબ બદલી નાંખ્યો હતો. પેલી આગમજની બારી બે ટેબલો સંસકારપૂર્વક સ્થાપાઇ હતી, અને હજી પણ કચર-પચરથી ગોઠવાતીજ હતી. એ ઓરડો જોતાં હું હસી પડયો.

"તમે તમારો છાપ કોઇ પણ જગ્યા ઉપર જલદીથી બેસાડી દેવો છો." હું બોલ્યો.

"હા; એમ મને એ લોકો કરવા દીયેચ તે મને અજબ લાગેછ. હું ધારૂંછ કે, હું લાર્ડ છેઊં, તેથી. ઇલ્કાબ, જો કેમ વાપરવો તે તમોને આવડતો હોય તો, તેમાંથી બહુ ફાયદો નિપજે છે—દરજજા અને પદ્વિઓની ફરજોની લોકો વાત કરેછ, તે લોકનું માંનતાંનાં, ફીલીપ. જો દુન્યામાં કોઇ એક પણ પોતાની મરજી મુજબ રહી શકતો હોય તો તે, લાર્ડ છે. કદાપિ કોઇ કોઈ વાર મારી પાસ બેસવા ઉઠવા તમો લજવાતા હશો!"

તેવણ વાલેનટાઇનને કે લેડી એસ્ટમિયરને હજી મલ્યા નહીં હતા. પેહેલ્લી તેઓ વિગેની પુછપરછ કરી. વાલેનટાઈન ચિતારા લેખ પોતાને પ્રખ્યાત કરે છે તે જાણી બહુ મઘન થયા અને તેવણુની કમ-સેતારાની લગન-સગાઇ હાની અકાળ તુટી ગઈ તે જાણી બહુ દુઃખી થયા. એ પછી મારાં પોતાનાં સાટાં માટે પુછપરછ કીધી. મેં તેવણને સઘળું કહયું—મારા બાવાનું એકાએક પાછું ફરવું; વાલેનટાઇનને અપમાન ભરી રીતે બરતરફ કરયો, તે; અને કલૉડીન અને મારા બાવા, એ બંધેમાંથી એકને પસંદ કરવાની મને આગ્ના થઇ, તે સઘળું કહયું. એ સાંભળતાં એવણનો ચેહરો બહુ ગમગીન થયો.

"એમ થશે કરી હું પેહેલ્લેથીજ બીહીતો હતો." તેવણ નિસાસ મુકી બોલ્યા. "મારા શબ્દો તમોને યાદ છે?"

"પણ કાંયે તમો એમ બીધા? મને એ ભેદ સમજાય નહી હેવો લાગેછ." હું બોલ્યો.

"કદાચ અગમચેતી થઈ હશે. કદાચ દુન્યાને હું સારી પેઠે ઓળખું છું તેથી. તમો હુલ્લડાઇ નહીં કરશો, હુ ધારૂંછ, ફિલીપ ?"

"હું કલૉડીન સાથે પરણીશ, જો એને તમો હુલ્લડાઈ કેહતા હોવો તો. પણ હજી હમણાં નહીં." તેવણુનાં ચેહેરા ઉપર નાંપસંદગીની છાપ ફરી વળતી જોઇ, ઉતાવળે છેલ્લા શબ્દો મેં હુમેર્યા.

"નહીં, હમણાં નહીં; હજી હમણાં નહીં. થોડાક દિવસ ઠોભો. તમારા બાવા શેહેરમાં આવે એવો કંઇ સંભવ છે?"

"હું બીહું છું કે, તેવણ નથી આવનાર." એવામાં એકાએક મને એક વિચાર સુઝયો.

"લાર્ડ રાથવેલ," હું બોલ્યો. તમો મારી ઉપર એક બહુ મોટી કૃપા કરશો, જો હું વિનતી કરૂં તો?"

તેવણે મારા ભણી પોતાની ચસમો ફેરવી; એ આંખો જોરાવર મર્દનાં જેવી રેહવા છતાં વારંવાર સ્ત્રીનાં જેવી મધુર દિસતી હતી. "તમારા બાપનાં પુત્ર માટે હું ઘણું કરી શકું, ફીલીપ," તેવણ બોલ્યા. "મારા બાપનો પુત્ર!" હું પાછું બોલ્યો. "મારા બાપ તો તમોને અંજાણ્યા છે; તમે વર્ષો ઉપર માત્ર એકજવાર એવણુને જોયલા."

"તમારા બાપનાં બેટા, તે તમે છેવો, ફીલીપ;" લગાર કડકથી એવણુ બોલ્યા. "હું શું તમારે શારૂં કરૂં?" મારી માગણી શબ્દોમાં દર્શાવવા લગભગ હું શરમાતો હતો.

"હું મુશ્કેલે તમોને એવી અરજ કરી શકું છું," હું બોલ્યો. "પણ જો તમોને ફુરસદ હોય તો, ડેવનશાયર જઇ શકોતો, ક્લૉડીન કેવી છે, લેડી એસ્ટમિયર કેવાં માણસ છે તે તમો એવણને ખાતર પૂર્વક કહો તો સારૂ—તેવણ તમારૂં સાંભળશે—હું ગમે તે કહું તે, તેવણને અસર નહીં કરી શકસે, તેટલું તમારી વય પુગેલા, અને તમારી સ્થિતીવાળા પુરૂષનું, તેવણનાં મન ઉપર બહુ અસર કરશે. તેવણ કેવો ગેરઈનસાફ કરે છે તે, તેવણ કદાચ સમજશે."

લાર્ડ રાથવેલે તરત ઉત્તર નહીં વાલ્યો. ઊંડા વિચારમાં હોય તેમ બેઠા, પરંતુ મારી એ વિનંતીથી ગોસ્સે થયા હોય તેમ નહીં હતું. હાથ લાંબો કરી બીજું ચીરૂટ પોતા તરફ તાંણયું અને હું તેવણનાં ઠરાવની વાટ જોતો બેઠો.

"હા," તેવણ બોલ્યા, "હું જઈશ; હું નથી ધારતો કે, કઈ ફાયદો મારાથી થશે; પરંતુ હું જઇશ. આજે રાતે ઉપડીશ."

"તમારો આભાર શી રીતે પુરતો માની શકું તે હું જાણતો નથી. મેહેરબાની કરી કંઇ અગવડ કે અડચણમાં તમોને પોતાને નાંખશો નાં—કયો પણ દાહડો ઠીક પડશે-ચાલશે."

"હું તરત જઇશ. કોઇ પણ કાંમ મારી ઉપર ટીંગાતું રેહ તે હું ધિક્કારૂં છું."

"હું તમો સાથ આવું?" મે પુછ્યું.

"નહીં આવો તો બેહતર."

"હું ધારૂંછ કે તેવણુ તમારી ભેટ લેશે." વાલેનટાઇન તરફની અસભ્યતા યાદ આવતાં હું બોલ્યો.

"મી૦ નૉરીસ એક ગ્રહસ્થ છે. મને મલવા નાં પાડવાનું કસ્સું કારણ હું જોતો નથી. જો તેવણુ તેમ કરશે તો, જેવો હું ગયો તેવો પાછો આવીશ. હવે આપણે કોઇ બીજી વાત કરયે."

પોતાનો બોલ પાલી, લાર્ડ રાશવેલ તેજ દિને રાતે નિકલ્યા, અને હું આ તેવણુનાં મયાળુ કાંમનું પરિણામ જાણવા આતુરતાઇથી વાટ જોતો રહ્યો હતો. મારી ઉમેદો તાજી થઈ હતી. હું જાણુતો હતો કે, મારા બાપનું મન બદલાવા એવણુથી બનતું સઘળું કરશે—મારા બાપનાં સરખી વયનાં પુરૂષની તકરારો અને વાદ વિવાદો,—દુન્યાદાર માણુસ, જેનાં કરતાં કોઇ બીજું, કુંટુબની આબરૂ જાળવવાનું વધુ સારી રીતે પિછાણી શકે નહીં, તેવું માણુસ અંતે ફાવસેજ. એ રીતે હું મન મનાંવતો અને આશા બાંધતો હતો.

દિન પ્રતિદિન તેવણુ આવ્યાની પુછપરછ કરવા તેવણુની હોટેલે હું જતો, અને નિત્ય જાણી અજબ થતો કે હજી પાછા ફરયા નથી. ખચિત, પાછા તેવણુને મેં જોયા તે આગમજ એક અઠવાડયાં કરતાં વધુ દિન ગુજરી ગયા હતા. જેમ જેમ દહાડા જતા ગયા તેમ તેમ તેવણુથી કાગલ મલવાની આશા રાખવા લાગ્યો, પણ એકુ કાગલ પણ આવ્યું નહીં. તેથી, ફરીથી તેવણુની હાજરીમાં ઉભા ત્યારે તેવણુ પોતાનાં કામમાં જય પામ્યા કે, વિનાંશ, તેથી કેવળ

અંજાણ્યો હતો. તેવણે વધુ વાર મને શકમાં નહીં રેહવા દીધો.

"મેં વકિ રાખી હતી તેમજ, હું ક્ષિણ થયો, ફીલીપ" તેવણ બોલ્યા. "ત્યારે મન પીગળવાની કસ્સી આશા નહીં?"

"કેવળ નહીં; આ એક બાબદ ઉપર તેવણ દ્રઢવાન થયલા છે. એવો બહુ મમતી છે."

મારી પોતાની ક્ષિણતા કરતાં, લાર્ડ રાથવેલની ક્ષિણતા ઉપર મને બહુ ક્રોધ ઉપજયો હતો.

"તેવણ જાણેચ કે, હું પણ તેવણનાં જેવોજ દ્રઢ થઈશ." હું જોસ્સાથી બોલ્યો. "તેવણ જાણુતા હશે કે, તેવણની સ્વતંત્ર મરજીથી હમેશાં લગીનો મને પોતા આગળથી દુર મેલે છે; જાણુતા હશે કે, હું તો કલાડીન સાથે પરણીશજ."

"હા; તેવણ એમ જાણે છે, અને એવીજ વકિ રાખે છે" તેવણ બોલ્યા. "તેવણે કહેલું સઘળું મને કહો" હું બોલ્યો.

"શુ ફાયદો, ફીલીપ? મેં તકરાર લીધી અને તેવણ જોડે લઢયો, પણ એક ઇંચ તેવો હીલ્યા નહીં. તેવણનું કહેલું પાછું તમોને કહી સંભળાવવું, એ તમારૂં દિલ દુખાવા સરખું છે. એ કેસ કેવળ નાંઉમેદી ભર્યોછે."

"એવણ આપેચ તે દેહેસ્ત પાળશે કરી તમો ઉમેદ રાખોચ શું?" મેં પુછયું. "હા, ફીલીપ;" લાર્ડ રાથવેલ બોલ્યા, "તેવણ ખચીત પાળશે; તેથી તમો જે કરવા માંગોચ તે સારી પેઠે વિચાર કરીને કરજો, મારા છોકરા."

"હું વિચાર કરી ચુકો છું; ઠરાવ કરયોચ." હું બોલ્યો, "હવે કાંઈ કહેવાનું રહયું નથી, માત્ર તમારી મોટી દાઝભરી મેહેરબાનીની સારૂં આભાર માનવાનો રહયો છે. હું આશા રાખુંચ કે તમોને સારો આવકાર મહળો હશે?" "ફકત ઉપલીજ બાબદ, તે સિવાયની સઘળી બાબદોમાં હું અને મી૦ નોરીસ બહુ સારી પેઠે રહયા હતા. ત્યાં મારૂં લંબાન ટકવુંજ એ સાબેત કરી આપે છે."

"તમોને તેવણ ગમ્યા?" "ગમ્યા કરતાં વધુ મને લાગું. "શું બુદ્ધિ, કેવો સંસ્કાર, કેવી કુશળાતા, કેવો એલમ આ રીતે દટાયલો રહે છે! બહુ દયામણૂં છે, ફીલીપ. એ જીંદગી નથી. જો હું નકામી પદાર્થો ઉપર અને વિષયો ઉપર મારો કાળ ખોતો હોઇશ, પરંતુ હું જીવું છું ખરો!"

"પણ લેડી એસ્ટ્રમિયરને આવી રીતે પિછાણયા છતાં તમો કેમ તેવણ સાથ ટકી શકયા હશો?" "હું મહોને કેટલીક છુટ મુકું છું, અને આ સઘળું છતાં તમારા બાપ તમોને ઘણાં હેતથી ચાહેચ એ વાતે મને તેવણની તરફ વધુ મયાથી હલતો કરયો."

"તેવણની રીત પ્રમાણે તેવણ મને ચાહતા હશે, હું ધારૂંચ; પણ એવણ પોતાનું હેત અજબ રીતે દેખાડાવે છે!"

"કંઈ ભુલ ના કરશો. તેવણ તમોને ચાહેચ, તેવા થોડાજ બાપો પોતાનાં બેટાઓને ચાહતા હશે. અગરજો તે-વણને ઠપકો દેઉં છું, તે છતાં તમોને કહું છું કે, તમો જે કરવા ઇચ્છો છો તે ઉપર પૂરો વિચાર કરી કરજો."

" કલાડીન સાથની સગાઈ તોડી નાખવા તો તમો નહીં કહેતાં હોવો?" મેં પુછ્યું.

"નહી; તેમ હું આજે કહી નથી શકતો, પણ હું ફરીથી કહું છું કે, રાતને દહાડો મેહેનત કરો, અને કેઇ ભૂલથી લારેન્સ એસ્ટમિયરે પોતાની પત્નીને તજી દીધી, તે શોધી કાઢવાની જાનો દિલથી યત્ન કરો. મેં તમોને કહેલું છે કે, એ પ્રમેશ્વરથી તમોને નેમાયલું કાંમ છે. ના વખતની, કે ના પૈસાની વાણુ કરશો. તમોએ હમણાં લગી કાંઇ કરયું નહીં કરી, હું લગાર નિરાસ થયોચ. એ તમારા ઢીલાપણાંની તમોને સીક્ષા મલે છે. જાવો અને એ તમારૂં કાંમ પાર ઉતારો."

"કાંઈ પણ એને લગતું કરવાની મને તક નહીં મલી હતી."

"તક મલશે! તક! એમાં તકની વાત નથી; એ નસીબ છે! જાવો અને એ તમારૂં કાંમ કરો."

તેવણુનાં શબ્દોમાંના જોસ્સા અને આવેશ ઊપર હું અચર્ત થવા લાગ્યો. એવણ્ દૈવવાદી છે એમ વિચારવા લાગો, અને એ ઉપરાંત, જે સ્ત્રી તેવણુને પ્યારી હતી તે સ્ત્રીનું નાંમ ચોખ્ખું કરવા માટે હુંજ નેમાયલો છેઉં, એવા વેહેમ તરફ એવણુનું દિલે શા માટે વળાણ્ લીધું હશે! એવણ્ ખરા હોવો, કે ખોટા હોવો, હું તો તેવણુને તાબે થઇશ, કારણ કે, મારાં હિત્તો, લેડી એસ્ટમિયરનાં હિત્તો સાથ હવે એક-રૂપ થયલાં છે.

એજ કારણે, બીજા એક પખવાડયામાં જેવો ફીલીપ નૉરીસને ઓળખતા હતા, તેવો, ખભાં ચઢાવા લાગ્યા અને

અગમચેતી કરવા લાગ્યા કે, "જેટલું વેહેલું એક માણુસ હોમાઈ શકે તેટલી ઉતાવળે ફીલીપ ખરાબીમાં હોમાએ છે. પેલો હુસ્યાર, ચતુર, સખત દિલનો જુગારી ચેશ્શામ, જેને આજ લગી કચ કંઈ જુવાન્યાંને પાયેમાલ કરયાચ, તેનું હાથનું મોજું બની, એ નાદાન છોકરો વળગી નથી રહયો શું? થયો—હવે એ છોકરો ખરાબ થયો!"

---

## પ્રકરણ—૨૦. મું

### ગંજિયાની રમત.

એ પછીનાં મારી જીંદગીનાં એ મહીનાં બહુ ખુશી સાથ મારી યાદીમાંથી છેકી કાડુંચ. આજે પણ હું અજબ થાઊં છું કે, જે મંડલીમાં મેં તે માસ ગુજારયા તે મંડલીએ મને દુન્યાની વધુ હલકી અને વધુ નીચી દૃષ્ટિયે પોતાને ગણુતો—વિચારતો કીધો હશે શું—જે દૃષ્ટિ, હું આશા રાખુંચ કે, વખત જતાં કેવળ ગુમ થઈ જશે. હું તારને હાથ લગાડતો નથી, પરંતુ તે તારથી મને ખરડયાથી દુર રાખવાની યત્ન કરતો હતો. હવે ગમે એવી સાચવટથી તમો તાર સાથે કાંમ પાડશો, તોપણ તે જરા રતી પણ વળગયા વિનાં રેહશે નહીં. હું એટલીજ માત્ર આશા રાખી શકુંચ કે, તે ડાઘો કોઇ દિને પણ નીકલી જશે.

તે તાર જે મેં હાથમાં લીધો હતો, તે કાપટન રીચેડ ચેશ્શામ હતો, અને એ કરતાં ને કાળા રંગનો તાર કોઈ

કારખાનાંમાં બનતો નહીં હોય, અને મારી ધારેલી નેમો પાર પાડવાને અર્થે, એ હરામખોર પદાર્થ માત્ર મારા હાથમાંજ ધરવો પડતો હતો, એટલુંજ નહીં, પણ તેમ કરવું મને બહુ પસંદ હતું કરી ડોલ ઘાલવું પડતું હતું, જે કરવું અતિ ત્રાસદાયક લાગતું હતું. જે અમુક સંચામાં એ સઘળા કાળા જથ્થાની રેલ ભરતો હતો, તે કાંમમાં ઘણી વખત, જાણે કે તે કાળો ભ્રષ્ટ પદાર્થ મને વળગતો હોય તેવું લાગતું હતું. પણ ગમે એવું મુજને એ કાંમ અણગમતું લાગતું હતું, તો પણ એ મારૂં કાંમ પૂર્ણ રીતે બજાવ્યો જતો હતો. થોડાક નાંણાંની ખોટ, અને ઘણીએક ખાનદાની ટેકની ખોટ ખાધા પછી, બહુ ટુંક વખતમાં હું, એ રાક્ષસનો પસંદ કરેલો સોબતી થયો. આપડે સાથે મલી ભોજણ લેતા, રાતનું વાળું સાથે લેતા, કોઇ કોઇ વાર નાંસતો પણ સાથે લેતા હતા. જ્યાં તે જતો, ત્યાં હું જતો, એવી બરોબર વેળાસર જઇ લાગતો કે, જો તે ચાહને તો પોતાની ટેકવાની લાકડી ફેંકી દેઇ તેની જગ્યાએ મને નેમતે તોપણ ચાલતે.

એવી અજાયેબ પ્રકારની જુવાન મિત્રાચારી લોકોમાં ખુલ્લી પડયા વિનાં કે તે ઉપર ટીકા ચાલ્યા વિનાં રેહ નહીં; મારા સરસમાં સરસ મિત્રો માંથું હીલવતા, અને જેમને હક હતો, તેવો એ વિશે મને શીખામણ દેતા અને ઠપકા દેતા હતા. એવોમાં વિગેર પેહેલ્લો હતો.

"પેલા બુઢા લુચ્ચા ચેસ્શામ સાથની તમારી મિત્રાચારીનો અર્થ શું?" તેને મને પુછયું.

"ત્યારે તમોને તે ગમતો નથી?" મેં પાછું પુછયું.

" તે ગમે ! ફીલીપ; તમારાથી મને શરમ લાગેચ ! એવાં થોડાં જગમાં હોય છે, જેનોથી, ખાનદાની અને આબરૂવાળાં સ્ત્રી–પુરૂષો, સરપથી ચમકી પાછળ હઠતાં હોય તેમ હઠે છે."

" લોકો કેહેચ કે સરપો પણ મોહીણીની શકિત ધરાવે છે."

" તે મોહીણી નામર્દ અને હલકી પ્રકૃતિનાં લોકોનેજ માટે હશે. તમો તેની સાથ જુગાર રમોચ, તેને મોડેની સ્ત્રીયોની નિંદા સાંભળો છો, બગકે સાથે, એકસૂર પણ થાવો છો. મેં તમારા શબ્દો સાંભળયાચ."

જયારે તે વાત કરેચ ત્યારે તમો પણ તેની વાત હિત્તથી સાંભળો છો." હું બોલ્યો.

" હું અજાયેબી સાથ સાંભળું છું, અને વિસ્મય પામું છું કે, એવા જીવડા પણ જગમાં જીવે છે; તે સાથે ફિલીપ નૅારીસ જેવા આશ્રય આપનારા મલે છે, તે જોઇ વધુ આશ્ચર્ય પામું છું."

" કાંએ એમ કાંએ ?" તેને પાછું બોલવું જારી કીધું " કદાચ બે વર્ષ ઉપર એની સાથ તમારા નાંણું ખોયા તે જીતવા પાછળ લાગા હશો ?"

" કોઈ પણ પુરૂષ એવડી મોટી રકમ પાછી હાથ કરવાની યત્ન કરવા વિનાં આપી બેસે નહીં." વિગરે જે સુચનાં સુચવી તે ઉપર હું મધન થઇ બોલ્યો.

" તમોને તે પાયમાલ કરશે, ફીલીપ. તાતા લોહીનાં જુવાન્યા કેમ કલ્પી શકતા હશે કે, એની ઊમ્મરવાલા અને એની ચાતુરાઈ–ચાલાકીવાળા માણુસ સાથ તેનાં નીચ ધંધામાં બરો-

બર ઊતરી શકશે ! એ બહુ ભયંક લાગ છે. બા—એ તો એવો માણસ છે કે, જે વરશોનાં વરશોથી તમારા જેવા મૂર્ખાઓને છેતરીને મેલવેલાં નાંણું ઉપર પોતાનો ગુજારો કરયો છે—અને કરે છે.”

“તમો બહુ કરડા શબ્દો વાપરો છો, વિગર.” હું બોલ્યો.

“હું માફ માંગુંચ—તમો મૂર્ખ નથી. તમો જો તેની સાથ રમી, પૈસા તેનાં કણેથી પાછા જીતવાની કદાપિ તમો આશા રાખતા હોવો તોપણ તમો તેનાં મિત્ર કાંએ થઇ રહયા છો ! તેમ કરવાની કાંઇ અગત્ય નથી; જો તમો સહવારનાં તે માણુસને લાત મારી હેઠે તોડી પાડો, તોપણ તમારા નાંણું જીતવાની આશા ઊપર, સાંહાંજનાં તમો સાથ પાછો રમે, એવો પુરૂષ છે.”

ચેશ્શામનાં કીનાંભરયા ખવાસથી વિગર કરતાં હું વધુ વાકેફ હોયાને લીધે ઊપલી પ્રતિજ્ઞા મને શક ભરી લાગી.

“શું કરવાનો તે કેહુંચ, ફીલીપ;” થોડોવાર અટકી, મારાથી કાંઇ ઉત્તર વળતો નહીં જોઇ બોલવું જારી કરયું. “મારા એક સરસ મિત્રને ચેશ્શામની સોબતમાં દોજખમાં જતો હું દેખનાર નથી. મેં તમારા વિશેનું સઘળું સાંભલેલું છે, અને તમો એ લુચ્ચાની સાથ કયાં કયાં ગયા હતા, તે પણ મારી જાણુમાં આવ્યુંચ. હું એ બાબેતું સઘળું લાડ રાથવેલને જઇને કેહુંચ. તમારી ઉપર તેની સત્તા આહેચ.”

એ વાતમાં મેં કંઇ હરકત ઉઠાવી નહીં, અને મને સંદેહ નથી કે વિગરે પોતાનો બોલ પાલ્યો હતો. બીજાંવોની શીખામણુ અને ઠપકા સાથે સ્ટાનટનથી પણ મને શીખામણુ મલી. એ પુરૂષની શીખામણુ લગાર રમુજ મને આપતી હતી, કારણુ કે, સઘળા એનાં ભલા ગુણો છતાં, એક જુવાન છોકરો એને રસ્તે ચાલયાથી કાંઇ ભારબોજ કે માન મેલવે તેવું નહીં હતું.

" હું કેહુંચ, કાપટન ફીલીપ," સ્ટાનટન એક દિને અશુભ રીતે માંથું ધુધનાવતો બોલ્યો. " હું કેહુંચ કે, એ કાંમ કાંઈ ચાલનાંર નથી—તમે સમજયા, એ ચાલનાંર નથી."

" ફીયું કામ ?" મેં પુછયું.

" આ આગલેજ દિવસે તમો એક નિર્દોષ છોકરા હતા, અને ડેવનશાયરમાં દરયાઇ માછલીયો અને કાચબા પકડતા હતા; જો કોઇ સ્ત્રી વાત કરતી તો તમો શરમથી લાલ થઈ જતા, અને પથરામાંથી હીરા પારખી નહીં શકતા હતા; આજે તમો શેહેરમાંનાં મોટામાં મોહોટા દૈત્યની સોબતમાં ફરો છો; એ ચાલશે નહીં, કાપટન ફીલીપ."

" હું ધારૂંચ કે, તમો અને બીજાંવો જે માણુસ સાથે બોલાચાલી રાખો છો, તેની સાથ મારાથી પણુ તેમ કરાયે?"

" એ બહુ નઠારો માણુસ છે, ફીલીપ; અલબત આપણે એવાં લોકો સાથ વાત કરયેચ, પણુ આપણે રાત દાહાડો તેની સોબતમાં રેહતા નથી. અજબ છેઊં કે, તમારા નવા મિત્રને જોઇ વાલેનટાઈન શું કેહેશે કે ?"

"વાલેનટાઇન મારે સારૂં મિત્રો નથી ચુંટી કાઢતો." હું જરા તીખાસથી બોલ્યો.

"જો ચેસ્શામ જેવી, તમારી નિષ્પક્ષપાત ચુંટણી હોય તો, વાલેનટાઇન તમારે સારૂં મિત્રો ચુંટી કાઢે તો બેહતર. વાલેનટાઈન ઘણાં કાંમોમાં બેવકુફ છે, પણ મિત્રો કેહવા પસંદ કરવા, તે, તે સારી પેઠે જાણે છે. હું રાથવેલ સાથ વાત કરીશ. તેવણ ચેસ્શામને ધિક્કારેચ, અને તમોને દીકરા પેઠે ચાહેચ."

"ચેસ્શામનાં કાળા હૃદયમાંથી ખરૂં નીચવી કાઢવા અર્થે, એક અપરાધથી ઉતરતું બીજું સઘળું કરાઇ શકાયે" કરી રાથવેલનાં બોલવાંએજ મને એ માંથે લીધેલાં કાંમમાં મને મક્કમ રાખે છે, અને મને લોકનાં બોલવા ઉપર બેપરવા કરયો છે કરી, સ્ટાનટન કેટલું થોડું જાણતો હતો !

રાથવેલે મને કાંઈ કહયું નહીં. હું મારાં કામમાં શી રીતે આગળ વધું છું તે કેહવાની મેં એક બે વાર યત્ન કરેલી, પણ એ વિષયજ પોતાથી દુર કરતા— સાંભલવા ચાહતા નહીં.

"તમોને નાંણાંની જરૂર પડે તો મારી આગળ આવજો, તે વગર નહીં." તેવણ બોલતા. "હું વચ્ચે નથી આવતો. એ કાંમ મારા હાથ અને મારા વહિવટની બાહાર ગયુંચ. તમો તમારૂં ભવિષ્ય ઘડવામાં ગુંતાયાછો, ફિલીપ, એ કાંમ તમારે એખલાયેજ કરવું જોઇયે."

એ તેવણનાં શબ્દો વેહેમ—યુકત અને ઘેલા જેવા લાગા, પણ એ શબ્દો, લેડી એસ્ટમિયર તરફની મહાન અને જન્મ—પ્રિતિનું કારણ છે, કરી મનમાં માંનવા લાગો. તેવણનાં

મનસે, દુન્યા બધી પાયમાલ થાય તોપણ કાંઈ પરવા નહીં, જો એવાં બન્યાથી લેડી એસ્ટમિન્સ્ટરનું સુખ પાછું હાથ આવે અને તેણીનું કલ્યાણ થાય તો! ભવિષ્ય હો, કે પછી નાં હો, પણ મારૂં કામ શી રીતે આગલ વધતું હતુ?

ચેશ્શામ સાથ પાછી ઓળખાણ પાડતાં મને અઘરૂં નહીં પડયું. જેવું મેં જણાવી આપ્યું કે' તેની સાથ જુગારની રમત પાછી માંડવા હું રાજી છેઊં કે પછી, તે મારાં તેડાંને તાબે હતો અને બનતી રીતે મને, પોતાથી ખુશ રાખતો. એક સો, બસો પાઉન્ડ એની તરફ ખોયા, તેનો અવેજ લેવાની મારી ઈચ્છા દેખડાવી, કે, બસ પછી તો બેશક એમાંથી દોલત હાથ કરવાની જાંણે કુંજોજ ઊઘડી ગઇ. એનો પેહેલ વેહેલો દાવો જે મેં સેહેલાઇથી વાળી આપ્યો, તે ઉપરથી એને નિશ્ચય થઇ ગયું હતું કે, ઠુંપવા લાયકનું કબુતર એને હાથ લાગું છે. તે થોડુંજ જાણુતો હતો કે, તેને એવું કબુતર પકડયુંચ કે, તે એક દિવો પાછો પલટી તે શકરાને ચીનદી ચીનદી બનાંવશે. મારી મતલબને બરાબર પડે તેટલીવાર અમો કાડ રમતા. અજબ સરખું એ બનતું કે ગજવાંની બહુ થોડી ખૂટ જતી. આજે, જે વેળા જીતવાની મારી ઈચ્છા નહીં તે વેળા, વારેવાર મારી તરફ સારી ફતેહ મલતી. કાર્ડો હાથમાંથી મેલી દીધા પછીજ મારી ખરી રમત મંડાતી.

ફટાયો ઉપજાવનારી રમત! એનાં જેવા પુરૂષોના વિશ્વાસ મેલવવા ખાતર, હું તેનાં સરખીજ પ્રકૃતિનો માણસ છેઉ કરી તેનાં દિલમાં ઉતારવાની મને ફરજ પડતી. તેનાં

આગમજનાં પ્રાક્રમો, કથનો અને વર્ણનનો બેસી સાંભળવાં—અરે! તેમનાં માટે શાબાશી આપવી, તાલી પાડવી અને સ્તુતિ ગાવી પડતી હતી! આજે, પાછો ફરી, તે શખસ ખુલ્લી રીતે મને પોતાનો ચિત્ર આપતો હતો તે યાદ કરૂંચ તો, તેમ કરતાં મને અજાયબી ઉપજે છે કે, બદીમાં એનો જોડયો જગમાં કોઇ મલી શકશે શું!

દયા વિનાંનો એક પુરૂષ—એકુપણ ઉંચા સારા વિચારનાં છાંયેડા કે અંશ વિનાંનો પુરૂષ; જેની નજરમાં કોઇ પણ વસ્તુ પવિત્ર નહીં હતી. પ્રમાણિક ખાતરજમિયતથી નહીં, પણ પસંદગીથી થયલો—ખુલ્લી રીતે પ્રસિદ્ધ થયલો એક નાસ્તિક; અને એનાંમાં એ કરતાં વધું નાદેર એ હતું કે, પુરૂષમાં કે સ્ત્રીમાં, સદગુણ કે નેકી હોય કરી કેવળ નહીં માનતો હતો—એવું માણસ કે, જે જાણી જોઇને બદીઓ તરફ મોંહ કરી બોલેલો કે, "તું મારી નેકી. સ્ત્રીઓની પતિવરતા અને સદગુણને, તેમજ પુરૂષોનાં પ્રમાણિકપણાં અને સચ્ચાઇને હસી કાઢતો અને મશ્કેરી કરતો. જેનાં મનસે, પોતા માટે પ્રત્યક્ પુરૂષ કે સ્ત્રી પાસે દામ હતું. રાથવેલે જંગલનાં કોઇ પાદશાહને છેતરી, પછી તેને રેંહસ્યો હતો તેનું વર્ણન આપતાં જે સ્વાદ અને મઝા લેતાં મેં જેયાચ, તેવીજ મઝા અને સવાદથી, જે શખસ સ્વચ્છ નાંરીયોને જે હિકમતોથી તેમની ખરાબીયો લઇ આવ્યો તેની હકિકત આપતો હતો. એ પુરૂષ મારા મનથી તો દેહ—ધારી શેતાન હતો; હું મુશ્કેલે માની શકતો હતો કે, એ પુરૂષે એકવાર લેડી એસ્ટમિયરને

ચાહી હતી; કે એકવાર એ પુરૂષ તેણીનો અને તેણીનાં ભરથારનો મિત્ર કેહવાતો હતો; કે તે ધણીએ રીચર્ડ ચેસ્શામ જેવા એક દુષ્ટ કંગાળ તરફની ઈર્ષાથી, પોતાની અને પોતાની ધણયાંણીની જીંદગી પાયેમાલ કરી.

હું તેની મિત્રાચારીનો અનુભોગ કરતો, તેનાં જેવાજ હૈયાંનો માણસ છેઊં કરી તેને વિચાર આવ્યા પછી, જે જે સ્થળો ઉપર મને લઇ જતો, જે જે લોકોને હું મલતો હતો, તે અરસાંમાની મારી જીંદગી—કે મારી ધારણ કરેલી જીંદગી, હું વરણી નહીં શકતો. મારે માટે એટલું સારૂં હતું કે, વાલેનટાઈન પોતાનાં ચિત્રો ઉતારવાની મુસાફરીએ ગયો હતો—કે લેડી એસ્ટમિયર કે કલૅાડીને એક મિત્રને ત્યાં ઉતારો લીધો હતો. નહીં તો, કલૅાડીનની સ્વચ્છ આંખ્યો સાથે મારી આંખ્યો એક થતાં હું લજવાતે. હું દેખતો હતો તે દેખાવો મને તેણીથી વેગળો રાખતે.

ચેસ્શામ બડાઇ હાંકતો હતો—નહીં, બડાઇ બોલવામાં હું ભુલ કરૂં છુ—પોતાની દુષ્ટ ફતેહો, જાણે તે માત્ર કાળજીભરી વિષયો હોય તે મીસાલે તેનાં વરણનો આપતો હતો. નીતીની લાગણીઓ તો તેને તદ્દન નહીં હતી, જેમ માણસો એક હાથ વગરનાં કે પગ વગરનાં જનમે છે, તે મિસાલે એ પુરૂષ તેવી લાગણીઓ વિનાંનો પેદા થયલો હોવો જોઈએ. એક લાંબા અનુભવવાળો એક લશકરી યોદ્ધા એક જુવાન, લશકરમાં દાખલ થતા સીપાઇને પોતાનાં પ્રાક્રમો બોલતો હોય તેમ મારી આગળ સઘળા પોતાનાં પ્રાક્રમોનું વર્ણન કરતો હતો; પણ

હજી લગી લેડી એસ્ટમિયરનું નાંમ દીધું નહીં હતું—અગરજો મેં એક બે વાર તે વાત ઉપર એને લઈ આવવાની યત્ન કરી પણ, પાધરો, ખુલ્લો સવાલ પુછવાની મારી હિમ્મત નહીં ચાલી, અને જ્યારે પણ હું એવી યત્ન કરતો તો મને ઉલથાપ આપતો દિસતો—કદાચ વાલેનટાઇન સાથની મારી મિત્રાચારીથી બીહતો હશે. એક દિને રાતે ચેરશામ મારા ઓરડામાં હતો, જ્યાં મારી યોજેલી તદબીર પાર ઉતારવા અર્થે હું વારેવારે નોતરૂં દેતો હતો. આપણે કાર્ડની રમત રમ્યા કીધા, જ્યાં લગી હું થાકી ગયોચ એમ કહી ખેલ બંધ પાડયો. કેટલીક હદ લગી આજે મેં ખોયું હતું તેથી બંધ પાડવાનો મારો હક હતો. એ પછી આપણે વાત કરવા બેઠા.

આ વેળા આટલું તો મારે કેહવું જોઇએ કે, એ પુરૂષ પોતાનાં પ્રાક્રમો સીવાએની બીજા વિષયોની જ્યારે વાત કરતો, ત્યારે એ પુરૂષ સાંભળવા લાયકનો હતો. યુરોપમાનું પ્રત્યેક દેશ જાણુતો હતો, અને તેમાંનાં ઘણાં ખરા દેશોમાં એની ઊપર ઘણાંક ચમત્કારિક બનાંવો વિત્યા હતા. એક પછી એક કાંહાંણી અને અનુભવ પછીના અનુભવ એ કહી શકતો હતો. સઘળી તેની કાંહાંણીઓની તલે તિરસ્કાર હતો તોપણુ, હું ફરીથી કહુંછું કે, એ વેળા મારો ખરો હેતુ અને તેનો ખરો સ્વભાવ હું વિસરી જાઊં તો, એ, જો એક પ્રતિષ્ઠિત સોબતી નહીં નીવડે તોપણુ બહુ મન રીજવનાંરો રમુજી માણુસ લાગતે.

“ હું ધારૂંચ, ” હું બોલ્યો. “ કે એક સ્ત્રીને ખરી પ્રિતિથી ચાહવાની નબલાઇ ઉપર તમો તમારા જનમમાં નહીં ઉતરયા

હશો ?" કડવાસભર્યો મુસકેરાટ તેનાં લબો ઊપર આવ્યો, અને મેં તેને દાંત પીસતાં જોયો.

"હા;" તે બોલ્યો. **એક વાર**—માત્ર **એક**જ વાર હું તેવો મૂર્ખ બન્યો હતો." "તે છતાં, તમો પરણ્યા નહીં?"

"એક વખત એવો હતો કે, હું તેમ પણ કરતે. હું ચાહતો હતો તે સ્ત્રી કોઈ બીજાં સાથ પરણી ગઈ."

"અને અલબત સુખથી રહી હશે ?"

"તેણીએ મને ફેંકી દીધો,——અને મેં તેનું વેર લેવાના સોગંદ લીધા. આહ————મેં તે વેર લીધું ખરૂં."

સાધારણ પ્રકારનું ?" મેં પુછ્યું.

"તમો જેને સાધારણ પ્રકારનો સમજોચ તેમજ. તે સ્ત્રીએ વીસ વર્ષથી પોતાનાં કંથ સાથે વાત નથી કરી."

મેં જોયું કે મેં બરાબર તાર વગાડયોચ; પણ મેં મારા દિલમાં તેજ ઘડીયે સોગંદ લીધા કે, જો ચેસ્શામ એકવાર માહરી દયાને આધીન પડયો તો, તેને બચાવા ખાતર મારી એક આંગલીની પણ મદદ નહીં આપું.

"તેણી કોણ હશે ?" મેં સેહેજ પુછ્યું કારણ કે નાંમો એ કોઈ વાર પણ છુપાં નહીં રાખતો હતો. થોડો વાર લગી તેને કરસો ઉત્તર વાળયો નહીં, પણ દારૂનું ટમડેલ ઓટી ગયો. મેં પાછું ભર્યું. મારી તદબીરમાંનો એ એક ભાગ હતો કે, જયારે દારૂ ચઢેલો હોય તે વખતે બનતો લાભ ખેંચવો, પણ આજ લગી તેમાંથી કાંઇ ફતેહ નહીં મલ:

હતી. ધારા મુજબ, પીધાથી એની જબાં ખુલતી નહીં હતી. પણ તે રાતે ગરમી પુષ્કલ પડતી હતી, અને એણે ઘણું મોકલાસથી પીધો હતો. કદાચ તે પોતાનાં બરાબર ખ્યાલમાં ન હશે.

"તે કોણ હતી?" જાણે પોતાનાં મન સાથે બબડતો હોય તેમ બોલ્યો. "મગરૂરમાં મગરૂર અને સ્વચ્છમાં સ્વચ્છ નારી——સર્વે એમજ કેહતાં હતાં. તે છતાં આજે લોકો ખભાં મચકોરેચ અને મુસકેરાયેચ. ઓ, હા, મેં સારો બાર લીધો" તેને ટોટાંમાંથી પકડી તેનાં મોંહમાંથી ખરૂં પડાવા બહુ ગમતું હતું. મેં જોયું કે, જાણે દરદ થતું હોય તેમ પોતાની કમ્મર પર હાથ મેલ્યો.

"શું તમારો પગ દુઃખાયેચ?" મેં પુછ્યું.

"હેતું નખોદ જાયે! જયારે પણ હું તેણીની વિશે વાત કરૂં છું ત્યારે એ દરદ કરે છે. હું પડયો ત્યારે એમ સમજયો કે, તેને પોતાનો વેર લીધો; પણ મારા વેર આગલ તેનો વેર શી બીસાત! કેવો મુર્ખ હતો તે પુરૂષ! કેવો મૂર્ખ!!

હું શી રીતે તેનાં મોંહમાંથી કઢાઊં? ઉદ્દેશથી હું ધ્રુજતો હતો. "કોણ મૂર્ખ હતો? સર લારેન્સ એસ્ટમિયર?" મેં પુછ્યું. "સર લારેન્સ ટૅામ ફુલ! અને લાર્ડ બીગર ફુલ! આજે તે લોકનો ચેહેરો મારી આંખ આગળ છે. મને મારીજ નાંખવાની તે લોકની મતલબ હતી."

"તમોએ, હું ધારૂંચ કે, હવામાં પિસ્ટોલ ફોડી હશે?" મેં કહયું. "મેં બરાબર તેનાં જીગરમાં વાગે તેમ ફોડી પણ

નખોદ ગેઈ પીસ્ટોલ જરા વાંકી ફુટી. પરવાર નહીં, મને વેર સારૂં મલ્યું."

કંઇ એનાં કરતાં વધુ એનાં મોંહમાંથી નહીં પડાવી શકતો? જે બને તે બને એક બાહાદુર ઝપાટો મારવાનો ઠરાવ કરયો.

"પણ સર લારેન્સને તમે શી રીતે બેવકુફ બનાવ્યા? તેવણુની ધણીયાંણી તમારી ઉપર વાહાળ રાખેછ કરી શી રીતે માનતો કરયો?"

તે એ મારા ઊપલા શબ્દો ઉપર અરધી અજાયબી સાથ જોવા લાગ્યો, અને ત્યાર પછી પોતાનું વિખરાઇ ગયેલું ધ્યાન મેહનતથી ઠેકાંણે લાવ્યો. પોતાની આંખો ચોળી ખુરશી ઉપરથી ઊઠયો.

"તમારી 'વ્હિસ્કી' બહુ જલ્લદ છે, મારા છોકરા; હું જો જરા વધુ લેઊં તો, બેવકુફીભરી વાતો કરવામાં પડશ. સાહેબ સલામ."

એ લંગડાતો દાદર ઊપરથી હેઠે ઉતરયો, અને મોટી, નિરાસભરી લાગણી સાથે મેં મારૂં બારણું ઢાંકયું.

પણ એટલું તો મેં તેને પોતાનેજ મોંહડે જાણ્યું કે, લેડી એસ્ટમિયર, મારા વિચાર મુજબ, એનાં એક ઘોરકર્મભર્યા, કીનાંભર્યા કાવતરાંનાં ભોગ થઈ પડયાં હતાં, અને મારી પ્રયત્નો બમણી કરવાનો મેં ઠરાવ કર્યો; એ કાવતરૂં શી તરેહ રચાયું હતું તે શોધી કાઢવામાં કોઇ મેહેનત બાકી નહીં રાખવી.

મીસીસ પેઇનની કાંહાંણી પાછી ને પાછી સ્મરણ કરવા લાગ્યો. તે સ્ત્રી, જે પોતાની શેઠાણીને માનથી ચાહતી હતી,

અને બનતાં લગી પોતાની શેઠાણીનો બચાવ કરતે, તેણીએ પોતે સર લારેન્સની પેઠે એ રીતે ખુલ્લી બારીએ ઉભેલી દીઠી; એ શું હશે ? કબુલ, કે, ચેસ્શામ પોતાનું વેર લેવાનુ ચોકઠું ઘડતો હતો—પણ તે ચિત્ર, એ શી રીતે વુજુદમાં લઇ આવ્યો હશે ? માત્ર એકજ રક્ષણ શકય મન–કલ્પનાં હતી કે, તેનાં અપરાધમાં કોઈ ભાગ્યણ હતી ખરી. કે કોઇ એ પણ તેની શીખવણી ઉપર લેડી એસ્ટમિયરનું સ્વરૂપ ધારણ કરેલું હોવું જોઇયે. પણ કોણે એમ કર્યું હશે ?

તે વેળા ઘરમાં બીજી પણ એક દાસી હતી. તેણીનું શું થયું ? એ વિષય ઉપર તેણી કાંઇ અજવાળું ફેંકી શકશે ? મેં ઠરાવ કર્યો કે, ચેશ્શામથી કાંઇ વધુ ગર હું મેલવી નહીં શકીશ તો હું પાછો ' ડરબીશાયર ' જઇ એકવાર ફરીથા મીસીસ પેઇનને મળવું. તે દહાડાઓ ઉપર ' ડાવર-હાઉઝ ' માં કિયાં કિયાં નોકરો હતાં, તેમનાં નામ પુછી લેવાં, અને દરેકની નિશાંણ શોધી કહાડવી, અને તેવો દરેક એ વિસ્યમાં શું શું કહે તે સાંભળવું. ચેસ્શામ માટે તો મને નિશ્ચે થયું હતું, કે, એક માણસનું કાળું હદય જે કાંઇ યોજનાં યોજી શકે તેમાંનું કોઇ પણ પ્રકારનું ઘોર કર્મ કરવાને એ દૈત્ય શક્તિવાળો હતો.

આ વખતે આગસ્ટ માસ લગભગ પુરો થવા આવ્યો હતો. રાથવેલની તરફનાં બહુ લાંબી મુદ્દતથી આપેલા નોતરાં વતરોગે સપટેમબ્બર માટે બીજાં ઘણાંક નોતરાં મને આવ્યાં હતાં પણ જયાં લગી ચેસ્શામ શેહેરમાં ઠાબે ત્યાં લગી તેની સાથેજ રહેવાનો ઠરાવ કર્યાથી, મે તે સર્વે નોતરાં નમંજુર રાખ્યા.

જે માણુસને જાડી લાકડીનાં ટેકા વગર ચાલવાને બને નહીં, તે માણુસ, બંદુકવડે, સલગમનાં કે અનાજનાં રહેલા ખૂપરાંમાં કાંઇ ઘણું નહીં કરી શકે. હજી સુધી લંડન છોડી જવાનાં ચિન્હો એને નહીં દેખડાવ્યાં હતાં, અને તેની હીલચાલો મારી પોતાની હીલચાલોને અંકુશમાં રાખતી હતી. વાલેન-ટાઇન થોડા દહાડા લંડન પાછો ફર્યો હતો. તે મળવા આવ્યો પણ હું ઘરમાં નહીં હતો. ત્યાર પછી 'પીકાડી લા' રોડ ઉપરથી ફરતાં મને મલ્યો. તે વેળા ચેશ્શામ મારા હાથનાં ટેકા ઉપર ચાલતો હતો, તેનો બદમાં બદ મુશકેરાટ તેનાં ચેહેરા ઉપર રમતો હતો. જેવો વાલેનટાઇન મારા સંગતીને દિઠો તેવોજ, જાણે ગોળી વાગી હોય તેમ ચમક્યો.

લેશ ભાર પણ મારી દરકાર કર્યા વગર, તે આગળથી પાસ થયો. એ, મેં વક્રિ રાખ્યા મુજબ બન્યું, અને હું બહુ મધન થયો કે, ચેશ્શામ આપણાં વચ્ચેની બિન–પિછાણુત જોયાથી સમજશે કે, આગળી મિત્રાચારી આજે આપણાં વચ્ચે નથી. તે મનમાં હસી, વાલેનટાઇનને ચાલી જતો જોવા લાગ્યો.

" તમારા પ્યારા મિત્ર એસ્ટમિયરે તમો તરફ જોયું પણ નહીં. " તે બોલ્યો.

" આપડે આગમજ હતા તેવા મિત્ર આજે નથી " હું બોલ્યો.

" પણ મારે ખાતર તમારે તેને ચાહવો જોઇએ; " ચમક-ભરી આંખ્યો સાથ તે બોલ્યો. " તમારા ઓરડામાં મને ફેવો માર્યો હતો, તે તમોને યાદ છે ? "

"હા, બહુ સારી પેઠે."

"તેનો થોડો ઘણો તો બદલો વાળ્યો, અને વધુ બદલો આપવાનો છેઊં."

મેં વાલેનટાઇનની પક્ષ કેવળ નહીં ખેંચી. તેની નિંદા કરવી અને ભુંડું બોલવું મારી મતલબને અનુસરતું થઇ પડતે, પણ તેમ કરવા મારૂં દિલ ચાલ્યું નહીં.

"ગરમી બહુ પડેચ," ચેશ્શામ બોલ્યો. "આ ફરશબંદી ઉપર જાણે આતશ પાંથરયોચ. ચાલો આપણે કલ્બમાં જૈયે અને 'પીકેટ' ની રમત રમયે."

મેં કાંઇ હરકત લીધી નહીં, અને થોડીજ મીનીટમાં આપડે 'કાર્ડ–રૂમ' માં જઈ લાગા.

"આખ્ખી જગ્યા તજાયલી દિસે છે." મારો સોબતી બોલ્યો "ખચિત શેહેરમાં આપણે છેલ્લાજ રહી ગયાચ. હું પાછો બાહાર ગામ જઇશ—'મોનાકો' જઇશ, હું ધારૂંચ."

"તમો કયારે જવાનો વિચાર રાખોચ તે મને જણાવજો. કદાચ હું પણ તમો સાથે આવીશ."

"હું ચાહુંચ કે તમો આવો, અને ત્યાંની ટેબલ ઉપર ઝપાટો મારો. ધારા મુજબ જુવાન છોકરાઓ ઉપર મને વાહાલ નથી છુટતો; પણ મને તમો ગમોચ, નૉરીસ. મેં વર્ષોથી એવા શબ્દો કોઇને કહયા નથી."

ગમે એવું આશ્ચર્યકારક દિસે, પણ એની ઉપલી વાત હું ખરી માનતો હતો. મેં ઘણાં એનાં નાંનાં નાંનાં કાંમો જોયાં હતાં, અને માલમ પડતું હતું કે, ગરજો કોઈને

ચાહવાની શક્તિ ધરાવતો હોય તો, તે શક્તિથી મને ચાહવા માડયું હતું. મારાં નાંણાં જીતવા માટે એ આગળ મુજબ તીવ્ર નહીં હતો. એક યા બેવાર એ પુરૂષે મને કઠોરતાઈથી કહ્યુ હતું કે, તેનાં જેવા પુરૂષ સાથ રમવામાં હું મૂર્ખ હતો. વળી તેને એક દિને એક ' સિગાર કેસ ' મને ભેટ આપ્યો હતો. જે ઉદારતા તેની તરફની મલેલી કોઈ માની ન શકે. ગરજો તે માણસને તેનાં હૃદયમાં કોઇ પોચી જગ્યા હશે તો, મને ખચિત હતું કે, હું તે હાથ કરતો હતો. હું મારો ભાગ બહુ સારી રીતે ભજતો હતો. જે પુરૂષે કોઈ દિને કોઇને મિત્ર કરેલો નહીં, તેવો એક પુરૂષ શેત્રટે એવો મિત્ર ચુંટી પસંદ કરે, કે, તેને પાયમાલ કરવા માટે મિત્રાચારીનો માત્ર બુર્ખો રાખે છે, એવો મિત્ર હાથ કરે, એ, એનાં પાપનો વાજબી બદલો છે.

આપડે બે કે ત્રણ ' પીકેટ ' નાં દાવ રમ્યા. નસીબ મારા વિરૂદ્ધમાં હતું, અને મેં આસરે વીસેક પાઉન્ડ ખોયા. મેં તેટલી રકમની બાન્ક–નોટ કાઢી આપી, અને વધુ રમવાની મરજી ન હોયાથી પાનાં બાજુએ મેલ્યા. એટલામાંજ એક હાજરયો નોકર માંહે આવ્યો, અને ચેસ્શાંમે તેનાં કાંઇ કાગલ્યાં આવ્યાં હોય તે લાવવા મોકલ્યો. તે કાગલોમાંનાં એક ઉપર મેં સ્ત્રીનાં અક્ષર જોયા. એ બનાવ કંઈ અસાધારણ નહીં હતો, કાંકે, એ ડૉન જુવાન ને એવી ઘણીક પત્રીકાઓ આવતી હતી. તેને તે કાગલ ઉઘાડયું—વાંચ્યું, અને એક બે ગાળ કે બે દુવા બબડયો.

“ કંઈ ખરાબ સમાચાર ? ” મેં પુછયું. “ નહીં; માત્ર પૈસાની માગણી. કોઈ પણ મૂર્ખાઈનો એજ સર્વેથી ખરાબ

ભાગ છે તો, કે, તે સર્વદા ખુબ પૈસા ખાય છે. તે મૂર્ખાઇ વિસરી જઈને લાંબી મુદ્દત થઈ હશે પણ તે એક દિને ફરીને આવશે અને ઉઘરાણી કરશે."

"હું ધારતો હતો કે, તમારી કોઇ મૂર્ખાઈ માટે કોઇ દિને તમોને દામ નહીં આપવું પડયું હશે."

"જો મારાથી બની શકે તો કદિ નહીં આપું. મૂર્ખાઈ હો, કે નાં હોવો, પણ એ માંટે તો મેં નાંખ વાટે દામ આપ્યુંચ."

લંગડાતો લંગડાતો જઇ ઘંટ વગાડયો, એક પરબીડું અને ખડયો કલમ મંગાવ્યો. ત્યારબાદ પોતાનાં નોટની કીતાબ કાઢી, પેલાં આવેલા કાગલનું કોરૂં પડ ફાડી કાઢયું, અને તેમાં નોટ વિંટાલી પરબીડાંમાં ઉતારી, સરનાંમું કરયું, ટીકીટ ચોઢી બીડયું, પછી જેબમાં સેરવયું.

એ ઊપર મેં થોડુંજ લક્ષ દીધું હતું. એ કોણને મોકલ્યું હશે—કોણ એવું હશે, જે, ચેસ્શામ જેવા કણેથી આટલાં નાંણાં ઓકાવતું હતું તેનું નાંમ જાણવાની મેં યત્ન કરી નહીં. એટલુંજ મેં જાણયું કે એને આવી સેહેલાઇથી મેલવેલાં નાંણાં ઋણ અદા કરવામાં વપરાયા, અને એટલા સુધી તો એને મુબારક હતું. "'લેગર-બેટ્ટીંગ' કેઈ પ્રકારની રમત છે તે જોવા ટાટરસેલને ત્યાં જાઊં છું. તમો આવશો?" તેને પુછયું. મને બીજી રોકાણ છે કરી બાહાનું કાઢી નાં પાડયું. ખરી વાત એ હતી કે, વાલેનટાઇનનો તે દિન સાંહાંજનો દેખાવ મારા મન ઊપર ભારી બોજા તરીકે લાગતો હતો.

તેથી હું તેને મલવા ચાહતો હતો; અગરજો તેની આગળ સઘળો ખોલાસો તો મારાથી નહીં કરાશે, પણ થોડા દિન મારી બાબદનો નિર્ણય ઠરાવ મુલ્તવી રાખવાની અરજ કરવાનો હતો. એથી આસ્ત્રોડિયસ એખલોજ લંગડતો ચાલ્યો, પણ થોડુંજ જાણતો હતો કે, એ ગજિયાની રમત તેને કેટલું નુકસાન પોંહોંચાડનાર થઇ પડનાર છે.

વાલેનટાઈન મને આ વેળા કયાં મલશે, તેનો વિચાર કરતો કલ્બનાં બારણાં ઊપર હું ઊભો હતો. શું તેની માતાને ઘર મલશે, ત્યાં જાઊં, કે, શું વાટ જોતો મારા ઘરમાંજ રહું, ત્યાં આવશે ? ઘેરજ જવાનો ઠરાવ કરી બાહાર રસ્તા ઉપર નીકળતો હતો તેટલાં હોટેલનાં હાજરયાયે મને ઠોબાવ્યો. એક કરચલી વલેલો કાગલનો કકડો મારા હાથમાં મેલ્યો. “ આ કાગલ, તમારૂં પડી ગયલું હશે સાહેબ ” તે બોલ્યો. મેં તે કાગલ લીધું અને જેમ સર્વ કોઇ કરે તેમ, એ કાગલ કોણુનું છે, તે વાંચી જોવા લાગ્યો. મારૂં નહીં હતું. તેમાં ઠેકાંણું કે સરનામું નહીં હતું, લખનારે પોતાનું નામ પણ લખ્યું નહીં હતું. બૈરાંનાં અક્ષર હતા અને ફકત બેજ લીટી હતી. એટલું તો ટુંકું હતું કે, મારી મરજી ન હતે તોપણ હું વાંચતે, ફકત એકજ નજરમાં વાંચી ગયો.

“ પૈસા મોકલો, નહીં તો લા૦ એ૦ સઘળું જાણુશે ; હું સોગંદ લેઊં છું કે, તેવણુને જણાવવામાં આવશે. ”

મેં એ કાગળ ઓળખ્યું કે, જેનું કોરૂં પડ ફાડી લઈ નોંટ વિંટાલી હતી, તે હતુ અને તેમાં “ લ૦ ”—અને—“ એ૦ ” એ કોણુનાં નામનાં પેહેલ્લા અક્ષરો હતા, તે માલમ પડતાં

મારૂં જીગર હરખથી ઉછળવા લાગ્યું. મને લાગ્યુ કે ચેસ્શામનું મુરદું મારે હાથ આવ્યું. એને પકડી પાડવાનો રસ્તો મારી આંખ સાંમે ખુલ્લો ઉભો હતો. એક પળવાર તે કાગળ રાખી લેવાનો વિચાર કર્યો, પણ પછી એ વિચાર ફેરવી નાખ્યો. ખોવાયલું એ દૈત્યને માલમ પડશે અને તે શોધી કહાડવા અહીંયાં પાછો ફરશે. એ મારે હાથ લાગું છે કરી તેને જણાયું તો, તેનો વેહેમ ઉસ્કેરાશે. એ ઉપ્રાંત, મને એ કાગળની કંઈ ગરજ નહીં હતી, અથવા તો તેને રાખ્યાનો જોખમ, માથે લેવા લાયકનો ન હતો. તેમાં સમાયલો હતો તે પ્રત્યેક શબ્દ મારાં ભેજાંમાં બળતો હતો, અને લખનારનુ નામ નિશાણુ કે ઠેકાંણું લખેલું ન હોવાથી, કાંઈ કામનું ન હતું; તેથી મેં પાછું તે ચાકરને આપ્યું. "એ કાપટન ચેસ્શામનું છે, અને તેઓ ફરીથી અહીંયાં આવે ત્યારે તેવણુને પોંહોંચાડી દેજો."

હું બહુ ઉતાવળે પગળે 'આલ્બ માર્લે—સટ્રીટ'નો માર્ગ લીધો, અને ઘર પોંહોંચતાંજ એક ખુરસી ઉપર પડયો, અને આ બનેલા બનાવમાંથી શી રીતે મારી મતલબ પાર ઉતારવી તેનો વિચાર કરતો બેઠો. જે માણુસને હું જીગરથી ધિક્કારતો હતો તેની સાથ આ ખોટી મિત્રાચારી મારે રાખવી પડે છે તેનો છેડો આવે છે કરી જાણુતાં, હું વધુ મોકરાસે દમ લેવા લાગયો. આ અકસ્માતથી મને પતો મલ્યો ખરો, પણુ એ માણુસની સંગત કરવા નીચે નહીં ઉતરતેતો, આ અકસ્માત બનતી વેળા હું આગળ હાજરજ નહીં રહેતે. હવે, આવું બન્યા પછી હું મારી મોરાદમાં ક્ષિણુ થઈશ

કરી દેહેસ્ત કે સંસ્થભર્યો વિચાર તદન મારાં ભેજાંમાં દાખલ નહીં થયો—અને પેલા અક્ષરો, 'લારેન્સ એસ્ટમિયરાં' કરી હતા તે મને નિશ્ચે હતું—હું એ લખનારને શોધી કાઢી ખરો મુદ્દો હાથ કરીશ એતો સ્વભાવિક અનુક્રમ હતું.

એ સઘળા વિચારોનાં હર્ષભરયા ઉદ્દેશમાં હું હતો તેવામાં વાલેનટાઈન આવવાની મને ખબર મલી. તે મારી ફતેહભરી ઘડીયે, વાલેનટાઈને મને જરીજ વાર ઉપર બેદરકારીથી મને કાતરી નાખ્યો હતો, તે કેવળ વિસરી ગયો અને તેને આવકાર દેવા હું દોડયો ગયો. જમણો હાથ પોતાનાં બદીયનનાં જેબમાં ખોસી હીલ્યા ચાલ્યા વગર ઠંભ ઉભો રહેલો જોઇ મને ઝટકો વાગ્યો. "હસ્તા લિંગન નહીં કરો, મારા મિત્ર?" મેં પુછયું. "હું નહીં કરૂં. અહીયાં આવવાનો મારો ઈરાદોજ ન હતો, પણ પછી મને વિચાર આવ્યો કે, મારી ધારણાં જણાવ્યા વગર નાહાસી જવું સારૂં નહીં; તેથી આવ્યો."

"વારૂં બેસો; એવી કરૂણુરસ ઢબે ના ઉભા રહો." હું બોલ્યો.

"હું મશ્કેરી નથી કરતો, તે તું જોતો નથી, ફીલીપ નૉરીસ? હું એવું ધારૂંચ કે તમો કોઇ જાદુથી તેને વશ થયલા છેવો! અને તમારી અક્કલ ગુમ થઇ ગઇ છે!"

"આજનાં જેવો હું કોઈ દિને મારી પૂર અક્કલમાં નહીં હોઇશ." "તે છતાં, મને તમારો હાથ ઝાલવા કહોચ? તમો, તમારા મિત્રની—તમારા મિત્રની માતાને—બળકે જે છોડીને તમો ચાહોછ તેણીને પણ શું યોગ્ય છે અને તેમનો શો હક છે તે તમો વિસરી જાવોચ."

"હું કાંઇ નથી વિસરી ગયો કે, વિસરી જતો, વાલેન-ટાઇન." હું કહુંચ કે તમો વિસરી જાવોચ. જે કોઇ—પછી તમે હોવો તોપણ—જો ચેશ્શામને પોતાનો મિત્ર કરે,, તે મારો મિત્ર નહીં. ફિલીપ, મારી આંખોનું દિઠેલું કદી માની નહીં શકતો હતો, લોકોનાં શબ્દો મારા કાનપર પડતા તે કાનનું માનતો નહીં હતો."

શરૂઆતમાં તેનો સાહાદ લગભગ ઘાતકી હતો, પણ છેલ્લા શબ્દો બોલતાં તે સાહાદ દલગીરી અને મયાલુ થયો, જે વેળા તેની આંખો આંશુથી ચલકતી હતી.

"વાલેનટાઇન," હું બોલ્યો, "એટલા જરા માટે તમો તમારી જુની મિત્રાચારી ફેંકી તો નહીં દેશો?"

"મારે કરવી જોઇયે, અને હું તેમ કરીશ. જો તમો ખોલાસો કરવાનાં હોવો તો કરો, હું માફ માંગીશ."

"જો હું ખોલાસો નહીં કરી શકું તો?"

"ત્યારે, સાહેબ સલામ. મારા શ્રેષ્ટ મિત્રને ખોઉં છું."

"પણ તમો તમારી માતાને અને કલૉડીનને ભુલી જાવો છો."

"મારાં માએ, ગમે તેટલું દરદ લાગશે પણ, મારો દાખલો તેવણ લેશે. કલૉડીન માટે બોલવાનો મારો હક નથી."

હું ચુપ બેઠો. ચેશ્શામની સંગત કેઇ મતલબથી મેં ઢુંડી, તે શું મારે કહેવુંજ જોઇયે? જે મિત્રાચારી ઉમેદ પાર પાડવાની આવી આશા આપે છે, તે શું એને કહું! અજબ જેવું એ હતું કે, રાથવેલનાં વેહેમે મારાં પણ મનમાં પેસારો કર્યો, અને મારૂં દિલ પુરૂં જીતી લીધું હતું કે, એ

કામ હું એખલોજ કોઇની મદદ વિનાં સેવટલગી પોંહોંચાડવાનો છું—હું પણ એવોજ વેહેમ રાખતો થયો. એ ઉપ્રાંત, જો હું એ ખુલાસો આપું, અને, નાં કરે ખોદા! ને જો હું ક્ષિણુજ થયો તો, એ ખોટી આશાઓ તેનાં મનમાં ઉભી કર્યા દાખલ થાય; તેવું શા માટે કરૂં? મેં ઠરાવ કર્યો કે થોડા દિન વધુ, હું વાલેનટાઈનનાં નજરમાં વાદલમાં રહું.

"વાલેનટાઈન," હું બોલ્યો. "આપણે હમણાંલગી ખરા મિત્ર લેખે રહેલા છૈયે. મારી ઉપરની એક વાતની મેહેરબાંની કરશો?" તેને ઇશારતથી કબુલ કીધું. "ક્યારે તમો અહીંયાંથી પાછા જનાર છેઓ—અને પાછાં ફરતાં કેટલા દિવસ લાગશે?"

"કાલે હું જનાર છેઊં, અને હું ધારૂં છું કે, મને આવતાં બે માસ લાગશે."

"તમો પાછા આવો ત્યાંલગી મારી બાબદનો ઠરાવ મુલતવી રાખવાની યત્ન કરશો? ત્યાંલગી તમો એમ ધારશો કે, તમોએ મારી બાબદનો ઉતાવળે વિચાર કર્યો છે—આકળા પડી ગયા હતા? જે મિત્રાચારી તમારૂં દિલ દુઃખવે છે, તે મિત્રાચારી વિષે તમારાં માયને કે કલૅાડીનને કશું કહેશો નહીં?"

"તમો ઘણું મારાથી માંગો છો, ફીલીપ." તે બોલ્યો.

"પરવાર નહીં; મારે ખાતર એટલું કરો. વચન આપો, અને એ ઉપર તમારો હાથ આપો." તેને પોતાનો હાથ લાંબો કીધો અને હું આવેશથી તે સાથ ભેટી પડયો. ત્યાર પછી, એકું પણ શબ્દ ઓચર્યા વિનાં તે મારી આગળથી ચાલી ગયો.

કદાપિ, સઘળું સામટું લેતાં, એ સારૂંજ થયું. મારા અને તેનાં વચ્ચેની મિત્રાચારીનો લેશભાર પણ દેખાવ,

ચેશ્શામને મારા ઉપર બેવિશ્વાસ કરને, અને હજી પણ, તે ધારતો હતો તે સલામતીમાં તેને પાડી રાખવાની મારી મોટી ઉમેદ અને મતલબ હતી. વાલેનટાઇન મારી આગળથી જતાંજ, આગળા વિચારો મેં પાછા સ્મરણ કર્યા. મારાં પેહેલ્લાં પગલાંમાં ડગડગવાનું કાંઈ નહીં હતું. તેજ દિને સવારે હું મારા બાન્કરને ત્યાં ગયો હતો અને નાણાં લઈ આવ્યો હતો—બશેં પાઊંડ તેમાંની પાંચ, વિશ પાઊંડની નોટો હતી અને તેથી ઉતરતા બીજા કકડા હતા. હવે એ વિશ પાઊંડની નોટોનાં કકડામાંથી એક મેં તે દિને ચેશ્શામને આપ્યો હતો. તેનાં નંબર મેં સેહેલાઇથી શોધી કહાડયાં. મારે માટે એટલુંજ કરવાનું હતું કે. તે નંબર એવાં એક માણસને આપવાં કે, જે છાનીમાની તજવીજ કરે, અને વેહેલ્લે યા મોડે એ નોટો ઈંગ્લંડની બાન્કમાંથી થઈ, જે માણસને ચેશ્શામથી પોંહોંતા તેની નિશાણ શોધી કાહાડે.

એ કામનો પાયો નાખવામાં મેં કશી ઢીલ નહીં કરી, પણ પાછી ખબર મેલવતાં મને થોડા દિવસ લાગા. તે નોટે બહુ થોડા હાથ બદલ્યા હતા. બીજી એક લંડન—બાન્કની મારફતે ઈંગલંડની બાન્કમાં પુગી—સાંમટો સામાન વેચનાર ગાંધીઓએ તે ઉપલી બાન્કમાં વટાવી હતી, અને એ ગાંધીને ત્યાં તે નોટ, સરએરોનાં નાના ટાપુમાં પરચુટણ સામાન વેચનાર ગાંધીને ત્યાંથી કકડે કકડે આવી પોંહોંચતી હતી. અને તે ગાંધી એ નોટ, મીસીસ મરટન, નામની એક સ્ત્રી સોડેથી લાવ્યો હતો, જેણીનું નામ તે નોટની પછવાડે લખેલું હતું, અને મેં એજેન્ટને તાકીદ કરી હતી કે

કોઇ ચોકસ તારીખ લગી તજવીજ કરવી નહીં, તે હીસાબ પ્રમાણે જોતાં, મીસીસ મરટનને ત્યાંના ગાંધી મી૦ જોનસે નાણું આપી પેલી નોટ લઇ આવ્યો હતો, તે ચેસ્શામે અહીયાંથી બીડી તેનો બીજો દીન હતો. એ નોટ કોણથી આવી ફરી તે સ્ત્રીને પુછી હેબતાવાની કાંઇ અગત્ય નહીં હતી—કોણે મોકલી તેતો હું સારી પેઠે જાણતો હતો. મીસીસ મરટન **સરબેરા**માનાં **એકેરીયા** ગામમાં રહેતી હતી. મેં એ ઠેકાણું લખી લીધું. મારા એજેન્ટને તેની મેહેનતનું દામ આપી તેને મોકલી દીધો. અને બાકીની તજવીજ હું જાતે પુરી કરવા અર્થે **સરબેરા** ખાતે ઉપડી ચાલ્યો.

પેલી ગજિયાની રમત ચેસ્શામને ભારે નુકસાન પોંહોંચાડનારી થઇ પડનાર હતી—પાયમાલ કરનાર હતી.

---

## પ્રકરણ—૨૧ મું.

## મીસીસ પેઈનની મુસાફરી.

કોઈ નહીં—તેમાં જુવાન્યા તો તદનજ—**સરબેરીમાં** અનિયમિત કાળ સુધી, ઠર પડી રહી શકે નહીં; સિવાય કોઈ બળવાન ઉશ્કેરણી તેને તેમ કરવાને ખેંચ-તાણ કરે. નાનાં પ્રાંતિ ટાપુઓ, પરદેશીઓને જે એકસરખાં મંદપણાંનો અને સ્વભવતપણાંનો દેખાવ આપે છે, તે લોક—પ્રસિદ્ધ છે, અને મેં જોયું કે, એ સાધારણ—ચાલતો વિચાર **સબેરીને** કેવળ છાજતો હતો. ત્યાંનાં ગરીબ વસનારાઓ, જેઓ કાંઈ વેપાર—વણજ કરે, કે જીંદગીનો ઉપભોગ કરે તેમને અવમાન

કરવાની મારી ઈચ્છા નથી; પણ, મારે માટે પુછો તો **સરએરી** જેવાં સ્થળનાં જીણાં જીણાં લાભો કરતાં, જંગલનું એકાંતપણું હું પસંદ કરૂં.

એ એક જુનું નગર હતું, અને ખરેખર એવાં ટાપુઓ નવા હોયજ નહીં, આજનાં કાળમાં એવાં એવાં સ્થળો સ્થાપવાનું કાંઈ હેતુ હોયજ નહીં. ગર્વે સાથ, પ્રત્યેક વસ્તિ પત્રક દેખાડે છે કે, દિન પ્રતિદિન વસ્તિનો વધારો તેમાં થતો જાય છે, અને રહેવાસીઓ એમ વિચારી મગ્ન થાય છે કે, હાલનાં વધારા રૂપે જોતાં અગરજો સૃષ્ટિ બીજાં બે હજાર વર્ષ હૈયાતી ભાગવે તો તેટલાં **સરબેરા** બારઓજવાળું ગામ થાય. એ ગામ એક જુનું બિશપનું મંદિર સમાવાનો અહંકાર રાખે છે, જે, આજની જરૂરીયાતો માટે બહુ મોટું છે, પણ જેમ એક પુરાંતમ કુટુંબની એકુ રથ, જે આજનાં જમાનાંમાં વાપડવી બહુજ અડચણભરી થઈ પડે, પણ તેજ વેળા, એક સારી સ્થિતી ઉપરથી ક્ષિણાવસ્થાએ પડેલાં કુટુંબની પ્રતિષ્ટા સાબેત કરે, તેમ એ દેવળ, તે ગામની જુની પ્રતિષ્ટા સાબેત કરતી હતી. એ મંદિર ઉપરાંત, બીજાં નાના દેવળો અને ભક્તિગૃહો ઘણીજ થોડી મુદ્દત ઉપર બાંધેલા ઉભા હતા, અને એક જુનાં કિલ્લાનું ભાગું ખંડિયર પણ હતું. એની સાથ વળી એકુ બે નાના સરખાં કાપડનાં કારખાનાં, દુકાનોની હારનો મોહોલ્લો, થોડાંક જુની ઢબનાં મુસાફરખાનાં, ખાનગી ઘરોની અમુક સંખ્યા જોડો, અને **સરએરી** પૂર્ણ સજેલી તમારી નજર સામું દેખાશે. અગરજો એવાં એક નગરમાં સિવાય

તેમને ફરજ પડે ત્યાં લગી લોકો જઇ વશે, એમ ધારવું બહુ કઠણુ હતું છતાં, શેહેરથી થોડાંક લોકો ત્યાં રહેવા આવતાં હતાં. તેઓમાં ઘણાંખરાં ધંધા વિનાનાં, અને ગરીબ સ્થિતિનાં, પણુ મોટા મોટા છોકરાવાળાં કુટુંબો હતાં. તે લોક **સરએરી** આવતાં, ઘર લેતાં અને કેટલાંક અમુક ગણુત્રીનાં વર્ષો ત્યાં રેહેતાં; જ્યાર પછીની પગ તળેની મંદ ધુળ ઝાટકી નાંખી નવાં સ્થળોની ધુંઢમાં ચાલ્યાં જતાં. એ અંધામી આકર્ષકનો ભેદ આ હતો:—

એક ધનવાન પુરૂષે ઘણાંક વર્ષોની વાત ઉપર, અહીંયાં એક વ્યાકરણુ—નિશાળ સ્થાપવામાં અને નિમણુંક કરવામાં પોતાની દોલત આપી ગયો હતો. વિધવિધ પાછળી તકોએ બીજા પ્રગજ્ઞુ પુરૂષોથી એ બક્ષિશમાં વધારો કર્યો. તે વિરસામાં મલેલી દોલતની કિંમતમાં વખત જતાં મોટો વધારો થયો અને તે મુલકની અતિ શ્રિમંત નિશાળ થઈ પડી અને તેનાં રહેવાસીઓનાં પુત્રોને માત્ર નામની ફીએ પેહેલ્લા વર્ગની કેળવણી અપાવવા લાગી. એજ લાલચ નવાં લોકોને, ત્યાં આવી વસવા લલચાવતી હતી—તેમનાં બેટાઓ સારૂં સસ્તી અને સારી કેળવણી, જે સાથે તેમની એ દોડની આખરીયે જે વિદ્યાર્થીને પગારોનાં ઇનામો મલે છે તેનો પણુ સંભવ હોય છે.

અલબતાં બીજા સર્વે નાંનાં નગરોની પેઠે, એ નગર પણુ નાની નાની ટોળીઓમાં ભાગ અને વિભાગ થયલું હતું. આકર્ષક લોકોની ટોળી, જે અતરાફ પોત પોતાના જાગીરો ઉપર વસતી હતી તેને ગણુત્રીમાં લેવાની અગત્ય નથી. તેમ-

નાં મનથી સરબેરી સગવડભરી જગ્યા હતી, અને એટલા ઉપરજ નજર રાખતાં હતાં. એ નગરની સઘળી ટોળકી-ઓમાંની એક સર્વોપરી ધર્મ—મંદિરની ટોળી હતી—તેનાં "કેનોનો," "ડીનો" અને "પ્રિસેન્ટરો" સાથની ટોળી હતી. એની ઝાલરનેજ લગતી, કદાપિ કોઈ કોઈવાર તેમાં ભેળાતી, નિશાળની ટોળી હતી. "ડીન" અને તેનાં હાથ નિચેનાંઓ ઉપલી ટોળકીનાં આસામીઓથી લગાર બીહીકમાંજ રેહતા હતા. એવોમાં થોડાંક હુસ્યાર પુરૂષો પણ હતા. ત્યારબાદ, ધંધાવાળી ટોળકી, વકીલો, વૈદો અને બે, બાન્કનું કાંમ ચલાવનારાં હતાં. એ ટોળકી સારા ઘરાકો, દર્દીયો અને નાંણું મેલનારાંઓને પોતાનાં પેટાંમાં દાખલ કરતી હતી. નાંહાનાં કારખાનાંવાળા એ ટોળકીમાં પ્રવેશ કરવાનો હક રાખતા હતા. એ પછી ઉંચા વેપારીયોની અને નિચલે વાંધેનાં વેપારીયોની ટોળીયો હતી. એ ભાગ કેમ પડયા તે કોઇ કહી નથી શકતું. એટલુંજ ચોક્કસ હતું જે, કસાઇ, માછીયો, પસતાગિયા, કાપડયા, રસાયન શાસ્ત્રીયો, અને ઝવે-રીયો, એક સમાનતાપર ન હતા. જ્યારે તેવો પૂર્વા-ગમનનાં કાયદા પોત પોતામાંજ ઘડી કાઢી નક્કિ કરતા ત્યારે, બાહારનાંઓને તે કાંમમાં વચ્ચે પડવાનુ કાંઇ કારણુ ન હતું. એક શબ્દમાં કહીજીયેતો એ નગર, અતિમંદ, આબરૂદાર, અને સન્માર્ગી હતું. ચેસ્શામનાં જેવી શેતાની યુક્તિનાં દોરાની નિશાણુ પકડવાની આ દુન્યામાંનું છેલ્લું સ્થળ છે કરી કોઈ પણ ધારે. હું સરબેરી ગયો ત્યારે સપટેમબર માસનુ છેલ્લું અઠવાડયુ હતું. 'મીટર' નાંમનાં જુની

ઢબનાં એક મુસાફરખાનાંમાં ઉતર્યો. ત્યાર પછી મીસીસ મરટનની શોધ કરવા મંડયો. મેં કોઇ ખુલી પુછપરછ નહીં ચલાવી. પેહેલ્લેજ દિને સાંહાંજે કાંઇ કાંમ ન હોવાથી દારૂ વેચાતા બેઠકનાં ઓરડામાં ચીરૂટ પીતો બેઠો હતો, તે વેળાની ગપસપમાં એટલુંતો મને જણાયું કે, જો હું જે કાંમે આવ્યેચ તેનો લેશ ભાર અંશારો એકુ પણ જીવડાને જણાયુ તો, થોડાજ કલાકમાં આખ્ખાં નગરમાં ફેલાઇ જશે તેવું હતું. મેં જોઇ લીધું કે, મારે એખલાએજ મારી લડત લડવી પડશે. મારી પાસ તે સ્રીનું ઠેકાણું લખી લીધેલું હતું, તેથી હું આવ્યો તેને બીજે દિને સ્હવારે તેણીનાં ઘરની શોધમાં નીકલી પડયો. મને સેહલાઇથી તે જડયું — શેહેરની સીમા બાહાર તે વાડી હતી. સરબેરોનાં છાંનાં છુપાં ખંટોળાંથી હજી હું અંજાણ્યો દિસતો હતો; નહીંતો હું જાણુતે કે, એવાં ઘરોમાં ઘણુંક શેહેરનાં લોકો, જેવોને નૈમિત્તિક–લોકો, કેહતાં હતાં, તેવો વસતાં હતાં — એવો, મેં આગળ કહ્યા મુજબ વ્યાકરણનાં નિશાળથી અપાતા લાભો મેલવવા શારૂં આવી વસ્યાં હતાં. એ ઘરો બહુ નાંનાં હતાં, અને તેવોમાંનાં કેટલાંક ભાડુત વિનાંનાં ઉજ્જડ પડયાં હતાં એકેસ્યા વાડીની બરોબર સનમૂખ એક ઘર સર સામન સાથનું ભાડે આપવાનું હતું.

એ કરતાં બીજી કોઇ પણ ચીજ ખરા તડાકાની ન હોય! તત્કાળ મારા મનનો ઠરાવ થઇ ચુકયો. હું શેહેર પાછો ફર્યો, ઘરનાં કારભારીને મલ્યો, અને બાર વાગાની અંદર, તે પસંદ કરવા યોગ્યનું ઘરમં '**નાર્થ રોડપરનાં રોઝ-વિલા,**'

નો ભાડુત તરીકે નેમાયો. તે કારભારીયે ધારા રૂપે કાંઈ સાક્ષી માગી. મેં ત્રણ માસનું ભાડું એડવાન્સ આપ્યું, જે, મારી પ્રતિષ્ઠા માટે, ‘ડીન’ અને તેને લગતી આખ્ખી ટોળકીયે ખાતરી આપી હોય તે બરાબરનું થઇ પડયું. એ સઘળું નક્કિ થઈ રેહવા પછી મને યાદ આવ્યું કે, મેં ઘેર માંહેથી જોયું પણ નથી; પણ એની કાંઇ ઘણી ચિંત્યા નહીં હતી, સિવાય કે ઘરનો કારભારી મને વિચિત્ર મિજાજનો પુરૂષ તરીકે દેખવા લાગો. વિચિત્ર મિજાજનો હોઉં, કે નહીં, તે ગમે તે હોય પણ, એક ચાકર વગર ઘર મારાથી રખાય નહીં, તેથી સએશીમાં ‘રેજીસ્ત્રી–ઓફીસ’ છે કે, તેની તજવીજ કરી; અને તે મલી આવ્યાથી અને મારી ગરજ જાહેર કરવાથી, એક અંગે જબરી અધોડ ઉમ્મરની સ્ત્રીનો, હું શેઠ થયો. એ સ્ત્રીયે સામાન્ય રીતે સઘળું કાંમ માંથે લેવાની કૃપા કીધી. તેણી એવી બેડોલ અને ઘરડી હતી, કે, મારે માટેની કોઇ નાંમોશી પેદા થઇ શકેજ નહીં. એ દાહડામાં, એ મારાં નવાં રેહેઠાણનો કાબુ લેવાની મેં ગોઠવણ કરી. એ હાથ લેવા આગમચ હું શેહેર પાછો ફર્યો, અને એ મારી નવી જીંદગી સેહવાઇ શકાયે તેમ કરવા માટે, પુસ્તકો અને એવીજ બીજી વસ્તુઓ પેક કરી લઈ આવ્યો, અને તે નેમેલે દાહાડે સ્હવારે મેં તે ઘરની કીલીયો લીધી અને ત્યાં મને પોતાને ગોઠવવાનાં કાંમમાં પડયો. તે જગ્યો, ડોલદાર અને ઠીક ઠાક કરવામાં તે આખ્ખો દિવસ પુરો થયો. મારૂં મોકાંમ, ત્યાં ટુંક વખતનું કે લાંબું હોય, તેનો મીસીસ મરટન ઉપર આધાર હતો; કેમબી બને તેટલો પોતાને

સંગવડભર્યો અને નચિંત કરવું ઠીક હતું. મેં સામાન ઉતારી પાછો ઉથલપાથલ ગોઠવ્યો અને એક મોટી ટેબલ બારીની નજદીક ગોઠવી; મેં તે બારી સારૂં એક પરદો ખરીદ કર્યો કે, જેમાંથી, હું પોતે દેખાયા વગર સઘળું જોઈ શકું. પુસ્તકો અને કાગળ્યાંથી મારી ટેબલ મેં ભરી નાંખી, જેથી, જાંણે બહુ સખત કાંમમાં વળગેલો હોઉં તેવો દેખાવ આપું, વળી તે સાથેજ સામેનાં ઘર ઉપર પુરતી ચોકસી રાખી શકું.

હવે પછીના મારાં કાંમ માટે, મેં કસ્સીબી યુક્તિ રચી નહીં હતી. ખરૂં પુછો તો, મારા દિલમાં નિશ્ચે હતું કે, મને જે કાંઇ ફતેહ મલશે તે, અકસ્માતિક કોઇ બનાવનાં પરિણાંમમાંથીજ નીકલશે. અકસ્માતેજ મીસીસ મરટનની હૈયાતી અને ચેસ્શામ સાથનો તેનો સંબંધ મારી આગળ ખુલ્લો પાડ્યો હતો, અને મને એથી જાણીતો કર્યો હતો, અને હવે પછી, હું જે જાણવા માંગું છું. તે જાણવાનો માર્ગ મને અકસ્માતજ દેખાડશે. મોડે યા વેહેલ્લે, તે તક આવશે ખરી. રાથવેલે કહ્યું તેમ નસીબનો હાથ તેજ કાંમમાં રોકાયલો છે; પરંતુ મનસે પ્રાર્થનાં કરતો હતો કે, સરબેરીમાં બહુ માસ મને ગુજારવા ન પડે. આવાં એક આકર્ષણ વગરનાં સ્થળમાં એકાંત મોજમાએ મારા સરખો જુવાન્યો આવી, ઘેર ભાડે લઈ વસે, એ માટે કાંઈ પણ કારણ આપવું અગત્ય છે એમ સમજી, મારા પડોશીઓ કંઇ ગપ ઉભી કરવા આગમજ, મેંજ ગપ ઉભી કરવાની યત્ન કર્યો, અને મારા ચાકરને કહ્યું કે, કસ્સી પણ અડચણ વગર મને કેવળ છુટો

મેલે, કારણકે, હું એક પુસ્તક લખવામાં રોકાયલો છેઉં. એ કાંમ ફતેહથી પાર ઉતારવા માટે શાંતી અવશ્યક છે કરી, તેણીને મેં કહ્યું; અને એજ કારણસર સરબેરીમાં થોડા દિવસ રેહવા આવ્યોચ. મને લેશભાર સંસ્ય ન હતો કે બીજેજ દિને મારી પાસેનાં ઘરનાં નોકરો અને મારા સાંમેનાં ઘરનાં નોકરો, મારાં કાંમને લગતી સઘળી વાતથી વાકેફ થયાં હતાં, અને 'નાર્થ-રોડ' નાં શાંત લત્તા ઉપર, જુવાન્યો એક ઘર લઇ વસે તે ચમત્કારનો ચમકાટ ઓછો પણ થઇ ગ .

હવે આ વિચારથી હું મધન છેઉં કે, એક ચોપડી લખ-નાર લોકોની નજરમાં માન પ્રતિષ્ઠા અને આદરયુક્ત લાયક ભરી વસ્તુ દાખલ ગણાય છે. નિરંતર હસ્ત-કાર્યજ એવી પ્રયત્ન ઉતપન્ન કરે છે, થોડાક હજાર શબ્દો લગોલગ લખવાની મેહેનતથીજ તે કર્તા પોતીકા ખંતીપણાં માટે કેટલુંક માન મેલવે છે, બુદ્ધિને લગતી મેહનત, જો તેમાં કાંઇ કાંમે લાગી હોય તોપણ તે એક કોરે મેલી દેવો, તે વિષય ઐતિહાસીક હોવો, કે ફિલસુફી હોવો, કરૂણ-રસ હોવો, કે હાસ્ય-જનક હોવો; તે કર્તા એક અદ્ભૂત કાંહાંણી લખવામાં, કે, માર્ગો-પદેશક-પુસ્તક લખતો હોવો,—કે પછી પકવાનની પોથી લખતો હોય, પણ તેનો ઉદ્યોગ, તેને એક પ્રકારનાં ઘેરાટમાં ઘેરે છે, અને પોતાનાં કાંમોમાં વિચિત્ર થવાની છુટ મલે છે. અગરજો ઘણાં વિદ્યાર્થિઓ, ઘડીયાલીઓ અને ઘટી-યંત્ર બનાવનાર મુજબ કોઈ પણ સારૂં કામ બરાબર અને નિયમ સર કરે છે તેમને, લોકો ધંધા વિનાંનાં માણુસો સાથે ભેલે છે અને લેખે છે. એ સઘળું જોતાં, મારા દેખાવ માટે મેં

આપ્યું તેનાં કરતાં બેહેતર કારણુ કોઇ ન મલી શકે. મારી યુક્તિઓ મુજબ ચાલવાને, અને મારી મરજી મુજબ ઘર બાહાર જવા આવવાની પુરતી છુટ અપાતી હતી; એ ઉપ-રાંત, મેં આપેલી હકીકત કાંઈ કેવળ ખોટી નહીં હતી. મારા વિચારો અને કલ્પનાવો 'ફુલીસકેપ' ઉપર ટપકાવાને, યાને લખી કાઢવાનો ઘણી લાંબી મુદતથી હું વિચારજ કર-તો હતો. પણ આ વાર્તાનાં પ્રારંભમાંજ મેં જણાવ્યું છે તેમ, હું થોડુંજ ધારતો હતો કે, મારૂં પેહેલ્લું પુસ્તક, જે અજવાલામાં આવશે, તે મારી પોતીકી ઝિંદગીનો હેવાલ રેહેશે. બારી આગળ મેલેલી ટેબલ આગલની બેઠક રોકવા માટે મેં આપેલું કારણુ ખોટું કે ઢોંગીલું હોવો, પણ હું આવ્યો તેને બીજે દીને સહવારથી હું તયાં બેઠો અને સામે-નાં ઘરની મારી તપાસ મેં માંડી. મારો નાસતો લીધો અને ચીરૂટની મદદ લઇ મા રા આત્મ—નેમાયલા કાંમ ઉપર હું ગોઠવાયો. અલબતાં, હાલ તો તે ઘરનાં વસનારાં કોણ છે, અને કેવાં છે તેજ ચોકસ કરવાનું હતું.

પેહેલ્લાં માણુસને તે ઘરથી બાહાર નિસરતાં જોયો, તે, આસરે પંદરેક વર્ષની વયનો છોકરો હતો 'ક્રીકેટ' રમવાનો દંડુકો ખાંધ ઉપર મારી રોડ ઉપરથી ખુશ મિજાજે સીપટી વગાડતો ચાલ્યો ગયો. બીજો અર્ધોક કલાક ગયા પછી, ઉંચી, પતલી સરીખી, સાદો લેબાશ પેહેરેલી એક છોડી બાહેર નીકળી. તેણી ગાયણુનાં કાગળોનો વિંટો લઈને જતી હતી; અને શિક્ષક થઈ શકે તેવડી મોટી ઉંમરની ન હોવાથી, તેણીની જાતે એ એલમ શીખવા જાય છે, એમ મેં અનુમાન

બાંધ્યું. તેણીનાં જવા પછી ઘણોવાર બારણું ઉઘાડ-ઢાંક થયા કર્યું, પણ તે તો **આરીસ્ટોગ્લ**નાં મતનાં વેપારીઓ, જેવા કે મેવા કે તરકારી વેચનારાઓનાં, અથવા ખાટકી કે ભઠીયારાનાં પોરીઓ આવજાવ કરતા હતા. છેવટે જ્યારે જોતાં જોતાં થાકી ગયો ત્યારે મારી સાંમેની બારી આગળ એક સ્ત્રી આવી, અને થોડીક મીનીટ લગી ત્યાં ઉભી રહી. હું આ વેળા પેલી ભેદભરી મીસીસ મરટનને જોઊં છું એમ મને નિશ્ચે લાગ્યું.

તેણીએ બારી ખોલી અને કરેઢી ઉપર મેલેલા નાનાં રોપાનાં પેટારામાં પાણી સીપવા લાગી, તેથી તેણીને સારી પેઠે જોવામાં કશી અડચણ મને નડી નહીં, અને એક નાની સરખી દુર્બીનની મદદથી તેણીનાં બાહેરનાં દેખાવની પૂર્ણ તપાસ લેવાને હું શક્તિવાન થયો. તેણીની ઉમર કાંઈ ચાલીશ અને પચાશની વચ્ચેની હતી; કાળી આંખો, કાળા વાળ અને મધ્યમ ઊંચાઈની હતી. તેણીનો ચેહેરો ફિક્કો અને ઝર્દ હતો; પણ મને ખાત્રી થઈ કે, એકવાર એ સ્ત્રી ઘણી સોહામણી હોવી જોઈયે, ગરજે આજે તેણીનો ચેહરો દેખાવમાં ખુશ લાગે એવો નહીં હતો. એણી સાદાં અને માનભર્યા કાળા લેબાશમાં હતી, અને ઝિંદગીમાં કેઈ સ્થિતિ તેણી ધરાવતી હતી, તે તેણીનાં બાહેરનાં દેખાવ ઉપરથી નક્કિ કરવું ન બને એવું હતું. કેમ પણ હોય, પણ મને ખચિત હતું જે તેણી મીસીસ મરટનજ હતી, તેથી તેણીને લક્ષ દઈ જોવા લાગ્યો. થોડી વારમાં તેણી બારી ઉપરથી ટાંગાઈ અને નીચે રસ્તા ઉપર જોવા લાગી અને

એકાએક તેનો ચેહેરો ફેરવાઈ ગયો. ખરેખર સોહામણાં દેખાવનો થયો. ખુશ મુસકેરાટે તેણીનો મુખડો દીપતો કર્યો, અને કાળી આંખો ચમકવા લાગી. તેણીની નજર દોડી તે માર્ગે હું પણ દેખવા લાગ્યો, અને પેલા છોકરા અને છોકરીને સાથે મળી ઘર આવતાં મેં દીઠાં. ઘરની સનમુખનાં નાનાં સરખા બાગનાં કકડા ઉપરથી, જેવાં એ લોક ઉતાવળે પગળે પસાર થયાં કે, મીસીસ મરટન બારી આગળથી દોડી જઈ તેમને સારૂં બારણું ઉઘાડયું; જે હેતભર્યા ચિન્હોથી એમને આવકાર દીધો, તે જોતાં એમનાં વચ્ચેની માય દીકરાંની સગાઈ હોવા માટેનો મારાં મનમાં કશો સંશ્ય નહીં રહયો.

હવે મીસીસ મરટનને જોવા પછી, અને કેવા દેખાવની સ્ત્રી છે તે જાણ્યા પછી, તેણીની તવારિખ જાણવી મને અગત્ય હતી; અને એ વીશે ભય વિનાં પુછપરછ કરી શકું તેવું એકજ માણુસ હતું, અને તે, મેં ચાકરીમાં રાખેલી બૈરી હતી. સારાં ભાયગે એણી આ નાનાં નગરથી અંજાણી નહીં હતી—આ 'નાર્થ-રોડ' થી પણ અંજાણી નહીં હતી. નજદીક રહેનાર એક કુટુંબ સાથે તેણીની રહેલી હતી, તેથી, એ તરફનાં સઘળાં ગામ-ગપાટા તેણીની આંગળી ઉપર હતા. મારા જેવો એક નવો-આવનાર, પોતાનાં પાડોશીઓ વિષે થોડું ઘણું જાણવા ઈચ્છે, એમાં કાંઈ મોટી વાત નહીં હતી, અને મારી ચાકરડી, તેની જાણુતી હતી તે સર્વ ખબર-અંતર કહી મને ખુશ કરવાને આતુર હતી.

મારી એક બાજુએ એદમીચેલ ગ્રહસ્થ રેહતો હતો, જે બાપડો એવી દરદ ભરી રીતે ઠાંસતો હતો, કે, આખી પડો-

અને નિશ્ચે થયું હતું કે, આ વર્ષ પુરૂં થતાં તે દરદી ધખી જશે; એ સાંભળવામાં મને કસ્સું હિત્ત નહીં લાગ્યું; વળી બીજી ઓરડુએ એક કજીયાખોર ધર્મગુરૂ રેહે છે, જે એવો કંગાળ છે, કે, એક ગોસનો કકડો આખું અઠવાડયું ચલાવે છે; વળી જરા આઘેનાં એક મોટા ઘરમાં એક કર્નલ રેહે છે, જે ઘણો મગરૂર અને ધનવાન છે—પણ શા માટે એવો પુરૂષ એ સ્થળમાં રહેતો હશે તે ભેદ શોધી કાઢવાની મેં લેસભાર યત્ન નહીં કરી; મારી પડોશનાં એ ઘર મેલ્યા પછીનાં ત્રીજા ઘરમાં મીસીસ સ્મીથ નામની એક સ્ત્રી વસે છે, જેણી લુગડાં ઘરમાંજ ધોએ છે, અને પછવાડેનાં બગીચાને લુગડાં સુકવવા નાખવાની જગ્યા કરી છે, અને એ રીતે પોતાનાં પાડોશીઓને નરસ લગાડે છે, એ સાંભલી હું કેવળ ખિજવાયો નહીં; કે પાસેનો મી૦ ડેવીસ એવો દુષ્ટ હતો કે, છાકટો બની પોતાની બાયડીને મારતો હતો, એ ખબરે મને ડંગ નહીં કરયો, કે ક્રોધાયમાન નહીં કીધો. પણ જ્યારે એ ગપ-સપનાં પ્રવાહની રેલ મારી સામેની ઓરડુ ઉપર ઉતરી કે મારૂં લક્ષ ઉસ્કેરાયું.

હા, મારાં ઘરનું માણસ, મારી સામેનાં લોકો બાબેનું સઘળું જાણતી હતી. મીસીસ મરટન પોતાનાં એક પુત્ર અને પુત્રી સાથ વસતી હતી. એ સ્ત્રી તેવાંમાંની એક હતી, કે જેઓ, વ્યાકરણની નિશાળને પેટપુર વિરસાનાં લાભ લેવા આવી વસતાં હતાં. તેણી વિધવા હતી, યા મારી ખબર આપનાર, અર્થભર્યા સાહાદે જણાવ્યું તેમ, વિધવા છે કરી **ધારવામાં આવેચ.** કેમએ કરી, વિધવાઓને પેહેરવાની ટેવ હોય છે તે પેહેરણ માંથા ઉપર નહીં પેહેરતી હતી. પૈસાવાળી નહીં

હતી, પરતુ સારી સ્થિતિ ભોગવતી હતી; ઓછાંમાં ઓછું એટલું તો ખરૂં, કે, જે જુવાન સ્ત્રી ત્યાં ચાકરી કરે છે, તે મારી ચાકરડીની મિત્ર થાય છે, તેને કોઇ દિને તે લોકની કંગાળીયત ઉપર બબડતાં સાંભળી નથી. પરંતુ મીસીસ મરટન કંઇ સમજાય નહીં, એવી હતી ખરી. ખરી બીનાં એ હતી કે, ચોકસ રીતે કોઇ તેણીને ઓળખતું નહીં હતું.

અને એ કરતાં બુરૂં શું હોય ? સરબેરી જેવાં નાંનાં ટાપુમાં લોકોને પોતાનાં પાડોશીયો વિષેનું સઘળું જાણીતું હોવું જોઇએ, નહીં તો ખચિત તેવાંઓને સઘળી પ્રકારની બદીમાં મેલવે તેમ હતું.

"તેવો શાન્ત, એકમાર્ગી લોકો છે, કે કોઇની સંગત, યા મિત્રાચારી રાખે છે ?" મેં પુછ્યું. "ઘણુંજ એકાંત." મારી ચાકરડીએ ખાતરીથી કહ્યું "એટલાં સુધી એકાંત કે, ત્યાંની ચાકરીએ રહેલી બાયડી, જે આબરૂવાળી સ્ત્રી છે, તેની તબિયત પણ ત્યાંની એક-સૂરવાળી ઝિંદગીથી બિગડે છે, અને મિજાજ પણ સારો રહેતો નથી. નાના માસ્ટર મારટન, તેનાં કોઇ નિશાળ્યા મિત્રોને કોઇ દિને ઘર લઇ આવે, તોજ વસ્તી થાય,—નહીં તો નવાં વર્ષથી તે એકત્રીસમી ડિસેમબર સુધી કોઇ ઘરમાં આવતું નથી." પેલી જુવાન છોડી, એક બાળ-શિક્ષક, કે ગાયણ શિક્ષક થનાર છે તે ઉપરથી મારી ખબરોની આપનારને નિશ્ચે હતું કે, મીસીસ મરટન કોઇ ખાનદાની બાનું નહીં હતી.

એટલી ખબર કાઢયા પછી, મારી તપાસમાં કસ્સા વધારો વગર બીજા બે હાડકાં પાસ થયા. મને લાગ્યું કે બારીએ

બેસી જોયા કરવામાં, અને મીસીસ મરટન, જે કવચિતજ ઘર બાહાર જતી હતી તેને જોયા કરવાથી કાંઇ ફાયદો નથી. તેણીની છોકરવાદી ઝિંદગીનો કોઇ તાર લેડી એસ્ટમિયરની ઝિંદગી સાથ વળગેલો છે કે, તે મારે શોધી કાઢવું જોઇયે, અને એ વાતની ખાતરી કરવાને મારે એનાં કુળની, વંશની ઇત્યાદી શોધો કરવી જોઇયે. **સરબેરી**માં આવી વસવા આગમજ તેણીની કોણ હતી, આજે તે ભોગવે છે તે પ્રતિષ્ઠા, આગમચનીજ છે. કે આજ કાલની મેલવેલી છે, ઇત્યાદી. ઈત્યાદી. ટુંકમાં, તેણીની બચગીની તવારિખ શોધી કાઢવી જરૂર છે.

કિયો માર્ગ લેવો તેનો વિચાર કરતાં, '**એસ્ટમિયર–કોર્ટ**,' ની રખેવાલ મીસીસ પેઇનનો મને વિચાર આવ્યો. મને ખચિત હતું જે, તેણીની એ કામમાં તેનાંથી બનતી મદદ આપશે, તેથી તેને સમજાવી **સરબેરી**માં લાવવી, એવો ઠરાવ કરી ડરબીશાયર ચાલ્યો. જો મીસીસ મરટન, એસ્ટમિયરનાં કુટુંબ સાથ કોઈ પણ રીતે જોડાયલી હશે તો મીસીસ પેઇન તેણીને ખચિત ઓળખી કાઢશે. સલાહ લેવા માટે મારી સોડે કોઇ ન હોવાથી બીજેજ દિને ઉત્તર તરફ ઉપડી ચાલ્યો. બે વર્ષ ઉપર, એ જગ્યાની મેં અને વાલેનટાઇને ભેટ લીધી હતી, તેજ હાલતે આજે પણ, '**એસ્ટમિયર–કોર્ટ** ઉજ્જડ અને વેરાન પડેલું હતું. નહીં સર લારેન્સ, કે, નહીં તેવણુનો વડો છોકરો આ સ્થળ ઉપર આવ્યા હતા. તે વડો છોકરો જીવતો હશે, કે નહીં, એવો વેહેમ મારાં મનમાં ઉભો થયો. જે માણુસ કદી પોતાની માતાને ધુંઢે નહીં એ કેવો હશે તે

હું સમજી નહીં શકયો. મારા મનસે તો, હું, જે, વર્ષોથી માતાની માયાનો ભુખ્યો હતો, તે આવા પુત્ર—યોગ્ય માયાની, હેતની ગેરહાજરી, સમજાય નહીં એવી ગુંચવણભરી લાગતી હતી. અને એક જુવાન પુરૂષ આવાં ભભકાદાર અને મહાન સ્થળને શી રીતે તીનતેરા અને પાયમાલ થવા દઇ શકતો હશે તે પણ સમજાતું નહીં હતું. તેનાં બાપનાં મનમાં કદાપિ 'એસ્ટમિયર—કોર્ટ' સાથ કોઈ દુઃખદાયકભરી યાદીયો કે સંયોગો જોડાયલી હોય, પણ દીકરો તો ખચિત એક દિને એ પોતાનાં સ્વદેશ—ભૂમિ ઉપર એક અગત્યનો ભાગ ભજવાની આશા રાખતો હોવો જોઇયે ! એ જુવાન્યાંની ચુપકીદી અને ગેરહાજરીની બાબદમાં એટલોજ ખોલાસો હું સુચવી શકતો હતો, કે તે પુત્ર મરણ પામેલો હોવો જોઇયે, અને તે કઠણ હૈડાંનાં પિતાએ એ વાતથી પોતાની પત્નીને અજાણી રાખી છે. જો, તેમજ હોય તો ખચિત આવી મિલ્કત વંશ પરંપરા ઉતરતી આવતી હોવી જોઈયે, અને તેથી કોઈ દિને પણ વાલેનટાઇન એ ખેતાબ ધારણ કરશે, અને એ મિલ્કત તેની થશે. તે છતાં, હું જાણતો હતો કે જ્યાં લગી એસ્ટમિયરનાં નાંમ ઉપર તેનો હક નાં પાડે અને એ ભયંક કલંક ખરી તરીકે વળગેલો રેહેશે ત્યાં લગી વાલેનટાઇન એ સઘળાંને નકાંમું ગણશે.

મીસીસ પેઇને મને તરત ઓળખ્યો અને સારો અવકાર આપ્યો. તેણીનો ધણી એ વેળા તેણીની સાથ હતો. અગરજો એક વાર એણીએ અમોને બીહીક બતલાવી હતી કે, આપણને અંદર ઘુસી ઘેર જોવા દેવા સારૂં તે ગોસ્સે થશે, તે બીહીક

છતાં, મને તો એ પુરૂષ, પ્રમાણિક, મંદ અક્કલનાં પુરૂષોમાંનો એક જણાયો, જેઓ પોતાનાં મોટા લાભ ખાતર પોતીકી પત્નીઓને પૂર્ણ આધીન થયેલા હોય છે. મીસીસ પેઈને ઘણાં ભાર–ભક્તિ સાથ લેડી એસ્ટમિયરની તેમજ પેલા ફુટડા જુવાનયા માસટર વાલેનટાઇનની ખબર–અંતર પુછી.

"તેવણુ મને કબુલાત આપી ગયા હતા તે ઝભો મોકલાવ્યો," તે બોલી. "એ ઝભો તો એક ખુબસુરતીજ છે. મારા જેવીને પેહેરવા માટે બહુ સુંદર છે. હજી મેં સીવાડયો પણ નથી, સાહેબ."

"સર લારેન્સ અને તેવણુનાં ધણીયાણી 'એસ્ટમિયર–કોર્ટ' પાછાં આવે ત્યાંલગી સાચવી રાખો અને પછી પેહેરજો" હું બોલ્યો.

"અગર તે દાહડા સારૂં હું રાખવાની હોઊં તો, બેહતર છે કે તેને બદલે મારી ભત્રિજી પૉલીનેજ આપી દેઊં, તે આવતે મહીને પરણનાંર છે, અને એ ઝભા પાછળ તેને વખતખાટ લાગો છે."

"એવું કાંઇ કરશો નાં, મીસીસ પેઇન. જ્યાં સુધી સઘળું પાપી દગાભર્યું ચોકઠું શોધી ખુલ્લું પાડું અને સર લારેન્સને તેવણુની ભયંકર ભૂલ સાબેત કરી આપું ત્યાં લગી તે પોશાક ખુશબોમાં મેલી છાંડો."

"તમે મશ્કરી કરોચ, સાહેબ," મીસીસ પેઇન બોલી.

"આજનાં જેવો કોઇ દિને મશ્કરીથી આઘો નહીં હોઇશ. એજ કારણસર તમોને મળવા બસેં માઇલ વેગળાઇથી

આવ્યો છું. આવતી કાલે તમારે મારી સાથ આવવું પડશે." હું ખરા ભાવથી બોલ્યું છું તે તેને નિશ્ચે થયું. બેશક એટલું તો ખરૂં કે, તેણીએ આગમચનીજ મારા અતરે આવ્યા ઉપર અચર્તે થઇ હતી.

"બસો ને બદલે બે હજાર માઈલ આઘે જવાનું હોય તો પણ જાઉં, જો એમ કર્યાથી મારી શેઠાણીને કાંઇ ફાયદો થનાર હોય તો; અરે, શું મધુર નેક બાનું હતાં તેવણુ! તેવણુનો વિચાર કરતાં મારૂં દીલ દરદ કરેચ!"

"ઠીક છે, ત્યારે. જેમ બને તેમ જલદી, આવતી કાલે અતરેથી ઊપડવાને તૈયાર થઇ રહેજો. હું તમોને સઘલું હમણાં કહી નથી શકતો, પણ હું ધારૂંચ કે, કાપટન ચેશ-શામનું આખું ઘોરકર્મ હું પકડી કાઢીશ. તમારા ધણી તો તમોને આવવામાં કાંઇ હરકત નહીં લેશે?" મી૦ પેઇન જેવા પુરૂષની હસ્તી યાદ આવતાં, મેં ઉમેર્યું.

"નહીં, તે કાંઇ કરે નહીં, સાહેબ. જૉન, આ ગ્રહસ્થ સાથ હું આવતી કાલે મુસાફરી નિકલીશ. હું પાછી—હું ક્યારે પાછી ફરીશ, સાહેબ?" તેણીએ મને પુછ્યું.

"બે દિવસ કે, ઘણું તો ત્રણ દિવસ" મેં જવાબ દિધો. "ઠીક છે, મારી પોરી," જૉન બોલ્યો. "તુંને જો એ કામ વાજબી લાગતું હોય તો ઠીકજ છે." એ રીતે એ વાતતો નક્કી ઠરી. કાંઇ પણ આબરૂદાર દેખાવતું મુસાફર-ખાનું કે હોટેલ 'એસ્કમિયર-કોર્ટ'થી બહુ આઘું હોવાથી રાતોરાત ત્યાંજ ઉતારો લેવાતી મીસીસ પેઇનથી મેહેરબાની

ભરી માંગણી માન્ય કરવી જરૂર પડી. સર લારેન્સ એસ્ટ-મિયરનાં ઘરનો વપરાસ કરવા મને કેવળ ગમતું ન હતું, પણ એ સઘળું છતાં, તે લાયક કારભારણ અને તેણીનો કંથ કોઇ પણ પોતાનાં ઓળખીતાં કે મિત્રને પોતા સાથે ઉતારો આપી શકે, તે સ્થિતિમાં હતાં, તેથી મને તેમનો પરાણો ગણીને, અને ગેરહાજર છે તે ઘર—ધણી, કે ધણીયાંણી-ની આગતાસ્વાગતા નથી લેતો એમ ધારી મારા અંતર જામીને શાન્ત પાડયું. તે દિને બપોરે ઘણુંક કલાક તે ઉજ્જડ કોઠડીયોમાં ફરી જોવામાં અને વાલેનટાઇનનાં પરદાદાની છબીઓ જોવામાં ગુજાર્યા. મારી સ્થિતિ, વાલેનટાઇનની સ્થિતિ સાથ સરખાવતાં મને ગમ ઉતપન્ન થતો હતો કરી મારે કબુલ કરવું જોઇએ. કોઇ તેવા મોભાદાર પુરૂષો અને સોહામણી બાનુઓનાં ચિત્રો કે છબીઓ ન હતી, કે જેમને જોઇ હું એમ કહી શકું કે, "આ મારા બાપદાદાનું વંશ છે." મારી માતાનાં કુટુંબ બાબેનું તો કસ્સું જાણતો નહીં હતો; ખચિત એની બહુ આગમચથીજ મેં દિલમાં નિશ્ચે માન્યું હતું કે, તેણીની બહુ ઉતરતી પદ્વિનાં લોકોમાંની હશેજ. પણ અજબ એ હતું કે. મારા બાવા કોઇ દિને પોતાનાં સગાં વાહાલાંઓની કસ્સી વાત નહીં કરતા હતા. તેવણુનાં દ્રવ્યની વાત એક કોરે મેલતાં, મને નિશ્ચે લાગતું હતું કે, એવણ ઉંચી શાખમાંથી નીકલેલા છે. તેવણનાં સગાં કેઈ સ્થિતિ ધરાવતાં હતાં, તે તેવણની કેળવણી અને રીતભાત જણાવી આપતી હતી. પરંતુ મારી કોતા અક્કલ જેટલે દુર જઇ શકે તેટલે દુર દોડાવી જોતાં એમ પણ જણાઇ આવતું

હતું કે, મારાં કુટુંબની જે કંઈ તવારિખ હોય, તે તેવણનાં-માંથીજ મંડાઈ છે. મારે કબુલ કરવું પડે છે કે, તે મરણ પામેલા અને ભૂમિદા થયલા એસ્ટમિયરોની હારો વચ્ચે ફરતાં મેં મારા મનમાં નક્કિ કર્યું કે, મારૂ ખાનદાન ફલૅાડીનનાં ખાનદાનની બરોબર છે, તે તેણીને જણાવા માટે, હું ફરીથી બાવાને મળીશ ત્યારે તેવણને કહીશ કે, મારા કુટુંબની તવારિખ જાણવાનો હવે વખત આવ્યો છે, અને મારો જાણવાનો હક છે; પણ તેનું તેજ; હું જાણુનો હતો કે, મને માહિત કરવાનું તેવણનાં દિલમાં ગોઠશે નહીં ત્યાંલગી મને અજ્ઞાતામાં રાખી મેળશે. જ્યારે છેવટે વાલેનટાઈનનાં બાપદાદાની સંગતથી થાકી ગયો ત્યારે મી૦ પેઈન સાથે ઘર બાહેર નીકળી બેદરકારીથી પડેલા બગીચાઓની અતરાફ ફરવા લાગ્યો અને એસ્ટમિયરોની ગુજરી કિર્તિઓની અને તેમની હાલની મિલકતને લગતી બહુ વાતો સાંભળી. મને ખબર આપનાર ગણત્રી કરી બોલ્યો, જે, એ મિલ્કત ઓછાંમાં ઓછી વર્ષે દહાડે વીશ હજારની આવક આપે છે, અને એમ પણ સાંભલ્યામાં આવ્યું કે, સર લારેન્સે બાહેરગામ ભટકી વખત કાહાડયોચ તે અરસામાં અત્યંત મોટી નાણાંની રકમ એકઠી કરાયલી છે. આડત્યાઓ, અને લંડનનો વકીલ એ સર્વેની દેખરેખ રાખે છે. ધણી કયાં છે, તે એ લોકો જાણતા હશે, પણ કોઈ બીજાંએ તેવણથી એક શબ્દ પણ સાંભલ્યો નથી. ફરીથી એક વાર, જો 'એસ્ટમિયર-કોર્ટ એવણ ખુલ્લું મેળશે તો આસપાસનાં આખા પ્રદેશને તે દિન શુભ જેવો લાગશે. કેટલાક પૈસાવાળા લોકોએ એ ઘર ભાડે માંગ્યું હતું, પણ જૉન પેઈનની સમજ મુજબ જોતાં

અગરજો સર લારેન્સને પોતાનાં ઘરમાં વસવાની દરકાર નહીં હતી, તોપણ કોઇને ભાડે નહીં આપે તેવા મગરૂર હતા. તેવણે કોઇ દિને ડાવર-હાઉજ પણ ભાડે નથી આપ્યું; લેડી એસ્ટમિયર તે ઘર છોડી ગયાં તે દિનથી ત્યાં માત્ર એક સંભાળનારજ વસે છે.

બીજે દિને સહવારે, મીસીસ પેઇન અને હું આપણી મુસાફરીએ ઉપડયાં. જૉન એક હલકી જેવી ગાડી દોઇ પાસથી લઇ આવ્યો અને આપણને બેસાડી કોઇ નજદીકનાં સ્ટેશન ઉપર હાંકી લઇ ગયો. એ માટી બૈયરનું છુટું પડવું ખરેખરૂં અસરકારક હતું, સોમરસેટ શાયર તો નહીં, પણ જાણે આસ્ટ્રેલીયા જતી હોય તેમ છુટાં પડયા. તેણીને કસ્સાંની ખૂટ નહીં પડવા દઇશ કરી મારી કબુલાત છતાં, તેને જીદ કરીને અરધી જગની મુસાફરીનાં અંત લગી પુરો પડે તેટલો ખાવા યોગ્ય ખોરાક તેની બાઈડીને લાવી આપ્યો. અને પોતાની ચપળ ધણીયાંણી જેવો કિમતી માલ મારે ભરોંસે આપવા માટે હું બહુજ નાની વયનો એનાં મનસે જણાયો, તેમાં કાંઇ સંસ્ય નહીં; કારણકે, તે કહેતો હતો તેમ, તેની "પોરી" ને સાવધ રહેવાની અને ગજવાં-કાતરૂઓથી હુશ્યાર રહેવાની ઘણીક તાકીદો કરી. અગરજો સઘળી તેની ચેતવણી મેહેરબાનીભર્યા ડોલે સાંભળી લીધી હતી તોપણ, પોતાની સામે પડેલી મોટી મુસાફરીથી એ કંઇ લગાર બીધી હતી તે સેહેલાઇથી દેખાઇ આવતું હતું. એમાં અજબ જેવું કાંઇ નહીં હતું, કારણ કે, કદિ તેણીએ પોતાનાં સ્વદેશની સીમાં ઓળંગી નહીં હતી.

ટ્રેને સલામ અક્ષામ ટુકડામાં પતાવી અને આપણુને દાક્ષણુ તરફ લઇ ચાલતી થઇ; આપણે મોડી રાત્રે સરૂએરી પોંહોંતાં. હું બહુ સારી વખતે આવી લાગો. મારા પાડોશીઓની જાણુ વગર મારે ઘેર મીસીસ પેઈનને ઉતારી શક્યો. કોઈ એકાએક પરોણો ઉતરે તે માટે એક ઓરડો અને બીજી સગવડની પદાર્થો તૈયાર કરી મેલવા માટે મેં હોકમ આપેલોજ હતો, તેથી આટલી લાંબી મુસાફરી પછી મીસીસ પેઇને આશા રાખી હતી તે કરતાં બેહતર હાલતે તે ઓરડામાં આરામ લેવા ગઇ. બીજે દિને સહવારે આપડે સાથે નાસ્તો લીધો અને ત્યાંથી મારા લખવાનાં ઓરડામાં ગયાં. મારા પરોણાનું મને શું કામ પડયું હતું, તે તેણે હજી લગી મને પુછયું ન હતું. તે બહુ ભલી અને સ્વસ્થ આત્માની સ્ત્રી હતી, અને કાંઈ મતલબ જાણ્યા વગર પણ, જે કંઇ કેહ તે કરવા ઉપર સંતોષ પકડનારી હતી. બારીના સામે ખુરસી ઊપર તેને બેસાડી. "તમારૂં આંખનું તેજ સારૂં છે કે, મીસીસ પેઇન ?" મેં પુછયું.

"સોયે જેવું તિક્ષણુ છે, સાહેબ: સાઠ વર્ષની ઉમ્મર પૂરી થવા વગર મારા કુટુંબનાં એકુ પણુ આસામીએ ચશ્મા પેહેર્‌ડેલો નથી."

"વારૂં, ત્યારે હજી તમો સાઠથી બહુ વેગળાં છેવો. મને એટલુંજ જોઇયેચ કે, તમો આપણી સામેનાં ઘર ઉપર નીઘા રાખો, અને જ્યારે પણુ તમો કોઇ સ્ત્રીને ઘરની બાહાર નીકળતાં કે બારીયેથી દેખતાં જુવો, ત્યારે તે ચેહેરો ઓળખવાની યત્ન કરો."

"શું મેં તેને આગમચ જોયલી છે, સાહેબ ?"

"હું કહી નથી શકતો; હું તેજ જાણુવા ચાહુંચ. તમોએ ઘણાં વર્ષથી જોઈ નથી—વીસ વર્ષથી તો ખચિતજ નહીં."

"વીસ વર્ષ તો આપડી યાદીને છેતરે, સાહેબ." મીસીસ પેઈન નિસોસ મુકી બોલી.

"હું નહીં ધારતો કે **તમો** એટલાં વર્ષમાં ઘણાં બદલાયાં હોવો. ગાંમની હવા માણુસની ખુબસુરતી જાળવે છેની !"

તે હસી પડી. કોઇ પણુ સ્ત્રી, વખાણુ કે પ્રશંસા સાંભળવા ઉપર બેદરકાર કદિ નથી હોતી. તેને સાંમના ઘર ઊપર પોતાની આંખો ચોંટાડી, અને મીસીસ મરટનનાં દેખાવની વાટ જોતી બેઠી. થોડીવાર પછી તે જોતાં જોતાં થાકી ગઇ, અને મારા ઓરડાની અતરાફ નજર ફેંકી, ભવાં ચઢાવ્યાં.

"શું છે ?" મેં પુછયું.

"ધુલ, સાહેબ; ધુલ. હું ધુલ જોઇ નહીં શકું. પેલી તમારી ચાકરડી, મને ખચિત છે કે, ઘણી આળસુ છે."

"એ વિષે તમો થોડા વાર પછી તેની સાથ વાત કરજો. હવે સાંમેનાં ઘર પર જુઓ. આહ ! પેલી આવી !" હું બોલ્યો.

મીસીસ મરટન તએહ મુજબ પોતાના ફુલને પાંણી સીપવા બારીયે આવી ઊભી હતી. મીસીસ પેઈન ઘણા લાંબા વખત લગી એને આતુરતાઈથી જોયા કીધી. પછી પોતાની બેઠક પરથી ઊઠી અને પરદાંની ઉપરથી તેને જોવાનાં ખુલ્લા ઇરાદાથી બારી આગળ ગઇ. મેં તેણીને તરત પાછળથી ખેંચી લીધી.

"તમારો દેખાવ તદ્દન ના દેતાં. તમોને ગમે તેટલું બારીની આગળ લગી જજો પણ પરદાની નીચે રહેજો." મે ટેબલ આગળથી ખીસાડી મેલી. તે ગુંઠણ મરડી બેઠી અને પરદાનાં ચીરામાંથી દેખવા લાગી.

"તમો તેણીને ઓળખો છો ?" મેં આતુરતાઇથી પુછયું.

"હું એને ઓળખું છું ખરી. મને એનો ચેહેરો યાદ આવે છે; પણ મેં એણીને કયાં દિઠેલી અને નામ શું તે યાદ આવતું નથી."

"ફરીથી જુવો, અને યાદ કરો" હું બોલ્યો.

હું પણ તેની આગળથી ગુંઠણ મરડીને પડયો. જરા વારમાં મીસીસ મરટન ઓરડામાં કોઇ સાથ વાત કરવા પાછળ ફરી, અને તેમ કરતાં આપણને તેણીનું પાર્શ્વચિત્ર દેખાયું.

"આહ !" મીસીસ પેઈન નિરાસીની નીસોસ મેલી બોલી "હવે ઓળખી. ઓ પ્રભુ ! પ્રભુ ! વીસ વર્ષ એક જીવડાને કેટલું બદલાવી નાંખે છે ! મેં તેને તરત ઓળખી નહીં તેમાં નવાઇ નહીં."

"એ કોણ છે ? કંઈ ભુલ કરશો ના. તમોને ખાતરી થવા વગર કાંઈ બોલશો ના. ઘણું—ઘણુંજ, એ ઉપર આધાર રાખે છે."

"ઓ, હવે મને પુરી ખાતરી છે." પુરતી સંતોષ પામી હોય તેમ બારી આગળથી ખીસી જઇ બોલી, "હું પેહેલ્લાં કેમ એવી મૂર્ખ બની હોઇશ !"

"પછી, એ કોણ ?"

"એ, મેરી વિલ્યમ્સ; લેડી એસ્ટમિયરની ચાકરડી હતી, તે છે."

---

## પ્રકરણ—૨૨.
## ખરા નિશાણ ઉપર.

કાવતરૂં તો વધુ ઉંડું થતું ગયું. મીસીસ મરટન અને મેરી વિલીયમ્સનાં એક-રૂપ પણાએ,—કે પેલો માઠો બનાવ બન્યો તે વેળા, એ સ્ત્રી, લેડી એસ્ટમિયરની ખાસ દાસી હતી, એ વાતથી ખરાં નિશાણ ઉપર હોવાનો જે જરારતી મને બીહીક કે શક હતો તે કેવળ દુર થયો. હવે એ નિશાણ ઉપરથી અંત લગી શી રીતે પોહોચ્યવું, એ માત્ર સવાલ રહયો હતો. હવે મીસીસ મરટનને વિદાય કરવાનું મારૂં પેહેલ્લું કામ હતું. અગરજો મારો પડોશણ તેણીને દેખશે તો ખચિત તે પોતાની સાથની ચાકરડીને ઓળખી કાઢશે; અને એ હાજરી જે વહેમ ઉત્પન્ન કરશે તે, મારી સેવટની નેમોને હરાવશે. તેથી, મારા પરોણાંને બાકીનો કાળ મજબુત કેદ કરી રાખવો પડ્યો. હું નહીં ધારતો કે, તેણીનું એ બંધન તેણીને ઘણું ત્રાસદાયક માલમ પડયું હોય, કારણકે, તેણીએ તે સઘળો વખત મારાં ઘરમાં ફરી વળીને મારા નોકરનાં લાભ ખાતર, ગફલત અને મેલાંપણાંનાં સત્રળા પુરાવા દેખડાવી આપવામાં વખત રોકયો હતો. એમાં તો કાંઇ સંદેહ નહીં, કે તે કસુરાયોની બહુ સખત ચોકસાઇ લેવાઇ અને પૂછપુછાઇ હતી, કાંકે જેવો તેણીએ પીઠ મરડી કે મને ખબર આપવામાં આવી કે, જો તે બાનું આ ઘરની શેઠાણી

થનાર હોય તો, બેહેતર છે કે મારે બીજા નોકરો શોધી લેવા. પણ, હું ધારૂં છું કે, તે બાપડીને દુઃખ દેનારી આવી ઝડપથી વિદાય થવાથી, મારી ચાકરડીએ પોતાનો વિચાર ફેરવી નાખ્યો હશે. કારણ કે, ચાકરીથી રજા લેવાનો શબ્દ ફરીથી મારા સાંભળવામાં નહીં આવ્યો. પણ જ્યારે ધૂલનું વાદલું ઉડતું અને મારી કામની પદાર્થો ત્યાંથી ખીસેડી નાખવી પડતી ત્યારે મને મીસીસ પેઇને ખાધેલો કંટાલો યાદ આવતો.

બીજે દીને સહવારની પેહેલી ટ્રેને, મારાં પાડોશીઓ જાગૃત થવા આગમજ મીસીસ પેઇનને પાછી જૉન પાસ મોકલાવી દીધી. તેને લીધેલી આશ્રમનો કંઇક અવેજ વાલવા મેં પુચ્છયું, પણ એવું કાંઇ પણ કબુલ રાખવા તેણીએ ના પાડયું. જે દીને પોતે ખેંચેલા રંજથી તેની અસલી શેઠાણી અને માસ્ટર વાલેનટાઈનને જો કાંઈ ફાયદો થયો તો તે દિન તેણીની ઝિંદગીનો મધુરમાં મધુર અને અતિ મગરૂર દિન તેણીને થઈ પડશે—એમ કહી કાંઇ પણ અવેજ લેવાને ના પાડયું. એક ગાર્ડને હવાલે મેં તેણીને કરી, જે ગાર્ડે બ્રિસ્ટલથી પાધરૂં ઉત્તર લગી તેને સલામતી સાથ પોહોંચાડવાનું પોતાને માંથે લીધું; અને કહેવાને ખુશી છેઊં કે, એ ભલી સ્ત્રીએ પોતાની મુસાફરી કશી પણ અડચણવિનાં ખતમ કીધી.

હવે મીસીસ મરટનનો વિચાર રહયો. તેણી કણે શી રીતે પોતાનો અપરાધ અંગિકાર કરાવવો? જબરાથી, ફુસલામણીથી, કે લાંચથી? લાંચથી તો હું પાછળ હઠયો, કે

પૈસાની આશા ઉપર આપેલા પુરાવા ઉપર ખચિત લાંચનો કલંક લાગે. ગમે તે રીતે એ કાવતરાંબાજોએ સર લારેન્સને છેતરયો હોય, પણ એ કાવતરૂં કબુલ થાય તે ઉપર કોઈ પ્રકારનો કલંક લાગેલો ન હોય તે સારૂં. એ વિનંતી કરવાની ત્રણ રીત છે—તે સ્ત્રીની દેહેશ્ત ઉસ્કેરવી, એટલે તેને દેહેશ્ત આપી મ્હોડેથી પડાવવું; કે જો તેણીને કંઇ ખરાંપણાંની—કે નેકીની લાગણી હોય તે ઉસ્કેરવી, અને છેલ્લે તેનો લોભ ઉસ્કેરવો. છેલ્લો ઉપાય તો હાલ એક કોરે મેલ્યો, એ તો નિદાન અંતે વાપરવાનો હતો. અને બાકીનાં બે માર્ગોમાંનો કીયો માર્ગ પસંદ કરવો, એ નિશ્ચે કરવા આગમજ, મીસીસ મરટનની ચાલચલણ અને ખવાસથી જાણીતું થવાનું અવસ્થ હતું. તેની સાથે મારી મિત્રાચારીનો સંબંધ પેહેલાં પાડવો જોઇયે.

એ કામનો પાયો તેનાં નિશાળે જતા છોકરા ઉપરથી રચયો. એવા એક છોકરા સાથ સેહેલાઈ સાથ પિછાણુત પડાયે. 'ક્રિકેટ'ની ઉમદા રમત ઉપર કંઇ ટીકા ટપ્પા કરવા; 'બાટ' ને 'બૅાળ' વડે સહવાર સહવારનાં કસરત કરવી; મારાં પુસ્તકો અને બીજી કાંઈ વસ્તુઓ આવી જોવાનું નોતરૂં દેવું, અને આપણે જાણે જુનાં મિત્રો બની ગયા.

એ પોર્યો ચંચળ અને તેજસ્વી હતો; જેમ રમતમાં તેમજ શીખવામાં હુસ્યાર અને ચપળ મને દિસ્યો. એની સંગત મને ઈજાભરી નહીં લાગી. જો એ છોકરો જગમાંનો સૌથી મૂર્ખ અને બુડથળ હતે તોપણ મારૂં કામ બજાવાને અર્થે હું તેની સંગત સોધતેજ પરંતુ થોડા દહાડ

લગીતો, એમાંથી મને કસ્સો લાભ થયો નહીં; માત્ર મીસીસ મરટન સાથ સલામ-અકામની પિછાણુત પડી.

એક દિને સ્હવારે ચારલી મરટનને રસ્તામાં મલ્યો. તે લગાર દલગીર અને બળીયેળ દિસ્તો હતો; તેથી મેં તેનું કારણ પુછ્યું.

"માય મારી સાથ ગુસ્સે થયાં. તેવણુ કેહે છે કે, રજાનાં દિવસો ઉપર પણુ લાટીન અને ગ્રીક પાછળ મારે સખત મેહેનત લેવી જોઇયે. મને એટલા દિન શીખવવા માટે કોઇને શોધી કાઢવાનાં છે."

"વારૂં; એ સઘળું બરાબર છે ત્યારે તમારે એ ઉપર ફરયાદ ઉઠાવવી નહીં જોઇયે!" મેં કહ્યું.

"હું જાણું છું કે, મારે તેમ કરવું ન જોઇયે;" તે છોકરો અનુતાપ થતો બોલ્યો. "પણુ આવી સુંદર ઋતુમાં પણુ રમત ગમત તજી દઇ શીખવા પાછળ વૈતરૂં કરવું બહુ દુઃખ ભર્યું લાગે છે."

હું આ સાંભળી હસી પડયો. "તમારાં માંયે, હું ધારૂંચ કે, તમોને નિશાળે નાખવા માગતાં હશે?" હું બોલ્યો.

તે છોકરો શરમાઈ ગયો. "ખરી વાત એમ છે, મી૰ નૉરીસ," તે બોલ્યો. "આપડે હેવી ગરીબ હાલતમાં છેયે, કે જો હું વિદ્યાર્થીનો પગાર નહીં હાથ કરીશ તો, પછી આગળ જતાં, દુકાન ઉપર ફેરા આંટી ખાનાર છોકરાનો, કે કોઇ તેવીજ પ્રકારનો ધંધો મારે કરવો પડશે." એ વેળા એક વિચાર મારાં ભેજાંમાં તત્કાળ આવ્યો. મારી સાંમેના

પાડોશીઓ સાથ મિત્રાચારીનો સંબંધ ગાંઠવાનો મને એક માગ સુઝી આવ્યો. "હું આવીને શીખવું તો તમોને ગમશે, ચારલી ?" મેં પુછ્યું.

"તમે, મી૦ નૉરીસ ? કાંય તમો તો એક આબરૂદાર ગ્રહસ્થ છેવો !"

"ત્યારે તમોને એક આબરૂદાર ગ્રહસ્થ નહીં જોઈતો શું ?"

"હાજી ;" તે છોકરો લથડાતે ઉચ્ચારે બોલ્યો. "પણ આપણને તો કોઇ ગરીબ માણસ જોઇયે, જે નાંનાં પગારની દરકાર નહીં કરે."

"હું પણ નાંનાં પગારની દરકાર નહીં કરીશ. એ વીશે હું તમારી માતાને મલવા ઇચ્છું છું. ચાલો મારી સાથે તમારે ઘેર." એ છોકરો મનમાં બીહીતો અને ગુંચવાતો મારી આગળ આગળ ચાલ્યો. એક બેઠકનાં ઓરડામાં મને લઈ જઈ બેસાડયો, અને પછી પોતાની માયની શોધમાં ગયો. થોડીક મીનીટ ગયા કેડે તેણીએ પોતાનો દેખાવ દીધો, અને અક્કડભરી અને લગાર ગભરાટભરી રીતે સલામ કીધી.

"હું શા માટે આવ્યોછ, તે અલબત તમારા દીકરાએ તમોને કહ્યું હશે," હું બોલ્યો.

"તે કાંઇ બોલ્યો ખરો, પણ મને તેની વાત બરાબર સમજાતી નથી."

"મેં સાંભલ્યું કે તેનાં માટે તમોને એક શીક્ષક જોઇએ છે, અને હું મારી સેવા આપવા આવ્યો છેઉં."

તે ડગડગી. "તમો કેવળ અંજાણાં છો" તે બોલી.

"હા, તમોને અંજાણ્યો છેઉં ખરો, પણ લાટીન અને ગ્રીક

ભાષાને અંજાણ્યો નથી. આકસફર્ડમાં મેં ઉંચી પદ્દી મેલવી છે, હું એક છોકરાને શીખવવા જેટલો પુરતો કાબેલ છેઉં."

"પણુ હું બહુજ અલ્પ પગાર આપી શકીશ." તે બોલી.–

"તેની કાંઇ ચિંતા નહીં, મીસીસ મરટન; પૈસાની ચરચા એમાં દાખલ કરવાની અગત્ય નથી. મને તે છોકરામાં હિત પડે છે; તેથી તમો કોઇ બીજી ચોખ્ખી હરકત લેવો તોજ, નહીં તો એ વિષય નક્કિ થઇ ગયા લેખે હું ગણું છું." એ પછી, એહસાનનાં શબદો સિવાય બીજું કાંઇજ બોલી નહીં. બીજે દિને સવારે તે ઘરમાં એક જુવાન્યાનાં શીક્ષક લેખે દાખલ થયો. મીસીસ મરટન અને મારા વચ્ચેનું થંડાપણું જતું રહ્યું, એટલે વધુ નજદીકનાં ઘરવટ જેવો વેહેવાર પાડવાની તક મેલવતાં બહુ દિવસ નહીં લાગા. ખરેખર જોતાં, એક અઠવાડયું પુરૂં થવા આગમજ, સામેનાં ઘરમાં મેં સાંહાંજ ગુજારી, જેવી ઘણીક સાંહાંજો ત્યાર પછી ગુજારી હતી.

મારી પાડોશણુ કેવી સ્ત્રી મને માલમ પડી! અલબત તેણીની ખાનદાની તો હતીજ નહીં; અગરજો તેણીએ પોતીકી જીંદગીની દોડમાં ખાનદાની ગણાવાની ઘણીક ઢબો અહીંયાં ત્યાંથી ચુંટી લીધી હતી ખરી. ધિક્કારવા લાયકનું કાંઇક તે સ્ત્રીમાં હતું ખરૂં—બલકે, તેણીનાં પોતાનાં બાળકો ઉપરનાં હેતભર્યાં અર્પણુ શીવાય તેણીમાં કોઇ બીજા ગુણ પસંદ કરવા લાયકનાં નહીં હતા. લેડી એસ્ટમિયરની નોકરી છોડયા પછીની જે કાંઇ જીંદગી—જીવન ગાળો હોય, તે સઘળો તેણીનાં છોકરાં અતરાફ વિંટલાયલો અને તેઓમાં સમાવેલો હતો. મેં તેણીનાં છોકરાની બુદ્ધિની,

સંસ્કારની વખાણ કરી—અને તે મેં ખરી કરી હતી—તેથી તેણીએ મને પોતાની મિત્રાચારીમાં દાખલ કર્યો. સામટું લેતાં મેં જોયું, કે તે સ્ત્રી ફોકટી હતી—કાંઇક ખરાબ સ્વભાવની હતી, અને મને ખચિત છે જે, રખે તેનું હલકુ કુળ બાહેર પડે તેની બીહીક રાખતી હતી.

થોડાક દિન પછી, જ્યારે તેણી વધુ મારી સાથ મલી ગઇ ત્યારે મારી આગળ બોલી કે, તેણીનો મરણ પામેલો ભરથાર એક વકીલ હતો, જે જુવાનીમાંજ બે છોકરાં મેલી મરણ પામ્યો, અને તેમને ઉધારવા માટે બહુ થોડું મેલી ગયો. તેણીની એ સઘળું ખરૂં બોલતી હતી—એ સઘળું મે શોધી નહીં કાઢયું. એ શોધમાં મને કસ્સો લાભ ન હોવાથી, તે શોધ કરવાની યત્ન હું નહીં કરીશ. મારી પોતાની હકીકત કંઇ જાણવાની તે લગાર જીજ્ઞાસુ દીસી, અને તે છુપું રાખવાની કાંઇ મતલબ ન હોવાથી, હું ક્યાંથી આવ્યો હતો, અને મારાં કુટુંબ બાબેતું જે કંઇ જાણતો હતો, તે સઘળું મેં કહી આપ્યું. જે બારીક પરપુછ મારી બાબદમાં તેને કરી, તે એવા વિચારથી કે, હું તેણીનાં કુટુંબમાં મને પોતાને દાખલ કરયો તે, તેની બેટીની મોંહીણીથી અંજાઇ દાખલ થયો હતો; કદાપિ એવો ખ્યાલ તેને આવવો અસ્વભાવિક ન હતો, પરંતુ મને બહુ રમુજી લાગતો.

એ છોડી શાન્ત અને ભલી હતી, જે બહુ મધુરતાથી ગાતી વગાડી જાણતી હતી; પણ મારૂં તો અંતઃકરણ એ સઘળા અપકર્ષણોથી કાંઇ અસર નહીં થાય એવા બંધનમાં હતું, અને એ મારૂં આવવું—જવું, એવણુની દીકરીનો ખુબસુરતીને

લીધે છે ફરી સમજવામાં પોતે ભુલ કીધી છે ફરી મીસીસ મરટનને જલદીથી ખાતરી થઇ ગઇ હશે. ત્યાર પછી, હું ધારૂં છું કે, એ ઘરડી દાસીનાં ફોકટાઇએ એને એવો ખ્યાલ આપ્યો કે, મેં તેઓીને પોતાનેજ ખાતર પગ પેસારો કર્યો છે. કારણકે, ગમે તેમ પણ હજી તેણી બહુ ઘરડી થઇ નહીં હતી, અને અસલી ખુબસુરતીનો કાંઇ થોડો ઘણો છાપ હજી રહી ગયલો હતો. એ બાબદમાં પણ મારી બેદરકારીએ તેની ભુલ જલદીથી સાબેત કરી આપી હશે, હું ધારૂં છું; અને શેવટે ચારલી ઉપરની મારી આસ્થાથીજ એ કામ મેં માંથે લીધું કરી એને પૂરો ખોલાસો થયો. કદાપિ, મીસીસ મરટન મારી પાસ એમ મનાવાનું ઇચ્છતી હશે કે, એક વાર તેણીનાં મોટા લોકોમાં ભેરાયલી હતી; કારણ કે તેણીની વારંવાર મારી આગળ, પ્રસિદ્ધ થયલાં લોકોનું નામ દેતી, અને તે લોક એણીનાં પિછાણતવાલાં અને મિત્રો હતા, એવું ખુલ્લું બોલતી નહીં હતી, પણ ઇશારા ફેંકતી હતી. એ લોકોને અલબતાં જ્યારે એણીનો લેડી એસ્ટમિયરની ચાકરીમાં હતાં ત્યારે તેમને ઘર આવતા જતા એને જોયલાં હાવાં જોઇયે. એક દિને તેણીએ મને પુછયું:—

"તમો લંડનમાં રહેનારાં ઘણાં લોકોને ઓળખતાં હચો. હું ધારૂં છું?"

"ઘણાંને." હું બોલ્યો——

"તમો એસ્ટમિયર ખાનદાનનાં કોઇ લોકોને ઓળખો છો?" અજાયબીની ચમક જે મને થઇ, તે હું મુશ્કેલે દબાવી શકયો.

એ સવાલનો કેવો ઉત્તર વાળવો કરી, એક મીનીટ હું ડગડગયો; પછી બોલ્યો. "હું લેડી એસ્ટમિયર અને તેણીનાં પુત્ર—વાલેનટાઈનને ઓળખું છું." મેં કહ્યું.

"હું તેજ લોકો માટે પુછુંછ. તે બાનુ આજે કેવી દિસે છે?"

"તેવણ બહુ સોગામણાં છે, અગરજો બાળ, બર્ફ સરીખા ઉજળા થઈ ગયા છે. તમો તેવણને ઓળખતાં હતાં શું?"

"હા; હું પરણી તે આગમજ." તેણી બોલી."

તેનીજ મરજી ઉપર એ વાત મુંકી દેવી બેહેતર જાણી હું કાંઇ વધુ બોલ્યો નહીં. "તેણીની ખુશીથી છે શું?" તેણીની જરા અટકી, પુછયું.

"તેણીની શા રીતે દુખી કે ખુશી હોઈ શકે? વર્ષો થયાં તેવણનાં ભરથાર તેમને છોડી ચાલી ગયા છે,—અને લોકો કહે છે કે, તેવણ કદી પાછા તેણીની આગળ આવનાર નથી.

"પણ મોટે ઘરનાં બાનુઓ એવા પ્રકારનાં બનાવોનો ગમ ઝાઝો વાર પાળતાં નથી. હા કેની?"

"હું કંઇ મોટે ઘેરની બાનુ નથી, મીસીસ મરટન, તેથી હું કહી નથી શકતો." મનમાં અજબ થઈ વિચારવા લાગ્યો કે, શું આ સ્ત્રી પ્રશ્ચાતાપ કરતી થઇ ગશે! અને જો એ વાત અણી ઉપર લઇ આવું, તો તેણીની પોતાની છાતી ખુલ્લી કરશે—બધું માની દેશે? પણ એવું પગળું ભરવાનો જોખમ માથે લેવાનો વખત હજી નહીં આવ્યો હતો—બહુ જલદી હતું.

"તમો સર લારેન્સ એસ્ટમિયરને ઓળખો છો? તેને પુછયું."

"નહીં; પોતાની પત્નીને તજી તે દિનથી તે પૃથવિ ઉપર ભટકતો ફરે છે, અને બહુ દુઃખી છે, હું ધારૂં છું." તે ઓરતની આંખોમાં, ઉપલા શબ્દો સાંભળતાં, એક અજબ દેખાવ આવ્યો, અર્ધો ગમભર્યો અને અર્ધો ફ્રતેહભર્યો દેખાવ હતો.

"વીશ વર્ષ બહુ લાંબી મુદ્દત ગણાય," તે બોલી.

"એ લાંબી મુદ્દત છે—એક સ્ત્રીને જગતનો ઠપકો સહન કરી રહેવા માટે બહુ લાંબી મુદ્દત; પોતીકા પુત્રની ઉમેદોને નાશ્ય થતાં બેસી જોયા કરવા માટે, બહુ લાંબી મુદ્દત; એવો પુત્ર, કે જેમ તમો તમારાઓને ચાહો છો, તેવાંજ વાહાળથી તે બાનુ તેને ચાહે છે. અલબતાં, જે કાંઇ બન્યો તે બનાવ મારા જમાનાં આગમજનો બનાવ હતો; પણ જ્યારે લેડી એસ્ટમિયર નીરપરાધી છે ત્યારે જેઓ દોસ્તદાર છે, તેમની લાગણીઓ કેવી હોવી જોઇયે?"

મારી ધારણાં કરતાં વધુ બોલાઇ ગયું હતું. તેણી ભડકી, મારી તરફ નજર ફેરવી, જેમાં બીહીકભર્યો વેહેમ સ્પષ્ટ જણાઇ આવ્યો હતો. લેડી એસ્ટમિયર નિરપરાધ છે કરી કોઇ કહી નથી શકતું." તેણીની ઉદાસપણે બોલી.

"નહી; જ્યાંલગી તેણીનો કંથ તેણીને દોષવાન ઠેરવે ત્યાં લગી નહીં. પણ તેવણ મારાં મિત્ર છે, અને તેવણને હું માન આપું છું. તમોએ તેવણનાં તવારિખ કેમ જાણી? શું તેવણ તમારાં મિત્ર હતાં?"

"હું તેમને સેહેજ ઓળખતી હતી, પણ તે વેળા ચાલતી સઘળી અફવા મેં સાંભળી હતી. મેહેરબાની કરી મને રજા આપજો મી૦ નૉરીસ, મારાં માથાંમાંનું દરદ શુરૂં થયું છે, મારે જઇને જરા અલેટાવું જોઇયે."

વાત અણીપર આવે છે, એ એણીથી છુટા પડતાં મને ખાતરી થઇ. લેડી એસ્ટમિયરને લગતી બિનાનું ખરૂં જાણવામાં હું વિશેષ હિત લેઉં છું, એવો વેહેમ તેણીનાં મનમાં ઉઠાવ્યો તેમાંથી મારે કાઇ સારાંની ઉમેદ રાખવી ઘટે છે કે, બીહીક રાખવી ઘટે છે, તે જવળેજ નક્કી કરી શક્યો. પરંતુ, મને લાગતું હતું કે, મેં માથે લીધું હતું તે કામમાં મદદ મળે તેવી કોઇ ચીજ ઉભી થઇ છે ખરી—કોઇ અકસ્માત, કે, દૈવાધીનતા!

પણ શાંતીથી એક અઠવાડયું પસાર થયું; લક્ષ ખેંચાય તેવી એકજ વાત થઇ હતી, કે મીસીસ મરટન મારેથી વેગળે રહેવાની યત્ન કરતી હતી. હું વારંવાર તેને ઘર નહીં જતો હતો. નિશાળ પાછી ઉઘડી હતી, અને ચારલી માટે, ત્યાંનાં બરોબર શિક્ષોએ મારી જગ્યા લીધી હતી. તે છતાં, કેટલીકવાર સાંજ સાંજનાં જતો હતો, અને તે છોકરાનાં અભ્યાસમાં મદદ આપતો હતો. પ્રત્યેકવાર સભ્યતાનાં કાંઇક શબ્દો ઓચરી મીસીસ મરટન મારી આગળથી ગુમ થઇ જતી હતી, અને તેણીને તે દિને પાછો મળતો નહીં હતો. તેણીની મારી સાથ કાંઇ વૈરભાવ દેખાડતી ન હતી, અને મેં એવી ઉમેદ બાંધી કે, કોઇ ભવિષ્યનાં પ્રસંગે, એક વાર ફરીથી એસ્ટમિયરની વાત ઉખેડવી, અને તેમ કરતાં, જો તેણીની

અંતરજામી જેવી કોઇ ચીજ રાખતી હશે તો, તેને જરા ઠેસ મારવાની મને તક મળશે. મેં એક વાર તો ઠરાવ કર્યો કે, હું જે જાણું છું તે, અને મારાં મનમાં જે વેહેમ રાખું છું, તે સઘળું એણીને કહી દેવું, અને તેણીનાં મોંહમાંથી ખરી વાત પડાવાની યત્ન કરવી.

છેલ્લા થોડા દિવસથી મીસીસ મરટનની તબીયત ઠીક નહીં દીસતી હ?. તેણીએ પોતાને નિંદ્ર નથી આવતી તેનું કારણ આપ્યું. એ હું જાણતો હતો કે ખરી વાત હતી, કારણ કે, હું પથારી ઉપર જતો તે વેળા નિત્ય એણીનાં ઓરડામાં ઉજરડું જોતો. મોડી રાત ગુજર્યા વગર હું પથારીએ કદી નહીં જતો હતો, અને એ સ્ત્રીનાં ઓરડામાં તેટલી રાત લગી દીવો બળતો જોઇ મનમાં અચર્ત થતો.

એક દિને રાત્રે હું લુગડાં બદલતો હતો, અને જરા જરાવારે રોડ ઉપર નીઘાહ કરતો હતો. મારી બારી પુરી ખુલી હતી, અને વીનેશીયન પરદો એવી રીતે ખેંચેલો હતો, કે, તેની અંદરથી કશી અડચણ વગર હું બાહેરનું જોઇ શકતો હતો. મીસીસ મરટનનો દિવો રોશણ બળતો હતો. "એ સ્ત્રી, આટલી રાતનાં શું કરતી હશે તે મને અજબ લાગે છે!" મનસે વમાસવા લાગ્યો, અને તેની બારી ઉપર નાંખેલા ઉજલા પરદા ઉપરથી માંહે જોઉં, એવી ઇચ્છા થઇ. જરા વારમાં મેં તેણીનો ઓળો જોયો; તેણીએ દિવો ઓરડાનાં પાછળા ભાગ તરફ ખીસાડેલો હોવો જોઇએ. પરદા ઉપરનાં ઓળાથી અંદરનાં માણસનાં કામ દેખી નહીં શકાય, પણ તે કાળા ઓળાની કોઇક પ્રકારની હાલચાલથી હું ગુંચવણમાં

પડયો. તે ઓળો, જાણે ખુરશી, કે કોઇ બીજી ઊંચી ચીજ ઉપર ચહડતો હોય, અને પોતાનાં માથાંથી ઊંચી કોઇ જગ્યો ઉપર પોતાનાં હાથ પુગાડતું હોય તેવું દિસ્યું. હું, એ જોયા કરતો હતો, અને એ શું કરે છે તે પિછાંણવાની મારી અશકયતા ઉપર ખીજવાતો હતો, તેટલાં એકદમ તે ઓરડામાંની રોશણી દશઘણી વધી ગઇ, અને પેલો ઓળો ગુમ થઇ ગયો. શું થયું હશે તે વિચાર કરવાનો મને વખત મળે તે આગમજ, છાતી ફાટે તેવી ચિચ્યારી મેં સાંભળી—બારી ઉપરથી પરદો પીખીને કહાડી નાંખ્યો, અને મીસીસ મરટનને બળતાંમાં લપેટાયલી મેં દીઠી. તેણીનાં તે વેળાનાં દેહેશતનાં છાપે મારૂં અંગનું લોહી ડીચવી દીધું, અને હું પાણી પાણી થઇ ગયો. મેં માત્ર તેણીને એક પળજ દિઠી હતી. ત્યાર પછી તેણીની ધસીને બારી આગળથી ગુમ થઇ ગઇ. કોઇ ભયાનક અકસ્માત બન્યો છે એટલું પુરતું જાણ્યું. મારૂં બદયન ઉતાવળે મારાં અંગ ઉપર નાંખી હેઠે દોડી ગયો, અને થોડીજ મીનીટમાં મારાથી બનતી મદદ આપવા અર્થે મીસીસ મરટનનાં ઘરનું બારણું જોરથી ઠોકતો ઉભો રહયો. થોડી વાર લગી મને કોઇએ જવાબ આપ્યો નહીં, પણ ભિત્તર વિંધી નાખતી ચીસો સંભળાતી હતી. એટલાંમાં બારણું ઊઘડયું, અને નાનો મરટન, થોડાંજ કાંઇ લુગડાં પેહેરેલો મને ઊંધો પાડે તેવો જોશબંધ ધસતો બાહેર નિકળ્યો. "મારાં માય! ડાકટરને!" મારી પાસથી પાસ થતાં મુશ્કેલે બોલી શકયો અને બાવરાંપણે રોડ ઉપર દોડતો ગયો. હું ઘરમાં દાખલ થયો, મારી પાછળ બારણું બંધ કર્યું અને

મારપર ગયો. એવી વખતે અદબ-મલાહેજાનો વિચાર કરવાનો વખત નહીં હતો, તેથી જે ઓરડામાંથી દુઃખભર્યા ઘાડાદો આવતા હતા ત્યાં તત્કાળ ગયો. ત્યાં ભયંકર દેખાવ મારી નજરે પડયો.

મીસીસ મરટન, જાણે પગતળે કચડાયલો કીડો તરફડે તે મિસાલે પોતાનાં અંગનાં દુઃખમાં તરફડતી હતી. તેણીનું શરિર કમ્મરથી નીચે લગી અરધાં બળેલાં કપડાંનાં ઢગથી માત્ર લપેટાયલું હતું. હાથ, ખભાંલગીના ઊઘાડા હતા; દેખિતી રીતે તેણીનાં ઝભાની બાંય બળી ગયલી હતી, અને તેણીનાં હાથ અને ખભાં કદર ખાવાજોગ બળી ગયલાં હતાં. તેણીની દીકરી, અરધી બાહાવરી બની ગયલી તેની આગળ ગુંઠણ મંડીએ પડી હતી, અને ચાકરડી તો હેબતથી મૂર્ખ બની ગયલી, હાથ અફાળતી ઉભી હતી. એ સ્થિતિને ખુલાસાની કાંઇ અગત્ય નહીં હતી. જ્યારે એ કંગાળ સ્ત્રીને કશા ઉપર ચહડી હાથ ઊંચે પોંહોંચાડતાં મેં દિઠી તે વેળાએ કોઈ રીતે નિચલાં લુગડાંને દીવાની ઝાલ લાગેલી અને સળગી ઉઠી હતી, એમાં કાંઇ સંદેહ નહીં. જેવો એ ભયંકર બનાવ તેની જાણમાં આવ્યો કે, ચિત્ત ભ્રમ થઇ ગઇ. પોતીકાં દુઃખ અને હેબતમાં, પેહેલ્લી બારી આગળ દોડી આવી, તે તરફની મદદ ચાહાવાની મતલબે. ત્યાર પછી બાહાવરી બની જઇ પોતીકી દીકરીનાં ઓરડામાં ઘુસી હશે, જ્યાં અથવા તો આંચ બુજવી નાંખી, કે પોતેજ બધું સળગી રહેવા કેડે પોતાની મેળે ભસમ થઈ હતી; પણ સખત, કે કદાચ નાસ્યકારક નુકશાન તે ધણીને પોંહોંચાડયા પછીજ બુજી

હતી. મેં તે ગરીબ જીવડાને ભોંય ઉપરથી બનતી ધીમાસ અને સંભાળથી ઉપાડી, તેનાં ઓરડામાં લઇ જઇ તેણીનીજ પથારી ઉપર મેલી. તેની વેદનાંઓ ભારી થતી જણાતી હતી, અને એ અસહ્ય વેદનાંઓ ઘટાડવાનું મારી શક્તિમાં ન હોવા ઉપર હું ગમ કરવા લાગ્યો, જે વેદનાંની સખતાગી તેનાં મોંહપર પડતા છાપ ઉપરથી જણાઇ આવતી હતી. બીજાં બૈરાંઓનાં કરતાં કાંઇ વધુ મદદ હું તેણીને આપી નહીં શક્યો. આપણે ફકત ડાકટરની વાત જોતાં ઠોબતાં અને પ્રાર્થનાં કરતાં કે વેહેલ્લો આવે. તે સેવટે આવ્યો, અને બેમારની પરિક્ષા કરી પોતાનું માંથું અશુભસુચકપણે હીલવ્યું. તે ગરીબ બાપડાઓને જ્યાં લગી હું મારી મેહે- નત આપી શક્યો ત્યાં લગી તે લોકનાં ઘરમાં ઠોબ્યો, ત્યાર બાદ મારાં ઘરમાં ગયો, અને જવા અગાઉ મેં વૈદને વિનંતી કરી જે, ગયા આગમજ મને મલીને જાય. કલાકોને કલાકો તે ત્યાં રહયો, અને દરદ સહન કરી શકાય તેટલું નરમ પાડવાને બનતા સઘળા ઉપાયો કામે લગાડયા, પછી મારે ઘર આવ્યો. "એ બહુ નરસ થયું—બહુ નરસ" તે બોલ્યો.

"ત્યારે શું તેણીનો મરણ પામશે?" મેં પુછયું. "તે કેમ સાજી થઇ શકશે તે હું જોતો નથી. ભયાનક રીતે બળી ગયલી છે. જો સુદ્ધિ ઠેકાણે રાખતે અને પથારીપર જઇ સઘળાં લુગડામાં લપેટાઇ જતે તો થોડાંક ડાઝયાં પડી રહી જતે; પણ ખરી સ્ત્રીની પેઠે બહાર નીકલી ચીસ પાડવા મંડી ગઇ."

"શું તે તત્કાળિક ભયમાં છે?"

"નહીં; હું તેમ નથી ધારતો. જ્યારે ફરીથી તેણીને જોઇશ ત્યારે બરાબર માલમ પડશે. સાહેબ સલામ." વૈદ ચાલ્યો ગયો, અને હું વિચાર કરતો બેઠો. અલબત મારી નજરે પડેલા દેખાવથી બહુ ધાભરો પડી ગયો હતો. એક ભાઇબંધ, એક પળવારમાં, પોતાનાં કોઇ બેફિકરાઇભર્યો કામથી એવી દયા આણવાજોગ હાલતમાં આવી પડે, એ વાત સખતમાં સખત હૈયાં ઉપર પણ અસર કરે. કોઇ પણ પોતાનાં કટ્ટા શત્રુને પણ આવી હાલતમાં દયાની લાગણી વિનાં જોઇ નહીં શકે, પણ આ વેળા મને ફિકરભર્યો કરવાને બીજા કોઇક વિચારો પણ હતા. અગર મીસીસ મરટન પોતાનાં બીડેલા હોઠ સાથેજ મરણ પામશે તો શું થશે? ચેશ્શામનાં કાવત્રાંને તલીએ પોહોંચવાની જે મને ઉમેદ છે તે ઉમેદ તેણીનાં મરણથી પૂર્ણ નાશ પામે! એવું બની શકે, એ માનવુંજ મને કઠણ દિસતું હતું. એ મારી શોધને હિમ્મત અને મદદ આપવા કિજેનાં, બીજા જે દૈવયોગે બનેલા અકસ્મીક બનાવો બન્યા હતા, તેજ મિસાલે, એ કરૂણરસ બનાવ પણ બનેલો છે એમ ધારવું મને વધુ પસંદ લાગ્યું. અથવા તો મીસીસ મરટન સાજી થશે, અને અગરજો તે મરણજ પાંમી, તો ખરી હકિકત બોલી મરણ પામશે. હું આતુર હતો ખરો, પણ તેની પોતાની ગુત્પ વાત પોતા સાથે ઘોરમાં લઇ જશે, એવી કોઈ બીહીક, જે સાધારણ રીતે ઉપજવી જોઈયે તે નહીં ઉપજી.

કેમબી તે થોડાક દહાડા જીવી. વૈદ તો બહુ થોડી આશા આપતો હતો, "તે સાજી થશે કરી, હું નથી ધારતો!"

એ તેનું જાથુક મત હતું. હું બરોબર તે લોકને ઘેર જઇ ખબર–અંતર લેયા કરતો હતો, અને તે છોકરા છોકરીનાં દુઃખી હાલતની ખરી કદર ખાતો. અને બને તે રસ્તે મુજને તેમનાં ઉપયોગમાં લીએ કરી વિનંતી કરી. તે મરણ પામતી સ્ત્રી સાથ થોડીક પળ વાત કરવાને હું ઉત્સાહથી ઈચ્છવા લાગ્યો—કે કદાચિત, મોહોતની બીહીક સામે હોવાથી સઘળું ખરેખરૂં માન્ય કરવાને તે કબુલ થશે. તેણીનાં મોહનાં થોડાક શબ્દો, કેટલાંઓનાં ભાગ્ય બદલાવશે, એ વિચાર ઉપર હું મનસે મુસકેરાવા લાગો. લેડી એસ્ટમિયરનું, સર લારેન્સ એસ્ટમિયરનું, વાલેનટાઇનનું. અને તેથી ઓછે દરજ્જે મારા બાપનું, કલાડીનનું અને મારૂં પણ બદલાશે. જેમ જેમ દહાડા નીકળતા ગયા તેમ તેમ હું વધુ ને વધુ ફિકરમંદ થતો ગયો. અને વૈદ હજી પોતાનું માંથું હીલવ્યા કરતો હતો.

એક દિને સવારે વૈદ આવ્યાની આગમજ નાના મરટને મને કહ્યું કે તેની માતા આજે બેહેતર છે કરી ધારે છે, કારણકે તેણીનું દરદ તદન નાબુદ થયું છે. એવી શાંતીથી હવે તે પોતાની ખાતલી ઉપર પડી રહેતી, કે તેનો છોકરો તેની સાજી થવાની વાત ઉમેદભર કરતો, પણ હું વૈદને મલ્યો ત્યારે તો તેને ઓરજ કાંહાંણી કહી.

"તે ગરીબ બાપડીનાં બાબમાં હવે માત્ર કલાકોનોજ સવાલ રહેલો છે—દહાડો કહાડે તેવું કાંઈ નથી." તે બોલ્યો.

હું કેવળ ઘભરાઈ ગયો. "તેણીનાં દીકરાએ મને કહ્યું કે, આજે તે બેમાર બેહેતર છે– અને દરદ બહુંજ ઓછું થઈ ગયું છે." હું બોલ્યો.

"હા, હવે તેને ઘણું દરદ નહીં થશે. હું બીહીતો હતો તેમ બેખબરી આવતી જાય છે. હવે તેની આશા ગઇ."

'તેણીની સુદ્ધિમાં છે, કોઈને પણ મલવા જેટલા શકિતવાન છે?" મેં પુછ્યું.

"હા, હાલતો છે. પણ બહુ નબળી, અને એ નબલાઇ વધતી જશે. જો તમો તેમ ઈચ્છતા હોવો તો તેણીને મલવામાં કશી હરકત નથી." "તે જાણે છે કે તે મરણ—કાંઠે છે?"

"હા, તેણીએ મને એ સવાલ કર્યો, અને તેને ખરેખરૂં નહીં જણાવવું, એ દયાળુ કામ નહીં હતું" તે બોલ્યો.

મને લાગ્યું કે, મારે મીસીસ મરટનની ભેટ લેવા માટેનાં તત્કાળ પગળાં ભરવાં જોઇયે, નહીં તો મારી સઘળી ઉઠાવેલી મેહેનત રદ જાય. કાલે, કે પછી કદાચ બપોર પડે તેટલાં અસુરૂં થઇ જશે. મારે એકદમ તેણીને મળવું જોઇયે. પણ, કેમબી, મને એમાં મુશકલી નહીં પડી. વૈદ ગયા પછી થોડાજ વારમાં તેનો છોકરો મારે ઘર આવ્યો. તેની આંખો રડયાથી રાતી થઇ ગઇ હતી. "જો તમારી ખુશી હોય તો, મી૦ નૉરીસ," તે બોલ્યો. "મારી માતા મરણ પામવા આગમજ તમોને થોડાક શબ્દો કહેવા ઇચ્છે છે."

તે એવા યંત્રિક સ્વરે બોલ્યો કે, જાણે તે લાવ્યો હતો તે અખબારનો અર્થ પોતે સમજતો નથી. મારાં હૃદયને ઉપલા સમાચાર સાંભળતાં તરત નિરાંત વળી, પણ પેલા છોકરાનું મોંહ જોતાં પાછું મારૂં દિલ ઉદાસ થયું. "હું એકદમ આવું છું," એમ એકદમ ખુરશી ઉપરથી ઉઠતો હું

બોલ્યો. તે છોકરા સાથ તેને ઘર ગયો, અને મનમાં પુરી ખાત્રી થઇ હતી, કે, મેં મારી પોતાની ઉપર મેલેલા પ્રરિતત્વ પુરૂં પાડીનેજ, હું એ ઘર છોડીશ.

---

## પ્રકરણ ૨૩ મું.

## સેવટે ખરાંની પ્રસિદ્ધતા.

મીસીસ મરટનને કાંઇ ટેકન આપી પથારી ઉપર બેસાડી હતી. તેણીનો મુખડો જોતાંજ હું ચમકયો. મેં કેટલાંક મોહોત જોયાં હતાં, પણ તેવાંઓનાં, કે જેઓ, તે દેહેસ્તભર્યા રાજાને તૈયારી વગર—જાણ વિનાં, આધીન થયલાં, તેમને દિઠેલાં હતાં. પાણીમાં તણાઇ ગયલાંઓને જોયલાં હતાં, અને એક મોટી ટેકડીને મથાળેથી પડી મરણ પામેલાંને પણ જોયો હતો. હજી લગી, કોઇ પણ મનુષ્ય જાતિને આવી રીતે દરદથી ભરાઇ ગયલું મેં દિઠું નહીં હતું. મીસીસ મરટનમાં પડેલો ફરક, ભયાભિત હતો. ગાલ બેસી ગયા હતા—રગો અને હાડકાં નીકળી આવ્યાં હતાં—દાંત બાહેર નિકળી આવ્યા હતા; ટુંકમાં આખો દેખાવજ ભયભિત થઇ રેહેલો હતો. જો પેલા રાખનાં રંગનાં ચેહેરા ઉપર પેલી બે ઝગઝગતી આંખો ચમકતી ન હતે તો હું એમજ સમજતે કે, હું અસૂરો આવ્યો, અને મારા આવ્યા આગમજ મોહોતે તેણીને પોતાની કરી લાધી છે; પણ, પેલી આંખોનો દેખાવજ મને કહેવાને પુરતો હતો કે, તે દુઃખી ને જીવ છે, એટલુંજ નહીં, પણ સુદ્ધિ પણ છે.

રૂઢી પ્રમાણે મને આવકાર દેવામાં પોતાની શક્તિ ખોહોવાની તેણે યત્ન નહીં કરી. તેણીએ પોતાની બાજુએ ઉભેલી દાસીને

કાંઇ હળુસે કહ્યું. તે દાસી તુરત ચાલી ગઇ, અને હું પેલી મરણ પામતી બૈરી આગળ એકલો પડયો.

મેં તેની પથારીની અડોઅડ મારી ખુરશી મેળી કે, તેણીની ઉપર વાંકો વળી, ઝીણાંમાં ઝીણો સાહાદ પણ હું સાંભળી શકું.

"મી૦ નૉરીસ," તેણી નબળાઇથી બોલી. "તમારી કોઇ કૃપા માંગવાનો મારો કશો હક નથી; પણ તમો મારાં છોકરા ઉપર બહુ મેહેરબાંની રાખતા આવ્યા છો, અને તે તમોને ગમતો હોય તેવું દિસતું." તેનાં દીકરાની વાત કરતી વેળા તેની આંખો બહુ નરમ અને દયાળુ દેખાવની થઇ.

"હું મરણ પામું છું," તેણીએ બોલવું જારી કર્યું. "મારાં છોકરાંનાં ગુજરાણ માટે કાંઇજ—કેવળ **કાંઇજ નથી.**"

"તમોને એમ કહેતાં સાંભળી હું બહુ દલગીર છેઊં, ખરેખર, એટલી તો ખરાબ સ્થિતિ ન હશે!"

"કાંઇ નથી. મેં એક નાનાં વર્ષાન ઉપર આજલગી ગુજારો ચલાવ્યો હતો, જે વર્ષાન મારી સાથેજ મરણ પામશે. મારો દીકરો અને દીકરી નિરાધાર જગ ઉપર ફેંકાશે. ઓ! હું એક પાંચ વર્ષ વધુ જીવતે! હું તેઓને બંધેને પોતપોતાનું પેદા કરવાનાં માર્ગ ઉપર વળગેલાં જોતે!"

એમ બોલતાં બેચેનીથી પોતાનું માથું એમથી તેમ ફેરવવા લાગી અને જે કંઇ જરા રતી જોર હતું તે વડે પોતાનો હાથ તલાઇ ઉપર અફાડવા લાગી. "ખચિત તમોને કોઇ સગાં કે મિત્રો હશે, જેવો એ વિષયમાં કાંઇ પણ કરશો!" હું બોલ્યો.

"મને જગમાં એક્કુબી મિત્ર નથી; પણ એવો એક પુરૂષ છે, કે જો તમે મને મદદ કરશો તો, મારાં છોકરાં માટે કદાચ કંઇ કરે!"

"મારી સોડે શું કરાવા ઇચ્છો છો, તે પેહલાં મને જણાવો," હું બોલ્યો.

"હુ એટલુંજ માંગુ છું કે, તમો એ માણસને મલો, અને હું મરણ પામી છું કરી તેને ખબર કરો, અને મારાં છોકરાંનુ ગુજરાણ અને કેળવણીનુ દામ તે આપશે કે, ફરી તમે તેને પુછો."

"હા, હું એ કામ કરી શકીશ."

"એ કરતાં પણ કાંઇ વધુ તમો સોડે કરાવા ચાહું છું. મારી ઉપરની દયા ખાતર તે એવું કંઇ કરનારો નથી—તે મારો મિત્ર નથી. તેને એમ તમારે કહેવાનુ કે, 'એક સીલ કરેલો લખોટો તમારા હાથમાં હું મેલી ગઇ છું; સિવાય, નાણાંની એક ચોક્કસ રકમ મારાં છોકરાં માટે બે ટ્રસ્ટીઓ નેમી તેમનાં હાથમાં મેલે તોજ ખેર, નહીં તો તે સીલ ભાંજી તેમાનું પત્ર તેનાં સરનામાં ઉપર લખેલે ઠેકાંણે મોકલાવી દેવાની આજ્ઞા અપાઇ છે.' એની કાંઇ ઘણી કડાકુટ નહીં પડશે, મી૦ નૉરીસ, તે ખચિત નાણાં આપશે, અને પછી તે લખોટો તેને આપી દેજો. એક મરણ પામતી સ્ત્રી ખાતર એટલું તમે કરશો?" મને ડગડગતો દેખી તે ફરીથી બોલી. કયો માર્ગ ધારણ કરવો, તે હું માત્ર વિચાર કરતો બેઠો હતો. તેની માંગણી મુજબ ચાલવાની માત્ર મારે કબુલાત આપવાનીજ હતી, અને તે પોતાનાં ખોટારાંનુ માન્ય—પત્ર મારા હાથમાં

મેળાતે; અને એક વેળા, જો એ હાથ લાગી ગયું તો, પછી તે પત્રને મારી મરજી મુજબનાં ઉપયોગમાં લાવી શકું. પણ મને લાગ્યું કે ગમે તે થાય, પણ આ મરણ પામતા દુઃખીને હું ઠગું નહીં.

"હું તેમ નહીં કરીશ." હું બોલ્યો.

તેણીએ હાય મારી અને ધ્રુજતાં આંગળાંએ પથારી ઉપરનાં કપડાં તાણવા લાગી. "ઓ!" તે બોલી—પણ જો શક્તિ હતે તો તેણીની પોકારતેઅી. "પ્રભુ ખાતર, મારાં છોકરાં ખાતર એટલું કામ કરો. એ બહુ થોડું હું માંગું છું."

આખરી ઘડી આવી લાગી હતી; હું તેણીની ઉપર ટીંગાયો અને તેની કાકલુદી કરતી બ્હાવરી આંખો ટીકી "માંસીસ મરટન," હું બોલ્યો. "તમો, એક અપરાધી મર્ણ પામતી સ્ત્રી, આ કામ નાનું કહી શકો છો, શું? કાપટન ચેશ્શામકણેથી તમોને જોઇતા પૈસા નીચવી કહાડવામાં મને હથ્યાર બનાવો છો, અને તે પૈસા એકવારનાં હાથ લાગા તો તમો સંતોષથી મર્ણ પામવા રાજી આવો છો; એમ જાણીને, કે, વીશ વર્ષ ઉપર તમોએ અને તેને રચેલું દુરાચરણી તરકટ કદિ ખુલ્લું પડનાર નથી; એમ જાણવા છતાં તમો નિરાંતે મર્ણ પામી શકો છો? મેરી વિલીયમ્સ! હવે તમો મોહોતની પથારી ઉપર છેઓ તે વેળા, તમારી આખા જીંદગીમાં આ એક પણ ભલું, નેક કામ કરી લેવો, અને એક નિરપરાધીને ખોટા દોષમાંથી કાઢો."

હું એમ ધારતો હતો કે, એ ભયંકર હેબત, તેણીનાંમાં હજી કંઇ જરારતી દમ હશે તે ઉડારી મેળાશે, તેની મોટી

આંખો હેબત અને માહા ભયથી ઉપસી આવી. તે બહુ નબળી હોવા છતાં તેણી પથારી ઉપર અરધી ઉઠી મને ટીકવા લાગી.

"તમોને હવે રીચર્ડ ચેશ્શામ અને તેનાં અપરાધો સાથ શું કામ છે," હું બોલ્યો. "આ છેલ્લું કર્મ તમારી સાથ બાંધી લઇ જઇ શી રીતે બીજી દુન્યાંમાં મોહોડું દેખાડશો? તમો દયાની—કૃપાની આશા રાખતાં હોવો તો, અહીંયાં દયા—કૃપા દેખાડો."

"તમો કોણ છેઓ?" તેણીની મુશ્કલે બોલી શકી. "મારૂં નામ શી રીતે તમોએ જાણ્યું? તમો લેડી એસ્ટમિયરનાં પુત્ર છો!" તે એકાએક બોલી ઉઠી.

"હું તેવણુનો પુત્ર નથી. મેં તમોને જે કહ્યું તેજ હું છું; કાંઇ વધુ સગાઇ ધરાવતો નથી. તેવણુનો મિત્ર." એ સાંભળી તેને આંખ વીંચી દીધી, અને બડબડવા લાગી. તેનાં દાઝી ગયલા હોઠોમાંથી ભાગા તુટા શબ્દોમાંનાં આટલાજ શબ્દો હું સાંભળી શક્યો. "મારાં છોકરાં ભુખે મરશે! કોડી————વિનાંનાં! આહ! ————રખડ————શે————હો————પ્રભુ!"

એ, છોકરાંઓ ઉપરનાં તેણીનાં અત્યંત ભાવે, તેણીનાં ઊંડા પ્યારેજ મને આ વેળા લાગ આપ્યો.

"મીસીસ મરટન——મેરી વિલીયમ્સ," હું બોલ્યો. "મારી વાત સાંભળો—હું ધનવાન છેઊં. હું એક મર્દ તરીકે મારાં મોંહનાં વચન આપું છું, અને એક ગ્રહસ્થ લેખે મારાં માન ઉપર સોગંદ લેવું છું કે, જો તમો તમારી ખાસ,

સ્વતંત્ર રાજી ખુશીથી, એ સ્વિકાર--લેખ મારા હાથમાં મેળશો તો, તમારાં છોકરાં માટે જે તમો ચેસ્શામ પાસે કરાવા માંગો છો, તે સઘળું હું જાતે કરીશ, બળકે તે કરતાંને વધુ કરીશ." જાણે મારૂં હૃદય એ અંદરખાનેથી વાંચતી હોય તેમ આંખ ખોલી મને દેખવા લાગી.

"મને ફરીથી એ શબ્દો સાંભળવા દેવો," તે ધીમે અવાજે બોલી. મેં ઉપલા શબ્દો પાછા કહ્યા.

"તમો એનાં સોગંદ લેવો છો?" તેણે પુછ્યું.

"હા, હું સોગંદ લેવું છું--હું તેમને પોતાનો જીવણગાળો પેદા કરતાં જોઇશ ત્યાંલગી એમનું પુરૂં કરીશ."

તેણીએ પાછી આંખો મીંચી દીધી. અને હસ્તીની પાછી કોઇ નિશાણ આપવા આગમજ કેટલીક મીનીટ પસાર થઇ, જે મને વરસો જેટલી લાંબી લાગી. "એક ખુરશી લેવો." તે હલુસે બોલી, "અને પેલાં કબાટનાં છત ઉપર જુવો. ત્યાં એક પેટી દેખાશે તે મારી આગળ લાવો." મેં તેની આજ્ઞા માની, અને એક પેટી કે કલમદાંન જેવી કાંઇ વસ્તુ, હું તેની સોડે લઇ આવ્યો. એ ત્યાં મેળતીજવેળા, પેલો નાશકારક અકસ્માત બનેલો. જાણે સ્વર્ગથી તેણીને તેનાં કર્મનું વાજબી પ્રતિફળ મલ્યું હોય, તેમ થયું હતું. તે પેટીને કળ હતી, પણ કુંચી વિશે કાંઇપણ મીસીસ મરટન બોલી નહીં, તેથી મેં કળ ભાંજીને ઢાંકણું ઉઘાડયું. તેમાં સીલ કરેલો પણ સરનામાં વગરનો એક લખોટો હતો. મેં તે બાહેર કાઢી ખોલ્યો. એની અંદરથી એક બીજું સીલ કરેલું પત્ર નીકળી આવ્યું, જેની ઉપર સર લારેન્સનું નહીં,

લેડી એસ્ટમિયરનું પણ નહીં. પણ લાર્ડ રાથવેલનું સરનામું કરેલું હતું. મેરી વિલીયમ્સ ચાતુર સ્ત્રી હતી, અને કોણ એ કામ પૂર્ણ પાર ઉતારશે તે તે પુરૂં જાણુતી હતી. મેં તે પરબીડું પણ ઉખેડયું, કાંકે ક્રિયા–કર્મનો આ વખત ન હતો. તે પરબીડાંમાંથી કેટલાક લખેલા તાવ મલ્યા. "બધું એમાં છે?" મેં પુછ્યું. તે મને આતુર આંખે જોતી હતી. "સઘળું—પ્રત્યેક વિષય." તે બોલી. "મેં તેજ દિને રાતે પુરૂં કર્યું. કાગળ ઉપર લખી કહાડવાનો વિચાર મારાં ભેજામાં પેહેલ્લો તમોએજ ઉત્પન્ન કર્યો."

"મારે બે શાક્ષિઓની સહી એ ઉપર લેવી જોઇયે." હું બોલ્યો. "હું જઇને તેઓને લઇ આવું છું."

"મારાં છોકરાંઓને નહીં—મારાં પ્યારાં છોકરાં—," તે ઘાતકી પણ ધીમે સાહાદે બોલી—"જો તે લેકને લઇ આવશો તો, એ વાત કેવળ ખોટી છે, એમ સોગંદ ખાઇ મર્ણ પામીશ."

"તમારાં છોકરાંને નથી લાવનાર" હું બોલ્યો. તે કિંમ્તિ લેખ-પાત્ર મારા જેબમાં મેલ્યું, અને ઓરડામાંથી નીકળી પડયો. તે કાગળ સાથ કેટલાંઓનું હિત સમાયલું છે; કેટલાંનાં ભાગ્ય એ ઉપર ટિંગાયલાં છે. સિવાય એ સાબેતી-પત્ર ઉપર **વાંધા વગરનાં** પુરાવા હશે **તોજ**, નહીં તો, મને ખાત્રી હતી કે, સર લારેન્સ જેવા વેહેમી પુરૂષ, એ સઘળું બનાવટનું ઉભું કીધું છે, એમ માની, ફેંકી દેશે.

હું તે તાલુકાનાં પાદરી સોટે ગયો; કાંકે '**નાર્થ-રોડ**' ઉપર પણ એક દેવળ હતું, અને મેં તે પાદરી સાથ, એ

આગમજનીજ કોઇક પ્રકારની પિછાંણુત પાડી હતી. મેં જઇ ટુંકમાં હકિકત કહી, કે એક મર્ણ પામતું ગુનેહગાર પોતાથી બની શકતું પાપ નિવારણુ કરવા ઇચ્છે છે, વાસ્તે તૃત મારી સાથે તેની પથારી આગળ આવે, અને બીજા પણુ એક ઓાજદાર પુરૂષને પોતા સાથ લઇ આવે. તે આસ્થાભર્યો થયો, અને બનતી મદદ આપવાને આતુર બન્યો. "મારો પડોશી એક અમલદાર છે જો તે આપણુને ઘરમાં મળશે તો, એક યોગ્ય શાક્ષિ થઇ પડશે." તે પાદરી બોલ્યો. અમો સાથે નિકલ્યા. તે લાયક ઘરમાંજ હતો. મારા જેવી માંગણી તેનાં જેવી શાન્ત છીંદગીમાં એક ઓાજદાર બનાવ તરીકે લાગવી જોઇયે, એમાં કાંઇ સંદેહ નહીં. તે ખુશીથી કબુલ થયો; અને બહુ ટુંક વખતમાં આપણે ત્રણુકે, પેલી મર્ણ-કાંઠે આવી લાગેલી સ્ત્રીની પથારી આગળ જઇ ઉભા. એ ટુંક વખતમાં પણ ફરક પડયો હતો, મને એ ધંધા વૃત્તિની ચાતુરાઇ ન હોવા છતાં, હું એ ફરક જોઇ શકયો. તેથી તરત, પેલું સ્વિકાર-પત્ર જેબમાંથી ખેંચી કહાડી ઉતાવળે વાંચવા મંડી ગયો; એટલે ઉતાવળે, કે હું વાંચનાર પોતે પણુ જવલે તેનો સાર સમજી શકયો. અગરજો હું જોતો હતો કે, પેલાં બે જણાં વખતે વખત તે મરણ પામતી ઓારતને બારી નજરે જોયા કરતા હતા, જેણુી મુંગી પડી રહેલી હતી, જાણુી મને સંતોષ થતો હતો કે, તે પૂર્ણ સુદ્ધિમાં હતી. સેવટે મેં પુરૂં કર્યું. અમલદારે મારા હાથમાંથી તે કાગળ્યાં લીધાં અને મીસીસ મરટન ઉપર વાંકો વળી બોલ્યો. "તમોએ આ પત્રની અંદરની બિનાં સઘળી સાંભળી?

તમો ખાત્રીથી કહો છો કે, એ સઘળું ખરેખરૂં છે ?"

"સઘળી વાત ખરી છે" તે મર્ણ પામતી સ્ત્રી બોલી. અમલદારે ખડયો-કલમ માંગ્યો અને પોતે અને પાદરીએ બંધે જણે સહી કીધી. "તમો કાંઇ એમાં ઉમેરવા ઇચ્છતાં નથી ? મેં તેણીને પુછયું.

"તેમની આબદમાં કાંઇ ઉમેરવાનું નથી.

પાદરીએ કાગળ ઉપર સહી કરી, પથારી સોડે ગુંઠણુ મંડીએ પડી, આ દેહ છોડતા જીવડા સારૂં પ્રાર્થના કરવા માંડી. તેનાં મિત્રે પેલો સહી કરેલો લેખ-પત્ર મારા હાથમાં મેલી ચુપકીદીથી ચાલી ગયો.

'મારાં ——છોકરાંને ——તે——ડો——મારાં——છો——કુ——રાં," તે માર્ણ પામતી વિલાપ કરતી બોલી. મેં જોયું કે, એક પળ પણ ખોવાનો નથી, તરત જઇ તેઓને તેડ્યાં; તેજ વેળા વૈદને તેડી લાવવા ચાકરને મોકલ્યો. તેણીનાં છોકરાંનાં મોંહ તેણીનાં મોંહ સાથ વળગ્યાં, અને દુર્બળ હાથો તેમને છાતી સાથ દાબવા યત્ન કરતા. તે ભલા પાદરીની ધર્મિ સેવા લક્ષ વિનાનાં કાનપર પડતી હતી. જેવો હું ઓરડામાં પાછો દાખલ થયો કે, મીસીસ મરટન મને જોવા લાગી, અને તેની આંખોમાં એવો કાકલુદીભર્યો દેખાવ જોયો જેથી હું તેની આગળ ખેંચાયો.

"ત——મા ——ક——બુલા——ત—" તેણીને કહેતાં સાંભળી; બળકે તેણીનાં હાલતા હોઠો ઉપરથી એ શબ્દો પામી ગયો. "હું તે વચન પાળીશ. બેફીકર રેહો." મેં જવાબ દીધો. અહીંયાં તેની આંખો ઢંકાઇ તે પાછી

ઊપડવા પામી નહીં, અને તે ઓરડામાં માત્ર પેલા છોકરા અને છોકરીનાં ડચકાંજ સંભળાતાં હતાં, અને તે પાદરીનાં છેલ્લા શબ્દો કે:—"સ્વર્ગમાં, વધુ આનંદ છે." ૯૦ ૯૦.

હું બીહું છું કે, કેવી મનની સ્થિતિમાં તે સ્ત્રી મર્ણ પામી હતી, તે જો તે ભલો પાદરી જાણતો હતે તો, એ એનો પ્રતિક, જવલેજ અહીંયાં અનુસરતો ધારતે. પણ અનુતાપ થયલી, વળી નહીં પી થયલી, તેવી હાલતમાં મીસીસ મરટને પોતાનો આખેરી દમ મેલ્યો, અને તેણીનું છેલ્લું કાર્યે તેણીનું આગમજનું કરેલું પુરૂં કૃત, અકૃત કર્યું.

---

## પ્રકરણ ૨૪ મું.

## મારો પ્રતિસ્પર્ધી, પરંતુ સારો અતિ વાહાલો મિત્ર.

'**એકેસિયા**' વાડીમાંથી પગ બાહેર કહાડી મારાં પોતાનાં ઘરે ગયો ત્યારે, તરતનાજ દિકલાં મર્ગુ—દેખાવની યાદી છતાં, મારાં મન ઉપરથી પાંચ મણનો બોજો ઉતરી ગયા સરીખું લાગ્યું. ઢોંગી મિત્રાચારીમાં એસ્ટામને હું હાથ કરવા ગયો તે દિનથી, આ પેહેલીજ વેળા, હું પોતે—અસલી ફિલીપ હોઉં તેવું લાગ્યું. ત્યાં લગી તો હું કોઇ બદળાયલો જીવડો હોઉં તેવું લાગતું હતું. સઘળી તરકટો, લુચ્ચાઇ, દગો, ગમે એવું તેમાંથી સારૂં પરિણામ નિકળવાનું હોય તોપણ— તેને આજથી છેલ્લી સલામ. હવે પછી, કોઇ એવું શોધક-કામ નિકળશે તો, હું મારી હકદાર મદદ કામે લગાડીશ. પરંતુ, આ મુખ્ય કામમાં મને લાગતું હતું કે, કોઇ 'ડીટેકટીવ,' ફતેહ નહીં પામતે. અગરજો એ ફતેહ, મારા દાવ-પેચ અને

તીવ્ર બુદ્ધિથીજ નથી મળી; પેહેલ્લેથી તે સેવટ લગી, અકસ્માતો, અને ઓચિંતા બનાવોએ મને મદદ પોંહોંચાડી છે——તે છેલ્લા ભયંકર અકસ્માત સુદ્ધાં. એ છેલ્લા બનાવથી હું ડઘાઇ ગયો હતો, અગરજો હું દુ:ખી થયો, એમ કહેવું ખોટું છે. મીસીસ મરટન તો મુજને પારકી દાખલની હતી, અને તેણીનાં મોંહોતે, મારાં કામને ફત્તેહનું તાજ પેહેડાવ્યું હતું, અને જે ફરજ, કોઇપણ રીતે ફેરવી જોતા, મને હલકી અને અવમાનભરી લાગતી હતી, તે ફરજથી મને મોકળો કર્યો હતો; અને હવે શું કરવું?

એ લેખ-પત્ર તો લાર્ડ રાથવેલને નામનું હતું. અગરજો મોંહોત સાથેની સરતની દોડમાં, મેં એ સઘળું ઉતાવળે વાંચ્યું હતું, પરંતુ એટલું તો ઠસી ગયું હતું કે, લેડી એરટમિયરને કેવળ નિરહાર ઠેડવ્યાં હતાં; મેં ફરીનું તે વાંચ્યું નહીં. સીલ કરેલા પરબીડાંમાં ઉતાર્યું, કે, તે સીલ લાર્ડ રાથવેલ ફોડે. 'ડાર્બીશાયર' માં તેવણ શીકારે ગયલા છે તે જાણતો હોવાથી, મેં એકદમ તેવણને 'ટેલીગ્રાફ' કર્યો.

"સઘળું ખરૂં ખુલ્લું થયું. હું કયાં તમોને મળી શકીશ."

એ પછી સરબેરીથી નીકળવાની તૈયારી કરી. સૌથી પેહેલ્લાં તો, પેલાં બચ્ચાંઓને તેમનાં દુ:ખમાં સાહ્ય થવાની અગત હતી; અગરજો હાલની સ્થિતિ પ્રમાણે મારાથી અહીંયાં થોભાય અને મીસીસ મરટનને દફનાવાની ક્રિયાની દેખ-રેખ કરાય તેવું નહીં હતું. તેથી એક આબરૂદાર 'સોલીસીટર'ની તજવીજ કીધી, અને અગત્યનું સઘળું જોવાની તેને આજ્ઞા આપી થોડાંક નાણું આપ્યાં. આ છોકરાંઓનું

શું કરવું તેનો વિચાર કરી, ટુંક વખતમાં લખી જણાવશ કરી બોલ્યો.

પછી, હું તે લોકને ઘર ગયો, અને મેં જે એમ સારૂં બંદોબસ્ત કીધો હતો, તે, એમને જણાવ્યો. તેઓ બહુજ આભારી થયાં, પણ કંઇ જરૂરનાં કામને લીધે બીજે દિને સવારે **સરબેરી** છોડી મારે ચાલી જવું પડે છે. તે સાંભળી બહુ દુ:ખી થયલાં દીસ્યાં. તે સ્થળમાં તેઓને મારા વિનાં કોઇ બીજો મિત્ર નહીં હતો. ને ખરેખરૂં જોતાં તે લોકનાં મિત્ર કરતાં હું કેટલે દરજ્જે આઘો અને ઉપરતો હતો તે વિચાર આવતાં મારૂં અંતઃકરણ બહુ દુઃખવા લાગ્યું; અને મેં મનસે નક્કિ કર્યું કે, એમની માતાને આપેલી કબુલાત પૂર્ણ પુરી પાળવી, બળકે તે કરતાં પણ વધુ ચાલવું, અને ગમે એવા તે મરનારનાં અપરાધ હોય, પણ તેનો ખાર આ છોકરા છોકરીપર નહીં લેવો.

બીજે દીન સવારલગી રાથવેલથી મારા 'ટેલીગ્રામ' નો ઉત્તર નહીં આવ્યો. બીજે દીને સવારે આવ્યો તેમાં એમ હતું, કે તે દિને સાંજે મને લંડનમાં તેવણ મળશે; એ તો ખુલ્લું જણાઇ આવતું કે, મેં આપેલી ખબર બહુ અગત્યની દિસ્યાથીજ, એકદમ શેહેર પાછા ફરવાનો એવણે ઠરાવ કર્યો.

સાંજનાં સાત વાગે હું તેવણનાં 'હોટલ' માં તેવણની વાટ જોતો બેઠેલો હતો. આવતાંને વાર તેવણે જોસ્સાબંધ, મારી સાથ હસ્તલિંગન કર્યા; બળકે, હુંધારૂં છું કે, જો 'હોટેલ' નાં નોકરો ત્યાં નહીં હતે તો મને ગળે પણ વળગાવતે.

"મારપર," તેવણુ બોલ્યા. "મારા ઓરડામાં આવો." હું તેવણુની પાછળ ગયો. તે ઓરડો હમેશાં તેવણુ સારૂં જુદો રાખવામાં આવતો હતો, અને તેની કુંચી પોતા સોડે રાખતા હતા. કોઇ પણુ, કાંઇ પણુ ખાહાંણે તે ઓરડામાં દાખલ નહીં થતું હતું, તેથી ધુળ-કચરાથી ભરાયલો હતો. અંદર દાખલ થતાંજ રાથવેલે બારણું બંધ કર્યું અને અસલી અજબ પ્રકારની માયાળુ આંખોએ મને દેખવા લાગા, અને હેતથી મારાં ખભાં ઉપર હાથ ટેક્યા તેવણુની એ વર્તણુકનાં ઉલ્લાસ-પણાંએ લગભગ હું ચમક્યો હતો.

"ફીલીપ, વાત ખરી? તમોએ—તમોએ એ કામ કર્યું?"

"હાજી, મેં કીધું. હું દગો રમ્યો, હું જુઠ્ઠું બોલ્યો, ઢોંગ કર્યા, મહિનાંનાં મહિનાં મેં બુરખો ઓઢયો, પણુ હું ફત્તેહ પામ્યો."

"છટ્! કોઇ પણુ રીતે હોય, પણુ તમોએ ખરૂં શોધી કહાડયું છે? તેમાં કોઇ ખાંમી નહીં હોવી જોઇયે, કાંઇ ફરક નહીં હોવો જોઇયે!"

"કાંઇ ફરક કે ખાંમી નથી——દરેક બાબદ પૂરી, અને દિવસનાં અજવાળાં જેવી સ્પષ્ટ છે."

તેવણુ મારી આગળથી ફરી ગયા, અને મનની વ્યાકુળતામાં ઓરડામાં પસાર કરવા લાગ્યા. તે ઘડી તેવણુ મારી હાજરી કેવળ ભુલી ગયલા જણુાયા. "લારેન્સ! લારેન્સ!" મેં એવણુને કહેતા સાંભળ્યા. "તે દહાડો સેવટે આવ્યો,—જે દહાડો હું કહેતો હતો કે, આવનાર છે, જે વેળા તમારા પ્રત્યેક નિર્દય, કડવા, અને તિરસ્કારભર્યા શબ્દો પાછા તમોને

ઉડીને વાગશે, અને તીરની પેઠે તમારૂં ભિત્તર વિંધશે! લારેન્સ, હવે તું કેમ સહન કરશે!"

આ જેની તરફ નહીં લાગવી જોઇયે, તેની તરફની ડાઝ જોઇ મને ગુસ્સો આવ્યો. "તમારે લેડી એસ્ટમિયરનો વિચાર કરવો ઘટે છે, નહીં કે એવાં એક માણસનો! ખોટી રીતે દોષવાન થયલાં, સર્વદા કદર અને ડાઝ-પાત્ર હોય છે, નહીં કે ભુલ ખાનાર ન્યાયધીશ!"

"અને એ સઘળો ઇનસાફ કરનાર તમો કોણ છો, સાહેબ? હું તમોને કેહું છું કે, વરસોથી હું લેડી એસ્ટમિયરની કદર ખાતો આવેલો છું, અને હમદર્દ થયલો છું; બળકે તે કરતાંને વધુ; કારણકે તેવણુની નિર્દોષતા અને પતિવૃતાપણાં ઉપર મને આકીન હતું, અને આ ઘડીએ જ્યારે તમે મને કહો છો કે, તેણીની સ્વચ્છતાનો પુરાવો લાવ્યા છો અને તે સાબેત કરી શકો છો, ત્યારે હું કેહું છું કે, હવે મારી ડાઝ અને કદર, તે બાનુ માટેની નથી, પણ તે પુરૂષ માટેની છે, જે જગમાં ઉત્કૃષ્ટ ખવાશનો--જેને, જો એક ચાકરડીને અનજાણ્યાંપણે પોતાથી ગેરઇનસાફ થયો હોય તો, જરૂર પડતાં તેની સાંમે પોતે પગપર પડી તેની માફી ચાહે,—મારા બાળપણુનો મિત્ર—મારી ઉગતી જુવાનીનો મિત્ર—મારો પ્રતિસ્પર્ધી, પરંતુ મારો વાહાળાંમાં વાહાળો મિત્ર—લારેન્સ એસ્ટમિયર!"

એવણુનાં ભક્તિ-ભાવનાં ઉભરાથી હું ડઘાઇજ ગયો. "છોકરા," તેવણે બોલવું જારી કર્યું. "તમોએ અચ્છી રીતે તમારૂં કામ પાર ઉતાર્યું તે છતાં હું ઇચ્છુ છું કે,

તે રદ્દ થાય! તે કુરૂપનો ખ્યાલ કરો, અને તમારી એ ખબર તેને શું થઇ પડશે તેનો વિચાર કરી જુઓ! પરંતુ તમારો કાંઇ ચારો નથી; તે કામ તમોને સોંપાયું હતું—તમારાથી તે કર્યા વિનાં ચાલેજ નહીં. એ તમારૂં ભાગ્ય હતું—સર્જીત હતી,—એનું પરિણામ શું અને કેવું નિપજનાર છે, તે કોણ કહી શકશે! પણ સચ્ચાઇને ફાવવા દેવો!"

લેડી એસ્ટમિયરને, તેવણની કંથની દૃષ્ટિમાં પતિવ્રતા અને નિર્દોષ ઠરાવવા સારૂં હું આગમજથી પ્રભુની નેમાઇ ચુકયો હતો, એ ખ્યાલ લગભગ ખુલ્લું ધર્માન્ધપણું દિસતું હતું. તેણીની મારી પ્યારી, ઘણીજ પ્યારી મિત્ર હતી. હું વાલેનટાઇનને એક ભાઇ પેઠે ચાહાતો હતો, અને હું લેડી એસ્ટમિયરની ભત્રીજી સાથ પરણનાર હતો; પણ મને એનાં હથ્યાર તરીકે ચુંટાઇ કહાડાવાને એટલાંજ કારણો બસ પડતાં ન હતાં. રાથવેલના મિજાજ બદલાયો,—"મારો ઉદ્દેશ માફ કરો." તેવણ શાંતીથી બોલ્યા, અને ટેબલ પાસે બેઠા. "હવે, મને સઘળું કહો—શરૂઆતથી."

"તમો તમારી મુસાફરીથી થાકી ગયલા હોવા જોઇયે. તમો ભોજણ કાં નહીં પેહલાં લેતા?" હું બોલ્યો.

"મુસાફરીથી થાકેલો!" તેવણ પોકારી ઉઠયા. "ભોજણ પેહલાં! આ છોકરો ગાંડો હોવો જોઇયે! વીસ કરતાં વધુ વર્ષથી એ વાત સાંભળવા હું ટલવલું છું, અને વાટ જોતો રહયોછું, અને એ ભોજણની વાત કરે છે! તમારી કાંહાંણી માંડો."

મને ઉતારી પાડયો હોય તેવું લાગ્યું, પણ એ ઠપકાની મેં ઝાઝી દરકાર નહીં કરી. હું બીજી ખુરશી ઉપર બેઠો, અને જે જે વિત્યું હતું તે સઘળું મેં તેને કહ્યું. કેવી રીતે ચેશ્શામનાં એક ગફલતીભર્યા કામે મીસીસ મરટનની હસ્તી અને તેણીનો એ પુરૂષ ઉપરનો દાવો જાહેર કર્યો હતો; હું શી રીતે નોટની પાછળ પાછળ ગયો, અને શત્રુની બારીકીથી તપાસ કરવા સરએરી ઉતરી પડયો; પેલી ઘરની રખેવાલે કેહ રીતે મીસીસ મરટન, તે મેરી વિલીયમ્સ સાથનું એકરૂપ સાબેત કરી આપ્યું; તે સ્ત્રીનાં પોતીકાં બચ્ચાંઓ ઉપરનાં વહાલે, અને પેલા નાસ્યકારક અકસ્માતે મને મારાં કામમાં સહાય કરી; ગઇ કાલેજ શી રીતે એવણનાં નામનો લખોટો તેણી કણેથી મેં હાથ કર્યો, જે લખોટો જો ચેશ્શામ તેણીની માંગણી ના કબુલ કરતે તોજ એવણનાં હાથ લાગતે એવું હતું; અને પહીવાળા બે પુરૂષોની એ ઉપર સાક્ષિ લેવાની મેં આગમચેતીભરી સાવચેતી વાપરી હતી; હું શી રીતે તે લખોટો આજે તેમની પાસે લેઇ આવ્યો છું, અને મારૂં કામ પુરૂં થઇ રહ્યા કેડે તેવણ જેવા ઉપયોગમાં લેવાનું બેહેતર ધારે, તેમાં લેવાને હું તેમને સોંપી દેઉ છું;—એ સઘળું મેં કહ્યું.

મારી કાંહાંણી પુરી થઇ અને લખોટો તેવણનાં હાથમાં મેલ્યો ત્યાં લગી, એકુ પણ શબ્દ વગર તેવણે સાંભલ્યા કરયું. એક મીનીટ લગી તેવણે તે લખોટો બીડેલોજ રહેવા દીધો. જાણે લાંબા વિચારમાં પડયા હોય તેવું દિસ્યું "મને તેણીની યાદ છે" તેવણ બોલ્યા. "એક સોહોમણી કાળી આંખવાળી છોડી. તેણીનું શું થયું તે કોઇ દિને મારા જાણવામાં નથી આવ્યું."

પેલો લખોટો ફેરવી ફેરવીને જોયો—"ઉંઘાડું ફિલીપ?" તેવણે પુંછ્યું.

"નહીં કાંય?" મેં પાછું પુછ્યું.

"કદાપિ એ લખોટો માણસનાં મોહોતનું 'વારંટ' હોગ! હું પેહેલ્લાં લેડી એસ્ટમિયરની સલાહ લેઉં?" તેવણે પુછ્યું.

"એક કાચા વકીલ તરીકે જો મારૂં મત્ત આપું તો હું તમોને ના કહું છ. જ્યાંલગી તેણીનું નિરદોષપણું તેણીનાં ભરથારનાં મનને સંતોષપૂર્વક સાબેત થાય ત્યાંલગી તેણીની એમાંનું કાંઇ નહીં જાણવું જોઇએ.!" રાથવેલ વિચિત્રપણે ન સમજાય એવી રીતે મને જોવા લાગ્યા.

"તેમજ થવા દો; હું તમારા કહ્યા મુજબ ચાલીશ." તેવણ લગભગ ગંભીરપણે બોલ્યા. તેવણે લખોટો ખોલ્યો, અને ચુપકીદીપણે બે વાર વાંચ્યું. તેવણનાં ભમર ચઢયાં અને એક બે વાર ટેબલ ઉપર હાથ પણ અફાલ્યા. એ પછી તેવણ મારા ભણી ફર્યા. "છેતરાયો! ઠગાયો!" તેવણ બોલ્યા. "દૈત્યો! શેતાનો! તમોએ આ વાંચ્યું છે, ફીલીપ?" પાછું કાગલ ઉપર નજર કરતાં બોલ્યા.

"અલબતાં; મેં એ વાંચ્યું છે, પણ એટલે ઉતાવળે કે, જવળે મને સમજણ પડે." મેં કહ્યું.

"બેસો, અને પાછું વાંચો. એટલાંમાં હું ઘર બાહેર લટાર મારી આઉં છું. મારે ખુલ્લી હવામાં જઇ આવવું જોઇએં, નહીં તો હું કોઇને કંઇને કાંઇ નુકશાન કરશ." તેવણ મને છોડી ચાલી ગયા, અને જે નીચ પણ અસરકારક કાવત્રાંથી રીચર્ડ

ચેશ્શામે પોતાનું વેર લીધું હતું તે કાવત્રાંની આખ્ખી તવારિખ મેં વાંચી. તેમાંનાં નાં અક્ષર કે નાં શબ્દ-વિસ્તાર અભણ માણસનું છે, તેથી મીસીસ મરટનનું 'સ્વિકાર-લેખની' નકળ હેઠળ, મારાં વાંચનાર માટે ઉતારી લેઉં છું. નીચે મુજબનું હતું:—

"મારા લાર્ડ,—હું આ લખું છું ખરી, અગરજો એ તમોને મોકળવાનો મારો ઈરાદો નથી. હું શા માટે એ આશ્રમ ઉઠાવતી હોઇશ, તે હું જવળેજ સમજી શકું છું, કારણ કે, જો એક અમુક પુરૂષ, મારાં મોહોત પછી, પોતાની ફરજ બજાવવા નાં પાડશે તોજ, આ તમારે હાથ લાગશે. જો કોઇ દિન તમોને હાથ લાગશે તો એ ખત્ત મુબારક થઇ પડશે કરી હું નિશ્ચે જાણું છું, કાંકે, શા માટે સર લારેન્સે પોતીકી પત્નીને તજી દીધી, તેનો ખોલાસો આ પત્ર ચોક્કસ કરશે, અને આખ્ખા જગને સાબેત કરી આપશે કે, તે બાનું તરફ મોટો ગેરઈનસાફ ગુજારવામાં આવ્યો છે.

"આપણાં લોકોને કહેવાની રૂઢી છે તેમ, હું પ્રશ્ચાતાપ-ગ્રસ્ત થઈ છું, અને તેથી આ લખું છું એમ નથી. કદાચ તે કરતી વેળાએ મારાં કામનું પરિણામ શું નિકળશે તેની મને પુરેપુરી ખબર નહીં હતી. પછી તે પરિણાંમ મારાં જાણમાં આવ્યાં, અને કોઈ મારી સ્વાર્થી મતલબોને માટે મારૂં મોંહ મુંગું રાખ્યું હતું, અને જો આ સેટે જાહેર કરવું પડશેજ, તો તે પણ **સ્વાર્થી મતલબ કે વેર લેવા ખાતરજ કરીશ.** તે છતાં, તમો નિશ્ચે માનજો કે, જે હું હમણાં લખું છું તે **ખરેખરૂંજ** લખું છું.

"મારૂં નામ તો તમો ભુલી ગયા હશો, એમાં કાંઇ સદેહ નહીં. તે વેળા મેરી વિલીયમ્સ મારૂં નામ હતું. હું લેડી એસ્ટમિયરની ચાકરીમાં તેવણુની દાસી લેખે રહી હતી. હું એક ફોકટી પતરાજીખોરી છોડી હતી. લોકો મને દેખાવળી કહેતા હતા, અને હું તેવીજ હતી કરી જાણુતી હતી, અને એવી ઉમેદ રાખતી હતી કે મારી ખુબસુરતી મને ઉત્પન્ન પદ્વી ઉપર ચઢડાવશે. હું આશા રાખું છું કે, આ પત્ર તમોને પોહોંચશેજ નહીં, ને જો પોહોંચશે તો તેટલાં હું મરણ પામેલી હોઇશ; તેથી, કહેવાં લજવાવાની જરૂર નથી કે, લોકો ધારતાં હતાં તેમ હું સદગુણી છોડી ન હતી. મારાં પોતાનાં સગાં સર્વેદા કહેતાં હતાં કે, હું કુ માર્ગે જઇશ, અને મને તેમાં કાંઇ શક નહીં હતો, પણ તેવી ચાલથી પૈસા પેદા કરવાનો મેં ઠરાવ કર્યો હતો. લેડી એસ્ટમિયરને ત્યાં બીજું છોકરૂં જનમ પામ્યું તેને થોડેજ દિને હું તેવણુની ચાકરીમાં દાખલ થઇ હતી. તે જગ્યા કાંઇ નરસી નહીં હતી, પણુ ઘણી શાંત હતી. અગરજો એ લોક પરણીને એથી વધુ વર્ષ ગુજર્યાં હતાં, તોપણુ તરતનાં પરણેલાં વહુ-વરની પેઠે, એક બીજાં ઉપર વાહાળ રાખતાં હતાં. જો શેઠ બે દિન બાહેર જતા તો, મારી શેઠાંણી કાંઇજ નહીં, પણુ તેવણુની ગેરહાજરીનો ગમ કરતી. એવણુ સરખી પ્રિતિની મને સમજ નહીં પડતી હતી. અલબતાં, લેડી એસ્ટમિયરની ચાકરીએ આવતાંજ ઘરનાં સઘળા આગલા પાછળા ગપાટાઓથી હું જાણુકાર થઈ હતી. જ્યારે તમો સાહેબ ગરીબ અવસ્થામાં હતા તે વેળા તમો મારી શેઠાંણીને કેવાં હેતથી ચાહાતા હતા,

જે પ્રિતી તમારી તે વેળાની સ્થિતિને લીધે, લેડી એસ્ટમિયરને જાહેર નહીં કરી શક્યા —અને સર લારેન્સ સાથ તેવણ પરણ્યા પછી તમોને કેવી એકાએક અણધારેલી રીતે ખેતાબ અને મોટી દોલતનો વિરસો મળ્યો,—તે સઘળું મેં સાંભળ્યું. મેં એમ પણ સાંભળ્યું કે, મારાં શેઠાંણી પોતાનાં પિત્રાઈ સાથ એક વાર ખરેખરાં અદરાયલાં હતાં, અને કોણ જાણે શું કારણે તે કારજ એવણે તોડી નાંખ્યું હતું. મને ખબર પડી કે, સર લારેન્સ, જેવણ ઈર્ષાની લાગણી રાખે એવી પ્રકૃતિનાં નહીં, પણ બહુ ઊંચાં લાગણીવાળા અને બહુ મગરૂર હતા, તેવણે એ પિત્રાઈ ચેરશામ માટે પોતાનું ઘર ખુલ્લું મુક્યું હતું, અને ગમે ત્યાર આવવા જવા દેતા હતા, અને એ મેહેનત માટે હું સર લારેન્સને મૂર્ખ માનતી હતી, અને આજે પણ તેમજ માનું છું.

"કાપટન ચેરશામ વારંવાર એસ્ટમિયર-કોર્ટમાં આવતો હતો, અને કુટુંબમાંનાં એક આશામી લેખે ગણાતો હતો. એ કેવો પુરૂષ હતો તે જોતાંનેવાર હું સમજી ગઈ હતી, અને હું, (મેં આગળ કહ્યું છે તેમ) સોવાંમણી હોવાને લીધે તેને મારી ઉપર નજર નાંખી. પણ એમ કરવાથી તેને સારૂ ફળ મળતાં ઘણાં દિવસ લાગ્યા. મેં હમણાંજ જિંદગી માંડી હતી અને સારી પદ્ગીની આશા રાખી હતી. તે ચાહાતે તો મારી સાથ પરણી શકતે, અને તેમ ભલે કરતે, ગરજે વિચાર કરી જોતાં એ પુરૂષ એ કરતાંને બદતર પસંદગીને લાયકનો હતો, અને હું ઘણી બીજી મોટે ઘેરની બાનુઓનાં કરતાં એને સારી નિવડતે. પણ તેને પરણવાનો વિચારજ

નહીં હતો. અગરજો તે મીઠી વાણી બોલતો હતો, પરંતુ મારી માંગણી ઉપર માંહોમાંહે હસતો હતો. પણ એક પળની નીરાંતી નહીં લેવા દેતો હતો. હું એમ નથી કહેતી હતી, કે તેને મને ઠગી હતી, કારણકે હું તેની ચાલચલણથી સારી પેઠે વાકેફ હતી, અને હું જો ચાહાતે તો, મારી શેઠાંણીને એ પુરૂષની એવી એવી એકેક વાતો કહેતે કે તેવણુ અચર્તે થતે; તેથી જે કાંઇ મેં કીધું છે તે ખુલી આંખો રાખીને કીધેલું છે. અગરજો એની ઉપર મને વિશ્વાશ નહીં હતો, તોપણ એની તરફ મારો ભાવ વધતો ગયો. તે બહુ સોવામણાં દેખાવનો હતો, અને જ્યાંલગી તેનાં હૃદયમાંનો દૈત્ય નહીં ઉશ્કેરાય ત્યાંલગી તે મીઠી બોલીનો હતો. એ ઉપ્રાંત, જ્યારે પણ હું એને ગુસ્સામાં નહીં લાવું તે વેળા મારી સાથ વાત કરતાં, તે જાણે હું એક કુલીન બાનું હોઉં તેમ માન આપી વાત કરતો. કોઇ કોઇવાર મને એવો વિચાર આવતો કે તે અંદરથી મારી શેઠાંણી ઉપર એટલું હેત રાખે છે, કે તે ઉમેદ મારી ઉમેદમાં નડતલ થઇ પડી છે; પણ થોડીજવારમાં મને જણાયું કે, તેણીને ચાહાવાનાં કરતાં વધુ ધિક્કારતો હતો, અને સર લારેન્સની બાબદમાં તો જ્યારે એવણની પત્ની ઉપરનાં એવણનાં ભાવની વાત કરૂં ત્યારે એનાં ચેહેરા ઉપર રાક્ષશ જેવો કૃર દેખાવ આવતો હું દેખતી હતી.

"મને કશો સંદેહ નથી કે, કગરસમાં કગરસ લાગ કે ચળાણ હને તો, તે મારી શેઠાંણીને એને ખાતર પોતાનાં કંથને તજે તેમ કરતે. પણ ન બને એવી વાત કે કામ

ઉપર યત્ન કરવા જેવો મૂર્ખ એ ન હતો. પરંતુ કોઇ કોઇ વાર તેણી ઉપરનાં તેનાં હેત ઉપર મશ્કેરી કરતી હતી, અને તેમાં તેને મળેલી નિરાશી ઉપર હસ્તી હતી, જ્યાંલગી કે તે એટલો ક્રોધાયમાન થતો હતો, કે કોઇ કોઇવાર રખે મને કંઇ નુકશાણ પોંહોંચાડે એવી દેહેસ્તથી ધ્રુંજતી હતી.

"એક દિને સાંજે લેડી એસ્ટમિયરનીજ વાત કરતાં હું બોલી ઉઠી જે, "લેડી એસ્ટમિયર પેહેરે છે તે સારી સારી પદાર્થો મને પેહેરવા આપો,—સારાં સારાં લુગડાં પેહેરાવો, અને લેડી એસ્ટમિયર કોણ છે તે કોઇને કેહો નાં, કે પછી તમે જોશો કે, હું ખરૂં બોલતી હતી, કે લેડી એસ્ટમિયરનાં કરતાં હું "વધુ ખુબસુરત છેઉં." તે મારા તરફ એકાએક ફર્યો, અને ખભાં આગળથી મારો હાથ પકડયો.

"આપણે એ સઘળું કરી જોઇશું" તે બોલ્યો. "હું ધારૂં છું કે તમો ખરૂં કહો છો. ગમે તે હોય તોપણ આપણે યત્ન કરીશું."

"એ પછી અમારા વચ્ચે પાછી સલાહ થઇ, અને એ વિષેનું સઘળું હું વિસરી ગઇ.

"થોડાક દહાડા વીતા પછી, મારાં શેઠાંણીએ એક નવો પોશાક શેહેરથી મંગાવ્યો. અગરજો ઘણો ભારી નહીં હતો, તોપણ અજબ રીતનો બનાવેલો અને બહુ સોવામણો હતો. તેજ દીને સાંહાંજે તેવોએ પેહેડયો, અને રાતનાં જે વેળા હું લુગડાં બદલાવતી હતી, તે વેળા મારાં શેઠાંણી બોલ્યાં જે, એ પોશાકની, સર લારેન્સે અને કાપટન ચેશ્શામે બંધેએ, બહુ વખાંણ કરી-—બહુ પસંદ પડયો. જ્યારે પણ એવણુની

સારા સમજદારીવાળા શોખ ની બુજ પિછાણવામાં આવતી, તેમાં મુખ્યકરીને જ્યારે એવ ગુનાં કંયથી નખાંણુ મળતી ત્યારે લેડી એસ્ટમિયર પણુ બીજી બાનુઓની પેઠે મગ્ન થતાં.

" એને બીજે દિને ચેરશામ લંડન ગયો, પણુ ત્યા થોડોજ વખત થોભ્યો પાછો ફર્યો. એસ્ટમિયર-કોર્ટ પાછો ફર્યાને થોડેજ દિને એક મોટી ગાંસડી મને આપી. 'લેવો,' તે બોલ્યો. 'હું હમેશાં મારી કબુલાતો પાળું છું. લેડી એસ્ટમિયરનાં લુગડાં બનાવનારને તેમણુનાં પોશાકના બરોબર જોડા બનાવવા માટે મેં લગભગ નાની સરખી દોલતજ આપી દીધી છે. કોઇ દિને એ પોશાક તમોને પેહેડાવીને જોઇશ, અને તે ઉપર મારૂં મત્ત બાંધીશ. મૂર્ખ થઇને અજાણ્યા કોઇને દેખાડવી ના દેતી.

" હું તે ગાંસડી મારા ઓરડામાં લઇ ગઇ અને ખોલી. ચેરશામે કહ્યું હતું તેમજ મારા શેઠાણીના જામાની બરાબર જોડાજ હતી. તે લેબાશ પેહેડી બાહેર નીકળવા મારો જીવ તલપાપડ થઇ રહયો હતો, પણુ તેમ કરવાની હામ નહીં બીડી શકતી હતી; કારણુકે, તે લક્ષ ખેંચે એવું હતુ. જો કોઇ મને તે લુગડાંમાં દેખે તો, હું મારી શેઠાણીના લુગડાં પેહેરનારી છઉં કરી મારી ચાકરી હું ખોઉં. તેથી રાતમાં એખલી હોઉં ત્યારેજ એ લબાશ પહેરવાની હું હિંમ્મત કરી શકતી; અને તે પાશાકમા હું કેવી લાગું છું તની પરિક્ષા કરનારૂં મારા વતરાગ કોઇ નહીં હતું.

" થોડાક દહાડામાં ચેરશામ પાછો લંડન ગયો. એસ્ટમિ-જયર-કોર્ટથી ગયા આગમજ હું તેની સાથ લંડનમાં વસવા

કબુલ થઇ હતી. હું ધારતી હતી કે તે મને પોતાની સાથે લઇ જવાને તે આતુર હશે, પણ તેમ નહીં હતું. લાયક જગ્યા તૈયાર કરવાને એકુ બે માસ ઉપર વાત મેલી હતી. જેવી સઘળી પાંતીની તૈયારી થઇ રહેશે, તેવુંજ મને લખી જણાવશે કરી કહી ગયો.

" બે માસ લગી મને તેનાંથી કશી ખબર મળી નહીં, અને એદહાડા ઉપર સર લારેન્સ, અને લેડી એસ્ટમિયર બે અઠવાડયાં 'ગાવર-હાઉઝ' માં ગુજારવા ગયાં. તે એકાંત, મંદ, કંગાલ સ્થળને હું ધિક્કારતી હતી, જ્યાં કોઈ આવતું જતું ન હતું. ત્યાં ચેશ્શામની આવવાની વકી છે, એમ જાણી મને બહુ આનંદ ઉપજ્યો. હું જાણતી હતી કે, તે મારે ખાતર આવે છે, અને મેં વિચાર કર્યો કે, જો એ મને લઇ જવા તૈયાર થશે તો તેમ, નહીં તો અમારા વચ્ચેનું સઘળું તોડી નાંખવુ." મને પોતાને તેનાં હાથમાં સોંપવા બહુ રાજી હતી, તોપણ એ બક્ષેશ લેવાને એને આતુર અને રાજી થતાં જોવાને ઇચ્છતી હતી.

" તેને મારો સાથે બહુ માયાથી વાતો કરી, અને બોલ્યો, કે 'ગાવર-હાઉઝ' થી જતી વેળા મને પોતા સાથ લઇ જવાની એનજ ઉમેદ હતી. જો તેની યોજેલી ગુપ્ત તદબીરો નિષ્ફળ થતે તો, તે પોતાનો બોલ પાળતે કે નહીં તે હું કહી નથી શકતી. મને, એને પોતાનું હથ્યાર બનાવ્યું કરી જ્યારે મને માલમ પડ્યું, અને જ્યારે એથી મારી ફોકટાઇને જખમ લાગ્યો ત્યારે એ જખમે તેની તરફનાં મારાં ભાવને બુજવી નાંખ્યો હતો. કોઇ કોઇવાર સર લારેન્સને એસ્ટમિયર-કોર્ટમાં

કામ પડતું હતુ. જ્યારે તેવણ ત્યાં જતા ત્યારે ઘણુંકરીને રાતનાં ત્યાં રહી જતા, અને પોતાની બાયડીનું દુઃખ નરમ પાડવાને બીજે દિને પગેઢયાંમાં આવી લાગતા હતા. એક દિને તેવણ એ કોર્ટ તરફ નિકળ્યા અને રાત ત્યાંજ કહાડવાનો ઇરાદો કરી ગયા હતા. નોકરો અને બચ્ચાંઓ સિવાય ઘરમાં કોઇજ નહીં, પણ લેડી એસ્ટમિયર અને તે કુટુંબનો મિત્ર ચેશ્શામ હતો. એ બંધે જણે સાથે ભોજણ લીધું અને તે દિને સાંજે લેડી એસ્ટમિયરે મેં આગળ કહેલો પોશાક પેહેડયો હતો. ચેશ્શામ બહુ ખુશ મિજાજમાં હતો, અને પોતા સાથે લંડન જવાને તૈયાર થઇ રહેવાની તેને મને તાકીદ આપી હતી. તે કદાચ બીજે દીને નિકળશે એમ બોલ્યો હતો.

'પછી,' તે બોલ્યો, 'મેં તમોને આપ્યો છે તે લેબાશ પેહેડી મને દેખડાવો; લેડી એસ્ટમિયરે આજે સાંજે પોતાનો પોશાક પેહેડયો છે, તેથી તમારા વચ્ચેની પરિક્ષા કરવાનું મને બની આવશે.'

"તેને ખુશી કરવાને હું નારાજ નહીં હતી, પણ શેઠાંણી પોતાની પથારી ઉપર જાય ત્યાં લગી હું પેહેડી નહીં શકીશ કરી મેં તેને કહ્યું; ત્યાર પછી, પણ હું કેમ કરી શકીશ તે મને સમજ નહીં પડતી હતી. કોઇ પણ બીજા નોકરો જોય, અને શેઠાંણીનાં લુગડાં પેહેડવાનું તોહોમત મારી ઉપર મેલે કરી હું ચાહાતી નહીં હતી, અને ચેશ્શામ મારા ઓરડામાં આવે કે હું તેનાં ઓરડામાં જાઊં તે પણ મને ગમતું નહીં હતું.

"'ફિકર નહીં,' તે બોલ્યો. તમારી શેઠાંણીને પથારી ઉપર સુવાડી તમો તે ઝભો બદળજો. જ્યારે તૈયાર થઇ

રહેશો ત્યારે તમોને સર લારેન્સનાં લુગડાં બદળવાનાં ઓરડામાં આવી તમોને જોઇશ. તે બારણું મારા ઓરડાની પાસેજ પડે છે કોઇ ત્યાં આવશે નહીં, અને વાત કરી લેડી એસ્ટમિયરને છંછેરવાની કાંઇ જરૂર નથી. હું મુંગે મોહોડે તમારી પરિક્ષા કરી આનંદ પામવા ઇચ્છું છું."

"તેની યુક્તિ મને અજબ દીસી, પણ એ કેણી મેર વળાંણ લેતી હતી, તેનો મને તદ્દન ખ્યાલ નહીં હતો. લેડી એસ્ટમિયર પથારીએ ગયા બાદ, તે ઓરડો ઘરમાંની બીજી કોઇ પણ જગ્યાનાં કરતાં વધુ સલાંમતીભર્યો હતો. ત્યાં દાખલ થવાની કોઇની હિંમ્મત ચાલનાર નહીં હતી, તેથી તેને સુચવ્યું તેમ કરવાને હું કબુલ થઇ. લેડી એસ્ટમિયર, હું ધારૂં છું તેમ, ધણી સાથની જુદાઇનો વખત, ઊંઘની મદદથી જલદી ઢકેલી દેવાને અર્થે, તે દિને સક્કારે પથારીએ ગયાં હતાં. તેવણનાં લુગડાં મેં ઊંચાં કર્યાં, અને દિવો બળતોજ મેલી મારા ઓરડામાં ગઇ, મારો પોશાક બદલ્યો, અને મારા દેખાવ ઉપર અતિ મગરૂર બની હળવેથી પાછી પેલા ઓરડામાં ગઇ. તમો સાહેબને યાદ હશે કે, 'ટાવર-હાઉઝ,' બેઠી બાંધણીનું હતું, અને સઘળા સુવાનાં ઓરડા હારેદાર હતા, તેથી એકથી બીજે ઓરડે સેહેલાઇથી, કાંઇ વધુ જોખમ વગર જવાઇ શકાતું હતું. ચેશ્શામ મારી વાટ જોતો હતો, અને તરત ત્યાં આવી લાગ્યો. બારી ઊઘાડી અને પડદા ઊંચકી નાંખેલા જોઇ હું અચર્ત થઇ; મને ખચિત હતું કે, લેડી એસ્ટમિયરને લુગડાં બદળાવતી વેળા મેં પડદા નાંખી

દાબેલા હતા, જો મેં એમ નહીં કર્યું હતે તો, તેવણનું લક્ષ તે ઉપર ખેંચાયા વિનાં રહેતે નહીં."

"ચેરશામની વખાંણ ઉપર હું બહુ ખુશ થઇ. અગરજો, મારાં શેઠાંણી રખે સાંભળે તે બહીકથી, પોતાની પસંદગીનાં સર્વે શબ્દો હલુસે બોલ્યો હતો. દિવો ઉઠાવી મારી આગળ વેર ધર્યો કે તે વધુ સારી રીતે મને દેખી શકે. ત્યાર બાદ દિવો ઓરડાનાં પાછળા ભાગ તરફ ટેબલ ઉપર મેલ્યો; મેં જોયું કે, એક પેટારો તે ટેબલ ઉપર મેલેલો હતો, જે મારી શેઠાંણીનો નહીં હતો. તે પેટારો તેને ઉઘાડયો."

"'પ્રતિરૂપ મને પુરૂં કરવા દેવો,' તે હલુસે બોલ્યો, અને મારી અચરતીની મધ્યમાં મારા શેઠાંણીના જેવીજ સોનેરી બાલની એક ટેપી ખેંચી કહાડી. 'આ પેહેડા' તે બોલ્યો. તે મશ્કરી કરે છે કરી સમજી હું તેને તાબે થઇ. એ પછી મને બારી આગળ લઇ ગયો અને ખુલ્લી રીતે પોતાનો ભાવ દેખડાવવા લગ્યો. સુર્યનુ ધોળું અજવાળું જાણે ઓરડામાં હતું, અને ગાડીને માર્ગે કોઇ પણ આવે તે અમોને દેખી શકે તેવાં ખુલ્લાં અમો ઉભાં હતાં. 'એટલે મોડે કોણ આવે, અને જો આવે તો, મારાં કણે કોણ છે કરી તેઓ સમજે?' મારાં કાનમાં ઉપલા શબ્દો ચેરશામ બોલ્યો તે વખતે, અને તેજ વખતે, આ સઘળા બનાવનું કારણ હું સમજી. તેની એવી ઉમેદ હતી કે, કોઇ પણ આપણને જુએ અને અહવા ઉચારે કે, તે રાતે લેડી એસ્ટલમિયર ચેરશામ સાથે આ રીતે વાતે ઉભાં હતાં. હું તેની આગળથી ખીસકી નહીં ગઇ; તેને મને જાણે લોઢાંની પકડમાં ધરી રાખી હતી, તેનાંથી

છુટવાને તરફડયાં મારવાં પડતે અને ગડબડી કરવી પડતે. મને લેડી એસ્ટમિયરની કાંઇ દરકાર નહીં હતી, અને સર લારેન્સ પોતાના પત્નીને, બીજી મોટે ઘેરનીઓ પેઠે, યાને મે દીઠી હતી તેમ, છુટાંપણું લીયે છે, એમ જાણે કરી હું પૂરો રાજી હતી. એવગુ બહુ મગરૂર પુરૂષ હતા, અને એની પડતી અવગુને ઘટતી હતી. તેથી ચસ્શામની મરજી મુજેબ હું સ્થિર ઉભી રહી, જ્યાં લગી કે, એમ ઉભી રહેતાં હું થાકી ગઇ. ત્યાર બાદ એને ધ્રુજરી છુટતાં મેં જોઇ; મને વધુ અજમુત ધરી રાખ્યો, અને એને દાંત કચકચાવતા પણ મેં દીઠો. મને નિશ્ચે હતું કે, કોઇ ઘેરની બાહેરથી અમે જોતું હતું, પણ કોણ હતું તે હું જોઇ નહીં શકતી હતી.

"હું જોવા સારૂં પાછળ ફરતી હતી, પણ તેટલાં તેને મને ધાતકીપણે કહ્યું કે, 'જો તરૂં મોહ બારાબણી ફરવશે તો, તારો તોટો પાલશે. એ પછી મને ઓરડાના બારણાં સુધી ચલાવી લઇ ગયો અને દિવા બુજવ્યો.

'જા! તારા ઓરડામાં જા!' તે બોલ્યો. 'એકદમ જા! આ સત્રળી ચીજો કહાડી નાખ, કેય સંતડ, અને પથારી ઉપર જા! તું બહુ ડાહી આજ રહી છે; આ વાત છાની રાખજે, હું જન્મ સુધી તુંને ચાહીશ. હું આજે રાતે અથવા કાલ સવારે અહોવાયા નીકળાશ. જેમ બને તેમ જલદી લંડન આ ઠેકાંચ મારી પુઠે આવજે.' એમ કહી એક કાગળના કટકો અને થોડાંક નાણા આપ્યાં. હું ચોરાથી મારે ઓરડે ગઇ અને તેનાં કહ્યા મુજબ સઘળુ કીધું.

"બિજે દિને સવારે મેં જાણ્યું કે, તે ચાલી ગયો. પછી, મેં એક ઘોડાવાળાથી સાંભળ્યું કે, સર લારેન્સ તેજ દિને રાત્રે આશરે અગ્યાર વાગે ઘર પાછા આવ્યા, અને પોતાનો ઘોડો તબેલામાં છોડયો. એ ઉપરથી ચેસ્શામની આગળી રાતની વર્તણુંક હું પામી ગઇ; બિજે દિને સર લારેન્સ પોતાની પત્નીથી શા માટે છુટા પડ્યા તેની મને સમજ પડી. એ ભેદની માત્ર મને અને ચેશ્શામનેજ ખબર હતી.

"સઘળાં નોકરોને રજા આપી, અને ઘર બંધ કરવામાં આવ્યું. ગોઠવણી મુજબજ હું ચેશ્શામ પાસ લંડન ગઇ, તે પછી હું તેની સાથેજ બાહેરગામ ગઇ, અને સર લારેન્સે એને ગોળી મારી જખમી કીધો તે વેળા મેં એની સારવાર કરી સાહાજો કર્યો. મને કહેવાની અગત નથી કે ચેશ્શામે સેવટે મને દગો કીધો. થોડાજ માસમાં મારાથી તે કંટાળી ગયો, અને રાબેતા મુજબ મને પણ ફેંકી દેતે, પણ મારાથી એ છુટી નહીં શકયો; કારણકે વેરનાં માર્યાએ એ દૈત્એ શી રીતે લેડી એસ્ટમિયરને તેણીનાં ભરથારથી છુટી પાડી હતી, તેનો ભેદ મારા પાસ હતો. જ્યારે પણ સર લારેન્સને એથી વાકેફ કરૂં ત્યારે એનું સઘળું કરેલું ઊંધું વળે; અને તે ઉપ્રાંત એ સારી પેઠે જાણુતો હતો કે, જો તેમ થયું તો, એક દહાડો પણ એની જીંદગી ટકનાર નથી. આ પકડ તેની ઉપર હોવાથીજ મારૂં ચાલ્યું, નહીં તો કે દહાડાનો તે રવડાવી મારતે. અને તેને બીહીવડાવવાને શક્તિવાન રહેવા ખાતરજ મેં એ પાપ મારી પાસ સાચવી રાખ્યું, અને એ રાખવાનું દામ એની સોડેથી કહડાવ્યું. તે મને બેદુવા દેવા લાગ્યો

પણ નાણાં આપતો રહયો. મને જોઇતું હતું તેટલું નહીં, પણ જ્યાં સુધી મારૂં ચાલ્યું ત્યાં લગી મેં એની ઝાઝી દરકાર નહીં કીધી. હજી પણ, મને તંગી પડે છે ત્યારે તેનાં કણેથી મને નાણાં મલે છે; અલબત મારાં ગરજ પુરી પાડવા તે સદંતર ના તો નહીં પાડશે, અને આ લખવામાં મારો કાળ નકાંમો ખોતી હોઇશ, પણ તેવાં નરશા કાળ માટે તૈયાર થઇ રહેલું બેહેતર.

"બાકીની કાંહાંણી હું જાણું તે કરતાં તમો સાહેબ વધુ સારી પેઠે જાણો છો. સર લારેન્સ જીવતા છે, કે મરણ પામેલા તે હું જાણુતી નથી, પણ જો તેવણ જીવતા હશે તો, તેવણુને યાદ આવશે કે, જે કાળની હું કાંહાંણી કહું છું તે કાળમાં, હું મેરી વિલીયમ્સને નાંમે તેવણુની ચાકરીમાં હતી, (આજે મીસીસ મરટન મારૂં નામ છે.)"

એ રીતે ઉપલી પાપિષ્ટ સ્ત્રીની, કમકમાટ છુટાડનારી દૈત્યકથાનો છેડો આવ્યો. પરંતુ તેમાં વળગી રહેલી દુષ્ટતા છતાં, તે આખ્ખી કથા ઉપર સચ્ચાઇનો છાપ હતો, અને પ્રત્યેક વિગત, મીસીસ પેઇનનાં આપેલી વિગત સાથે મળતી આવતી હતી. પણ હું વિસ્મય પામું છું કે ચેસ્શામ, અને તેનાં દુષ્ટ હથ્યાર જેવા જીવડા પણ અમો પેઠે એકજ લોહી માંસનાં પેદા પડી શકે શું! અહીંયાં, આ સ્ત્રી જુવો, કે, માત્ર પૈસાનાં લોભથી એક માનવંત નિરદોષ બાનુને વરસોનાં વરસો ભુંડાં નાંમોશીભર્યા આરોપમાં નાંખી મેલી, જે વેળા તેણીનાં ભરથારને પોતાનાં અહંકાર અને નિરાશીથી, પૃથવિનાં મૂખ ઉપર અખંડ અવતાર ભટકવાસમાં કહડાવ્યો.

સર લારેન્સની એણી તરફની બેદરકારીએ એણીને ઉશ્કેરી હતી તેને એશારે, તે સ્ત્રીયે શ્વાસ છેડતાં નહિ આપ્યો હતે તો હું તેણીને, પેલા પાપી દૈત્યનાં કરતાં વધુ નીચ અને પાપી ગણુતે. તેણીએ તો દ્વેષિ વેરથી માત્ર કીધું હતું.

એ વાંચી રહેવા આગમજ રાથવેલ ઓરડામાં આવી લાગ્યા હતા. તે પત્ર મારી સોડેથી ઢંકેલી દીધું ત્યાં લગી કંઇ બોલ્યા નહિ. બાહેરની હવાએ એવણુની વ્યાકુળતા અને ખલભલાટ નરમ પાડયો હોય, અને એવણુને પાછા શાંત, ડહાપણુવાળા અને વિચારવંત કરી ઘેર લાવ્યા હોય તેવું દિસ્તું હતું.

"કેમ તમે શું ધારો છો?" તેવણે પુછયું.

"એક હલકું અસભ્ય પાપ! જ્યારે કોઇ, શેતાનની કિતાબમાંથી એક પાનું પસંદ કરવા બેસે ત્યારે ઘણું કરીને સારૂં ડાઘયલવાળું જોઇને લીએ. પણ આ બૈરીની કાંહાંણી ખરી હોય તેમ વંચાય છે."

"એ ખરી છે, એમાંનો શબ્દે શબ્દ ખરો છે. વેહેમીમાં વેહેમીને પણુ ખાત્રી થશે." હું બોલ્યો.

"મારા ગરીબ મિત્ર લારેન્સને પણ ખાત્રી થશે, કરી તમો ધારો છો?" રાથવેલે પૂછયું.

"મેહેરબાની કરીને મારી સાંમે તે પુરૂષને, તમારો મિત્ર કરી કહો નાં. હું એ પુરૂષને ખરો દોષવાન ગણું છું, **જો મેં,—એક પારકાએ,**—જે મેહેનત લીધી, તે, એ પુરૂષ લેતે તો, તેની બાયડીને આટલાં વર્ષ દુઃખનાં નહીં કહાડવા દેતે, એથી તેણીનો બચાવ થતે!"

"અને પોતાનો પણ બચાવ થતે, પોતે પણ આટલાં વર્ષ દુઃખમાં નહીં ખોતે—તે તમે ના ભુલી જાવો! એણીને કાંઈ નહીં તો, પોતાની નિરદોષતાનો અંતર જ્ઞાની આધાર હતો—તેણીએ ભારી દુઃખ માંહે પણ તેમ કરી શકતી અને પોતીકા ભરથારને ચાહી શકતી, પણ તે પુરૂષ તો એટલાંમાંથી પણ ગયો હતો—એટલાંથી પણ અટકેલો હતો. ફિલીપ, હું કરૂં છું તેમ—તેણીની કરશો અને કરે છે તેમ—તેણીની દયા ખાશો અને માફ કરશો!"

તેને માફ કરવાનું મને કાંઈ હતું નહીં. મને કોઈ ગેરઇનસાફ પોંહોંચાડેલો કે દુઃખ દીધું નહીં હતું; તેથી મેં ચુપકીદીમાં સંતોષ પકડયો.

"જો એ કાંહાણીને મજબુતી આપનાર, પુષ્ટિ આપનાર કાંઈ ખરી નિશાણ શોધી કહાડયે તો સારૂં." અસલી વાત ઉપર પાછું આવતાં હું બોલ્યો. "ચેરશામે પેલો પોશાક મંગાવ્યો, તેની નિશાણ શોધી કહાડયે તો, એનાં બોજમાં હુમેરો થશે."

"આપણાંથી તે નિશાણ શોધી કહાડી શકાશે?" તેવણે પુછયું.

"હું ધારૂં છું કે, તેમ કરી શકીશું; આવતી કાલે આપણે એની યત્ન કરી જોઇશું. ત્યાર પછી, હું ધારૂં છું કે, તમો સર લારેન્સની શોધમાં નિકળશો? તેવણ હમણાં ક્યાં હશે?"

"આહ! તેવણ ક્યાં છે?" તેવણ મારા શબ્દો પાછા બોલ્યા અને ત્યાર પછી વિચારવંત ચુપકીદીમાં પાછા પડ્યા. વાત કરવાનાં મિજાજમાં હોય તેમ નહીં લાગ્યા. એમાં

સંદેહ નહીં કે, તેવણુનાં વિચારો, પાછા દૂર કેથે નાસી ગયા હતા. જે દહાડાઓ ઉપર, સર લારેન્સ અને પોતે, જુવાન હતા અને એક જુવાન નાજનીન જેની જીંદગી આ રીતે પાયમાલ થઈ, તેની પ્રિતિમાં પ્રતિસ્પર્ધી હતા, તે દહાડાઓ ઉપર વિચારો દોડી ગયા હશે

મારે કેટલાંક કામ કરવાનાં હતાં, તેથી તેવણુને પોતાનાં વિચારોમાં છોડી જાણી આ [illegible] વિચાર કર્યો. ઉઠતી વેળા અરધી ફતેહ સાથ એટલું બોલ્યો કે, "કોઈપણ રીતે મારા બાપને ઈનસાફની જરા પણ સમજ હશે તો, હવે વધુવાર, કલૉડીન સાથનાં મારાં લગ્નની વિરૂદ્ધ નહીં આવશે."

"તમો શું તેવણુને એ વિષેનું કાગળ લખવા ધારો છો?"

"હા, તત્કાળ;" હું બોલ્યા—

"તમો જરા થોભો તો સારૂં, ફિલીપ. એ સઘળું છતાં, બધું નિશ્ચળ ઠરે અને સર લારેન્સની ખાત્રી થાય ત્યાં લગી, કાંઈ બનનાર નથી; તમો કાંઈ લખશો ના."

"કાંય નહીં?" તેવણુ જરા ડગડગયા અને બોલ્યા. "એક કારણુ માટે; કે, અમાંનાં મુખ્ય લોકો, જેવો એ વિષયમાં હિત્ત રાખે છે તેવા એનો નિર્ણય ઠરાવ કરે, અને તેમને એ વાત જાણીતી થાય ત્યાં લગી એ બાબદો વિષે મોહથી વાત બાહેર કહાડવાનો તમોને હક નથી."

એ વાત સામે કોઈ અપીલ નહીં હતી. માન ઉપરની વાત હતી, એવું લાગતું હતું. મારા બાપને કાગળ લખવાનું મેં મુલતવી રાખ્યું.

"તમારા જેવા જુવાન છોકરાને થોડાક દહાડાની વધુ ઢીલ પડે તેમાં કાંઇ મોટી બિસાદ નથી." તેવણુ મને સલામ કરતા બોલ્યા.

કલ્બના મુકાંમ સોડેથી પાસ થતાં મને વિચાર આવ્યો કે, હું અંદર જાઊં, અને મારાં નામનાં કાંઇ કાગળ પત્ર આવ્યાં હોય તેની તજવીજ કરૂં. સીડી ઉપર ચેશ્શામ ઉભેલો હતો; હું તેને જોઇ અચરત થયો, કારણકે મેં નિશ્ચે માન્યું હતું કે, બાકીનાં લોકોની પેઠે એ પણ બાહેરગામ ગયલો છે. હું તેની લગોલગ ગયો ત્યાં લગી તેની ઉપર મારી નજર નહીં પડી હતી. તેને પોતાનાં હાથ લાંબા કર્યા, અને હું માની શકું છું કે મને જાતાં ખરા હર્ષનો છાપ તેનાં ચેહેરા ઉપર ફરી વળ્યો. "નૉરીસ,' તે બોલ્યો. "હું એમ ધારતો હતો કે, તમોને હું કદી પાછા જોઇશ નહીં. ચોતરફ પુછપરછ કરી, અને એમ ધાર્યું જે તમો જાન્નમમાં પડ્યાછ, અથવા કેદમાં પડ્યાછ. હસ્તાલિંગન કરો, મારા છોકરા."

પછી મેં ધીરેથી અને બ્રાંતી વગર મારો જમણો હાથ પછવાડે કર્યો. ફારસ પુરો થઇ ગયો હતો. રીચર્ડ ચેશ્શામનાં આંગળાં મારા હાથમાં લેઊં તે આગમજ મારાં આંગળાં કતરાઇ જાવો! તેને મારી તરફ જોઇ અને અર્થ સમજ્યો. લગાર ઝાંખ ચેહેરા ઉપર આવ્યો.

"એવીજ તમારી મતલબ છે? તેને પુછ્યું—

"હા, એવીજ મારી પૂર્ણ મતલબ."

"તમો એનું કારણ કહેશો?" તે પોતાનાં ખુલ્લા કઠોર સાહાદે બોલ્યો.

પેલો લેખ તરતનો વાંચેલો હોવાથી મારૂં લોહી ક્રોધથી ઉકળતું હતું, તો જોકે મારી વર્તણુંક, હું આશા રાખું છું કે, તેનાં જેવીજ શાંત હતી. હું શા માટે તેને ખરૂં કારણ નહીં આપું. એ ઉપ્રાંત, એ સઘળો વખત તેને હું ઠગતો રહયો હતો, એમ તેને જણાવવા ઇચ્છતો હતો. “ખચિત, હું આપીશ, કાપટન ચેસ્શામ,” હું બોલ્યો. “તમો પુછો છો કે, હું ક્યાં હતો? હું **સરબેરી** ગયો હતો.” તેને ચમકતાં મેં જોયો. “તમો ભેદમાં બોલો છો,” તે બોલ્યો.

“તમોએ શેકસ્પીયર વાચ્યું છે?” મેં તિરસ્કારભરી રીતે કહ્યું. “જો તેમ હોય તો, ઘણું કરવું થોડાં ખાતર” એ ખેલ તમોએ વાંચ્યો છે? જો નહીં. તો હું ખુલ્લા શબ્દોમાં કહું છું કે, તમારી એકસપી મીસીસ મરટન,—મેરી વિલાયમ્સ.—માર્ણું પામી છે. અને તેણીનો મણ—કાંઈ લખેલો, અને શાહિ પુરાયેલો લેખ, લાડ રાયવેલને પોહોંચાડવા માટે મારા હાથમાં આપ્યો હતો અને આ ઘડીએ તેવણ તે વાંચે છે.”

ગ્યાસ લાઇટનાં અજવાળાંમાં મેં જોયું કે, તેનો ચેહરો બહુજ ફિક્કો મારી ગયો હતો; તેનાં પતલા હોઠ ધ્રુજવા લાગ્યા, અને પોતાની લાકડી ઉપર પોતાનો બોજો મેલી અઢેલી ઉભો.

“પણ **તમે,**” તે બોલ્યો. “**તમોને** એ વિષય સાથ શું લાગેવળગેચ, તમો **મારા મિત્ર છો?**”

“મને તમારા કાન ઊંધાડવાની રજા આપજો, કાપટન ચેસ્શામ. મેં તમો સાથ પાનાંની રમત રમી, મેં તમો માટેજ નાણાંની ખાટ ખાધી, મેં તમારી સંગત ઢુંઢી, અને એવું

દીસે છે કે, મારાથી તમારૂં દિલ બહુ રીઝવાયું, પણ એ સઘળું એક હેતુથી કર્યું હતું. મારી નેમ પાર પડી. લેડી એસ્ટમિયરની નિરદોષતા સ્પષ્ટરીતે સાબેત થશે, અને આ ઘડીથી મારા અને જે દુષ્ટે તેણીની જીંદગી નાશ્ય કીધી તે દુષ્ટ વચ્ચેનો સઘળો વેહેવાર બંધ પડશે. મેહેરબાની કરી મને પાસ થવા દો.” તેને હજી રસ્તો રોકી રાખ્યો. એક મીનીટ. પ્રત્યેક બુરા જોસ્શા જાણે તેનાં ચેહેરા ઉપર એકઠા થયા; પણ તે જીવનાશક છાપ જેવો આવ્યો તેવોજ ચાલી ગયો, અને તેની જગ્યાએ, ગમગીનીનો દેખાવ ફરી વળ્યો, જેથી હું વધુ ખિજવાયો.

“ત્યારે તમે,” તે બોલ્યો, “તમો, જેવો, મને પસંદ કરોચ કરી; મેં મૂર્ખે ધાર્યું હતું; તમો, જેનાં ઉપર, હું મૂર્ખ બની, માયા રાખતો અને વિશ્વાશ રાખતો થયો, તે, આ સઘળો કાળ મારી સાથ દગો રમતા હતા!” તે બોલ્યો.

“એક દગલબાજની શક્તિ, તેનાં પોતાનાં હથ્યારનાં પ્રમાણુ સાથજ સરખાવી શકાય!” તિરસ્કારથી એટલું બોલી ચાલી જવાની યત્ન કરી. ફરીથી તે બોલ્યો ત્યારે તેનો સ્વર મેં કદી સાંભળેલો નહીં તેવો કરડો હતો.

“એટલું જલદી નહીં, સાહેબ.” તે બોલ્યો. “સાંભળો, મારી આખ્ખી જીંદગીમાં મેં એકજ સ્ત્રીને ચાહી હતી—એકનેજ માત્ર—તેણીએ મને બાજુએ ફેંકી દીધો. એ ઉપર શું બન્યું તે તમે જાણો છો. તેમજ મેં એકજ પુરૂષનો વિશ્વાશ કર્યો, તેને મને ઠગ્યો, અને મારો વિશ્વાશઘાત કર્યો. તમો એમ સમજો છો કે, તેની સાથનો મારો હિસાબ સેહેલાઇથી ચુકશે?”

"હું જાણતો પણ નથી, અને હું દરકાર પણ નથી કરતો. મને જવા દેવો." એક મીનીટ મેં મારી ઉપર ચોકી રાખી. તેની આંખોમાંનાં દેખાવે એવી દેહેસ્ત મારાં મનમાં ઉતપન્ન કરી, કે એ અંગ ઉપર પડી કાંઇ નુકશાન પોંહોંચાડશે. મારો વેહેમ તે ચેતી ગયો, અને નિર્દયપણે હસી પડયો.

"નહીં મૂર્ખ, હું અહીંયાં તુંને નહીં મારવાનો. તું મને પગ તળે કચડી નાંખે. તમો એક ગ્રહસ્થ છો, હું ધારૂં છ?"

"હું એમ ધારૂં છ." હું બોલ્યો.

"ત્યારે, તમોને એક જુઠ્ઠો નામર્દ કહું તો બસ પડશે, તમો ચાહાતા હોવો તો, કોઇની સામે હું તમોને એમ કહું!"

મેં પોતાને અંકુશમાં રાખ્યો, અગરજો તેનો ટોટો પીસવા હું ઉત્કંઠિત હતો.

"એ બસ છે," હું બોલ્યો.

"તમોને મારી સાથ સમાગમ કરવા બાહેરગામ લાવવાને એટલું બસ પડશે? જો, નહીં તો, કોઇ પણ જાહેર જગ્યામાં આવી, તમારાં મોંહ ઉપર થુકાશ!"

તેનાં શબ્દોએ અને રીતભાતે, મારી તમામ બુરી લાગણી ઉશ્કેરી. કમભાયગે, હું 'ડયુએલ' ખુણુ તરીકે નહીં લેખી શકાય એવે વયે પુગેલો, અને તેવા સ્વભાવનો હતો. મારાં કામથી ચેસ્શામની બદી અને કીનો બાહેર પડયો, તે ચેસ્શામ જાણશે ત્યારે શું બનશે તેનો કોઇક ખ્યાલ મારાં મનમાં હતો; તેને ઠગ્યા પછી, એ જુની રૂઢીનો સંતોષ તે મુજ પાસથી માંગશે, એમ હું જાણતો હતો. વળી

એ ઉપ્રાંત, જગમાં કોઇ મને નામર્દનું નામ નહીં આપવું જોઇયે; અને આ છેલ્લા અવમાનથી, જેઓ તે મને મારી નાંખવાને આતુર હતો, તેવોજ, હું પણ, તેને મારી નાંખવાને આતુર બન્યો. તેથી, મેં કહ્યું :—

"કોઇ પણ વેળાએ, હું તમારી સેવામાં હાજર રહીશ, કાપટન ચેસ્શામ. પણ, એવી બાબદોનો અનુભવ મને ન હોવાથી એની સઘળી ગોઠવણ તમારે કરવી પડશે."

"જ્યારે હું તેડું ત્યારે તમો આવશો ?" તેને ઘાતકીપણે પુછ્યું.

"ખચ્ચિત," હું બોલ્યો.

"તેમજ થવા દેવો; હું આવતી કાળે મોનાકો જાવું છું; હું ત્યાં તજવીજ કરી, એક સરસ જગ્યા નક્કિ કરીશ—સો વસા આપણને ફ્રેંચ મુલકમાં જવું પડશે. હું ત્યાંથી લખીશ."

સલામ કરી સીડી ઉપરથી ઉતરી ચાલ્યો. હું નવાઇ અને વિચિત્ર લાગણી સાથ કલ્બમાં પેઠો. એવી લાગણી સાથે કે, કદાચ હવે હું એક પખવાડયુંજ જીવવાનો હોઇશ. ચેસ્શામની ફીનાંખોર આંખો મને કહેતી હતીકે, જો તેને કબુલાત આપેલાં સ્થળ ઉપર મેલાપ થશે તો, મારી જીંદગીની દોરી કાતરી નાંખવાને એનાંથી બનતું સઘળું, એ દુષ્ટ કરશે.

એ પછી હું મારે ઘર ગયો, અને કલૉડીનને એક લાંબું પત્ર લખી કહાડયું.

---

## પ્રકરણ ૨૫ મું.

## સર લારેન્સ એસ્ટમિયર.

મેં લાંબી મુદ્દતથી, ક્લૉડીન વિષે કાંઇજ નહીં—અથવા ફગરસ ૪ કહેલું છે; કારણકે, એ કાંઇ પ્રેમ–કથા નથી. ખરેખર, એ કાંઇ આપણાં પ્રેમની કાંહાંણી નથી. અદ્યાપિ, એટલું તો મારે કહેવું ઘટે છે કે, મારી ગેરહાજરીમાં આપણાં વચ્ચે નિત્ય પત્ર ચાલતાં હતાં. મેં શા માટે સરબેરીમાં ઉતારો લીધો તેનું કારણ મેં તેણીને ચોક્કસ રીતે આપ્યું ન હતું; પણ મારાં ભલાંને ખાતર, મેં એટલું તેણીને કહ્યું હતું કે, ચેશ્શામ સાથની મારી મિત્રાચારી, **જે કામમાં હું રોકાયલો છઉં**, તેમાંનો એક ભાગ છે; જેમાં એમ કરવું મને અવશ્યનું હતું. તેણીએ, મારા શબ્દો ઉપર વિશ્વાસ લાવી સંતોષ પકડયો હતો, અને ખોલાસાની વાટ જોતી હતી. તેણીની ચેલ્ટનહામમાં, તેણીનાં બુઢા વાળી, પેલા ભયંક જનરલનાં ઘરમાં રહેતી હતી. અગરજો તેનો ક્લૉડીનપરથી હાથ ઉઠાવી નિરાલો થયો હતો, તોપણ જ્યાં લગી તેણીની પોતા સાથ પેલા જુવાન લુચ્છાને નહીં લાવે ત્યાં લગી તેનું ઘર તેણીને મુબારક છે કરી કહેતો. ખરી વાત એ હતી, કે તે ઘરડા સોલજર અને તેની બેહેનને એ છોડી બહુ વાહાળી હતી. કદાપિ, એ વાત આગમજથી જાણતે તો પેલી આગલી મુલાકાત વેલાએ હું મારો મિજાજ તપાસતે.

તેથી, મેં એક લાંબુ કાગલ કલાડીનને લખ્યું. મારી સાંમે આવી ધુરકતા ભયભર્યા દહાડાનો વિચાર મનમાં તાજો

હોવાથી એક અસાધારણ વાહાળભર્યું પત્ર લખ્યું. તે કાગલ ગમે એટલું લાંબુ હતું, પણ એ વાર્તાને લગતી વાત 'તાજા કલમ'માંજ લખી હતી. તે એટલુંજ કે, વીસ વર્ષની વાત ઉપર લેડી એસ્ટમિયરમાં લુગડાં સીવનારનું નામ મને ટેલીગ્રાફથી જણાવે. કલાડીન પોતેજ, એવી માંગણીનું મહાત્વપણું સમજશે કરી મેં એનો કસ્સો ખોલાસો નહીં કર્યો. બીજે દિને બપોરે ટેલીગ્રામ આવ્યો. "હમેશાં, એકજ જણ, માડામ બિયાનચી; રીજેન્ટ સટ્રીટ." હું રાથવેલની શોધમાં નીકલ્યો, અને આ અંજાણી જગ્યામાં મને જે શોધ કરવા જવું પડેચ ત્યાં મારી સાથ આવવાની તેવણને અરજ કરી.

તે મહત્વ લુગડાં-બનાવનારની દુકાને ગયા. તે સ્ત્રીઓનાં પોશાકનાં ગુપ્ત મુલુકને ખુલ્લું કરનાર કાચનાં બારણાં ઉઘડતાં અને અંદર પાસ થતાં, આપણે બેચેન થવા લાગ્યા, અને ભયંક શરમમાં પડયા. મેં આગ્રહ કરી કે, રાથવેલજ પુછપરછ ચલાવે. તેવણની મોટી ઉમર, વાતને બોજદાર કરશે, અને વિશ્વાસ જીતશે. તેવણે આનાકાંણી સાથ કબુલ કર્યું, અને બાડે દોડે અતરાફ નજર ફેંકી હીસાબની મેજ પાછળ બેઠેલી કન્યાઓમાંની એકને અરજ કરી પુછયું કે, માડામ બિયાનચીને આપણે મલી શકશું ?

"માડામ કોઇ મુખ્ય કામમાં રોકાયલાં છે; શું તેવણે તમોને મલવાનો વાયદો કરેલો છે?" તે જુવાન કન્યાએ સવાલ કર્યો, અને બારીક નજરે દેખવા લાગી. એમાં કાંઈ સંદેહ નહીં, કે બે મોટી વયનાં પુરૂષોનો આવી દુકાનમાં દેખાવ આપવો, એ અજબ સરીખું, અને આગલ કોઇ દિને એમ બનેલું ન

હોવું જોઇએ. "આપરે વાયદા ઉપર આવેલા નથી."

"ઓ ! ત્યારે તો તમો ક્યા રે માડામ બિયાન્ચીને મલી શકશો, તે કહેવાઇ શકાતું નથી." એવો જવાબ મલ્યો.

"ત્યારે તો આપરે વાટ જોતા હોબીશું—કારણકે, આપરૂં કામ બહુ અગત્યનું છે." આપરે જવાબ દીધો.

આપણને ખુરશી આપવામાં આવી અને આપને લગાર દલગીરીમાં બેઠા, જાણે પાણીમાંથી બાહેર નીકળેલી માછલી જેવા લાગતા હતા. દુકાનમાંની બાનુઓ સઘળી આપણને વેહેમની નજરે જોતી. રાથવેલે પોતાનાં હાથ જેબમાં ખોસ્યા, પણ લાંબા કર્યા, અને જેમ બને તેમ ચેનભર્યો દેખાવ આપવા લાગ્યા. પણ તેથી કાંઇ ફાયદો થયો નહીં, જાણે આપણે અપરાધીઓ અથવા દૂષિત કરનારા હોઇયે તેવું આપણને લાગતું. આપણો મનનો સંતાપ અધુરો હતો તે પુરો કરવા ખાતર બે અથવા ત્રણ બાનુઓ, આપણી સોડેથી આવતી જતી, અને પાસેથી જતાં આશ્ચર્યકારક આંખોએ આપણને જોતી.

"આ બહુ ભયંકર થઇ લાગ્યું છે, ફીલીપ." રાથવેલ ધીમે સાહાદે બોલ્યા.

"તેમજ છે ખરૂં ! શું કર્યે ?" મેં પુછ્યું.

"હું નથી જાણતો ; આપણે 'બેલીફ' છૈયે કરી પેલી છોડીઓ સમજતી દિસે છે. તમો એ રીતે પેલો ઝભો જોયા ના કરો. ટીપ લેવાનું મંડાણ કર્યેચ કરી એ લોક સમજે છે. તમો જઇને એક પેટી-કોટ કે ટોપી નહીં ખરીદ કરી

શકો." તેવણુ જરાવાર થોભી બોલ્યા. "માત્ર દેખાડવાને કે, આપણે આબરૂદાર ગ્રહસ્થ છીયે ?"

જો લગ્નનાં લુગડાં માટે કોઇ પ્રાથમિક હુકમ આપું કે, ખરીદ કરૂં તો, કલૉડીન ચિડાય તો નહીં ?" મેં હસીને પુછ્યું.

"પ્રભુ ખાતર, કાંઇ પણ સુઝે તે કરો!" તેવણુ બોલ્યા.

"તમારૂં નામ માડામને મોકલો; લાર્ડ ને તેણીની મજા વિનાં રહેશે નહીં." મેં સુચવ્યુ.

"હું યત્ન કરી જોઊં છું," તેવણુ ઉદાસીથી બોલ્યા; અને બીહીતા બીહીતા પ્રમુખ દેખરેખ રાખતી દેવીઓમાંની એકની સોડે ગયા. નામનો જાદુ ચાલ્યો ખરો. સંદેશો મોકળવામાં આવ્યો, અને થોડીજ વારમાં આપણે માડામ બીયાનચીની હાજરીમાં જઇ લાગા. તેણી કાળી આંખની ચંચળ સ્ત્રી, ભભકાવિનાના પણ કિમતી લેબાસમાં હતી. તેણીનાં હાથ જે માસનાં ભરેલા હતા, તે હમેશાં ઝભાની કલ્પીત કરચલીયો જાણે સમારતા હોય તેમ હીલચાલ કર્યા કરતા હતા. તેણીયે આપણુને મેહેરબાનીભર્યો અને લાયકીવાળો અવકાર દીધો, પણ પોતાની ઝિંદગીની ઉંચી સ્થિતિથી પૂર્ણ વાકેફ હતી, તેમ સ્પષ્ટ દેખાઇ આવતું. અમીરાઇની પદ્દિતો અકસ્માતિક જન્મથી જાણે એક માણસને મળે છે, પણ એક માહાન પોશાક બનાવનારને પદ્દિ મળેછ તે જાણે આકાશ ઉપરથી ઉતરેલી બક્ષેશ છે.

આ જાણ કર્યા વગર આપરે આવ્યા, તે માટે મારી ચાહી આપણી તેમ કરવાની મતલબ કહેવા માંડી. એટલુંજ કે

કોઇ ચોક્કસ સાલની એક ચોક્કસ તારીખે, એક ગ્રહસ્થે, લેડી એસ્ટમિયરની બરોબરનો જોડયો પોશાક એ દુકાનથી તૈયાર કરાવી મંગાવ્યો હતો, તે અમો તહકીક કરવા માંગતા હતા.

"મારાં પુસ્તકો તે દેખાડી આપશે." તેવણુ બોલ્યાં અને કોઇ ચોક્કસ પુસ્તકો લાવવાની આગ્ના આપી. એક પછી એક પાનું ઉતાવળે ઉઠલાવા લાગ્યાં. એકાએક, આંગલું એક પાનાં પર ઉભું રહી ગયું. "તે આ હોવું જોઇયે. આ ફ્રરમાસનાં કેતાબમાં તે નોંધ લેવાઇ છે;" તેવણુની તર્જની જ્યાં અટકી હતી ત્યાં આપણે જોયું અને નીચે મુજબ વાંચ્યું.

"મી૦—લેડી એસ્ટમિયર જેવોજ અડધયો પોશાક. આવતા સુક્રવાર સુધીમાં તૈયાર રહેવું; દામ આગળથી ચુકવી આપ્યું છે."

"આ નોંધ વાંચતાં મને તે વાત યાદ આવેચ," માડામ બોલ્યાં. એક ગ્રહસ્થ આવ્યા અને મને કહેવા લાગ્યાં, કે તેવણુની ધણીયાંણી તે બાનુનાં પોશાકથી એવી છકડ થઇ ગઇ છે કે, તેના જેવોજ પોશાક તેણીની માંગે છે. મેં તેમ કરવાની હરકત લીધી, કારણકે એકજ પ્રકારનાં બે પોશાક કરવાની અમો ઝાઝી દરકાર રાખતાં નથી; પણ તેને હઠ લીધી કે, તેની બાયડી પરદેશ જનાર છે, બલકે તે નીકલી પણ ચુકી છે, તેથી લેડી એસ્ટમિયરનાં જભાનાં માપથી બનાવવો, અને જો જરૂર પડશે તો પાછળથી તેમાં ફેરફાર કરશે."

"તેને પોતાનું નામ નહી આપ્યું?" અમોએ પુછ્યું.

"આપ્યું હોય તેવું લીસતું નથી—પણ તેની કાંઈ જરૂર નહીં હતીની! કારણ કે તેનું દામ તેને આગળથી ચુકવી આપ્યું હતું."

આપણુને જોઇતું હતું તેટલું આપણે જાણ્યું. કોઇ પણ વેળા માડામની ચોપડીની તપાસ, મીસીસ મરટખની, પોશાકને લગતી બિનાની સચ્ચાઈ સાબેત કરવાને બસ હતું. તેથી માડમને તેવણુની સભ્યતા માટે હેશાંન માંની દુકાન છોડી ચાલ્યા.

"એ જગ્યા," કાચનાં બારણુાંથી બહાર નીકલતાં રાથવેલ બોલ્યા. "અને એ કામ એવું છે કે, કુમારા પુરૂષને જનમમાં એકજવાર કરવાની ફરજ પડેચ." હું તેવણુ સાથે તેવણુને હોટેલ ગયો, જ્યાં મેં એવણુ સાથ નાસ્તો લેવાની કબુલાત આપી હતી.

"હવે," હું બોલ્યો. "મારૂં કામ પુરૂ થયું, બાકીનું તમારૂં કામ છે."

"તમો ગઈ રાતે તમારા બાવાને કાગલ નથી લખ્યું ?" તેવણે પુછ્યું.

"ખચિત નહીં—તમોને મેં કબુલાત આપી હતી."

"ત્યારે આ બિનાંથી તેવણુને જાણીતા કરવા ઇચ્છો છો ?" તેવણે પુછ્યું.

"જેટલું બને તેટલું વેહેલ્લું." મેં ઉત્તર દીધો.

"ઠીક છે; મેં મારો વિચાર પાછો ફેરવ્યો છે." રાથવેલ બોલ્યા. "તેવણુને જણાવવું બેહેતર છે. હજી તેવણુ ડેવનશાયરમાંજ છે ?" તેવણે પુછ્યું.

"હા; તેવણુનું કાગળ મારી વાટ જોતું ગઇ કાલે મારે હાથ આવ્યું."

"ત્યારે પેહેલ્લે તમારૂં કામ પુરૂં કરીશું. આપણે કાલે ટૅાર-ઉડ જઇશું."

"તમો આવશો શું?" મેં અજબ થઇને સવાલ કીધો.

"અલબત હું આવીશ. તમોને મારી જુબાંનીની—સાક્ષીની જરૂર પડશે. વળી એ ઉપ્રાંત જ્યાં લગી આ પત્ર લારેન્સ એસ્ટમિયરનાં હાથમાં નહીં મેલું ત્યાં લગી મારાં કણેથી ખીસાડનાર નથી."

મારાં કામમાં આવી કાળજી રાખવામાં લાર્ડ રાથવેલની બહુ મેહેરબાંની જોઇ, અને તેમ મેં તેવણને કહ્યું.

"તમો મારો હેશાંન ના માનશો, ફીલીપ. અને કાલે પેહેલ્લી ટ્રેને ઉપડી જવા તૈયાર થઇ રહેજો."

તેવણે સુચવ્યા મુજબ આપણે પેહેલ્લી ટ્રેને ઉપડયા, અને સેવટે માઇનહેડ પુગતાંજ એક ગાડી લીધી, અને ટૅાર-ઉડની નજદીકમાં ઉતર્યાં. ત્યાર બાદ ગાડી પાછી મોકળાવી દઇ, લીલોતરીની ટેકડી ઉપરથી આપણી નિર્મિત જગ્યા તરફ ચાલવા માંડયું. એ મુસાફરીએ આપણો બહુ વખત ખાધો, તેથી ટૅાર-ઉડ પોંહોંચતાં આપણને રાત પડી. એ મુસાફરીનો છેલ્લો ભાગ ખુશીભર્યો નહીં હતો. રાથવેલ કોણ જાણે કિયાં કારણે ઉદાસીભર્યા મિજાજ અને ચુપકીદીમાં પોતાને લપેટયા હતા. જવલે મારા કોઇ સવાલનો જવાબ મળતો, તેથી સેવટે વાતચીત ટકાવી રાખવાની સઘળી પ્રયત્નો મેં મુંકી દીધી.

"પ્રભુનાં શુક્ર! આખર ઘર આવ્યું!" ટૅાર-ઉડની સીમાની આકૃતિઓ નજરે પડતાંવાર હું બોલ્યો. "મારે કહેવું જોઇયે

કે, માઇનહેડ છોડયા પછી તમો ખરેખર રમુજી અને હસમુખા સોબતી થયા હતા."

"હું વિચાર કરતો હતો કે, આપણે કેમ પાછા ફરીશું" તેવણુ બોલ્યા.

"કેમ? આપરે હોડીમાં બેસી નિકલશું, નહીં તો ગાડી મલે ત્યાં લગી ચાલીશું." હું બોલ્યો.

"તમો મારો અર્થ સમજતા નથી." તેવણુ બોલ્યા.

"કીયો અર્થ? તમો તો ખુલ્લું બોલ્યા."

"પરવાર નહીં; આગલ ચાલો, અંધારૂં થતું જાયેચ, અને તમોને રસ્તો ખબર છે."

હમણાં હમણાં તેઓનાં શબ્દો મને ભેદભર્યા અને મર્મવાળા લાગતા. આપણે ઘરનાં મોટાં બારણાં લગી પોંહોંચ્યાં અને ઉભો ચઢાવદાર બગીચો પાસ કીધો. પુસ્તકખાનામાં દીવો બળતો હતો અને બારીનાં પરદા ઢાંકેલા નહીં હતા. મેં બારીમાંથી જોયું અને મારા બાવાને વાંચતા બેઠેલા દિઠા. તેવણુનો સોહામણો બુદ્ધિવાન ચેહેરો આવો ઉદાસી અને વિચારભર્યો નેહાળતાં મારૂં જીગર તેવણુભણી ઉછળયું. તેવણુનું સુનકાર એકાંતવાસનું ચિત્ર જોતાં, મને કેહતાં શરમ નથી આવતી કે, મારી આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, અને એક પળવાર મને લાગું કે મારા હૃદયમાં કલૉડીન બીજી પાયેરીની જગ્યા રાખે છે. પણ હું જાણુતો હતો કે, એ ખ્યાલ એક પળભારનોજ છે. હું ફરી ગયો.

"એક મીનીટ ચુપ રહો." લાર્ડ રાથવેલ જેવો મારી પાસે ઉભેલા હતા તેવણુ બોલ્યા. "એક થોડોક વખત કાંઇ છંછેરો નાં, એમજ મને એવણુને જોવા દેવો." કદાચ તેવણે ઈરાદો રાખ્યો હતો તે કરતાં મોટે સ્હાદે બોલ્યા હોય તે સ- ભલાયો, કે કાંકરા ઉપર મારાં પગલાંનો અવાજ સાંભલ્યો કે શું. મારા બાવાએ પોતાનું માથું ઉપર ઊંચકયું, અને બેઠક ઉપરથી ફીરી બારી આગળ આવ્યા, અને બારી ઊંધાડી.

"કોણુ છે?" તેવણે પુછયું.

"હું છું, બાવાજી."

"ફીલીપ, મારો દીકરો!"

"બીજુ કોણુ છે?"

"લાર્ડ રાથવેલ છે, બાવા." હું બારીની અડોઅડ ઊભો હતો, અને જવાબ દેતી વેળા, મારો હાથ, મારા બા- વાનાં હાથમાં હતો. હું આતુરતાઈથી તેવણુનો મુખડો ટીક- તો હતો. મારા સોબતી કોણુ હતા, તે કહતાં, તેવણુનાં મુખ ઉપર એક અચરતં સરીખો દેખાવ આવયો, તે જોતાં હું અજબ થવા લાગ્યો. તેવણે મારા હાથમાંથી પોતાનો હાથ ખેંચી લીધો.

"તમો બધે મુબારકછો!" તેવણુ બોલ્યા. "હું બારણું ઊંધાડુંચ." થોડીજ પળમાં હું તેવણુનાં પાસામાં ભરાયો. મને બાવાએ છાતીસે વળગાવ્યો, અને લાર્ડ રાથવેલ સાથ જોશ્શાભેર હસ્તાલિંગન ર્ક્યા. મારા સોબતીને સારો અવકાર મલશે કે નહીં, તે જે મને વેહેમ કે ડર હતો તે તરત ની-

ફલી ગયો. એ બે પુરૂષોની વચ્ચેની ભેગોપાળ બહુ હેતભરી હતી. આપણી લાયક ધરડી મીસીસ લીને અચર્તીમાંથી મોકલી થતાંજ, તેનાથી બની શકતું શ્રેષ્ઠ ભોજણ તૈયાર કરવાનો હુકમ થયો. એ પછી, મુસાફ્રીનાં ડાઘો ધીટાડવા આપણે આપણાં ઓરડામાં ગયા. મેં લુગડાં બદલ્યાં, અને મારી બારી ઊંધાડી બાહેરનો દેખાવ જોવા લાગ્યો. નીચે સમૂદ્ર-કાંઠા ઉપર મારતા મોજાનો જુનો અવાજ, હજારો યાદી મારાં મનમાં પાછી તાજી કરતો. તાજી દરીયાઈ-લંપટ મને શક્તિ અને કુવત આપતી દીસી. "નિંદાને," હું મનસે કહેવા લાગ્યો, "આ જુતું જંગલી એકાંત ધર સઘળી તેની સુનકારી સહિત મને બહુ વાહાળું છે." એજ વિચારમાં ગુંટાયલો હતો તેટલાં મારાં ગળાં અતરાફ એક હાથ લપેટાએલો મને લાગ્યો. એ મારા બાપનો હાથ હતો; તેઓ ગડબડ વિનાં અંદર આવ્યા હતા, અને મારી સોડે ઉભા હતા.

"આપણી આ એકાએકની ભેટે તમોને અચર્ત કર્યા હશે ?" હું ખુશ મિજાજથી બોલ્યો.

"નહીં; હુ તમોને જોવાની વક્ર રાખતોજ હતો. મને લાગતું હતું કે તમો આવશો."

"મેં તમો તરફ્ શરમભરી રીતે બેદરકારી રાખ્યા કરી હું બીહુંચ." મેં ઉદાસપણે કહ્યું.

"નહીં; તેમ નહીં; તમો મને ચાહોચ, ફીલીપ ?" તેવણે મને એકદમ અને ગંભીરપણે સવાલ કર્યો.

"તમો જાણોચ બાવા, કે હું તેમ તમોને ચાહુંચ. એક વિગેરે બીજી કોઈ પણ પ્રકારે એ સાબેત કરી આપવા ચાહુંચ." મારા

બાપે નિસાસા મુકી. મેં પુરતી વકી રાખી હતી કે, કલૉડીન સાથ સંબંધ તોડી નાંખવાની બીજી એક વિનંતી એવણુ કરશે. પણ નહીં.

"જો હુ મરણ પામું તો તમો સર્વેદા હેતથી મને યાદ કરશોની, મારા દીકરા?"

મેં તેવણુનો મુખડો અજવાળાં ભણી ફેરવ્યો, અને સારી પેઠે તપાસવા લાગ્યો. ઉદાસાભર્યો મુસકરાટ તેવણુનાં હોઠો ઉપર ભમતો હતો.

"શા માટે એવું બોલોચ?" હું પોકારી ઉઠયો. "ખચ્ચિત તમો માંદા તો નથી?"

"નહીં, હું માંદો નથી, ફીલીપ. વરસોથી હતો તે કરતાં આજે વધુ જોરાવર અને બેહતર છેઊં."

"ત્યારે એવી ઉદાસીભરી વાતો કાંય કરોચ? મારા વાહાળા બાવા, તમો ઉદાસી અને એખલવાસથી ભાંગી ગયા છો. એમા કાંઈ અજબ નહીં; આ રીતે તમો એખલા રહ્યા છો. હું અને રાથવેલ તમોને પાછા તમારૂં દિલ રીઝવી ખુશ કરીશું."

"હા, તમો અને રાથવેલ મારૂં દીલ રીઝવજો. હું તેવણુને હેઠલ ઉતરતાં સાંભળુંચ. તમો તૈયાર છેઓ?" મેં મારા હાથ તેવણુનાં હાથમાં સેરવ્યા, અને બંધે જણુ એજ રીતે જમવાનાં ઓરડામાં દાખલ થયા.

"તમોને આવતાં જોઈ ખુશી થયો." રાથવેલ પોકારી ઉઠયા. "હું બહુ ભુખ્યો થયો છું, પણ મીસીસ લી ઉપર મને હદ દિનાંનો વિશ્વાશ છે. 'ડેવન-શાયર' ની લીલોતરી-

બોતી, અજાયબ જેવી ભુખ પેદા કરનારી હવા છે!"
તેવણ ખુશ લેહેરથી એ સઘળું કહેતા હતા; પણ કેમ એ
કરીને તેવણની આ વેળાની ખુશ લેહેર તાંણી તુસી લાવેલી
હોય, તેવું લાગતું હતું. મારા બાવાએ પોતાનાં પરોણાંના આ
ખુશ બકારાનો કાંઈ ઉત્તર વાળ્યો નહીં. તેવણે મને પોતાની
કીલીનો ઝુમખો આપ્યો,—"હેઠલ ભોંયરાંમાં જાવો, ફીલીપ.
'શમપીન' અને થોડું 'લાફીટ' લઈ આવો. ક્યાં મેલેલુ
છે, તે તમે જાણોચ." તે બાટલીઓ લઈ પાછો આવતાં,
ખુલ્લે ખુલ્લું જણાયું કે, મારા આવ્યાથી એ બે પુરૂષો
વચ્ચેની તકરાર બંધ પડી. એનાં છેલ્લા શબ્દો મારા સાંભળવામાં
આવ્યા. રાથવેલ બોલતા હતા:—

"હું સોગંદ લેઊં છું કે, કયામતનાં દિન લગી મને થોબવું
પડે તોપણ ચિંતા નહીં, પણ તમારે મારી વાત સાંભળવી
પડશેજ."

એ ઉપરથી ખુલ્લુ દેખાતુ હતું કે, તેવણે આપણી આ
ભેટની મુખ્ય હેતુ કહેવાની શરૂઆત કરી હતી. પણ મને
ફિકર પેદા થઈ કે, જેવું ડહાપણ વાપરવાની જરૂર હતી,
તેવું એવણે વાપર્યું નહીં હતું. મારા બાવા આવા રોબીલા
શબ્દો સહન કરે તેવા પુરૂપ નહીં હતા. ભોજણ અમોએ
લીધું તે બહુ ચુપકીદીભર્યું અને શોકાતુર હતું. મારા બાવાએ
આગમજનુંજ ભોજણ લઈ લીધું હતું, અને રાથવેલને તેવ-
ણુનાં કહ્યા મુજબ, કકડતી ભુખ લાગી હતી, પણ બહુ
કગરસ ખોરાકે તેવણની ભુખ શાંત પાડી હોય તેવું લાગ્યું.
ખોરાક અને દારૂ સઘળો જાણે મારી એખલાની પાંતીએ

પરીસાયો હતો. બાવા પોતાની દાહાડીનાં બાળ સમારતાં વિચારમાંજ અમો આગળ બેસી રહ્યા હતા. મને નિશ્ચે લાગ્યું કે, મારા હિમાયતીની તાવળે મારૂં કામ બિગાડયું હતું. સેવટે મારી ભૂખ તૃપ્ત થઈ. મારા બાવાએ 'કલારેટ,' (દારૂ) રાથવેલભણી હકેલ્યો. તેવણે લેવા ના પાડયો.

"તમો ચીરૂટ પીયો ?" મારા બાવાએ પુછ્યું.

"હા; પુસ્તકખાનાંમાં, તમારી સાથે." રાથવેલે ભેદમાં ઉત્તર દીધો.

"તમોએ નક્કિજ ઠરાવ કરયોચ?" બાવાએ પુછ્યું.

"પુરો." રાથવેલે ઉત્તર દીધો.

"જો હું તમોને અવમાન કરૂં તો મને છોડી જશો ?" બાવાએ પુછ્યું.

"તમો અવમાન કરી શકનાર નથી. યત્ન કરવામાં ફાયદો નથી." મારા બાવા ઉઠયા; તેવણનું કપાળપર નાખુશી અને ક્રોધની કરચળી વલી હતી. હમણાંનો તેવણનો ચેહેરો જોતાં હું જવલે માની શકતો કે, એજ પુરૂષ થોડી મીનીટ ઉપર, તે હેત સારૂં કાકલુદી કરતા હતા, જે હેત અને હેશાંન ઉપર તેવણનો પુરો હક હતો.

"ચાલો, ત્યારે." ટુંકમાં અને રોફથી તેવણ બોલ્યા અને અસભ્ય રીતે ઓરડો મેલી ચાલી ગયા. હું મારી ખુરશી ઉપરથી અર્ધો ઉઠયો. "હું તમારી સાથે હોવું તો સારૂં." હું બોલ્યો. રાથવેલે મને પાછો હલુસેલી દીધો. "મને તમારી જરૂર પડે ત્યાં લગી અહીંયાંજ થોભો. અને ફિલીપ,

સાંભળો—જો તમો કોઈ દિન દુવા માંગતા હોવો તો—આજે દુવા માંગો, પ્રાર્થનાં કરો, કે કોઈ રીતે પણ આજની રાત ભયંક્ર સ્મરણકાળ થાય નહીં."

મને અજાયબીમાં ગરક થયલો મેલી ચાલી ગયા. તેવણુને અને મારા બાવાને બંધેને એવી વ્યાકુળતા, ધબરાટ અને ઉદ્વેગમાં પડેલા દીઠા, કે જે મારાં કામમાં કાંઈ જરૂર જેવું નહીં દિસ્તુ હતું. લાર્ડ રાથવેલ મારે માટે ફાકલુદી કરવા અને સમજાયશી આપવા ગયા હતા, પણ એવાં વકીલાતપણાંમાં એવણુને સારી માહિતી નહીં હતી, કરી મને જણાયું. કારણકે, પ્રારંભમાંજ મારા બાવાને તેવણુ ક્રોધમાં લાવ્યા હતા. ઠીક; ભવિષ્ય કાળે મારૂં કામ મારે પોતાનેજ કરવું પડશે.

મેં ચીરૂટ સળગાવી; મીસીસ લીએ આવી ખાણુંની મેજ સાફ કીધી. તે વાલેનટાઈનની ખબર-અંતર પુછવા લાગી, અને મેં ઘણાં દિવસથી તેને જોયો નથી એમ સાંભળતાં તે બહુ નિરાશ થઈ. લાંબા વખત સુધી તેની સાથ ગપ-સપ હાંકયા કીધી. તે મને અજબ થઈ કહેવા લાગી કે, વાલેન-ટાઈનની વાત છેડતાંજ આપણું શેઠે શા માટે મને તોડી પાડી અને પછી બહુ સખ્ત રીતે હુકમ કર્યો કે ફરીથી એનું નામ મારી આગળ નહીં લીયે. અને સાથે લાગ્યો હું પણ અજબ થયો કે, મારા બાવાએ શા માટે એસ્ટમિયરનાં ઉપર એવો કટ્ટો પ્રતિકુળ વિચાર બાંધ્યો હશે. થોડાજ વખત ઉપરનાં તેવણુનાં શબ્દો હજી મારા કાનમાં વાગતા હતા, અને તેની યાદી સાથ, મેં મીસીસ લીને તેવણુની તબીયત વિશે પુછપરછ કરી, અને મને ખાત્રીથી જણાવવામાં આવ્યું

કે, કોઈ દિને એવી સારી તબિયત નહીં રહેતી હતી, એમ તેવણુ બોલ્યા તે ખરૂં બોલ્યા હતા. એ પછી, તે ઘરડો જીવડો, મને મારા વિચાર અને ચીરૂટ સાથ છોડી ચાલી ગયો.

મેં કલૅાડીન વિશેનાં ઘણાં વાર લગી વિચારો કર્યા કીધા પછી હું મનસે અજબ થવા લાગ્યો કે, પેલા બે પુરૂષ સામા ઓરડામાં એટલી લાંબી વાતચીતમાં શાનાં રોકાયા હશે. વળી મનસે વિચાર કરવા લાગ્યો, અને વિસ્મય પામતો કે, ચેસ્શામ મને ખરેખર તેડાંનું કાગળ, તેને કહ્યા મુજબ મોકળશે અને જો આપણે એવા મેલાપમાં સમાગમ થયા તો, હું **તેને** મારી નાંખીશ કે તે **મને** મારી નાંખશે! મને કાંઈ ઘણો ડર નહીં હતો. હું એક ચાતુર પિસ્ટોલ ફોડનાર હતો, અગરજો કોઈ દિને મેં મનુષ્ય જાતિ ઉપર ફોડી નથી, અને તેની મારી ઉપર પાછી ફોડાઈ નથી. પરંતુ મને મરણ પામવાની ઇચ્છા નહીં હતી. જીંદગી બહુ પ્યારી હતી. મારાં માનપરની સંહિતા જરૂર પાડતી હતી કે, એ કુસ્તી ચેસ્શામ સાથ લડવી ખરી, પણ ઘણું કરીને કંઈ નુકશાન વિનાં એમાંથી બાહેર નિકળીશ. જો; ના કરે પ્રભુ—ને તે ગોળાથી હું વિંધાઈ મરણ પામીશ તો કલૅાડીન શું કરશે? ગરીબ બાપડી કલૅાડીન! મારા બાવા શું કરશે? કેવું અજબ જેવું કે **તેવણ** મોહોતની વાત કરેચ, પણ થોડુંજ જાણેચ કે, **તેવણનાં દિકરાનું** મોહોત પાસે આવી ઉભુંચ! અને રાથવેલ? એટલું તો ખરૂં હું માનુંચ કે, રાથવેલ મને એટલો ચાહેચ કે, મારા વિંધાઈ મરવાનાં વેરમાં, ચેસ્શામને તેવણે પાછી ગોળી મારી મારી નાંખશેજ. કેવી વિચિત્ર વાત, કે રાથવેલ

જેવો એક અઢાર વયનો પુરૂષ મને આવો ચાહાતો થાય, આવો પ્યાર રાખે! એમ કાંયે હશે, તે મને અજબ લાગેચ— અજબ લાગેચ—! ત્યાર પછી, આખા દહાડાની મુસાફરીથી થાકી ગયલો મારી ખુરશી ઉપર ઊંઘી ગયો, અને બે કલાક નિંદ્રમાં પડયો. સારૂં થયું કે, હું ઊંઘયો, કારણકે, તે રાત્રે મને થોડીજ ઊંઘ મળનાર હતી.

ભોજણનાં ઓરડાનું બારણું ઉઘાડું હતું, તેથી જ્યારે કોઈએ સાંમેનાં પુસ્તકખાનાંનું બારણું ફેરવ્યું, કે તેવોજ હું જાગી ઉઠયો. મેં લાર્ડ રાથવેલનો ગંભીર અવાજ સાંભળ્યો —સ્વપ્નમાં આવતો હોય તેમ લાગ્યું;—

"તમો તમારાં માન ઉપર સોગંદથી વચન આપોચ?" તેવણુને પુછતાં મેં સાંભળ્યા. "તમો પાછા ફરો ત્યાં સુધી— હા; હું માન ઉપર સોગંદ લેઊં છું."

હું ઉઠી ઉભો થયો. પુસ્તકખાનાંનું બારણું ઢંકાતું મેં સાંભળ્યું અને રાથવેલ મારી સાંમે આવી ઉભા. એ મોટા પુરૂષની આંખો ખરેખર આંસુથી ભરાયલી હતી. તેવણુ આટલો વખત સુધી વાતમાં રોકાઈ રહ્યા હતા તે ઉપર, કોઈ હાસ્ય-જનક ઠપકો હું આપવા જતો હતો, તે શબ્દો મારાં મોંહ ઉપરજ જાણે મરણ પામ્યા. હું તેવણુને ટીકવા લાગ્યો, અને મને જણાયું કે, તેવણુનો મનોવિકાર સાધારણુ બાબદનો નહીં હતો.

તેવણે બંધે મારા હાથ પોતીકા હાથમાં ઝાલ્યા, પણ એક શબ્દ પણ બોલ્યા નહીં.

"શું છે?" મેં ઘભરાઈ પુછયું. "કાંઈ થયું?"

હજી તેવણે કાંઈ ઉત્તર દીધો નહીં, પણ પોતાની સાચ્ચી માયાળુ નેંણોએ દેખ્યા કર્યો.—

"તેવણે તમારૂં માન્યું હશે—તેમ હોવુંજ જોઈયે." હું બોલ્યો. "પુરાવો નિષ્કળંક હતો."

"તેવણે માન્યું. તેવણ ગ્રસ્ત થઈ ગયા, ફિલીપ." તેવણ બોલ્યા.

"તેવણ ખરા અને ઈનસાફી માણસ છે." હું બોલ્યો.

"સાધારણ અફવાને એવા એકદમ કાન આપવા માટે પોતાને ઠપકો દેતા હશે. અલબત તેઓ બહુ દલગીર થયાચ, પણ ગેરઈનસાફપર વાજબી ઈનસાફ આપવા માટે મગન થયા હશે."

હજી પણ રાથવેલે મારા હાથ તેમજ ઝાલી રાખ્યા હતા,—હજી મને જોતાજ રહ્યા.

"તેવણુની ખાત્રી થઈ છે, ફિલીપ. લારેન્સ એસ્ટમિયર જાણે છે કે, તેવણુની બાયડી નીરદોષ છે." તેવણ બોલ્યા.

"લારેન્સ એસ્ટમિયર! મારા બાપની વાત તમે કરોચ કેની?"

"**તમારા બાપજ.** ફિલીપ, ફિલીપ! શા માટે તમોને પુત્ર તરીકે મેં ચાહાયો, તે તમે જાણોચ? એ કામ **સરંજામ** પોંહોંચાડવાની **તમારીજ** સરજત છે કરી હું કાંય **કહેતો!** શા માટે મેં **કોઇ યત્ન** બકાત નહીં રાખવા—**પ્રતિષ્ઠાની પણ** દરકાર નહીં કરવાને મેં ફરમાવ્યું, ખરી વાત જાણવાને—શોધી કહાડવાને **એક** અપરાધ વિનાં, **બીજું કાંઇ પણ**

કરવામાં પરવા નથી, એમ મેં કહ્યું? હું કહું તમોને? તમો સહન કરી શકશો?"

હું મુશ્કેલે શ્વાસ ખેંચી શકતો હતો. મારાં નેત્રો તેવણનાં નેત્રો ઉપર ખોબી ગઈ હતી.

"કારણકે," તેવણે બોલવું જારી કર્યું. "**જેણીને હું ચાહાતો હતો,—અને જે પુરૂષને હું ચાહાતો હતો,**—તેમનાં **વડા પુત્ર તમો** છેઓ. કારણકે, વિલીયમ નૅારીસ, તમારા પિતા, તમો જેને ઠપકો દેવો છો, અને દોષવાન કરો છો, તે પુરૂષ—લારેન્સ એસ્ટમિયર છે!"

ખરો ભેદ મારી આંખો સાંમે વિજલી પેઠે ચમક્યો; તે ખરી હકિકત રેલની મિસાલે મારાં મન ઉપર ધસી આવી. એવી રેલ, કે તેની સાંમે કોઈનું માથું કે અક્કલ ટકી નહીં શકે, કે ટક્કર લડી નહીં શકે. એક પળમાં—બળકે તેથી પણ ઓછા વખતમાં, મારી આખી જીંદગી એકઠી મલી હંડસેલા ખાતી લાગી. મેં સઘળું જોયું, અને સઘળું સમજ્યો. મારી હાલત, એ વેળાએ અજાયબીમાં ડંગ થયલી નહીં હતી; માત્ર, એક ભયંકર ભેદનો પરદો એકાએક ઊઘડી ગયો હોય તેમ હતું. તે ખરી બિનાં, અને તે સાથેજ લાગલા ઉતપન્ન થયલા વિચારોની હાર, મારાં ભેજાં ઉપર ફરી વળી. અંગનાં બળમાં, અને હું માનુંચ કે, મનનાં બળમાં પણ, હું બળવાન હતો; પણ આ તો, શરિર કે મન સહન કરી શકે તે કરતાંને વધુ થઇ ગયું. જન્મમાં **પેહેલ્લીજવાર**, અને ઉમેદ રાખુંચ કે, **છેલ્લીજવાર** હું બેશુદ્ધ થઈ પડ્યો.

## પ્રકરણ—૨૬ મું.

## પુર્વ હક કોણનો? એ સવાલ છે.

હું તરફડયાં મારતો પાછો શુદ્ધિમાં આવ્યો, અને આવતાંજ લાર્ડ રાથવેલને, મારી આગળ મોંહપર પાણી છાંટતાં ઉભા રહેલા દીઠા. મારી આંખ ઊઘડતાં જોઈ દારૂનું ગ્લાસ ભર્યું અને મારી આગળ લઈ આવ્યા. એભાણીપણાંમાં ઓટી લીધું અને પછી આયાસથી ઉઠી ટટાર થયો. મારાં મનનો સર્વોપરી ખ્યાલ એજ હતો કે, લેડી એસ્ટમિયર મારી માતા છે. હું ઉઠી બારણાં તરફ ચાલવા લાગ્યો. રાથવેલ મારી પાછળ આવી મારો હાથ પકડયો.

"તમે ક્યાં જાવોચ?" તેવણે પુછયું.

"હું મારાં માયપાસ જાઊંચ, હમણાંજ—આએ ઘડી."

"બેસી જાવો, ફિલીપ. બેઅકલી નાં થાવો. તમો કુદરતી રીતે ઘાભરા થઇ ગયાચ. તમારૂં મન સ્વસ્થ કરવાનું યત્ન કરો."

"હું કેહુંચ કે, મારી માય આગળ જાઊંચ. તમે કોણ છો, સાહેબ?" મેં બોલવું જારી રાખ્યું. એ વેળાએ મારા શબ્દોનો હું જવાબદાર નહીં હતો. "તમો કોણ એવા, કે મારી માય અને તેવણનાં પુત્ર વચ્ચે ઉભા રહેવાની હિંમ્મત કરોચ? વીશ કરતાં વધુ વર્ષથી, આપણુને દગલબાજીથી વિખુટાં રાખ્યાં છે! કોઇ ફરીથી અમોને છુટાં નહીં પાડી શકશે."

રાયવેલ, જેવો અપાર મજબુત હતો, તેવણે મને એમનો એમ ખુરશી ઉપર ઢકેલી દીધો.

"સ્થીર બેસો;" તેવણુ બોલ્યા. "અને વિચાર કરવાની યત્ન કરો; દરેક બિનાં મનમાં ઉતારવાની યત્ન કરો. યાદ રાખો કે, તમારા પ્રત્યેક એવા શબ્દો તમારા બાપનાં જીગર પર નવા કારી જખમો કરશે."

"એ સઘળું મને આગમજ કાંય નહીં જણાવ્યું? એ છાનું રાખવાનો તમારો શો હક હતો?"

"સાંભળો, ફિલીપ; અથવા હવે તમોને લારેન્સનું નામ મારે આપવું જોઇયે—કેટલાંએક કારણથી તમારા બાવાનું મર્મ છુપો રાખવાને હું બંધાયલો હતો. ચેસ્શામને ગોળીથી એવણે જખમી કર્યો, તેનાં બિજા દિનથી એવણુ ગુમ થઇ ગયા. મેં દરેક સ્થળ ઉપર એવણુની શોધ કીધી, પણ મને એવણુની કાંઇ નિશાંણુ નહીં જડી. વર્ષો લગી, નાં, એવણુ વિષે કાંઇ સાંભળવામાં આવ્યું, કે, નહીં એવણુ દેખાયા. એટલુંજ હું જાણુતો હતો કે, એવણુ હેયાત છે, એટલું એવણુનાં વકીલ મી૦ ક્રેસે મને જણાવ્યું. પણુ એ પુરૂષ, પોતા ઉપર મેલાયલા વિશ્વાસ ઉપર મક્કમ રહયો, અને ઘણુાંક અંદેશા સાથે મારૂં એક કાગળ તમારા બાવાને પોંહોંચાડવાનું એને માથે લીધું. ત્યાર બાદ લગભગ બાર વર્ષ લગી એવણુ વિષે કાંઇ મેં સાંભળ્યું નહીં. ત્યાર પછી, તમો જાણો છો તેમ, અકસ્માતથી હું તમારે ઘર આવ્યો, અને તમારા બાવામાં મેં મારાં જુનાં પ્યારા મિત્રને પારખ્યો. કદાચ, તમોને યાદ હશે કે, તેવણુ કેવા દઢપણે મારી સાથેની આગલની

પિછાંણુ નાંમુકર ગયા, જ્યાં લગી હું એવો અંદેશો કરવા લાગો કે, જરારતી સરખાંપણું હોવાથી હું ઠગાયોચ. કારણુ કે, વિલીયમ નૉરીસ, જે લારેન્સ એમ્ઠમિયરજ ગણાયે તો, તેવણુ દેખાવમાં બહુ બદલાઇ ગયા હતા. જેવો હું નાંરાજીથી જવા સારૂં સલામ—અકામ કરવા ઊઠયો, તેવુંજ મને યાદ આવ્યું કે, હમો છોકરાઓ હતા. તે વેળા, એવણુનાં હાથને જખમ થયો હતો, તેનું ચાકુ રહી ગયેલું હતું; મેં તેની શોધ કરી અને તે મને જણાયું. એ પછી વાતચીત કરવાની મેં હઠ લીધી.

"મેં કાકલુદી સાથે માંગણી કરી કે, તેવણુ દુન્યામાં પાછા આવે; તેવણુની પત્ની સોડે પાછા રેહે. તેવણુ છોડી ગયા પછી તેણીની કેવી મધુર, દોષ વિનાંની ઝિંદગી ગુજારતી હતી, તે તેવણુને મેં દેખડાવીઆપી. અને તેણીના નિરદોષતા ઉપરનું મારૂં આકીન પાછું ખુલી રીતે મેં કબુલ કર્યું. સઘળું ફોકટ હતું. એક મગરૂર સચેતનવાળો પુરૂષ, જે બન્યું કરી તે ધારતો હતો, તેથી મૃત્યુક જખમી થયલો—તમારો પિતા—પોતાની વાત ઉપર દઢ હતો. ત્યાર પછી, મેં તમારા સારૂ વાત કરી, અને હાવી એકાંત રીતે તમોને ઊછેરવામાં એવણુ કેટલું ખોટું કરે છે તે મેં દેખડાવી આપ્યું. તેવણે ખાતરી પૂર્વક છાતી ઠોકી કહયું. કે, ખેતાબ, દોલત અને મિલકતની મધ્યમાં તમે ઊધરો, તે કરતાં, સાદા ફિલીપ નૉરીસ તરીકે તમે બહુ સારા નિકળશો. એ બા૦ માં મેં તકરાર નહીં લીધી, અગરજો હું માનુંચ કે, તમોને અંજાણપણાંમાં ઊધારવાનું ખરૂં કારણુ એ હતું, કે તેવણુ એમ બીહીતા

હતા કે, રખેને તમો તમારી માતાનું નાંમ સાંભળો, અને તેણીને ખાતર એવણને ખડતા કરો. તેવણ **તે વેલા,** અને આજે પણ તમોને **અતિ વાહાળથી** ચાહે છે."

અહીંયાં રાથવેલ અચકયા, અને મેં 'હા'નું ડોકયું કીધું. "વાદવિવાદ કે તકરાર ફાકટ હતી." તેવણે બોલવુ જારી કર્યું. "જેથી મારી ધીરજ મેં સઘળી ખોઇ દીધી, અને મેં તેવણને કહયું કે, તેવણનાંજ ભલાં ખાતર એવણનું એકાંત સ્થાન, હું પ્રસિદ્ધ કરીશ. ગુપ્ત રાખવા માટે કબુલાતથી બંધાવા મેં ના પાડયું, એ ઉપરથી તેવણ મને બીધરાવા લાગ્યા. પોતાની ઝિંદગીનો માર્ગ તેવણે પસંદ કીધો, તેવણ બોલ્યા, અને જો હું તેવણનું ધારણ કરેલું નાંમ અને ઠામ લોકોમાં જાહેર કરીશ, અને તેથી એવણનું એકાંતવાસ છંછેરાસે તો, તેવણ દુન્યામાં પાછા આવશે ખરા, પણ તેમ થયા પછીનું તેવણનું પેહેલ્લું કાંમ વિવાહવિમોકની ફરયાદી ચલાવાનું થશે. તેવણને એખલા મેલશું તો, તેવણ બિજાઓને પણ છેડવાનાં નથી; એમ બોલ્યા. એ ઉપરથી હું ઝાંઝમાં આવી તેવણ સાથે લડયો."

"પણ તમો તો સરસ મિત્ર—ભાવથી છુટા પડયા." એ મેલાપ યાદ આવતાં હું બોલ્યો.

"હા; હમો તેમજ છુટા પડયા. શા માટે? કારણ કે, મારા નિંદાત્મક ભાષાણની મધ્યમાં, તેવણ, આપણ છોકરા હતા તે વેળા જેવી આંખ્યોથી મને જોતા હતા, તે રીતે મને દેખવા લાગ્યા, અને નિચલા શબ્દો બોલતાં મેં સાંભલ્યું "**તમો બા,—જીવલગ મિત્ર! તમો બો એમ!**" એ શબ્દો મારા

કાનમાં પડયા. તેથી, એક મૂર્ખ કે, નિશાળે જતા છોકરાની પેઠે મારો હાથ ગરદન અતરાફ વિંટાલ્યો, અને સોગંદ લીધા કે, ખોટું હો, યા ખરૂં હો, વાજબી હો, કે ગેરવાજબી હો, તેવણુની ઇચ્છા મુજબજ હું કરીશ. એટલીજ ઉમેદ રાખી શકતો હતો કે, **વખત**, કે કોઇ **દૈવયોગ બનાંવ** દરેક વસ્તુ પાછી ઠીક કરે. એવી ઉમેદ બાંધવાની હિમ્મત નહીં ચાલી, કે, જે છોકરાએ તત્કાળ માહારા જીગરમાં જગ્યા કીધી, મારૂં દિલ જીત્યું, તે છોકરો એ બિગાડ સુધારવાનું હથ્યાર બનશે."

હું ઊંડા વિચારમાં પડયો; મારી લલુતા એકજ હતી, કે મારી માતા સોડે જાઉં, તેણીના ખોળામાં પડવું અને આ ખુશ ખબર તેણીને આપવી. મેં એમ રાથવેલને કહ્યું. તેવણુ ચિંડાઈ ભવાં ચઢાવ્યાં.

"તમારાં માંયે ઠોભી શકશે. હમણાં તમારે તમારા બાપનો વિચાર કરવો જોઇયે. તેવણુની આગળ ચાલો."

"આજે રાતે નહીં; હું તેવણુને જોઇ નથી શકનાર! પેહેલાં તેવણે પોંહોંચાડેલું નુકસાન સુધારવા દેવો!"

"તરત તેવણુ સોડે ચાલો, કહું! તેવણુનો ઇનસાફ કરનાર તમો કોણ? તેવણે શું દિઠું તે યાદ કરો. તેવણુની જગ્યોએ **તમોને પોતાને મેલો**. મારા સાથ ચાલો; તેવણુને એખલા મેલીને ઘણો વખત થયો."

હજી પણ હું અચકાયો. વિચાર કરવાને, અને મારૂં મન શાંત પાડવાને મને વખત જોઇતો હતો. રાયવેલે પોતાના જબરાં આંગલાં વતી મને ખભાં આગળથી મજબુત ધરયો.

"કાંઇ કબુલાત આપતાં તેવણુને તમોએ સાંભળયા? હુ તેવણુને છોડી આવતાં માન ઉપર સોગંદ લીધા તે સાંભલ્યું?" એવો ભેદ તેવણુનાં સ્વરમાં સમાયેલો હતો કે, મને કંપારી છુટી.

"તેવણે સોગંદ લીધા કે," રાથવેલ ધીમે ઊંડે સ્વરે બોલ્યા. "હું પાછો ફરૂં ત્યાં લગી પોતાના જીવને હાંણી નહીં પોંહોંચાડશે. મેં તમોને નહીં કહ્યું હતું કે, પેલું કાગળ—લેખ, કદાપિ એક માણુસનાં મરણુનું વારેન્ટ થઈ પડશે?"

"અને તેવણુને એખલા છોડી આવવાની તમારી હિમ્મત ચાલી?" હું પોકારી ઉઠયો. "ચાલો!"

"લારેન્સ એસ્ટમિયર એક કબુલાત આપે, તે ભલાઈ સારૂં હો, કે બુરાઇ સારૂં હો, પણુ તેવણુ પાલશે."

એમ બોલતાં આપરે ઓરડાનાં બારણું સુધી પોંહોતાં. "મને પેહેલાં જવા દેવો," રાથવેલ ધીમે સાહાદે બોલ્યા, અને હું તેવણુને તાબે થયો. મારા બાપ, પોતાની લખવાની જામદાની લઇ બેઠા હતા, અને હમો દાખલ થતાંજ જાણે ઊંડા વિચારની મધ્યમાં એવણુ પકડાયા હોય તેમ ચોંક્યા. તેવણુની સનમુખ એક નાંહાનાં આકારની સુનેરી ચોકઠાંમાં જડેલી છબી મેલેલી હતી, અને તેવણુનો જમણો હાથ પિસ્ટોલ સાથ રમતો હતો.

રાથવેલ તેવણુની આગળ ગયા અને પેલા હથ્યાર ઉપર હાથ મેલ્યો. મારા બાપે તે પીસ્ટોલ શાંતીથી આપી દીધી. હું ભયથી બેભાણુ જેવો થઇ ગયો. એટલુંજ કરી શકયો

કે, ધસીને તેવણુની બાજુયે જઇ ગુંઠણુ મરકીયે પડયો અને કાલાવાલા કર્યા કે, કોઈ અવિચારી કાંમ કરવા આગમજ મારો વિચાર કરે.

તેવણુનો હાથ હળવેથી મારી ગરદન અતરાફ વિંટલાયો. તેવણુ કંઇ અદ્દભુત રીતે શાંત હતા. "કંઇ બીહો ના લારેન્સ" તેવણુ બોલ્યા.

"મને મારાં નાંમથી પોકારો" હું બોલી ઉઠયો.

"તમારૂં નાંમ લારેન્સ એસ્ટમિયર છે. તમોએ એને સઘલું કહ્યું, રાથવેલ?" તેવણુ બોલ્યા.

"સઘળું." રાથવેલે ઉત્તર વાલ્યો. "ત્યારે કાંઈ વધુ કેહ-વાની મને જરૂર નથી, સિવાયે મારો પુત્ર મને ક્ષમા કરે છે કે, તે પુછવાનું છે."

"ક્ષમા કરવા જેવું કાંઇ નથી! કાંઇ નથી! પણુ મારાં ગરીબ માંયે——દુ:ખ અને વેદનાં ભર્યા વર્ષો કાઢયાં. બાવા બાવા, તમોને ઘણું નિર્દય નુકશાન પોંહોંચાડવામાં આવ્યું ચ!"

હજી પણુ તેવણુ શાંત હતા; પણુ તેવણુનાં આંગમાં ધ્રુજરી છુટતી મને માલમ પડી. તેવણુ વાંકા વળી પોતાની સાંમેની છબીને જેવા લાગ્યા. તે એવણુની જુવાન, રૂપાળી અને સુખી પત્નીની છબી હતી. જરાવારમાં ધીમેથી મારાં ખભાં ઉપરથી હાથ ઊંચકી, ઉઠી ઉભા થયા અને પેલી છબી પોતાનાં જેબમાં મેળી.

"હું થાકી ગયો છું, અને મારે ઘણાં વિચારો કરવા છે. સાહેબ સલામ મારા દીકરા. સાહેબ સલામ મારા મિત્ર."

એવણુની વર્તણુંક મને મુશ્કેલે સમજાતી હતી. કોઈ પણ રીતે એવણુ બદળાઈ ગયા હતા; પણ બહુ શાંત અને ધીરજથી વાત કરતા હતા. પરંતુ, હું ચોક્કસ રીતે માનતો હતો કે, રાથવેલનાં હાથમાં હતી તે પીસ્ટોલ પોતાનાં બિત્તરમાં ફેંકવાથી માત્ર તેવણુની કબુલાતેજ તેવણુને અટકાવ્યા હતા.

"પણ પછી!" તેવણુ બોલ્યા. "ચેસ્શામ ક્યાં હશે?"

હવે આ વેળાએ મારા વિચારો અને ઉદ્દેશમાં એકજ વિચાર ભમતો હતો કે, થોડા દિનમાં ચેસ્શામનો જીવ લેવાની યત્ન કરવાની ખુશી મને મળનાર છે. એક રાજ્ય ખાતર પણ એ મારી તક હું જવા નહીં દેઊં, અને મારા બાવાને ઉપલો સવાલ પુછતાં સાંભળ્યા, અને તેનું નામ કશાં પણ આયાસ કે મનો વિકાર વિનાં લેતાં સાંભળ્યાથી, જાણે એક સાધારણ સવાલનો જવાબ દેતો હોય તેમ મેં જવાબ દીધો કે, "તે મોનાકો ગયલો છે.'

રાથવેલે એ વેળા મારા ભણી ઘાતકી નજર ફેંકી, એ ઉપરથી, જે મૂર્ખાઈનો હું અપરાધી થયો તે મને માલમ પડ્યું.

"સાહેબ સલામ!" ફરીથી મારા બાવા બોલ્યા.

"મારા પ્યારા લારેન્સ," રાથવેલ બોલ્યા. "તમો ખચ્ચિત માનજો કે, આજે રાતે તમોને મારી નજર આગળથી ખીસવા દેનાર નથી. એકલા પથારીએ જાવો તેવા સાજા તમો નથી."

મારા બાવા, અર્ધ-અનાદરપણે મુસકેરાયા—"તમો ઘણાં ભલા છેવો, ફ્રાંક!" મારા બાવા બોલ્યા. "તમો બેફિકર રહો."

"પણ હું તેમ નથી થઈ શકતો. હું તમોને છોડી નહીં જઈશ." રાથવેલે ઉત્તર વાળ્યો.

મારા બાવા પાછા બેઠા. "તમારા હાથ આગળ છે તે પુસ્તક આપો." તેવણે કહ્યું.

મેં તે આપ્યું. તે ઊંધાડી પાનાં ઉઠલાવા લાગ્યા. જે વેળા રાથવેલ અને હું અજાયબીભરી નજરો એક બીજાં સાથ અદલબદલ કરવા લાગ્યા. જરાવારમાં મારા બાવા શોધતા હતા તે પાનું મળ્યું. તેવણે પુસ્તક રાથવેલને આપ્યું અને વાંચવા કહ્યું. મેં પણ તેવણનાં ખભાં આગળ ઉભો રહી વાંચવાની છુટ લીધી.

તે પુસ્તકમાં પ્રસિદ્ધ થયલા ન્યાયધીશોનાં જન્મ-વૃતાંત હતાં. તેવણે દેખાડેલી કલમ એ હતી કે, લાર્ડ સી—એ એકવાર એક નિર્દોષ બંધવાને સુલીને લાકડે ચહડાવ્યો હતો અને તેમ કીધા પછી, એ પુરૂષને ઉતપન્ન થયલાં દુઃખ અને પ્રશ્ચાતાપનું બ્યાન કર્યું હતું. એ ઉપર, લખનારે તર્ક-કુશળતા અને હુશ્યારીથી દેખડાવી આપ્યું કે, એ દુઃખ અને પ્રશ્ચાતાપ ખુલ્લી રીતે અતિશય કોમળપણું બતલાવનારૂં હતું—અને તે ઠપકો એ ન્યાયધીશનાં ખભાં ઉપર લધાયો નથી, પણ કોઈ અમુક શાક્ષીઓ, જેવોએ તેનાં ખોટા સોગંદ લઇ અદાલતને ઠગી હતી તે શાક્ષીઓને માથે છે. તે ઈનસાફની રૂહે થયલા ભક્ષનું ખુન, જુઠા શાક્ષીઓને માથે છે; નહીં કે જડજને માથે.

આપણે બાવાનો અર્થ ચેતી ગયા અને એક અપાર મોટો બોજો મારાં મન ઉપરથી ઉતરી ગયો. "તમો, પોતાને લાર્ડ સી—સાથ એકરૂપ કરો છો?" રાથવેલે પુછ્યું.

"હું તેમજ કરૂંચ. તમો ગેરહાજર હતા તે વેળા એ વિષેની મારાં મનસે તકરાર ચાલી. એ કેસ મને બરોબર વખતસર યાદ આવ્યો, અને મારા પ્લાનો ફેરવી નાંખ્યા. નહીં; તે સજા ઠગાયલા ન્યાયધીશ ઉપર નહીં, પણ જુઠા શાક્ષી ઉપર પડવી જોઈયે. સંતોષ પામો. સાહેબ સલામ."

આપણે હવે કંઈ વધુ વાંધો લીધો નહીં. તેવણુની વર્તણુક અમારાં મનપર ઉતરી, તે છતાં કોઈએક ખ્યાલો આપણાં મનઉપર ભમતા હતા ખરા. મને તો એ શાંતપણું ભયભિત લાગ્યું.

"એવણુને એકલા મેળવામાં અમો વાજબી કર્યેચ કે?" મેં રાથવેલને પુછ્યું.

"હા; પણ આપણે એવણુને ઓરડામાં ગોઠવી આવ્યે તો ઠીક."

આપણુને તેવણે પોતાનાં ઓરડામાં મરોડથી અંદર લીધા, અને રાથવેલને અતંરાદ્ ઉતાવળી નજર ફેંકતા જોઈ બોલ્યા:—
"બીહો નાં ફ્રાંક; કોઈ ઓજાર અહીંયાં નથી. મેં હજામત બઇને વીસથી વધુ વર્ષ થયાંચ."

એ પછી તેવણુને છોડી થોડીવારમાં આપણે પણ તેવણુનો દાખલો લીધો, અને પોત પોતીકા ઓરડામાં ગયા. મારા મિત્ર તે રાજે ઊંઘયા હતા કે નહીં, તે હું કહી નથી શકતો. મારે માટે પુછો તો, આખ્ખા દિનનાં વિચિત્ર બનાવોએ મારી ઊંઘ ઉરાડી મેલી હતી. હું બહુ થાકી ગયો હતો, પણ મારી થાક એટલે દરજ્જે પોંહોંચી હતી, કે ફુંદણુની

સુસ્તી ઉરાડી મેલી જાગૃતીની અવસ્થામાં મને લાવી મેલ્યો હતો. તેથી મારી બારી આગળ બેસી, હું વિચાર—વિચાર—અને વિચાર કરતો રહ્યો.

મારી જીંદગીમાં કેવો ફેરફાર! આજે સહવારે હું ફિલીપ નૉરીસ હતો, આજે રાતે, લારેન્સ એસ્ટમિયર થયો. વાલેનટાઈન મારો ભાઈ! વારૂં, એ લીધે જવળેજ તેને આજનાં કરતાં હું વધુ ચાહી શકું; પણ તે છતાં એ ખુશકારક સમાચાર હતા.

કલૉડીન મારી પિત્રાઈ! એ જરાજ તફાવત કરી શકે; ઓછી સગાઈ મોટી સગાઇમાં હોમાશે, એટલુંજ. પણ, એ સઘળાંની ઉપરનો, પેહેલ્લો અને મોટો વિચાર તો એ હતો કે, લેડી એસ્ટમિયર મારી માય છે. વાલેનટાઈનને એવણ ચાહેચ, તેમ મને પણ ચાહાશે શું? એક માતાનાં વાહાળ સારૂં હું કેવો વખવખતો હતો, તે શું હું એવણને સમજ પાડી શકીશ? જો મેં દિઠેલી સર્વ બાનુઓમાંથી કોઈ મારી માતાને ચુંટી કહાડવા કહેતે તો હું લેડી એસ્ટમિયરને ચુંટી કહાડતે. હવે, મારો પોતાનો વાહાળજ માત્ર નહીં, પણ તેણીનાં કંથનો વાહાળ પણ તેવણની આગળ ધરવાને હું શક્તિવાન થઈશ. એ સઘળાંમાંનાં કાળા અંધારા ડાઘ છતાં, હું કલ્પીત તુરંગોમાં મઝા મેળવતો બેઠો હતો. એ સઘળાંની મધ્યમાં ચેશ્શામનો કીનાભર્યો ચેહેરો ઉઠી ઉભો થતો અને મારા માય બાપને ભેગાં મેળવી તેમને સુખી કરવાનું કામ મારાથી બન્યું એટલુંજ નહીં, પણ તે લોકને પોંહોંચેલી હાંણીનો બાર લેનાર પણ હું થઈશ, એવો વિચાર આવતાં જોશબંધ

ખુશી મારા રગેરગમાં પસરી રહેતી. એ ફરજ અદા થવા કેડે હું પાછો ફરીશ, ક્લૉડીન સાથ પરણીશ, અને જનમ સુધી સુખી થઇશ. એ રીતે કલાકનાં કલાક મારી જીંદગીનો મોટો ફેરફાર શું શું લાવશે તેનો ચીતાર પાડતો બેઠો—હવાઇ કિલ્લાઓ બાંધતો અને તદબીરો યોજતો બેઠો. સર લારેન્સ, તેવણનાં નેક ધણીયાંણી અને પુત્રો એસ્ટમિયર કોર્ટમાં ભેગાં મલે, તે હર્ષ ભર્યા દહાડાનો વિચાર કરતો, કે જે દિને આટલી લાંબી મુદતથી વેરાન પડેલું મહાન પુરાતન ઘર, પાછું સજીવન અને રાચરચીલું થશે, તે દિનનું ચિત્ર પાડતો. હા; મહાન ભવિષય મારી સામે ઉભું છે, અને મારા, અને જેમને હું ચાહું છું તેમની અતરાફ ઘેરાએલી સંકટ અને અનિશ્ચિતપણું છતાં, આ સોહામણાં ગોલાબી રંગોમાં ઉપલાં ચિત્રો રંગવા માટે મને મુશ્કેલે ઠપકો ઘટે.

મારા એ ઉજાગરાની મધ્યમાં, એક બેવાર, ધીમેથી મારા બાવાનાં ઓરડા આગલ જઈ કાન કરી આવ્યો હતો. મને કોઇ અવાજ સંભળાયો નહીં, તેથી મને લાગું કે, જે ઉંઘે મારા ઉપર ઢલવાની આનાકાણી બતલાવી તે ઉંઘ, તેવણની ઉપર પ્રસન્ન થઈ છે. હવે હું પણ ઈચ્છવા લાગો કે જરારતી ઉંઘ હું પણ ખેંચું તો સારૂં, કારણ કે, મને નિશ્ચે હતું કે, સહવારૂં પડતાં મારી તમામ બળ—જોર—કે શક્તિનું કામ પડશે ખરૂં. અને એ ઈચ્છાની સાથ કુદરત પણ શ્રણ થઈ હશે, કારણ કે, ત્યાર પછીની મારી યાદી એજ હતી કે, હું ખુલ્લી બારી આમળ કંપારી સાથ ઝુકણમાંથી જાગૃત થયો, અને મન્સે

આશ્ચર્ય થવા લાગ્યો કે, હું પથારીપર નહીં સુતો તેનું કારણ શું હશે.

મેં મારૂં ઘડીયાલ કાઢી જોયું, ત્રણ વાગેલા હતા. પશ્ચિમ તરફથી તાજી પવનની લેહેરકી ફુંકતી હતી, અને ખુલ્લાં ધસડાઈ આવતાં વાદળાંમાંથી બાહેર નિકળતા ચંદ્ર, થોડીક પળ બહુ તેજસ્વી પ્રકાશતો દિસ્યો. દરીયા તરફનો લાંબો પ્રવેશ ધ્રુજતી ચાંદરણીમાં લંબાયલો જોઈ શકતો હતો. સ્વમવત્ત રીતે તે માર્ગને ટીકીટીકીને જોવા લાગ્યો, અને એમ કરતાં હું પાછો ઊંઘી જતે, પણ તેટલાં જે ઊંચા ખડકોની વચ્ચે આપણાં નાનાં ઘરે વાસો લીધો હતો, તે ખડકોનાં પાયા આગળની કાંકરીની ભોંય તરફથી કરકર કરતો સાહાદ કાને પડયો. એ અવાજનો અર્થ હું સમજ્યો. મેં પ્રભાતમાં ઘણીવાર એ અવાજ સાંભળેલા છે. માછીઓ પોતાની ભારી હોડી હડસેલી મુકતા હતા. થોડીક મીનીટમાં પાણીમાં ચહડવાનો અથડાત કાને પડયો અને જાણ્યું કે, તેવણ કીનારેથી તરતા નિકળી ચાલ્યા. હું ઈચ્છવા લાગ્યો કે, એ લોક એટલા સક્કારે નિકળનાર છે તે મને ખબર હતે તો સારૂં હતું. આ વેળા દરીયાની ચપળ સફરજ જોઈતી હતી. મારૂં બહું મન થયું કે, કીનારાપર દોડી જાઊં અને હાંક મારી તેમને ઉભા રાખું. કદાચ તેમ નહીં કરૂં તે બેહેતર—પાછો ફરવાં બહુ વિલંબ લાગશે, અને હાલની સ્થિતિ પ્રમાણે, જો સહવારનાં હું નહીં દેખાઈશ તો રાયવેલ અને મારા બાવા બંધે હેબતશે.

થોડીવારમાં તે હોડીને તેનાં કાળા સઢ સાથે નિકળતાં મેં દિઠી. ચાંદરણીમાં આવતી અને સિદ્ધો માર્ગ લેતી દેખાઈ,

તેનાં નાવ ઉપર એક કે બે કાળા આકાર જોયા, અને ઈચ્છવા લાગ્યો કે, હું તેઓ સાથ હતે. મેં ઘણાં વાર લગી તે હોડીને જોયા કરી, જ્યાં લગી કે, તેને રસ્તો બદલ્યો. થોડીક પળ મારી નજર આગળથી ઓથામાં છુપી ગઈ, અને મારી બારી મેં બંધ કીધી, અને ઊંઘાઈ જવું કરી નક્કિ ઠરાવ કરી લુગડાં બદલ્યાં. ઊંઘું, જાગી ઉઠું—પાછો ઊંઘું, પાછો જાગી ઉઠું. રાત તો છેડા વગરની લાંબી દીસી. પણ સેવટે પુરી થઈ. આઠ વાગ્યા પછી થોડેક વખતે મેં લુગડાં પેહેર્યાં અને હેઠે ઉતર્યો. રાથવેલ પણ આવી લાગ્યા મારા જેવા સફારે ઉઠનાર હતા, પણ આજે સહવારે હું તેવણનાં કરતાં વેહેલો આવ્યો. બાવા આવે ત્યાં લગી નાસતાને માટે ઠેરીશું કે નહીં, તે પુછવા મીસીસ લી અંદર આવી.

"તેવણે હજી ઉનાં પાણીનું વાસણ અંદર નથી લીધું, તેથી હું ધારૂં છ કે, એવણ આજે મોડે સુધી ઊંઘી રહ્યા હશે." તેણીની બોલી. એ સાંભળતાં મને હેબત પડી અને મારીજ દેહેસ્તનો છાપ રાથવેલનાં ચેહેરા ઉપર પણ દીઠો. આપણે કશું નહીં બોલ્યા, પણ એક વિચારે બંધે જણ ગારપર તેવણનાં ઓરડાભણી ચાલ્યા, અને બારણું ઠોક્યું; કાંઈ ઉત્તર નહીં મળ્યો. મેં બારણું ઊંઘાડવાની યત્ન કરી. પ્રભુનો પાડ! માંહેથી કળ નહીં દીધેલી હતી! ઓરડામાં દાખલ થતાં મારાં ગુઠણ થથરવા લાગ્યા. હું બીહીનો હતો કે, કોઈ પણ પ્રકારનો ભયાનક દેખાવ મારી દૃષ્ટિએ પડશે. તેવણની કબુલાત છતાં—તેવણની ખાત્રીપૂર્વક દલીલ છતાં, આપણે તેવણને મુવેલા જોઈશું! અરે! શા માટે આપણે એક પળ પણ તેવણને

વીહીલા મેળ્યા હશે! નહીં! તે ઓરડો તો શાંતીભર્યો અને સ્વસ્થ હતો. મીસીસ લીએ ગઈ કાલે પાંથર્યો હતો તેવોને તેવોજ સાફ ઢોલચો પડેલો હતો. એવણ એ ઉપર સુતા નહીં હતા. મારા બાવા કેથે ચાલી ગયા. આપણે એક બીજાને ટીકવા લાગ્યા. જો ઢોલચો જેમનો તેમ પાંથરેલો અનાંમત ન હતે તો, આપણે એમ દિલાસો લેતે કે, કોઈ કોઈવાર એવણને ટેવ છે તેમ, ચાલતા ફરી આવવા નિકળી પડયા હશે, પણ તેવણ તદન પથારી ઉપર ગયા નથી, એ વાતે તેઓની ગેરહાજરીને વધુ ગંભીર રૂપ આપ્યું. તોપણ, આપણની મોટી ભયભિત્ત હેબત પાયા વિનાંની હતી, એમ જાણતાં આપણને લગાર નિરાંતી મળી ખરી.

આપણે નોકરોમાં પુછપરછ ચલાવી. તે લોકે ઘરનું બારણું ઊંઘાડું જોયું હતું, પણ તેમનાંમાંનાંજ એકુએ સકારે ઊંઘાડયું હતું, એમ તે લોક સમજ્યાં હતાં. નહીં, મીસીસ લીએ કે નહીં તેની હાથ તળેની છોડીએ, રાતનાં કોઈ પ્રકારની ગડબડ સાંભળી હતી. મીસીસ લીએ એવણનાં લુગડાંની કબાટમાં તપાસ ચલાવી, અને તેમ કરતાં જણાયું કે, થોડાંક લુગડાં અને બીજી કોઈ પદાર્થો ગુમ થઈ ગઈ હતી; વળી ખુણાંમાં પડી રહેતો હતો તે મુસાફરીનો થેલો પણ ત્યાં નહીં હતો. એ મિસાલે ચોરીથી ચાલી જવાની ગમે તે મતલબ હોય, પણ એ સારાજ સમાચાર હતા. એ તૈયારીઓ દેખડાવી આપતી હતી કે, એથા પોતાને કશું નુકશાન પોહોંચાડવાની કશી મરજી નહીં હતી. તરત મને એવો ખ્યાલ ઉતપન્ન થયો કે, તેઓ મારી માતાની શોધમાં નીકળ્યાંચ, અને ભોજણ

લેવાનાં ઓરડાભણી પાછાં ફરતાં મેં એ વાત રાથવેલને કહી.

"નહીં;" તેવણ ખિજવાઈ બોલ્યા. "ગઈ કાલે રાત્રે તમારા મૂર્ખ શબ્દોએ દેખડાવી આપી તે જગ્યોએ ગયા છે. જો આપણે તેવણને જલદી પકડી નહીં પાડશું, તો આપણને તેઓ મોનાકોમાં મળશે. રીચર્ડ ચેરશામનો હિસાબ લેવા ગયાચ."

એવણ સાથ એકમત થવાની મને ફરજ પડી. જુઠ્ઠા શાક્ષીઓને તેમની યોગ્યતાઓ પોંહાંચાડવા બાએનાં ગઈ કાલ રાતનાં શબ્દોએ રાથવેલનાં વિચારોને ખરા પાડતા.

પણ તેવણ કેમ ગયા? લીલોતરી ઉપરથી રાતનો વખત જવાનું સેહેલું નહીં હતું, એ વેળા મને હોડીની વાત યાદ આવી; હું દોડતો દરીયા—કીનારે ગયો. અને માછીઓની બાયડીઓમાંની એકને મળ્યો. હા,—તેણીએ મને ખબર આપી—રાતના ત્રણ વાગતે શેઠ આવી, તેણીનાં ભરથારને જાગૃત કર્યો અને મછવો તૈયાર કરવા ફરમાવ્યું. એકદમ **માઈન-હેડ** જવાનું છે કરી, તેવણ બોલ્યા. કંઈ અગત્યનાં કામસર ઘરથી જવાનું હતું. બહુ સારી લેહેકી ફુંકતી હતી; તેણીનાં વરે અને વડા છોકરાએ હોડી પાણીમાં મુંકી અને તેઓ સર્વે ચાલી ગયા.

એ સમાચારે અમારી ભ્રાંતી તોડી નાંખી. એટલુંજ હવે નક્કિ કરવાનું રહ્યું હતું કે, એ નાસી જનાર પાછળ કેમ જવું -પાણીને માર્ગે, કે સુક્કિ ભૂમિને માર્ગે? એ પછી જણાયું કે એ નક્કિ કરવાનું આપણી મરજી ઉપર નહીં હતું. બીજો માછી પણ પોતાનો મછવો લઈ કામસર ચાલી ગયો

હતો, તેથી, બ્રૂમિનેજ માર્ગે આપણુને જવું પડશે. આપણે બધેએ જરા નાસ્તો કીધો, થોડીજ અગતજોગી પદાર્થો સાથે લીધી અને ઉપડી ચાલ્યા.

કમ સેતારાએ હરકત કીધી. એકજ ખેડુત ગાડી રાખતો હતો, જે આપણુ લેવાનાં હતાં. તે પણ તક ગઈ ત્યાં પોંહોં-ચતાંજ આપણુને ખબર પડી કે, પારમોર-ખેડુત ઘરમાં નહીં હતો. વળી એ કરતાં નરસ, એ બન્યું હતું કે, પોતાની ગાડીનું ખોપડું પણ સાથ લઈ ગયો હતો, અને ગાડી જેવી કોઈ બીજ મળે તોપણ તેને જોડવા સારૂં બિલકુલ ઘોડો નહીં હતો. મીસીસ પારમોર, જેને આપણાં દેખાવ ઉપરથી આપણાં કામની અગત્યતા પિછાંણી લીધી હતી, તેને પોતાની રંગીલી ઢબે પોતાની દલગીરી પ્રગટ કરી, અને આપણને ખાત્રી આપવા લાગી કે, તેણીનો કંથ, કોઈ પણ ઘડીએ પાછો ફરશે. તેથી, આપણુને થોભવું પડયું. રાથવેલ એક લાંબી ચીરૂટ પીતા બેઠા, અને દલગાર છૂઊં કહેવાને કે. મોંહમાંથી ધુમાડા સાથ સખ્ત ભાષા પણ કહાડવા લાગ્યા. મીનીટ પછી મીનીટ પસાર થતી, અને તેનો કંથ હજી આવતો નહીં દીસતો, એ જોઈ મીસીસ પેરમોર, ગમગીનીથી લગભગ રોવા સરખી થઈ ગઈ. એક કિંમતી કલાક ખોહોવા પછી, આપણુને વિચાર આવ્યો કે, ગાડી મળે ત્યાં લગી પગે ચાલતાં નીકળી પડવું. આપણે દશેક મૈલ ગયા કેડે ગાડી મળી.

હવે થેલાઓનાં બોજા માથે અમારા સરીખા પુરૂષોથી દશેક મૈલ ચાલતાં આશરે ત્રણેક કલાકની લગાર ઓછો કે અદકો વખત રોકાયલો હોવો જોઈયે. એનું પરિણાંમ એવું બન્યું

કે, જે ટ્રેન આપણે પકડી પાડવાનાં હતા, તે ટ્રેન અમો **માઇન-હેડ** પોંહોંતાંની જરાજ આગમજ નીકળી ગયલી માલમ પડી. રાતની મેલ ટ્રેનની આગમજ જતી કોઇ પણ ગાડી પકડવાને અર્થે **બ્રિસ્ટલ** જઈ પોંહોંચવાનો બીજો કોઈ ઉપાય નહીં હતો; તેથી અમોને **પાર્કીંગટન** ઉતરતાં પાછળી રાતનાં ચાર વાગી ગયા હતા. જો મારા બાપ **માઇન-હેડ**થી ઉપડતી પેહેલ્લીજ ગાડીએ ગયા હોય તો ખુલ્લું હતું કે, આપણાં કરતાં ચોવીશ કલાક એવણ આગળ પડયા છે.

મારે કબુલ કરવું જોઈયે કે એ વખતે તો હું થાકી ગયો હતો. રાથવેલે મારી હાલત જોઈ. તેવણને થાક ખમવાની એવી ટેવ પડી ગઈ હતી કે, આખ્ખા દહાડાની ચાકરીએ, તેવણને કંઈ બહુ થાકવ્યા નહીં. "આપણે આજે રાત્રે કાંઈ વધુ કરી શકવાનાં નથી, ફીલીપ." તેવણ બોલ્યા. "ચાલો, આપણે હોટેલે જઈયે અને એક યા બે કલાકની ઊંઘ ખેંચ્યે. આપણી સાંમે લાંબી મુસાફરી પડી છે, અને બની શકે તેટલા તાજા આપણે રહેવા જોઈયે." આપણે પથારી ઉપર ગયા, પણ ઘણાં કલાક પડી નહીં રહ્યા. સાડા સાત વાગે આપણે નાસતા ઉપર ભેગા મળ્યા, અને ખંડ તરફનો કિયો માર્ગ લેવો તે નક્કિ કરવા લાગ્યા.

"આપણે તેવણનાં કરતાં થોડાક કલાક પાછળ પડીશું," રાથવેલ બોલ્યા.

"તેવણ કાંઈ પણ બંદોબસ્ત કરે તે આગમજ આપણે મોનાકો પોંહોંચીશું.

"તમોને ખચ્ચિત છે કે, તેવણુ ત્યાંજ ગયા હશે? તેવણુ પાધરા મારાં માય કણે તો નહીં ગયા હોય?"

"મારાં માય!" એ શબ્દો કેવા વિચિત્ર જેવા મારે કાણે લાગતા હતા.

"નહીં; તેવણુનો **પેહુલ્લો** અને **એકજ** વિચાર, વેર લેવાનોજ માત્ર રેહેશે. ચેરશામને પૃથ્વિનાં મુગટ ઉપરથી સાફ કરશે ત્યાં લગી, તેવણુની પત્નીનાં મુખડાં ઉપર તેવણુ નજર કરનાર નથી. હું પણુ તેમજ કરૂં—તમો પણુ તેમજ કરો, ફીલીપ—મારે તમોને લારેન્સ કહેવા જોઈયે."

"તે છતાં પણુ આપણુને એ વાત ચોક્કસ કરવી ઘટેચ." મેં આગ્રહ કીધો.

"ખચ્ચિત;—પણુ શી રીતે? આપણે તમારી માય ઉપર ટેલીગ્રાફ લખા પુછાવી શકયે કે, કોઈ અસાધારણુ બનાવ બન્યોચ કે? પણુ હું નહીં ધારતો કે, તમારા બાવાને લેડી એસ્ટમિયર ક્યાં રેહે છે, તે ખબર હોય! તમોએ તેવણુને કાંઈ કહ્યુંચ?"

મેં 'નાં' નું માથું હીલવ્યું. એ પછી મી૦ ગ્રેસ। મળવાનો વિચાર સુચવ્યો. હું જાણુતો હતો કે, બાવાને ઘરમાં બહુ થોડાં નાણું રાખવાની ટેવ હતી. જો તેવણુને જરૂર પડી હશે, તો અલબત પોતાનાં વકીલને ત્યાં ગયા હશે. લાર્ડ રાથવેલે મારો વિચાર સ્વિકાર્યો. આપણે નાસ્તો પુરો કર્યો અને પછી મી૦ ગ્રેસનાં ઘર તરફ હંકારી ગયા. કારણકે, તેવણુને ઑફીસમાં મળી નહીં શકતે, ઘણું સક્કારૂં હતું.

તેવણ નાસતો લેતા બેઠા હતા, પણ આપણાં નામ મોકળતાંજ, તરત આવી લાગ્યા. કારીની ખુશબોઈથી મગમગતા હતા, અને પોતાની કાળી સુરવાલ ઉપરથી રોટલીનો ભુકો પખોડતા આવતા હતા. "લાર્ડ રાથવેલ, અને મી૦ ફીલીપ નૉરીસ!"

તેવણ બોલ્યા—'હું અજબ છેઊં,—બલકે મારે કહેવું જોઈયે, કે હું વિસ્મય પામું છું.'

"તમારાથી હવે, આ ગ્રહસ્થને મી૦ એસ્ટમિયર કહેવાય." રાથવેલ બોલ્યા. "એવણ સઘળું જાણેચ."

"મર્યાદા સાથે મારે તમો સાહેબની માફી માંગવી જોઈયે. મી૦ ફીલીપ સઘળુ જાણે છે, એ દલીલ ઉપર તકરાર ઉઠાવ્યા વિનાં, હજી પણ, જે નામ એવોનાં પિતાએ આપ્યુંચ, તેજ નામ મારે પણ વાપરલું જોઈયે, જ્યાં લગી કે, તે બાપ, બીજાં કાંઈ નામે એવણને ઓળખાવે."

"ચિંતા નહીં, મી૦ ગ્રેસ, તમારે ગમે તે નામે મને ઓળખો."

"**મારી** મરજીની વાત નથી, મી૦ ફીલીપ; **તમારા બાપની** મરજીની વાત છે." તેવણે ઉત્તર દીધો.

"મેહેરબાની કરીને અમોને જણાવો, મી૦ ગ્રેસ," રાથવેલ બોલ્યા,—"કે, સર લારેન્સને તમોએ કંઈ જોયાચ? તમો સોડે આવ્યા હતા?"

"સર લારેન્સ, તમો જાણોચ, કે લાર્ડ રાથવેલ, મારાં ઘરાક છે; પણ તેઓની હીલચાલની કશી ખબર કોઈને, નહીં આપવી, એવી આજ્ઞા ઘણાં વરસોથી મને અપાઈ છે."

આ વૃદ્ધ પુરૂષનાં તેનાં શેઠ તરફની વ્યવસ્થીત ચોકસાઈ અને તાબેદારી ઉપર રાથવેલ બહુ ગુસ્સે થવા લાગ્યા.

"મી○ ગ્રેસ," હું બોલ્યો, "સર લારેન્સને માટે અમો પુછતા નથી--મારા બાવા, મી○ નૉરીસ, તમો સોડે આવ્યા હતા? મેહેરબાની કરીને એનો જવાબ દેવો, કારણ કે, એ મોહોત --જીવતનું વિષય છે." "તમારા બાવા, મી○ ફીલીપ, ગઈ કાલે આશરે એક વાગે મારી આગળ આવ્યા હતા તેવણ પ્રદેશ પધારે છે, એવી ખબર મને આપી. તેવણને નાણાં જોઈતાં હતાં તેથી, બસો પાઊંડ એવણને આપ્યા."

રાથવેલે અને મેં એક બીજાનું મોંહ જોયું. આપણી અટકળ ખરી પડી. "તેવણ ક્યાં જાય છે અને શા માટે જાય છે, તે કંઈ એવણ નહીં બોલ્યા? અમોએ પુછયું.

"તે કાંઈ બોલ્યા નહીં, મી○ ફીલીપ." તેવણે ઉત્તર દીધો.

"તેવણ પુર તંદરોસ્તીમાં દીસતા હતા?" મેં પુછયું.

"તેવણ સારા પેઠે દીસતા હતા; એ ઉપરથી હું એમ કેહેવા ઇચ્છતો નથી કે, એવણ બળકટ હતા. ઘણો ટુંક કાળ એવણ મારી આગળ રહ્યા, અને માત્ર થોડાજ શબ્દો બોલ્યા."

"તેવણ શાંત અને સ્વસ્થ દીસતા હતા?"

"બહુ શાંત અને બહુ સ્વસ્થ હતા, મી○ ફીલીપ."

મી○ ગ્રેસે આપેલી ખબર સારૂં તેવણનો આભાર માન્યો, અને સલામ કરી નિકળી આવ્યા. પેહેલ્લી ટ્રેને ડોવર ખાતે

ઉપડી જવાનું નક્કિ કરી, જરા_રતી તૈયારીઓ કરવા માટે અમો પોત પોતાને મથકે ગયા.

"અગરજો, અમો શા માટે જતા હોઈશું, તેની કેવળ સમજ પડતી નથી." રાથવેલ બોલ્યા.

"સિવાય પ્રમાણિક ખેલ થતો જોવા જતા હોઇયે. લારેન્સ એસ્ટમિયર આ વેલા ચેશ્શામને પુરો કરશે."

"કાંઇ નહીં તો, આપણે એ મેલાપ અટકાવશું." હું બોલ્યો.

"આપણે એમ કરી શકીશું? કદી નહીં, સિવાય કે, બંધે પુરૂષો બહુ બદલાઈ ગયલા હોય. ચેશ્શામ સઘળી તેની દુષ્ટતા સાથે કદી નામર્દ કે બીહીકણ નથી જણાયો, અને તમારા બાપ માટે પુછો તો, તેવણુની મરજીનાં કામથી, આજ લગી કોઇ દિને હું પાછળ હઠાવી નથી શકયો. જો તેવણુ જાહેરમાં ચેશ્શામને અવમાન કરશે તો, અમો બે આબરૂદાર ગ્રહસ્થો એ દ્વંદ્વયુદ્ધ શી રીતે અટકાવી શકીશું?" તેવણુ બોલ્યા.

કેમ અટકાવવું, તે હું જાણુતો હતો. ચેશ્શામની ઉપર મારો પૂર્વ હક હતો. ચેશ્શામે મને આપેલી કબુલાત ઉપર પેહેલ્લું લક્ષ આપવું ઘટે છે. મને સંતોષ આપ્યા વિનાં— મારી સાથ એ યુદ્ધ અજમાવ્યા વિનાં, બીજાંઓની વિરૂદ્ધમાં પોતાનો જીવ જોખમમાં નાંખવાનો એનો હક નહીં હતો. કેમે પણુ, રાથવેલ તરફની હરકત અટકાવવાનાં હેતુથી, એ વાત રાથવેલને નહીં કહેવી ઠીક ધાર્યું.

"આપણે જઈયે તો બેહેતર." હું બોલ્યો.

"હા, આપણે જઈશું ખરા; પણ હું તમો આગળ સોગંદ લેઉં છું, ફીलीપ, કે, જો તમારા બાવા, તે પુરૂષને મારી નાંખવા ઈચ્છશે તો, એવણને તે તક લેવા દઈશ, અને તેવણ તેમ કરશેજ."

"પણ આજનાં વખતમાં એક્પ્રાણુ હારી લડત નથી લડતા." હું બોલ્યો.

"નથી લડતા! તમો આ શેહરમાં ઓળખો છો તેવાઓ કદાચ નહીં લડતા હશે; પણ, આ ક્ષિણ થયલા જમાનાંમાંબી ઘણાંક દ્વંદ્વયુદ્ધો અંત લગી લડાયલા મેં દીઠા છે. આ યુદ્ધ નહીં અટકાવાશે. એક વેળા આગમજ ઉભો હતો તે મિસાલે આજે પણ હું તમારા બાવાની બાજુએ ઉભો રહીશ, અને તે રાક્ષસને, ફરી ન ઉઠી શકે તેવો ભોંય ઉપર પડેલો જોઈશ."

"પણ જો——"

"જો બો કાંઈ નહીં—પણ હું એક વાત કેહું છું કે, જો ચેસ્શામ તે જગ્યા ઉપરથી જીવતો જશે તો, હું પોતે તેને બીજે દિને પુરો કરીશ."

આવી મેહેરબાનીથી ત્રણ જણ ચેસ્શામ પાછળ ખીટયા પછી, ચેસ્શામની ઝિંદગીની દોડ એકાએક ઠંબ ઉભી રહી જવાનો પુરો સંભવ દિસતો હતો. પરંતુ, મારો પૂર્વ-હક સાબેત કરવાનું મેં મનસે નિશ્ચે કર્યું. પૂર્વ-હક કોણનો? તે સવાલ હવે રહયો છે.

---

## પ્રકરણ—૨૭ મું.

## "પાસો ફેંકયો."

બનતી ઉતાવળે આપણે **મોનાકો** ભણી મુસાફરી માંડી. દરેક **અટકવાની** જગ્યાઓ ઉપર, ટ્રેનની બીજી ગાડીઓમાં બારીક તપાસ ચલાવી, એમ જાણીને કે, બાવા આપણાં કરતાં ઘણી આગળ મુસાફરી નહીં કરી શકે. તેવણની મુસાફરીમાં કેથે પણ એવણને થોડા કલાકનું અવારૂં થઈ ગયું હોય તો આપણે એકજ ટ્રેનમાં મુસાફરી કર્યે તેવો સંભવ હતો. પણ આપણી શોધ ફોકટ હતી; તેવણ તદન જણાયા નહીં. આપણે **મોનાકો** રાતે પોંહોંતા. આપણને જણાયું કે હોટેલમાં આપણે સારૂં પથારીઓ તૈયાર કરાવાનોજ વખત રહયો હતો, અને **મોનટે કેરિઓનો** સારી રૂઢી ઉપર ચાલનારી સ્થાપણુ બંધ પડવાનો કાળ નજદીક હતો. કારણ કે, કોઈ ચોક્કસ ઠેરવેલા કલાક પછી ગમે એવા જીતનારા કે હારનારાઓને, સૂર્યનું રાજ પાછું આકાશ ઉપર મંડાય ત્યાં લગી, માથાંકુટ મુલતવી રાખવી અગત પડતી હતી,—તેવો ત્યાંનો કાયદો હતો. આપણને નિશ્ચે હતું કે, જ્યાં લગી રમવાની ટેબલ ખુલ્લી રેહે ત્યાં લગી, ચેશ્શામની કોઈ પણ બીજે ઠેકાંણે શોધ કરવી ફોકટ હતી; અને જ્યાં ચેશ્શામ હશે, ત્યાંજ મારા બાવાનો પણ પત્તો હાથ લાગશે. લાર્ડ રાશવેલ જેવોમાં, હેવી હિસં તદન નહીં હતી, તેવણ પણ ઘણી વેળા **મોનટે કેરિઓમાં** ગયા હતા. તેવણ તે સ્થળ અને ત્યાંની રૂઢીનાં પુરા જાણકાર હતા. ત્યાં પેસતાંજ અગત જોગી ક્રિયા જલદીથી અરસપરસ કબુલ થઈ, અને તેવણની સંભાળમાં હું આ પેહેલીજવાર

આ રાક્ષસી જુગારખાનામાં દાખલ થયો, જે સ્થાપનામાંથી મી૦ બ્લાંક અકસ્મિક તકોની દલાલીની મદદથી સારી આવક પેદા કરે છે, જે પેદાશ વાજબી હકે મલતો હોય તેમ માનતો હતો.

એકથી બીજી ટેબલે આપણે ફરવા લાગ્યા, અને નસીબની લડતનાં મેદાન અતરાફ ઘેરાઈ બેઠેલા પ્રત્યેક આતુર મોહોડાં આપણે ચોકસાઈથી તપાસતા આગળ વધતા હતા. નહીં 'રૂલેટ' માં કે નહીં 'ટ્રાંટ-એ-કારાંટ' ની રમત રમનારાઓમાં ચેશ્શામ દિસ્યો—મારા બાવા પણ કોઈ ઠેકાંણે મલ્યા નહીં. બીજી વધુ નિરદોષ રમત રમાતા ઓરડાઓમાં આપણી ખોલ ચલાવાને અર્થે પાછા ફરતા હતા, તેટલાં આપણ બંઘેના એક ઓળખીતા પુરૂષે હમોને ઠોબાવ્યા. તે તરતોજ એક ટેબલ ઉપરથી ઉઠયો હતો, અને ખુબ હાથ મારી ઉઠયો હોય તેમ ખુશી અને આનંદથી તેનો મુખડો દિસ્તો હતો.

"નશીબનુ ચક્ર અજમાવા આવ્યાચ ?" તેને પુછયું.

"આજે રાતે નહીં—અમો માત્ર અતરાફ નજર ફેંકયેચ" રાથવેલે જવાબ દીધો.

"અતરાફ નજર કરોચ" આપણો મીત્ર બોલ્યો. "હું ધારૂં છું કે, હું અતરાફ નજર ફેંકું છું. મારાં ગજવા નોટો અને નાણુંથી ભરાઈ ગયાં છે. આજના જેવી રાત મેં જનમમાં નથી ગુજારી !"

અમોએ મુબારકબાદી આપી. "તમારે હ્યાં આજે રેહવુ જોઈતું હતું, નૉરીસ," આપણા નસીબદાર મિત્રે બોલવું જારી કર્યું "તમારા જુના પ્રતિપક્ષિની કોડીયે કોડી સફાઈ થતાં જોઈ તમારૂં હદય બહુ સંતોષ પામતે !"

"ચેસ્શામ સફાઈ થઈ ગયો! તે કેમ!"

"કોડીએ કોડી ખાલી થઈ! તમારા હાથે લી જેવો લુખ્ખો થઈ ગીયોચ. હમણા અજબ પ્રકારનાં સૌભાગ્યથી રમવા માંડયું—ત્રણ વાર મારી ભારી સરતો જીતી. હું તેની પાસેજ બેઠો હતો અને તેનાં ભાગ્યને કુમક આપતો રહ્યો, જ્યાં લગી કે તે બદલાઈ ગયું. એક પુરૂષ અંદર આવ્યો અને તેની સનમુખ ઉભો રહ્યો. ઉભો રેહતાંજ જાણે તે ચુરચુર થવા લાગ્યો." રાયવેલ હસી પડ્યા.

"તે માણસ કોણ હતું?" મેં પુછ્યું.

"હું ઓળખતો નથી. ઉંચો, સારા દેખાવનો, ટુકી દાઢીવાલો પુરૂષ હતો. મને એવો વિચાર આવે છે કે, મેં એના સરખો પુરૂષ વર્ષો ઉપર કેથે જોયલો હતો, પણ ક્યાં જોયો તે યાદ નથી. કલાકના કલાક તે ચેસ્શામની સનમુખ ઉભો રહ્યો, અને જાણે દેખાડવા ખાતર રમતમાં કાંઈ ફેંકતો રેહતો હતો, પણ તેણે આવીને ચેસ્શામનું સૌભાગ્ય ફેરવી નાંખ્યું."

"તેવણે કંઈ ચેસ્શામ સાથે વાત કરી હતી?"

"એક શબ્દ પણ નહીં; પણ ચેસ્શામની તેની ઉપર નજર પડતાંજ એક મધુર દેખાવ ચેશ્શામનાં મોંહ ઉપર આવ્યો. એ પછી તે ખોહતો અને ખોહતો ગયો. એમાંથી તેને ચણચણાટ લાગો અને એક નાદાન પોર્યો હોય, કે ગાંડું માણસ હોય તેમ વધુ ને વધુ રમતમાં હોમાતો ગયો. તેને પોતે નાણું પણ ખોયું અને તે ઉપરાંત બીજા પાંચ હજાર પાઊંડ ખોયા."

"તેને ત્યાંથી જયાને કેટલો વખત થયો?"

"અરધો કલાક નથી થયો. તેને જતાં જોઈને હું ખુશ થયો. હું બીહીતો હતો કે, તે પોતાને ગધેડો બનાવવા બેઠોચ. મે તેને બસેં ઉછીના આપયા. તેને વધુ જોઈતું હતું, પણ મેં કહ્યું કે, આવાં દુર્ભાગ્યમાં એમ કરવું સારૂં નથી, તેથી તે ચાલી ગયો."

"અને પેલો ગ્રહસ્થ?" મેં પુછ્યું.

"તે પણ ચાલી ગયો, હું ધારૂં છું, મેં ફરીથી તેને જોયો નથી."

રાથવેલે મારૂં કોપર્યું દાબ્યું, અને કંઈ મુશ્કેલે આપણાં નશીબદાર મિત્રથી છુટીને ચેશ્શામની શોધમાં નીકળવા તૈયાર થયા. જે માણસ સાથ અમો વાત કરતા હતા, તેને ચેશ્શામનાં હોટેલનું નામ અમોને કહ્યું. અગ્યાર વાગવાને થોડીક મીનીટ બાકી હતી. એ વેળા 'રૂલેટ' ની રમત રમાતી એક ટેબલની અડોઅડ ઉભેલા હતા. જુગારીઓ, મર્દો અને સ્ત્રીઓ, છેલ્લી રહેલી કાંતનીઓ ઉપર સઘળો પોતાનો ચાલાકીભર્યો જોમ એકાગ્રચિતપણે આપતાં હતાં. રાથવેલ અહીંયાં અટકી ઉભા અને 'પનંટરોય' તેમની ખુશી મુજબ કે તેમનાં વેહેમ મુજબ, ટેબલ સઘળી સિક્કાઓથી ભરી નાંખેલી હતી, તે જોતા ઉભા. એ વિલંબ ઉપર હું ખિજવાતો હતો, કાંકે આ વેળા એક પળ પણ ખોહોવાની નહીં હતી. "ચાલો, આપણે કંઈ ભવિષ્યનું ચિન્હ જોઈયે, ફીલીપ." રાથવેલ બોલ્યા.

"તમારી ઉમ્મર શું?" મેં ઉમ્મર કહી.

"તે સંખ્યા ઉપર, આ ચાર નેપોલીયન (સિક્કા) મેલો." મેં તેમ કર્યું અને બીજી પળે મારી સરતમાં બીજા ફ્રાંકસો ચાર સિક્કા ઉમેરાયા.

"એ સઘળા બે સરખા ભાગમાં વેંહેંચી, રાતા ઉપર મેલો." રાથવેલ બોલ્યા. પાછો હુંજ જીત્યો. તે દિન સાંજનું એ છેલ્લુ ચક્કર હતું. મેં મારા જીતેલા બાર હજાર ફ્રાંક (એ પણુ ઓછી કિંમતનાં સિક્કા) મારી જેબમાં ભર્યા અને મનમાં ઠરાવ કર્યો કે, એ જીતેલાં નાણાં કલૉડીન માટે ઘરેણાં ખરીદ કરવામાંજ વાપરવાં.

"ચાલો," રાથવેલ બોલ્યા, "આપણો સેતારો ચહડતીમાં છે. તમો ત્રણુંડે વાર જીત્યા છો. એ શુભસુચક ચિન્હ સ્વિકારૂં છું અને કશાંની બીહીક રાખતો નથી."

એવણુનાં સરીખા અનુભવી અને બુદ્ધિવાન પુરૂષમાં આવા વેહેમ બહુ બેવકુફીભર્યો મને લાગ્યો. એ વળાંણુ થોડાક દિવસથી વારંવાર મેં એવણુનાંમાં દિઠું હતું, અને આ વિશેષ કાળે, પાછી હાથ ન આવે તેવી પળો, આ રીતે ખોહોતાં જોઇ હું મનમાં ખિજવાવા લાગ્યો. મને ખચ્ચિત હતું કે, મારા બાવા, ચેસ્શામની પુઠેજ તેનાં હોટેલમાં ગયા છે, અને કદાપિ, કયાં મેલાપ કરવો તેની ગોઠવણુ પણ હમણાં લગી તેઓ બધે કરી ચુકા હશે.

આપણે પાધરા ચેસ્શામનાં હોટેલ ભણી હંકારી ગયા. જો આપણુ તેને મળ્યે તો, મારા બાપ કયાં છે, તે તેનાંથી આપણે ખચ્ચિત જાણી શકીશું. એ ઉપ્રાંત મને લગતી વિષય, જે

વીશે રાથવેલ્ર કશું જાણુતા નથી, તેની પણુ ચેસ્શામ સાથ ગોઠવણુ કરવાની મને બની આવશે. મેં ઉમેદ રાખી કે, હું મારા બાપની જગ્યા ઉપર પેહેલ્લો ચેસ્શામ સાથે ઉભો થઈશ. રાથવેલ તે વિષયની સઘળી હકિકતથી જાણુકાર થતાં, મને પોતાથી થઈ શકતી મદદ આપવાની ફરજ પડશે. માત્ર જો હું સર લારેન્સને મલું તો સઘળું ઠીક ઉતરે.

ચેસ્શામ હોટેલમાં નહીં હતો. તે આવ્યો હતો ખરો, પણુ પોતાનું બીલ ચુકવી આપી, ગાડીમાં બેસી ચાલી ગયો હતો. તે જગ્યા તેને એકંદર છોડી નહીં દાધી હતી, કારણુ કે, તેનો સરસામાન હજી ત્યાંજ હતો. ખચ્ચિત રાતનાં પાછો ફરશે ખરો. ગાડીવનને 'નાઈસ-રોડ' તરફ હાંકી લઈ જવાની તે આજ્ઞા આપતો સંભળાયો હતો. તમારાં નામ મેલી જશો? અમોને પુછવામાં આવ્યું.

નહીં, તેટલી કાંઈ અગત્ય નથી ; આપણે જવાબ દીધો. આપણે ત્યાંથી નીકળી પડયા, અને તરત મનસુબો કરવામાં ગુંતાયા. આટલી રાતમાં ચેશ્શામ ગાડીમાં બેસી કયાં હંકારી ગયો?

"તે કદાપિ એક મિત્રને મળવા ગયો હશે, તેનાં કામમાં મદદ આપવા." મેં કહ્યું.

'અથવા તો એવા એક પુરૂષને મળવા ગયો છે, કે જે કદી તેની ઉપરથી હવે નજર ખિસાડનાર નથી." રાથવેલ ભેદભર્યા સ્વરે બોલ્યા. એ વાત ઉપર હું ચમકયો. "પણુ રાતનાં" હું બોલ્યો. "તે લોકને મદદ કરનારા પણુ હોવા જોઈયે, નહીં!"

"રાત! ચંદ્રમાં જુવો—દીવસનાં સરખું અજવાળું આપે છે. ચેસ્શામ પર ગોળી ફોડતાં, તમારા બાવા રાત કે દીસ જોનાર નથી; પછી મદદગારો હોવો કે ના હોવો, તેની પણ દરકાર રાખનાર નથી."

"આપણે તત્કાળ પાછળ જવું જોઈયે!" હું પોકારી ઉઠયો. "એક પળ પણ નહીં ખોહોવી જોઈયે."

આપણે એક ગાડી ઠેડવી ચહડી બેઠા, અને બનતી ઉતાવળે 'નાઇસિ-રોઠ' સુધી હંકારી જઈ ત્યાં થોબાવવા ગાડીવાનને તાકીદ કરી. રાથવેલ ખરા હતા. ચંદ્રમાં આકાશ ઉપર બહુ ઊંચે ચહડયો હતો, અને ઘરો, વાડો, ઝાડો અને રસ્તે જતા લોકો સર્વે સ્પષ્ટ રીતે દેખાતા હતા. એ લીધે તે બે પુરૂષો પોતાનાં પ્રાણ હારી ઉદ્દેશ ઉપર નહીં મંડવાનું કાંઈ કારણ નહીં હતું. જેમ જેમ તે ધોરી રસ્તો ઉજ્જડ અને એકાંત આવતો ગયો, કે હું બીહીવા લાગ્યો, અને રાથવેલે ખરૂં અનુમાન બાંધ્યું છે એમ માનવા લાગ્યો. બનતાં લગી ઉતાવળે હંકારવાની હું આગ્રહ કરવા લાગ્યો.

રાથવેલ ચુપ બેઠા હતા. મારી ગાડી દોડાવાની યત્નમાં નહીં તેવણે વાંધો લીધો કે નહીં મને કુમ્મક આપી. તેવણુનાં કપાલ ઉપર કરડો દેખાવ ફરી વલ્યો હતો, અને ચિહડયા જેવા દિસ્તા હતા. વધુ વાર છુપું રાખવામાં કાંઈ ફાયદો નહીં, તેથી મારા બાપનાં શત્રુ સાથ, મારી લડાઈ વિષેની બોલચાલ થઈ હતી તે મેં તેવણુને કહી, અને એમાં મારો પેહેલ્લો દાવો છે, કરી જાહેર કર્યું. તેવણે મેં કહેલા સમાચાર ઉપર અજાયબી દેખડાવી નહીં.

"તમારા બાવાનો દાવો લાંબી મુદ્દતનો છે," તેવણ બોલ્યા. "કદી તેવણ તમારે સારૂં તે હક છોડશે નહીં."

આપણને જોઈતી કોઈ પણ ખબર–અંતર મેલવ્યા વિનાં કંઈ પાંચેક માઈલ હંકારી ગયા. એ પછી આપણે કોઈ બીજી ગાડીનાં પૈડાંનો અવાજ સાંભલ્યો, અને જરા વારમાં એક ગાડી આપણી સોડેથી પાસ થઈ. તે સામે માર્ગે જતી હતી, અને ખાલી જોઈ, તે ગાડીવાનને મેં હાંક મારી ઉભી રાખવાનો હોકમ આપ્યો. તેને આપણને ખબર કીધી કે, હમણાંજ ત્યાંથી અર્ધેક માઈલ આઘે એક ગ્રહસ્થને ઉતાર્યો હતો. એક ગોરો સરીખો અંગ્રેજ ગ્રહસ્થ, જે લંગડાતો ચાલતો હતો. એ લંગડાટ છતાં તે ગ્રહસ્થને બાકીની મુસાફરી પગે ચાલીને કરવી ઠીક લાગી. તેવણ પાસેનાં ગામડાંમાં જનાર હતા—એવી ખબર આપી, અને તે ગાડીવને તે ગ્રહસ્થને કયાં ઉતાર્યો, તે ચોકસ જગ્યાની નિશાણી આપણાં ગાડીવનને આપી, અને ગાડીવન તે જગ્યા સારી પેઠે ઓળખે છે કરી કહ્યાથી, આપણે તેને જવા દીધો, અને બનતી ઝડફે આપણી ગાડી ત્યાં હાંકી લઈ જવાને ફરમાવ્યું.

આપણે ગાડીમાં બેઠા ત્યારથી રાથવેલ જે ચીરડાઉ અને ચુપકીદીપણામાં હતા, તેમાંથી હવે જાગૃત થતા દેખાયા. હવે પોતે પણ ઉતાવળ કરવા લાગ્યા. પેલી દેખડાવેલી જગ્યા ઉપર ઉતરતાંજ ગાડીવનને એવણે ભાડું ચુકવી આપ્યું, અને ગાડીની અગત્ય નથી એમ કહી તેને રવાનાં કર્યો. બહુ ઉદ્દાર ભાડું આપ્યું, અને પાછી ફરતી ગાડીનાં પૈડાંનો સાદ સંભળાયો ત્યાં લગી મારો હાથ પકડી ઉભા રહ્યા.

"તેઓ બંધે આ જગ્યા ઉપર ભેગા થયાચ, અને કીનાંરા ઉપર ગયાચ" તેવણ બોલ્યા. "આપણે તેવણની પુઠે જવું જોઇયે."

હજી પણ ખભાં આગળથી જાણે મારા ઉપર કાબુ રાખતા હોય તેમ મારો હાથ મજબુત ધરેલો રાખીનેજ ચાલવા માંડયું. આપણા અને દરયા–કીનારાની વચ્ચેનો જે ભૂમિનો કકડો આવ્યો હતો તે તરફ આડા ફાટા. આપણે ત્યાંની ટેકડી—જો એ ટેકડી કેહવાઈ શકાય તો, કાંકે એ એવી વળણદાર રીતે કીનારા વેર ઢલતી હતી કે, કોઈ પણ પુરૂષ, આ તરફથી સેહલાઈથી ચઢી, પેલી તરફ ઉતરી શકે એવું હતું——એ ટેકડીની કોર લગી ગયા. આપણાથી થોડેક આઘે ભરતીની કોર આગળ બે પુરૂષો ઉભેલા હતા;—— એક ઊંચો, અને એક તે કરતાંને ઠીંગણો હતો; ઠીંગણાને લાંકડીનાં ટેકાપર ઉભેલો ચાંદરણીનાં અજવાળામાં મેં દિઠો. એમાં કાંઇ ભુલ નહીં હતી; મારા બાવા અને ચેશ્શામ બંધે ત્યાં હતા, અને એક બીજાં સાથ વાત કરતા દેખાયા.

"પ્રભુનો પાડ માનુંચ!" હું પોકારી ઉઠયો. "આપણે વખતસર આવી લાગાચ." એ પછી મારો હાથ, લાર્ડ રાથવેલનાં પંજામાંથી છોડવવાનાં તરફડયાં મારવા લાગ્યો; એવો ઇરાદો કર્યો હતો કે, હુ દોડતો કીનારા ઉપર ઉતરી પડું, અને આ બે શત્રુઓની વચ્ચે પડું. મારા મિત્રે તો મને જબરદસ્ત ઝાલી રાખ્યો.

"મને જવા દેવો." હું છુટવાનાં તરફડયાં મારતો બોલ્યો.

"શું કરવાની તમારી મતલબ છે?" તેવણે જોશ્શાભર્યા ધીમે સ્હાદે પુછયું.

"શું કરવું? જઇને એ યુદ્ધ અટકાવવી. હુ મારા બાપની જગ્યોએ ઉભો રહીશ. હું મારા હકનો દાવો કરૂંચ. મને જવા દેવો.

"કદી નહીં! સર લારેન્સનાં ઝીનાં વચ્ચે કોઇ પડી શકે! કદી નહીં! હયાં બેસી જાવો અને અંત જુવો."

હું, કેવળ વિસ્મયતામાં તેવણુને ટીકવા લાગ્યો. તેવણુની આંખો, ગોયા આતશથી ઝગઝગતી હતી. ચેહેરાની રેખે રેખે જલદમાં જલદ જોશ્શો લખાયલો હતો. મેં એક પળમાં જોઇ લીધું કે, વચ્ચે પડવાનો તેઓનો ઈરાદો નહીં હતો. તેવણુનાં વિચિત્ર વેહેમે તેવણુને ખાતરીપૂર્વક કહી મુકયું હતું કે, ચેશ્શામ મોહોતને નિર્માણુ કરાઇ ચુકાયલો છે. આજે પણુ એવાં થંડાપણુામાં એ વાત લખતાં મારે કેહવું પડેચ કે, તે વેળા હું રાથવેલને અર્ધા ઘેલા છે કરી માનતો હતો.

હવે વખ્ત તો ઉતાવળે પાસ થતો હતો. હું પણુ મારા મિત્રનાં જેવોજ વિકાલ બન્યો. "મને જવા દેવે" હું બોલ્યો. "નહીં તો હું ચીસ પાડીશ અને તેમને હરકત કરીશ."

મારો ઉપલો વાકય અરધો પુરો થાયે તે આગમચ, હું ભોંય ઉપર અરધો બેશુદ્ધ હાલતમાં રાથવેલનાં અંગનાં ભારી બોજા તલે કચડાઈ પડયો. તેવણે એક બાલકની પેઠે ભોંય ઉપર પછાડયો હતો, અને તે ઘડી સુધી એક માણુસ આવો બળવાન હોઇ શકે તેનો ખ્યાલ મને નહીં હતો. પારકી ભુમિએ ઉપર એવણે કરેલાં બળવંત કામોનો મધ્યમ

હેવાલ મેં વાંચ્યો હતો ખરો, અને બીજાંઓને બોલતાં પણ સાંભલ્યા હતા, પણ હું કદી માની નહીં શકતો હતો કે, કોઈ પણ જીવતું માણસ આ રીતે મારા અંગ ઉપર પડી આ રીતે મને નાચાર કરી શકે —અને એ રીતે દબાણ રાખવા સાથે એક હાથ મારા મોંહ ઉપર મેલી મને ગુંગરાવી શકે.

"ફીલીપ, તું મૂર્ખ છે." તેવણ કેહવા લાગા. "આ જગ્યા ઉપર ઠોબવાનાં, અને ચુપકીદી રાખવાનાં તમો સોગંદ લેવો તોજ, નહીં તો સઘળું થઈ ચુકે ત્યાં લગી, આજ રીતે તમોને કચડી રાખાંશ. એમ કરતાં તમોને બેભાન કરૂં તોપણ કાંઈ નહીં, પણ એમજ કરીશ. હવે બેમાંથી એક વાત પસંદ કરો."

મેં ફોકટમાં તરફડયાં માર્યાં. તેવણનાં હાથ અને પગ જાણે લોઢાંનાં સલીયા જેવા હતા, અને તેવણનો જબરદસ્ત પોંહોંચો હજી મારા મોંહ ઉપર મેલેલોજ હતો, અને લગભગ મને ગુંગરાવી નાંખ્યો હતો. હું દૂર્બળ અને નાચાર થઈ પડયો હતો.

"કબુલાત આપો." તેવણ બોલ્યા. "ચુપ અને શાંત રેહવાનાં વચન આપો, તમોને કસ્સાંની બીહીક રાખવાની જરૂર નથી."

એ હાલતનાં કરતાં બીજી કોઈ પણ હાલત હોય તે સારી. હેઠલ પેલાંઓ શું કરેચ્ય તે જોશી તો બસ. આજ ઘડીયે કદાપિ ચેરશામની પીસ્તોલ મારા બાપનાં બિસ્તર ભણી ટાંકેલી છુટી હશે

ત્યાં શુ ચાલેચ તે મારે જોવું જોઈયે. તેથી કોઈ પ્રકારની કબુલાતની નિશાણુ કરી; એ ઉપરથી રાથવેલે પોતાનો હાથ ખિસેડી નાંખ્યો, અને મને છુટો મેલ્યો.

"હયાં આવો ને સુઇ જાવો." તેવણુ હળુસે બોલ્યા. "એટલું ઉઅહ બનવાના મારો ઇરાદો ન હતો, પણ કોઈ ચીજ એ કામ ઠોબાવનાર નથી." હું કોર પર આવ્યો અને મારા આગેવાનની પાસે સુતો. હેઠનાં ફીનારા ઉપર આતુરતાઈથી જોવા લાગ્યો. પેલા બે પુરૂષો હજી સાથેજ હતા, અને ચાંદરણીમાં મારા બાપનો ચેહેરો મેં જોવાની યત્ન કરી. મેં જોયું કે તે શાંત અને ફિક્કો હતો, અને ઉદ્દેશની લેશભાર ચિન્હ વિનાંનો હતો. ઓ પ્રભુ! દશ મીનીટ પછી એ કેવો દિસશે. મારા બાપ એટલામાં વાંકા વળી કાંઈ ઉજલી વસ્તુ મેલી—રોમાલ હતો હુંધારૂંચ—પોતાના પગ આગળ રેતી ઉપર મેલ્યો. તે ચેશ્શામને દેખડાવી કાંઈ બોલતા હોય એવું દેખાયું. ચેશ્શામે પાછું 'હા' નું ડોકયું કર્યું. "નિશાન મુકી." રાથવેલે મારા કાનમાં કહ્યું. "પાસો ફેંકયો!"

"એટલે એનો અર્થ શું?" મેં હેભતથી પુછ્યું.

"એટલે, તેવો દરેક એ નિશાનથી થોડા પગત્યાં દુર જશે, ત્યાર પછી જેવારે તેમને ગમે તેવારે, પાછળ ફરી પીસ્ટોલ ફોડશે. જો એક ફોડે, અને તે નિશાણુ ચુકે, તો બીજું જણુ એ નિશાન લગી ચાલ્યો આવે, અને પેલા સામે વારાને ગોળી મારી, મારી નાખે! આ યુદ્દ મોહોતજ લાવશે, ફીલીપ. ચેશ્શામ, આ જગ્યા કદી જીવતો નથાં મેલી જનારો."

તેવણુ પોતાના વેહેમ ઉપર એટલા મજબુત હતા કે, તેવણુનાં સૌથી વાહાલા મિત્રનો જીવ પણુ, એવાજ નાજુક સૂત્ર ઉપર ટીંગાઇ રહેલો હોવા છતાં, કેવળ અત્યાનંદ સાથ એ સઘળું બોલતા હતા. હું ધુજવા લાગ્યો. એવી ભયંક રીતે મારૂં મોંહ સુકાઇ ગયું કે, જો હું ચીસ પાડવા ચાહતે, તોપણુ મારી જીભ ઉપડી ન શકતે. મને લાગું કે, હવે વચ્ચે આવવું બહુ અસૂરૂં છે. પરંતુ હું જાણુતો હતો કે, જો મારા બાવા પડયા તો, મારો આખ્ખો ભવ સંતાપ અને પશ્ચાતાપભર્યો થશે.

આપણી નિચે ઉભેલા પુરૂષો છુટા પડયા. હું જોઇ શકતો હતો કે તેઓએ બંધેયે તેમનાં જમણા હાથમાં કાંઇ ધર્યું હતું. વિપરીત માર્ગે બંધેયે કેટલાં પગલાં ભર્યાં, અને એ વેળા હેવો વિચાર મારાં ભેજાંમાં ધસ્યો કે કોણુ જાણે ચેસ્શામ, જે આવો પાપી અને દગલબાજ છે. તે કદાચ મારા બાવા તૈયાર રહે તે આગમચ પીસ્ટોલ ફોડી દીયે તો! એ ખુણુ કેહવાયે, પણુ એવાં કર્મથી તે અચકશે? આટલું નજદીક આપણુ બે શાક્ષિયો જોતા બેઠા છે, તેની તો તેને ખબર નથી. રાથવેલ પોતાની અદ્દભુત હાલતે ગોઠવાયલાં મનમાં શું વિચાર કરતો હતો કે, તે હું જાણુતો નથી. પણુ પેલા ઉજળા રોમાલ તરફ પુઠ મરડી, મારા બાવા થોડાંક પગળાં ચાલી ઉભા. એ વેળા મારી રગેરગ ધ્રુજતી હતી. દર પળ ચેસ્શામની ફોડે-લી પીસ્ટોલનો સાહાદ સાંભળવાની વકિ રાખતો, અને ખુન થશે કરી ધારતો હતો.

પણ નહીં, તે પાપી દુષ્ટ એટલી હિમ્મત નહીં ચલાવી શકયો. મારા બાવાની મુજબ તે પણ નેમેલા સ્થળ લગી ચાલ્યો, અને એ પછી બંધે પુરૂષો મોંહ ફેરવી ઉભા રહ્યા. તેવો બંધે વચ્ચેની વેગળાઇ કાંઈ ઝાઝી નહીં હતી. મને એવું લાગતું કે એટલી વેગળાઇએ એમનાંમાંની કોઈની પણ પીસ્તોલ તાંકેલી નીશાન ચુકશે નહીં. અરે! મેં વચન આપ્યા છતાં, હામ બીડી શા માટે મેં પોકાર્યું નહીં! હવે તો બહુ અસુરૂં થયું! બહુ અસુરૂં થયું! જો હું હમણાં બુમ પાડું તો, તે બુમ મારા વાહાલાનાં હકમાં નાશકારક સાબેત થાય! આ કંગાળ કરૂણુરસ બનાવ મારે છેલ્લે સુધી જોવો જોઇએ. પેલાં લોક ફરી એક બીજાની સનમુખ ઉભા હતા. આપણી તરફ ચેશ્શામની પૂઠ હતી. મેં જોયું. કે તેને પોતાની લાકડી નાંખી દીધી. અને આવી ઘડીએ પણ મનસે અજબ થવા લાગ્યો કે, ફરીથી તેને એ લાકડીની જરૂર પડશે શું! મારા બાવાનો ચેહેરો, આપણે જોઇ શકતા હતા. કીનો લેતા દૂત પેઠે શાંત, અચળ અને ભયંક હતો. તેવણ ફકત એક ખડકની મિસાલે હિલચાલ વગર દેખઇતી રીતે લાગણી વિનાંનાં ઉભા હતા. ઓ! શા માટે મારા બાવા એકેદમ પિસ્તોલ ફોડી પોતાનાં શત્રુને મારી નાંખતા ન હશે? એટલી વેગલાઇએ તેવણ પોતાની નેમ ચુકનાર નથી. કેટલો વાર થયો એ લોક એમ ઉભા રહ્યાય? શું કલાકો, મીનીટો કે પળો થઈચ? હવે ચેશ્શામ એક પગળું, બે પગલાં વધુ નજદીક આવ્યો——વળી એક બીજું પગલું ભર્યું! તેને પોતાનો હાથ ઊંચકયોચ! અરે,

મારા બાવા, તમો ફોડો! તમોને તે મારી નાંખ્યા આગમજ તમો તેને મારી નાંખો! રાથવેલે મારો હાથ પોતાનાં પંજામાં મજબુત દાબ્યો. હું તેવણુનો ચાલતો ઉતાવલો અને ઊંડો શ્વાસ સાંભળી શકતો હતો, અને આ લડાઇ નહીં અટકાવી તે માટે ભિત્તરમાં તેમને શ્રાપ દેતો હતો. જો બાવા માર્યાજ જશે, તો આ ખોટા મિત્રનો હું પ્રાણ લઇશ! હું એ વાતનાં સોગંદ લઊંછું.

આહ! ચેરશામની પિસ્ટોલ ઊંચકાઇ અને તે તાકેચ, ચંદ્રમાનાં તેજસ્વી કારણો તેની નલી ઉપર ચમકી રહયાં હતાં. હું વધુ વાર ખમી ન શકતો! જડીયાં માંહે મારૂં માથું ખોસી દઈ આંખો મીંચી. થઇ ચુકું. પિસ્ટોલનો અવાજ હવામાં પસરી રહયો! હું કુદકો મારી ઉભો થયો. ખુશીનું જોશભર ડસકું ભિત્તરમાંથી નીકલ્યું. મારા બાવા ત્યાં સિદ્ધા ઉભા રહયાચ—હમેશ મુજબનાં શાંત સઘળા દેખાવે જોતાં, જખમ થયા વિનાનાં દેખાતા હતા.

રાથવેલ મારી બાજુએ ગુંઠણુ મરડીયે બેસી જોશભેર મારો હાથ દાબતા હતા, પણ આપણી હેઠલ બનેચ તે દેખાવ વગર બીજા કસ્સાંનો વિચાર કરવાનો તે કાળ નહીં હતો. એક કમકમાતભર્યો વિચાર મારા મનમાં પાસ થાયેચ—હું એક માણુસને મરતાં જોવાનો હતો——તેને તેનું ઘટારતનું મળશે. જન્મમાં આ પેહેલ્લીજવાર એ પુરૂષને હું ભગ્તિમાન નજરે જોવા લાગ્યો. તેની ભુલે, તેનાં જીવને જોખમમાં નાંખ્યોચ કરી તે સારી પેઠે જાણતો હતો, તે છતાં તે પોતાની જગ્યો ઉપર જરા પણ હારી ખાધા વગર ઉભો રહયો હતો.

જાણે તેને નિર્દોષ અને ટપકા વગરની જીંદગી ગુજારી હોય તેમ હિંમ્મતથી મોહોતની વાટ જોતો ઉભો હતો. તે પળે તેનાં વિચારો શું હતા, તે કોણ કહી શકે? પેલો સખ્ત, ફિક્કો ચેહેરો, જેનું સુખ એને ચોરી લીધું હતું તે માણસનો મુખડો પોતાની સનમુખ જોતાં તેને શું લાગતું હતું, તે કોણ કહી શકે? તે ચેહરો, કે જે, નાં ક્રોધ, કે નાં મનોવિકાર દેખાડતો હતો, અને જે ઉપર મયા—દયાનો છાપ તદન દેખાતો ન હતો, તે જોતાં એનાં ભેજાંમાં કેવા વિચારો ભમતા હશે?

તેનાં મનનો મહા સંતાપ લાંબો વખત રહી ન શકયો. સર લારેન્સ એસ્ટમિયરે તેની તરફ ત્રણ પગળાં ભર્યા; તેવણે પોતાનો હાથ ઊંચકયો, અને ખુલ્લી બેપરવાઇથી પોતાની પિસ્ટોળ ફોડી. તેજ વખતે, તેનાં તડાકા સાથેજ રીચર્ડ ચેસ્શામે એક લથડતું પગળું આગળ ભર્યું અને ઊંધો પડયો.

મારા બાવાએ પોતાની ગોળીનાં પરિણામભણી બીજી વખત નજર પણ નહીં કરી. હાથમાંની પિસ્ટોલ ફેંકી દીધી અને સિદ્ધા ટેકડી તરફ આવી ચઢવા માંડયું. આપરે જોયું કે, એવણ લગોલગ આપણી સોડેથી પસાર થશે.

"આપણે એવણને ટોબાબ્યે?" મેં ધીમે સ્હાદે પુછ્યું. "નહીં, નહીં. આ રીતે હયાં સુઈ જાવો." મને ગોઠવતાં રાશ્વેલ બોલ્યા. "એવણ આપણને હયાં જોઈ નહીં શકશે."

આપરે સંતાઈ રહ્યા. એક કે બે મીનીટમાં આપરી આગળથી બાવા પાસ થયા. જાણે ચાંદરણી ધોરવા નીકળ્યા

હોય તેમ શાંત અને ધીમે પગલે તેવણ ચાલતા હતા. ઘોરી રસ્તા ઉપર પોંહોંતા હશે કરી હમે ધાર્યું ત્યાં લગી હમોએ તેવણુને જોયા કીધા.

રાયવેલનું ઉદ્દેશ નીકલી ગયું હતું. તેવણ ગમગીનીથી પણ ગંભીરપણે મારા ભણી ફરયા.

"મને માફ કરજો, ફીલીપ. પણ આ કામ થનારજ હતું. "એ દૈવા ધીનતા છે, એવું મને લાગતું હતું."

હું હજી તેવણુને માંફ નહીં કરી શકતો હતો. તેવણે એક ઘેલા કે બ્હાવરા માણુસની વર્તણુંક મારી સાથ ચલાવી હતી.

"ચાલો, આપણે કાંઠા પર ઉતર્યે. આપણે એ રીતે એક માણુસને પડતો મેલી નહીં જવાઈ શકાયે." હું બોલ્યો.

"હા, આપરે હેટલ જઇશું ખરા, અગરજો આપણે કંઇ કરી શકવાનાં નથી. તમારી માતા તરફની ગેરઈનસાફીનું વેર વલ્યું."

"મારા બાવા ક્યાં જતા હશે?" મેં પુછ્યું.

"આપણે જરા વારમાં એવણુની પુઠે જઈશું. સાંભલો તો! આ શાનો અવાજ?" ઘોડાની ખડીનો અવાજ ઘણે દુરથી આવતો આપણુને સંભળાયો.

"કુથેથી એવણ ઘોડો લાવેલા હોવા જોઈયે. તે હયાંજ કુથે ટોબાવેલો હોવો જોઈયે. તેવણ સલામત પાછા ફરશે એમ તેવણુને ચોકસ હતું; જોયું, ચેસ્શામને તેમ નહીં હતું."

આપરે ટેકરા ઉપરથી ઉતર્યા; હું દોડી ચેસ્શામ આગળ

ગયો, અને તેને મારા હાથોમાં ઉચકયો. રાથવેલ, જે સર-જનની પેઠેજ જખમોની વાત જાણતા હતા, તેવણે તેની નાંડ તપાસી, પછી તેના લુગડાંમાં પડેલું આંધરૂં દેખડાવ્યું, જે લોહીથી ભિંજાયું હતું. "બરોબર ભિત્તરમાં!" એવણ બોલ્યા. "આપણે એને કાંઈ કરી શકનાર નથી. તે તત્કાળ મરણ પામ્યોચ. જેમ પડયો હતો, તેમજ તેને નાંખો." તેવણ બોલ્યા, અને હું તેવણને તાબે થયો.

"બીજી પિસ્ટોલ, જે તમારા બાપે વાપરી હતી તે શોધી કાઢો. મેં તે શોધી કાઢી; રાથવેલે તે તપાસી જોઇતો તેની ઉપર રૂપેરી અક્ષરોથી ચેશ્શામનું નામ કોતરેલું હતું. તેની જોડી પેલા મરણ પામેલા માણસનાં હાથમાં મજબુત ધરાયલી હતી. રાથવેલે પેલો રોમાલ જે ભયંક્ર નિશાણ લેખે મુકાયલો હતો તે ઊંચકી પિસ્તોલને વિંટાલી પોતાનાં જબરદસ્ત હાથે કંઈ સાઠેક માઇલ દુર દરયા તરફ ફેંકી દીધી. "હ્યાં જરાજ પાણી ઉતરેચ ચઢેચ." તેવણ બોલ્યા. "એ, ત્યાં જ્યાં લગી કંઇ તોફાન ધરતીને અને દરયાને બદ્દલે ત્યાં લગી હ્યાં પડયું રેહેશે. ચાલી આવો, આપણે સારૂં કાંઇ કરવાનું રહ્યું નથી; હ્યાં ઠોબવું ભયંક્ર છે."

"આ કંગાલને એમજ આપણે મેલી ચાલી જઇયે શું?" મેં પુછયું.

"તમારા બાપના દીકરાનાં ચિતને યોગ્ય થાયે તેવું એને શું કર્યુંચ?—આવી જાવો." નારી નબળાઇનો તિરસ્કાર કરતા હોયે તેમ એવણ બોલ્યા. ખરેખર તે મરણ પામેલા

માણસને મારાથી કસ્સું ઘટતું નહીં હતું, તેથી હું મારા મિત્રની પાછળ ગયો.

આપણે ચાલતા પાછા મોનાકો ગયા. મારા બાવાને રાતો રાત શોધી કાઢવાનો વિચાર અમલમાં લાવવા માટે બહુ અસુરૂં થઇ ગયું હતું. હું પથારીપર ગયો, અને દુવા માંગી કે તે રાતનાં બનેલા કામનું કંઇ ભયંકર અનુક્રમનું પરિણામ નહીં નીપજે. એજ બીહીક મારાં ભેજાંમાં ભમતી હતી કે રખેને મારા બાવા રેચર્ડ ચેસ્શામનાં ખુન માટે કેદ પકડાએ—રખેને કાયદાની રૂએ તેવણ અપરાધી ઠરે. બીજે દિને સહવારે મારા બાવા માટે પુછપરછ ચલાવી. આપણને જણાયું કે નૉરીસ નામના ગ્રહસ્થે એક નાધલાં હોટેલમાં થોડાક કલાક ઉતારો લીધો હતો. તેવણે ત્યાંજ ભોજણ લીધું હતું, અને તે પછી બાહાર ગયા. આસરે અગ્યારેક વાગા પછી આવ્યા, અને 'નાઇસ' તરફ જવાનો ઈરાદો હોવાથી એક ઘોડો ભાડે જોઇએચ કરી કહ્યું. બીજે દિને કોઈ સોડે પણ તે ઘોડો પાછો મોકલાવસ કરી બોલ્યા. એ માટે જરા આનાકાણી કરી ત્યારે એ ઘોડાની કીંમત એ લોક સોડે મુકી જવા કહ્યું, કે તે જનાવર પાછું આવતાં તે નાણાં ઉપર દાવો કરશે. એ એક અજાયબીભરી માંગણી લાગી, પણ ઇંગ્રેજો ઓછા અદકા ઘેલાજ હોયે છે તેથી નવાઇ જેવું કાંઇ દિઠું નહીં. પેલાં નાણાં રાખી લઇ તે ગ્રહસ્થને ઘોડો આપવામાં આવ્યો. પોતાનો નાનો 'પોર્ટ ફોલ્યો' પોતાના ઘોડા સાથે બાંધ્યો, બીલ ચુકવી આપ્યું અને ચાલી ગયા.

એ પરથી ખુલ્લું માલમ પડી આવતું હતું કે, પેલું ફેન-સાફ કે વેરનું કર્મ પુરૂં થતાં તેવણ **નાઈસ** ભણી સવારી કરી ચાલી ગયા હતા. અલબતાં સહવારની પેહેલી ટ્રેને પાછા નીકળી પડશે, અને વળી એકવાર આપણા કરતાં થોડાક કલાક જલદી ઉપડશે. મેં એકદમ તેવણની પુઠેજ લનડન જવા ચાહ્યું, પણ રાથવેલે એ મારો વિચાર નામંજુર કર્યો.

"આપણે ઓછામાં ઓછા બે દિવસ અતરે કાઢવા જોઇયે" તેવણ બોલ્યા. "ખોદા જાણે, આપણું એકદમ જવાનું કેવા વેહેમો ઉભા કરશે! આપણે ગઇ રાત્રે કેટલાક ઓળખીતાઓને મળ્યા છૈયે. હવે મને તમારા બાવાની ફિકર નથી, તેવણને શાંતીથી ઇંગલંડ જવા દેવો."

મારી એ પાંતીની હરકતો તોડી નાંખી, બે દિન ત્યાં ઠોબ્યા. પ્રત્યેક પળ હું બીહતો હતો, કે ચેસ્શામની લાસ મળી આવવાની અફવા સંભલાશે. દરેક મીનીટે, પેલું હીલચાલવિનાનું ફીનારા ઉપર ઊંધું પડેલું શરિરનો હું વિચાર કરતો, જેની થોડીજ વેગળાઈ, તે વિક્રાળ ઉજળા ચેહેરાની આગળ મોજા ઉછરતા હતા. એવા ઉદ્દેશ અને વેહેમની હાલતમાં પડેલો હતો, કે એ ભુલી જવા ખાતર, મારે જુગારની રમતમાં દાખલ થવું દુરૂસ્ત લાગ્યું. પણ લક્ષ્મી હજી મારી ઉપર મેહેરબાન દિસી, સબબ કે, **માનટે કાર્લોમાં** હું આવ્યો ત્યારનાં કરતાં વધુ પૈસાવાલો થઈ હું પાછો ગયો.

આપણા પેલા ભાગ્યવાન મિત્રે ચેસ્શામની ગેરહાજરીની ચરચા કીધી.

"એને આપઘાત કર્યો હોય તેમાં નવાઈ નહીં," તે બોલ્યો. "હું ધારૂંચ કે, તે પુરો સફાઈ થઈ ગયો હશે."

બે દિવસ લગી કાંઇ નહીં સંભળાવાથી આપરે ઘર તરફનો રસ્તો લીધો. આપરે મોનાકોથી નીકળ્યા તેને બીજે દીને પેલી લાસ લોકોને જડી. તે જગ્યાએજ જાણે ભેદ કહી આપ્યો. કીનારા ઉપરની એ એકાંત જગ્યા હતી, અને ત્યાં એક પાયમાલ થયલો જુગારી મુવેલો મલ્યો—તેનાં ભિત્તરમાં ગોળી વાગેલી—તેનીજ પિસ્ટોલ તેનાં હાથમાં હતી. એવા બનાવોનાં ઈશારા અપાયે ત્યારે ભલા મી૦ બ્લાંકનાં કારખાનાં ઉપર દોષ આવતો. જ્યારે પણ એવો બનાવ બને ત્યારે વધુ ચરચા વગર ત્યાંને ત્યાં દાબદબાણ કરવામાં આવતી. એ મરણ પામેલા માણસ ઉપર દાવો કરનાર કોઇ નહીં હતું. તેને ભૂમિદા કરવા જેટલું નાણું તેના જેબમાંથી જડયું, તેથી તેને ભૂમિદા કરવામાં આવ્યું અને તેનું નામ ત્યાં ખબર હોવાને લીધે તે પથ્થર ઉપર કોતરાવામાં આવ્યું. જો તેનો કોઈ વારસ જગમાં હોય તો, તેની દોલત કાંઇ હતી નહીં, કે તે બાહાર પડી લીયે. ગાડીવનો જેઓ અમોને અને તેને એ સ્થળ ઉપર લાવ્યા હતા, તેઓએ એ વિશેનું કાંઇ સાંભલેલું નહીં, ને જો સાંભળ્યું હોય તો એ વિષેની કાંઇ ઝાઝી દરકાર રાખી નહીં. રીચર્ડ ચેશ્શામ મરણ પામ્યો અને ભૂમિદા થયો, અને એ બાબદ ઉપર કાંઇ વધુ સવાલ કરાવામાં નહીં આવ્યા. તેનાં ઓળખીતાઓએ એટલુંજ સાંભળ્યું કે તે જુગારની ટેબલ ઉપર ખાલી થયો અને પરિણામમાં આપઘાત કર્યો. "ગરીબ

આપડો !' તે લોક કેહતા. "સારૂં 'રબર' રમતો હતો, અને તક મળતે અમોને ખાલી કરતો.' એ એનો કોતરાએલો લેખ હતો.

---

## પ્રકરણ ૨૮ મું.

## સુલેહનો સંદેશો.

ઇંગલંડ તરફ પાછી મુસાફરી માડી તર્કો બાંધવામાં બહુ વખત રોકયો, અને કેઇ જગા ઉપર આપણુને એવણ ઘણું કરી મલશે તેની અટકલો ચલાવા લાગ્યા. રાથવેલનાં આશાભર્યા વિચારોજ મને દુઃખા અને બાધેલો થવાથી અટકાવતા હતા. તેવણનો ખ્યાલ હતો કે, મારા બાવા એકદમ લેડી એસ્ટરમિયરની ખબર કાઢવા મા૦ ગ્રેસને ત્યાં જશે, અને આપણે ફરીથી મલશું તે વેળા આપણે સાંભલીશુ કે, તેવણે પોતાની પત્નીની માફી માગી ચુકા અને તે મલી પણ ચુકી. મને એ ઉપર ભ્રાંતી આવતી પણ એ માનવાની યત્ન કરતો. તેવણની વર્તણુંક અને કરેલાં કામોની અક્કલ હુસ્યારી છતાં, મને ભય લાગતો હતો કે, જે વેળા એવણ પોતાના વેર લેવાનાં કામ પાછળ **મોનાકો**માં રોકાયલા હતા, તે વેળા મારા બાવા પોતાના કામોનાં કેવળ જવાબદાર નહીં હતા. પેલી વિચિત્ર મધ્ય રાતની યુદ્ધ અને પોતાના કામ ઉપર પૂર્ણ નિશ્ચળપણું કે પોતાનો શત્રુ મરાઇ ગયોચ કે હજી જીવતો છે તેની ખાતરી કરવાની પણ તજદી નહીં લીધી, એવું નિશ્ચળપણું, અને તે તરફથી એવો ચાલ્યા આવ્યા તે

હબ, ખુનની તોહોમતની સામે કસ્સી ચેતવણી કે હુશ્યારીની ગેરહાજરી, એ સઘળું વિચાર કરતાં, અને ચિત્ર આંખોમાં લેતાં એમજ લાગતું હતું કે, એવણ કેવળ મનની નિયમ–વિરૂદ્ધ સ્થિતિમાં હતા.

રાથવેલ એમાં મારી સાથ એકમત નહીં થતા હતા. મહારા બાવાની જગ્યા ઉપર તેવણ હતે તો તેવણ પણ એમજ કરતે એમ બોલતા. ઈનસાફ—સખત ઈનસાફ પોંહોંચી ચુકોચ; સલાહ સંપતિનાં અને સુખી દાહાડા પાછળ આવશે.

શેહેર આવતાંજ, બાજી એકવાર મી૦ ગ્રેસને જઈને મલવું કરી આપણે એકમત થયા. ગરજો તેવણ કાંઈ નહીં જાણતા હશે તો આપણે મીસીસ લી ઉપર ટેલીગ્રાફ કરીશું; જો મારા બાવા ત્યાં પણ નહીં હશે તો, મારાં માંયેને ત્યાંજ તેવણ હોવા જોઈએ, કાંઈ પણ માર્ગે એવણે એઓનું રેહેઠાણ શોધી કાઢા ખાતરો કર્યું હશે. આપણે ઠરાવ મુજબ મી૦ ગ્રેસને ત્યાં ગયા. તેવણે પોતાનાં ઘરાકને પાછા જોયા પણ નહીં હતા, કે નહીં તેઓ વિષે કાંઈ સાંભળાયું હતું. આપરે મીસીસ લીને ટેલીગ્રાફ કર્યા ખરો, પણ ટાર–ઉડ જેવા પરદેશ સ્થળથી પાછો ઉત્તર ફરી વળવાની ઉમેદ રાખ્યે તે આગમજ કલાકનાં કલાક વીતવા જોઈયે. એ પછી આપરે લેડી એસ્ટમિયરને ટેલીગ્રાફ કર્યો. એવો સંદેશો હતો કે કાંઇ ભેદ ખુલ્લો નહીં પાડી શકે. એટલુંજ પુછાવ્યું કે, કાંઈ પણ અસાધારણ તેઓ તરફ બન્યું ને. એવો ઉત્તર આવ્યો, કે "કાંઈ પણ નહીં—હું સારી પેઠે છેઉં." આપણને ખાતરી થઈ કે,

સર લારેન્સે પોતાની પત્નીને શોધી નહીં કાઢી હતી. વળી તે દિને બીજી વાર, મી○ ગ્રેસને ત્યાં હમો ગયા. આપણે ત્યાં હતા, તેટલાંજ એ વકીલને ટેલીગ્રાફથી એક સંદેશો આવ્યો હતો. એ સંદેશો, એસ્ટમિયર–કોર્ટનાં રખેવાલ અથવા કારભારી તરફથી આવેલો હતો:——

"સર લારેન્સ પાછા આવ્યાચ. તેવણ ડાવર–હાઉઝમાં છે, બહુ માંદા અને કંઈ તરેહવાર મિજાજમાં છે."

બીજી ટ્રેનમાં આપણે ઉત્તર તરફ ચાલ્યા. આપણે ગોઠવણ કરી હતી કે, મી○ ગ્રેસની હાજરીની ત્યાં જરૂર દીસે તો તેવણ આપણી પુઠે બિજે દિને સહવારે આવે, અને જો મારા બાવાની તબીયત બારીક માલમ પડી તો પોતા સાથે એક પ્રસિદ્ધ વૈદને લેતા આવે.

નજદીકમાં નજદીકનાં સ્ટેશનથી પણ ડાવર-હાઉઝ માઇલો ને માઇલો આઘે હતું. આપણે નિર્મિત જગ્યોએ પોહોંતા આગમચનીજ પ્રભાત ફુટી હતી. ઘરનાં લોકો જાગૃત થયાં હતાં, અને ત્યાંનાં કારભારીએ આપણને તરત આવકાર આપ્યો. તે લાર્ડ રાથવેલને આગલના વખતમાં ઓળખતો હતો, અને હું કોણ હતો તે સાંભળી પોતાનો સંતોષ જાહેર કર્યો કે, હું છેવટે મારા વંશનાં સ્થાન ઉપર આવ્યો. અમો લોકે તેની મુબારકબાદી ટુંકમાં પતાવી. સુજનતાઓ અદલ બદલ કરવામાં અને મુબારકબાદીઓ કબુલ કરવામાં વખત ખોવાને હું મારા બાવા માટે અતિ આતુર હતો. મેં નવળ વિશેશ પુછી.

"મીસીસ પેઇન તમોને સઘળું બહુ સારી રીતે કહી શકશે. હું તેણીને તેડું ચ." કારભારીએ કહ્યું.

મીસીસ પેઇને પોતાનો દેખાવ દીધો, એમાં કાંઇ સંદેહ નહીં, કે ઘરમાં નવાં આવેલાં કોણ હતાં તેની ખબર કારભારીએ આપી હતી, અને મારાંમાં સર લારેન્સ એસ્ટમિયરનો વડો પુત્ર નીકળી આવેલો જોતાં, તે લાયક સ્ત્રીને ઉપજેલી અજાયબી તેનાં મુખડા ઉપર ખુલ્લે ખુલ્લી ચીતરાઇ હતી, પણ તેણીની અક્કલ વાલી સ્ત્રી હતી, અને એ ભેદની તજવીજ કરવાનું હાલ તો મુલતવી રાખ્યું. શું શું બન્યું હતું તે તેણીએ થોડાક શબ્દોમાં કહી આપ્યું. સર લારેન્સે પેહેલ્લો એસ્ટમિયર–કોર્ટમાં દેખાવ દીધો. ગરજે તેવણને છેલ્લા જોઇને વરશો વીતી ગયાં હતાં, તો પણ તેવણને મીસીસ પેઇને પિછાણ્યા હતા. તેવણે પોતાનો એકાએક આવી લાગવાનો કસ્સો ખોલાસો આપ્યો નહીં. તેવણ સ્વમવત્ત રીતે ચાલતા હતા, અને આવતાં વાર પાધરા તેવણની પત્નીની પથારી વાળા ઓરડામાં ગયા અને સઘલા સામાનને લપેટેલો દેખી, ઘરની કારભારણ, જેણીએ તેવણની પાછળ જવાની હામ બીડી હતી, તેની તરફ ફર્યા અને પુછ્યું, કે લેડી એસ્ટમીયર કોર્ટમાં છે કે નહીં. મીસીસ પેઇન એનો ઉત્તર દેતાં હેબતી ગઇ હતી, પણ કેમબી લથડતી જીભે જાણ કરી કે, તેવણ કોર્ટમાં નથી. "આહ! ડાવર-હાઉઝમાં છે ત્યારે!" સર લારેન્સ બોલ્યા. "હું ત્યાં જઈ તેવણની સાથે થઈશ. એ લોકને કહો કે, મારા ઘોડાને જીન નાંખે."

હવે, બાપડી ભલી સ્ત્રી ઘબરાઇ ગઈ. તેણી પોતાનાં શે

ને ટીકતી ઊભી રહી, અને મનસે વિચારવા લાગી કે, શું કોઇ ભુત લારેન્સનો આકાર લઇ આવ્યોચ કે શું!

"તમોને કહ્યું તેમ કરો." સર લારેન્સ કરડી રીતે બોલ્યા. "તરત; મને વખત ગુમાવવો નથી."

તે ઊતાવળે બાહાર નીકલી અને પોતાનાં ભરથાર સાથે મનસુબો કરવા લાગી. તેઓ બંધે હેબતી ગયાં હતાં, અને પોતાનાં શેઠનુ ફરમાવેલું કરવાને બહુ આતુર હતાં. એવું બન્યું હતું કે એ ગામથી થોડેક વેગલે રેહતો એક ખેડુત તે ગામમાંનાં કોઇ પોતાનાં મિત્રોને મલવા ઘોડા ઉપર સવારી કરી આવ્યો હતો, અને બને ત્યારે પાવલો અરધો બચાવી શકે એવો સાવધ હોવાથી પેઇનની રજાથી કોર્ટની બાહારનાં એક ઝુંપડામાં પોતાનો ઘોડો બાંધી ગયો હતો, તેથી જૉન પેઇને આ ન ધારેલી તકે પોતાનાં મિત્રનો ઘોડો વપરાસમાં લેવાનો ઈરાદો કીધો. તેની ઉપર જીન નાંખી દરવાજા ઊપર લાવ્યો અને સર લારેન્સ જીન ઉપર ચઢે તે વેળા રેકાબ ધરી ઉભો રહયો. તેવણ જીન ઉપર ફલાંગ મારી બેઠા અને ઊતાવળે ઝીપલાવી ચાલ્યા. મીસીસ પેઇન અને તેણીનાં ભરથારને, ગરીબ લોકમાં કેહવત છે તેમ, ફુક મારતાં ઉડી જાયે તેવી હાલતમાં મેલી ગયા.

એ કેસ તો, જાણે તે લોકની સમજણનાં હદની બાહાર ગયો હતો. પણ કાંઇ કરવું જોઇયે ખરૂં; હયાં જોયે તો શેઠ મારતે ઘોડે **ડાવર-હાઉઝ** ચાલ્યા, જે સ્થળ, આ ઘરનાં જેવીજ હાલતમાં, એક મૂર્ખ ઘરડા અને તેની બાઇડીની સંભાળ તલે

પડેલું હતું. એ બંધે માટી ઍયર ઉતાવળે ત્યાંથી નીકળી પડયાં, અને ઘરનો કારભારી જે સોડેજ રેહતો હતો તેને આ બનેલા વિચિત્ર બનાવથી જાણીતો કર્યો અને તેને પેહલી બીહાક તો એ પેદા થઇ કે, કોઇ કાગલ કે ટેલીગ્રામ ગેરવલ્લે ગયું છે. આટલા વર્ષોની ગેરહાજરી પછી, સર લારેન્સ પાછા આવે એમ માંની નહીં શકતો હતો. એ લોક ઠગાયાં નથી, તેની ખાતરી કરવાને ઘણો વિલંબ લાગો. એ એજન્ટે કદી સર લારેન્સને દિઠા નહીં હતા, કારણ કે એ તો, ઘર ભાગી પડયા પછીનો નેમાયો હતો. પણ પેઈન્સ વાલા તેવણને ઓલખતાં હતાં, અને તેઓએ ખાતરી આપી કે, તે ખરો હકદાર પુરૂષ આવી લાગેલો છે, તેથી તે કારભારી મી૦ બ્લાકને પોતાને જાગૃત કરવાની ફરજ પડી. બનતાં લગી તો એ તકને છાતી આપવાનો ઠરાવ કર્યો; એ વિચિત્ર મિજાજી પુરૂષને બને તેટલી સગવડ કરી આપવી. થોડીજ પળમાં ઘોડો જોતરાવ્યો અને મીસીસ પેઇનને અને પોતાનાં ઘરની એક દાસીને લઈ પોતાથી બનતું કરવા ડાવર-હાઉઝ ભણી ઉપડી ચાલ્યો. સર લારેન્સ ત્યાં પોહોંતો અને પેલા બાપડા ઘરડાઓને પ્રાણ ઉડી જાયે તેમ બીહડાવી મુકયા. તેવણ અત્તરાફ સુઘજે જોવા લાગ્યા, અને કોણ જાણે કેટલાક નોકરો તેવણને જવાબ દેવા માટે તૈયાર હોય તેમ સાધારણ રીતે ઘર જલદીથી ઠીક ઠાક કરવાનો હુકમ આપ્યો. એ પછી તેઓ ઘર બાહાર નીકળી પડયા અને એવું ધારવામાં આવ્યું કે, અત્તરાફનાં ઝાડીનાં મેદાનમાં ભટકતા હતા. મીસીસ પેઈન, મી૦ બ્લાક, અને પેલી દાસીનું દીલ ઉતરી ગયું અને

હિમ્મત ખોઇ, પરંતુ શેઠની તાબેદારી તો કરવીજ જોઇયે. બૈરાંઓ ઉગ્ર સ્ત્રીયોની પેઠે મેહેનત કરવા મંડી ગયાં. એક કલાકમાં તો બેઠકનાં ઓરડા લગભગ વપરાસ લાયકનાં થઇ ગયા, ભોજણનો ઓરડો પણ તૈયાર કર્યો. તેટલાં મી૦ બ્લાક સર લારેન્સની શોધમાં નીકલ્યા. મલતાંજ તેને પોતાની ઓળખાણ પોતીકા શેઠને આપી, પણ એવો અવકાર મલ્યો કે તે ઉદાસ અને દુ:ખી થયલો ઘર પાછો આયો. સર લારેન્સે તેવણને ટુંકમાંજ કહયું કે તેવણને ઇજા નહીં દીયે, પણ જઈ પોતાનાં કાંમ પર ધ્યાન આપે. એવા અવકારે મી૦ બ્લાકને ધ્રુજતો કર્યો, કે એ ગેરહાજર શેઠનાં ઘર પાછું ફરવાનું એને વેદના ખમતો કરવાનું.

સર લારેન્સ છેવટે ફરીથી ઘરમાં દાખલ થયા અને ભોજણ તૈયાર છે કે, એમ થંડાઇથી પુછયું. મીસીસ પેઈને ઊતાવળાં જેવાં તેવાં ભોજણની માંડી ચાહી. તેવણે ચિંડાઇ ભવાં ચઢાવ્યાં.

"બીજી ભોજણની રકાબી પણ પરીસો" તેવણ બોલ્યા. "લેડી એસ્ટમિયર પણ હમણાંજ આવી લાગશે. હજી તેવણ આયાં નથી શું?"

મીસીસ પેઇન ત્યાંથી ચાલી ગઇ અને શું બનેચ તેની વાટ જોતી રહી. હજી ઘણું કરવાનું હતું. સ્પષ્ટ હતું કે, સર લારેન્સ રાત હયાંજ ગુજારવાનાં હતા; સુવાનો એક ઓરડો તૈયાર કરવો જોઈયે, અને વીસ કરતાં વધુ વર્ષથી બંધ પડેલા ઘરમાં એવો ઓરડો તૈયાર કરવો એ સેહેલું નહીં હતું.

સર લારેન્સને ઓરડામાંથી બાહાર નીકલતાં કેટલીએક વખત એ લોકે જોયા, અને તેવણને આગલા બારણાં ઉપર ઉભા રહી ગાડી આવવાનાં રસ્તા ઉપર નજર કરતાં જોયા હતા. તેવણ ગેટ ઉપર ગયા અને કોઈની આવવાની વાક રાખતા હોય તેમ રોડ ઉપર ટીકતા પણ એ લોક જોતાં. નોકરો ધારવા લાગાં કે, જેવા સર લારેન્સ એકાએક આવી લાગા તેમજ લેડી એસ્ટમિયર પણ આવી લાગશે. પણ રાત તો ગુજરતી ગઈ, અને હજી તેવણનું આવવાનું ઠેકાણું લાગુ નહીં. સર લારેન્સે કંઈ બીજો અંશારો આપ્યો નહીં. મીસીસ પેઈન ખાવાનાં ઓરડાનાં બારણાં આગલ છુપાઈને જતી અને સાંભળતી અને તેણીને એવોજ ખ્યાલ આવતો કે તેવણ એખલા એખલા મનસે વાત કરતા હતા. તે હેભતી ગઈ અને વાળુનાં વાંસણ ઊંચકી લાવવાને બ્હાને ઓરડામાં ધુસવાનો ઠરાવ કર્યો. તેણીએ બારણું ઊઘાડયું અને એક નજરે જોઈ લીધું કે ભોજણને કેવળ આંગલી પણ નહીં લગાડી હતી—જેમનું તેમ પડેલું હતું. અને એ ઉપરાંત સર લારેન્સ બાહાવરા અને ઘેલા જેવા દિસ્યા. પોતાનાં હાથ જોશ ભેર લંબાવતા, અને પોતાની ધણીયાંણીને તેડતા અને કાકલુદી કરતા.

તેવણ તદન સનેપાત ઉપર ગયલા હતા; હવે, તે લોકને એટલુંજ કરવાનું અગત્યનું લાગું કે, તેવણને ગમે એવી મેહનતે પથારી ઉપર લેટાડવા અને વૈદને તરત તેડવો. એ દરેક કાંમ મુશકેલીભર્યું હતું. પેહેલું કાંમ પુરૂં થતાંજ બીચારા ગરીબ મી૦ બ્લાકને પોતાનાં થાકલા ઘોડાને પાછો જોતરવો

પડ્યો, અને વૈદની મદદ માટે કેટલા ગાઉ આઘે જવું હતું. છેવટે વૈદ આવ્યો અને પ્રતિજ્ઞાથી કેહવા લાગ્યો કે, સર લારેન્સને ભેજાની તાપ લાગુ પડી છે. હમણાં તો કાંઇ ભય જેવું લાગતું નથી, અગરજો કાંઇ ચિન્હોની શુરૂઆત દેખાય છે ખરી. સહવાર પડતાં, બાપડા ગુંચવણમાં પડેલા મી૦ બ્લાકને મી૦ ગ્રેસ ઉપર ટેલીગ્રાફ કરવાનો વિચાર આવ્યો. ઑફીસ કેટલાએક ગાઉ આઘે હોવાનાં સબબે એટલે અસુરે હાથ લાગ્યો હતો. સર લારેન્સ ઘેર પાછા ફરવાની હાવી વિગત મીસીસ પેઈને હમોને આપી.

એ હકિકતે તેણીનાં બધે સાંભળનારાંઓને ફિકરમંદ કર્યાં, અને મારા બાપની હાલની સ્થિતી, એવણ મોનાકો હતા તે વેળાની સ્થિતિ સાથ સરખાવતાં મને એવી બીહીક ઉત્પન્ન થઇ કે, છેલ્લા થોડા દિવસનાં દબાણે મારા પિતાનું ભેજું ખસેડી મેલ્યું. હું તરત તેવણ કણે જવા ચાહતો હતો, પણ રાથવેલે ઠરાવ કર્યો કે, આપણે પેહેલ્લાં વૈદને મલ્યે અને તેની સલાહ લેગે. તે ઘરમાંજ હતો. મી૦ બ્લાકની વિનંતીથી રાત ત્યાંજ રેહવાનું માંથે લીધું હતું.

"સર લારેન્સ બહુ માંદા છે—તાવ લાગુ પડી છે ખરી, પણ તે તાવ એટલી સખત નથી, કે તેવણને દેવાની અને વિચિત્ર હાલતમાં લાવી મેલે" વૈદ બોલ્યો પોતે આવી માંઠી ખબર આપવાને બહુ દલગીર હતો, પણ તે એમ બીહતો હતો કે કંઈ હૃદયને લગતું નુકસાન પોંહોંચેલું છે. તેની અસર અંધામી હોય કે જાયુક હોય તે હમણાં બોલાઇ શકાતું નથી. એટલું તો નિશ્ચે હતું કે હમણાં લગી તો તે

બેમાર એટલી ભયમાં નથી, આપણાંથી તેવણુને મલી શકાશે; પોતાનાં મિત્રો પોતાની આતરાફ છે, એમ જાણી કદાપિ તેવણુનું મન સ્વસ્થ થશે. વૈદ આપણુને મારા બાવાનાં ઓરડામાં લઈ ગયો. તેવણુ આંખ પુરી ખુલ્લી રાખી પડયા હતા; એ આંખો કાળી, ઝગઝગતી અને ઉત્કંઠિત દીસ્તી હતી. અમો માંહે પેસતાંજ, તેવણે પોતાની નજર અમો ભણી ફેરવી, અને મને એવું લાગ્યું, કે મારી ઉપરથી તરત ખીસી ગઈ અને રાથવેલ ઊપર ઠસી ગઇ. જેવા તેવણુનાં જુનાં મિત્ર તેવણુની સોડે ગયા, કે તેવણુ પથારી-ઉપરથી અર્ધા ઊઠયા અને હાથ લંબાવ્યા.

"ફ્રાંક! ફ્રાંક!" તેવણુ પોકારી ઉઠયા. "તેવણુ ક્યાં છે? તમો સાથ આવ્યાં કે?"

"હજી નથી આવ્યાં, પણ તેવણુ જલદી આવશે." રાથવેલે ઊત્તર દીધો.

"જલદી! કેટલું જલદી! શા માટે તમોએ એણીને મારા આગળથી વેગળી રાખીચ? આટલો લાંબો કાળ શા માટે તમોએ મને એનાંથી જુદો રાખ્યો? મારગ્રેટ! મારી વાહાલી મારગ્રેટ! અસૂરૂં થવા આગમજ આવી જા!" છેલ્લા શબ્દો ફરીથી ને ફરીથી બબડતા પાછા પથારી ઉપર પડયા.

"મારા પ્રાણ! મારા કણે આવ!"

હું તેઓની પથારીની બાજુએ જઇ ઉભો અને તેવણુનો હાથ ઝાલ્યો. "બાવા," હું બોલ્યો, "તમો મને પિછાણો ચકે?"

"હા, હું તમોને પિછાણુંચ—તમો મારા વડા પુત્ર છેવો. પણ તમો તો મારા દુઃખી અંધકાર દિવસોમાં મારી સોડે રહયા હતા. હવે મને મારો પુત્ર જોઇતો નથી, મને મારી પત્ની જોઇયેચ! નિર્દય! નિર્દય! શા માટે એ લોકે તેણીને મારાથી છુટી રાખીચ? અરે, મારગ્રેટ! તે દાહાડા બહુ—બહુજ લાંબા લાગતા હતા! આવી જા!"

એમ બોલતાં સાદ બહુજ ધીમો પડી ગયો; તેવણ પોતાના હાથ બહુ દયામણી રીતે લંબાવતા—ઉઠાવતા. "આવી જા!" વર્ણન ન કરી શકાયે એવા હેતથી કેહતા. હું ઉઠયો અને રાથવેલ સોડે ગયો.

"હમણાં, છેલ્લા બનેલા કોઈ પણ બનાવો યાદ નથી એવું લાગેચ." રાથવેલે ધીમે સાદે મને કહયું "તમારે જઇને તમારી માંયેને લાવવાં જોઇએ."

"તેવણ આવશે?" મેં પુછ્યું. કારણકે નિર્દય, બેદરકારી અને શરમનાં વર્ષો, જે તેવણે ભોગવ્યાં, તે મારી આંખની સામે ઉભા થયા, અને મેં ઉપલો સવાલ કર્યો.

તેવણ કણે જાવો, અને કેઈ હાલતમાં તમો એને છોડી આવ્યાચ તે સઘળું કહો; કેવા એવણ હયાં પડયાચ અને તેણીને તેડેચ તે કહો; તેવણ આવશે, નહીં તો આટલી મુદતથી ધારતો આવેલો છેઉં તેવી બાનું તેવણ નહીં હોય!"

"એ હલુસે કાંએ તમો વાત કરોચ?" મારા બાવાયે પોકાર્યું. "તમોએ તેણીને સંતાડીચ શું? ફ્રાંક! બેવફા!

મિત્ર! તમોએ તેણીને લઇ લીધીચ શું? તમોએ એકવાર તેણીને ચાહી હતી; તમોએ એ વાત મને કેવળ કહી નહીં હતી, પણ હું સમજી ગયો હતો. તેણીને મને પાછી આપ!"

રાથવેલ તેવણુની સોડે ગયા અને ખભાં ઉપર હાથ મેલ્યો. "ફીલીપ તેવણુને લઇ આવવા જાએચ, ધીરજ ધરો."

"ફીલીપ કોણ? મારા પુત્રને જવા દેવો—મારા વડા પુત્ર લારેન્સને જવા દેવો. મને બીજો પણ એક દીકરો છે, પણ તે હજી નાદાંન છે. લારેન્સને મોકલો."

"જો તમો ધીરજ રાખવાની અને શાંતીથી ઠોબવાની કબુલાત આપો તો તે તત્કાળ જશે." રાથવેલ બોલ્યા.

"મેં વર્ષોથી ધીરજ નહીં રાખી, અને ઠોબ્યો નહીં શું? લાંબા અંધારા દુઃખભર્યા વર્ષો ધીરજથી નહીં કાઢયા? મારી ધીરજ હવે પુરી થઇચ. મારગ્રેટ મારી ઉપર દયા લાવ, અને આવ!"

બહુ ઉદ્દેશ અને મન-સંતાપનાં ચિન્હો દેખાડવા લાગ્યા. પણ રાથવેલ પોતાની કબુલાત બોલી, શાંત કર્યા.

"તુત જાવો, લારેન્સ," તેઓ મારા ભણી ફરી બોલ્યા. મેં બાવાનો હાથ હેતથી દાબીને કોટી કીધી અને ઓરડાથી બાહાર નિકલ્યો. થોડાજ વખતમાં રાથવેલ મારી પાછળ આવ્યા.

"પથારીયે જાવો, અને નિંદ્ર ખેંચો." તેવણુ બોલ્યાં. "પ્રભાતે ગાડીમાં હ્યાંથી હંકારી જાઓ, અને પેહલી ત્રેન

પકડી પાડો. તમો જવા આગમજ હું ફરીથી તમોને મલી નહીં શકીશ, મારે તમારા બાવા આગળજ ઠોબી રેહવું જોઈયે."

"મને રાતનાં તેઓની સંભાળ સારૂં આગળ બેસવા દેવો." હું બોલ્યો.

"નહીં; જ્યાં લગી તેઓનાં કામ ઉપર ગયા છો કરી માનસે ત્યાં લગી, હું તેવણુને શાંત રાખી શકીશ. તમારાં માયેને સઘળું કેહજો અને તેવણુને લીધા વિનાં પાછા આવશો નાં. જો તેવણુ તરત ત્યાંથી ઉપડશે તો આવતી કાલે સાંહાંજે તમો હયાં રેહેશો." મેં ઘણા સખત કાલાવાલા કરયા કે હયાંથી ઉપડું તે આગમજ એકવાર મારા બાવાને મને જોવા દીયે, પણ રાથવેલ મજબુત રહયા. તેવણે કબુલાત આપી કે, સહવારનાં તેવણુ મને મલશે અને મારા બાવા કેમ હતા તેની ખબર મને આપશે. મારી ઉપડવાની વખતે હું સાંભળી ખુશી થયો કે તેવણુની તબિયત જેમ હતી તેમ છે, વધુ બીગડી નથી. જેટલો વાર રાથવેલ ત્યાં રેહતા, તેટલો વાર તેઓ શાંત રેહતા; તેથી સારાંની વક્રિ રાખી, જે જે બન્યું તેની વિગત મારી માતા લેડી એસ્ટમિયરને કેહવા ગયો. તેવણુ ડારસેટશાયરમાં તેવણુની એક જુની સહીનાં ઘરમાં રહેલાં હતાં. મને તે જગ્યાનું તેમજ તે સહીનું નામ માલમ હતું, પણ ત્યાં જવાનો સરળ માર્ગ શોધી કાઢતાં મને ઇજા પડી. એમ હોવાથી મેં ભુલ ખાધી, કે પછી મને આડો માર્ગ બતલાવામાં આવ્યો તેથી રાતનાં દસ વાગે તો મારા નિર્ણય સ્થળથી બાર ગાઉ કરતાં

વધુ વેગળાઇએ હતો. કંઇ કરાકુટે એક ગાડી મલી ખરી, પણ ઘોડો થાકી ગયલો, તે સાથે રસતો પાહડી હતો, અને મારાં માયે જ્યાં ઉતર્યા હતાં તે ઘરનાં બારણાં આગળ આવી પોંહોંતો ત્યારે લગભગ મધ્ય રાત થઇ ગઇ હતી.

ઘરનાંઓ સઘળાં પથારીયે ગયાં હતાં, પણ મારૂં કામ નહીં ઢીલ કરાયે તેવું, કે નહીં **આચાર** કે **વિવેક** ઉપર ઉભો રેહવા દીયે તેવું હતું. મારી પોતાની લાગણીયો પણ મને પોતાને બેટા તરીકે મારી માતાને જાહેર પાડવા સવારૂં પડે ત્યાં લગી મને ઠોબવા દીયે તેવી નહીં હતી. ઘટ વગાડતાં અને એ મારાં તેડાંનાં ઉત્તરની વાટ જોતાં, મારી છાતી બહુ જોરથી ધડકતી હતી. બારણાંઓની આડી અને સાંકર ઉઘ-ડાતાં સંભળાઈ, અને બારણું આસરે ત્રણ ઇંચ ખુલ્યુ. કોઈ એક માણુસે મારૂં કામ પુછ્યું. મેં કહયું કે, એક ઘણીજ અગતની વિષય સારૂં લેડી એસ્ટમિયરને મલવાનું છે. મેં મારૂં નામ આપ્યું અને મને માંહે લીધો, પણ બારીકીથી તપાસ કર્યા વિનાં નહીં.

ઉંઘરેટા દેખાવનો એક નોકર એક ઓરડામાં મને લઇ ગયો, અને એક દીવો સળગાવ્યો, અને લેડી એસ્ટમિયરને તેડી લાવવા ગયો. હવે પછી શું બનનાર હતું તેનું ચિત્ર પાડતો હું બેઠો. થોડીજ મીનીટમાં તેવણ આવી લાગા. એક નાંજુક ઝભો તેવણે માંથાથી તે પગ વેરનો પેહડેલો હતો; તેવણનાં સોહામણાં અને અજબ–દેખાવનાં બાલ ઝુલતા હતા. જે ધાસતી તેવણને પેદા થઇ હતી, તે ધાસ્તીએ એવણનાં ચેહેરાને ઓર વધુ વિલક્ષણતા અને ઉત્સાહ આપ્યો હતો;

આ ઘડીયે, જે વેળા, કે હું તેણીનો વડો પુત છેઉ કરી. તેણીને ફવા આયો હતો તે ઘડીએ દેખાતાં હતાં તેવાં સોહામણાં અને મધુર કદી દિસ્યાં નહીં હતાં.

તેવણ ઉતાવળે પગલે મારા ભણી દોડી આવ્યાં.

"ફીલીપ," તેવણ બોલ્યાં. "આટલી રાતનાં! શું બન્યું? વેહેલ્લું મને કહી દેવો. વાલેનટાઇન–પેલો શેકાર—"

"વાલેનટાઇન બહુ સારી પેઠે છે, લેડી એરટમિયર. મેં તેવણને જોયા નથી, પણ થોડાજ દિન ઉપર સાંભળ્યું હતું કે, તેવણ સારી પેઠે છે."

"કલાડીન—બોલો, મને વેહેમમાં નાં રાખો."

"કલાડીન પણ હું આશા રાખુંચ કે સારી પેઠે છે."

"પ્રભુનાં શુક્ર! તમો વાલેનટાઇનનાં કે કલાડીનનાં માઠા સમાચાર લાવ્યા નથી. કાંઇ પણ બીજું હશે, તે હું ધારુંચ કે હું સહન કરી શકીશ. તમો ઘભરાયલા દિસો છો–તમારે કાંઈ કેહવાનું છે?"

"મેહરબાની કરી બેસો," એવણને એક સોફા ભણી લઇ જતાં હું બોલ્યો. હું પણ તેવણની સોડે બેઠો, અને હજી પણ તેવણનો હાથ ઝાલેલોજ રાખ્યો હતો. તેવણ અચર્ત થયાં, પણ પોતાનો હાથ ખેંચી નહીં લીધો.

"શું છે તે મને કહો." તેવણ બોલ્યાં.

હવે, છેલ્લા થોડા દાહાડાનાં અરસામાં, મેં મારા મનસે એ દેખાવ, અને મારે શું શું બોલવું તે સઘળું ભજી રા-

ખ્યુ હતું. એ મારા સમાચાર બનતી ધીરજથી કેહવાને હું આતુર હતો. એનો વિચાર મનમાં તાજોજ રાખી, મારે જે જે કેહવાનું હતું તે સઘળું મનમાં ગોઠવી રાખેલું હતું; પણ હવે જ્યારે તે ઘડી આવી, કે તે શબ્દો અને કલ્પનાં જાણે ગુમ થઈ ગઇ—પ્રત્યેક વિચારો એકજ લલુતા અને એકજ ઈચ્છામાં જાણે ડુબી ગયા—એજ વિચાર, કે, મારી માતાને બાઝી પડવું અને હું તેણીને સર્વદા ચાહતો રહીશ એવી પ્રતિજ્ઞા કરવી અને આટલી મુદ્દતથી જેને સારૂં હું ટવળતો હતો, તે હેત મને આપવાની વીનંતી કરવી.

પણ એ મારી ઇચ્છાને તાબે નહીં થઇ શકયો. આવી ઓચિંતી પ્રસિદ્ધતાનાં પરિણામ માટે હું ધ્રુજવા લાગ્યો; એની અસર **મારી** ઉપર કેવી થઈ હતી તે મને યાદ હતું. પણ હું તો બળવાન માણસ હતો—અને મારી માતા નાંજુક પ્રકૃતિની કોમળ સ્ત્રી હતી. મે પોતાને દબાણમાં રાખ્યો.

"હું સારા તેમજ માઠા સમાચાર લઈ આવ્યોચ." હું બોલ્યો. "પણ તે બંધે એવા મ્હત્વ અને વજનદાર છે, કે મારે તમોને આટલી મોડી રાતે પણ છંછેરવાં પડયાં."

તેવણ ફિકરથી મુજને ટીકવા લાગાં. "પ્યારાં લેડી એસ્ટમિયર," હું બોલ્યો. શું બન્યું તે હું કેમ કહી શકું ? જે પુરૂષ ઉપર તમો એકવાર ઘણી ચાહેનાત રાખતાં હતાં તે પુરૂષ તરફથી આવ્યો છું. તેવા એક પુરૂષ, કે જેવણે તમોને બહુ નુકસાન કર્યુંચ, જે તેવણ પ્રાયશ્ચિત કરી આપવા ચાહેચ." એ સાંભળતાં તેવણનો ચેહરો ઉજળો થઇ ગયો.

"દુન્યામાં એવા પણ નુકસાનો હોય છે, જે કદી પ્રાયશ્ચિત કરાઇ શકાય નહીં," તેવણુ બોલ્યાં.

"નહીં; તેનો અવેજ તો કદી વાળી નહીં શકાય, માત્ર ક્ષમા કરાઇ શકાય. લેડી એસ્ટમિયર, હું તમારા ભરથાર, સર લારેન્સ કણેથી આવ્યો છેઉં." તેવણુ કાંઇ બોલ્યાં નહીં, પણુ પોતાનો હાથ ખેંચી લેવાની યત્ન કરવા લાગાં.

"હું એક સંદેશો લઈ આવ્યો છેઉં, તમો સાંભળશો ? સુલેહનો સંદેશા છે." તેવણુ અજબ તરાહનાં અવાજે હસી પડયાં, અને એવી ઝડફથી પોતાનો હાથ ખેંચી લીધો, કે એ હીલચાલ હું અટકાવી નહીં શકયો. ઉઠીને ઉભાં થયાં અને મને જોવા લાગ્યાં.

"નિદાને," તેવણુ કડવા સ્વરથી બોલ્યા. "નિદાને આવ્યું. **એક આખો જન્મારો અવમાનભર્યા તિરસ્કારે ગુજાર્યા પછી, હવે મને એક સંદેશા મોકલવાની કૃપા કરેચ—સંદેશો.** કદાપિ, હું ધારૂંચ, મી૦ નૉરીસ, કે, હમણાં તમો એવું હુમેરશો કે, **માફીનો** સંદેશા મોકલ્યોચ."

"નહી, તેમ નહીં ! મારૂં સ્તય માંનો, બાતું, કે દરેક વિગત ખુલ્લી પડીચ. તમોને પોતાનાં વેહેમોથી કેવો સંતાપ આપ્યોચ તે તેવણુ જાણેચ—જાણેચ, કે, એક ફીતુરી દૃષ્ટ હુચ્છાથી એવણુ છેતરાયા હતા."

"એવણુ એ સઘળું જાણેચ ?

"સઘળું;" "અને તે છતાં, તમોને મારી સોડે મોકલેચ ! હે ! વિશ્વ ! આતો શ્રેષ્ઠ બેઇનસાફી ! આતો બહુજ

દુષ્ટ! જો મેં એકવાર એવો સ્વપ્નવત ખ્યાલ કર્યો હોયે, કે, એક દહાડે એઓ સત્યતાથી જાણકાર થશે—પોતાની ભૂલ જોશે, તો તે સાથ મેં એમ પણ વિચાર્યું હતું કે, તેમ થયા પછી તેવણ **જાતે** આવશે, અને તેવણનાંજ મોંહથી સઘળી વિગત સાંભળીશ! પરંતુ, તેવણે **બીજાને** મોકલ્યો."

તેણીનાં સ્વરમાં સમાયલો ધિક્કાર વર્ણન નહીં કરી શકાય એવો હતો.

"મને ખોલાસો કરવા દેવો." મેં ઉત્સાહથી બોલવુ શુરૂ કર્યું.

"**ખોલાસો!** હા; સર લારેન્સ એસ્ટમિયરે, એ પોતાનું ફરમાસી કામ, તમો, જેવો, હું ધારૂંચ કે તેવણને એક અજાણ્યા પુરૂષ દાખલ છેવો, તેવાંને શા માટે ભલવણ કર્યા, તેનો ખોલાસો કરી શકશો, હું ધારૂંચ!"

તેણીની પોતાનાં આ વાજબી ક્રોધમાં કેવી મધુર દીસતી હતી! અરે! એક પળ પણ વધુ, મુજને, કોણ હતો તે જાહેર કરી દીધાથી શી રીતે અટકયો હોઇશ!

"એ કામ માટે તેઓએ મને ચુંટી કાઢયો, કારણ કે સઘળો ખરો ભેદ એવણને ખુલ્લું કરી આપનાર ભાયગશાળી **હુંજ** છેઉં, અથવા **હતો.** વાહાલાં લેડી એસ્ટમિયર, એ ખરાં ભેદને પોહોંચવા મેં રાત ને દાહાડો મેહનત લીધી. અકસ્માતે મુજને મદદ આપી; તમારી સેવામાં રહેલી એક ચાકરડીનાં મરણ શૈયા ઉપરનાં એક પાપ—સ્વિકારે સઘળું મને જાહેર કર્યું; સર લારેન્સે તે સાંભળ્યું અને તેવણની ખાતરી થઇ."

તેણીનો સ્વર, હવે થંડો આવેશ વિનાનો થઈ ગયો.

"તમારી નેક, ભલી ધારણાંઓ માટે તમારો આભાર માનુંચ, મી૦ નારીસ. પણ તમારી ઉલટે ખોટો માર્ગ ધર્યો છે; જે કંઈ તમોએ શોધી કાઢયું, તે હું ધારૂંચ કે, સર લારેન્સને જો ભાવનાં હતે તો તેવણને પણ જણાતે. આપણે એ વિશેની વધુ તકરાર કરીશું નહીં. સાહેબજી–તમારા સારૂં પથારી તૈયાર કરવામાં આવશે."

તેવણ ખરેખર ઓરડામાંથી ચાલી જતાં હતાં. પાછળ જઈ તેવણને મેં પકડયાં. "મારે હજી બીજા સમાચાર કેવાનાં છે, એકરતે પણ વધુ અદ્ભુત સમાચાર." મારા સાહાદે મારો મનોવિકાર દેખાડેલો હોવો જોઇએ. તેવણ પાછાં ફર્યાં અને અજાયબી સાથ મને જોવા લાગ્યાં.

"મેં તમારા વડા દીકરાને જોયોચ," હું બોલ્યો—"લારેન્સ એસ્ટમિયરને !" તેવણ ધુજવા લાગ્યાં અને ટેબલ ઉપર હાથનો ટેકો દીધો.

"વાલેનટાઈન મારો દીકરો છે," તેવણ બોલ્યાં "મને કોઈ બીજો દીકરો નથી."

"હા;" મેં જોશથે પોકાર્યું. "તમોને બીજો પણ છે. એવો એક, કે જેમ વાલેનટાઇન તમોને ચાહેચ તેમજ તે પણ ચાહશે; એવો એક, કે જેને કદી માતાની પ્રીતી ભોગવી નથી—જેને હમણાં લગી ખબર નહીં હતી, કે તેની માતા જીવતી છે. જેને બાળપણથી ખોટા નામમાં ઉધાર્યોચ ! અરે, તમો ખરો ભેદ જોઇ નહીં શકતાં ! વાત કરો !

મારી સાથ વાત કરો !" તેણીની આંખો મારા ચેહેરા ઉ-પર ખોબી ગઈ હતી તેણીનાં હોઠો, જાણે કંઇ બોલવા માંગતા હોય, પણ બોલાતું નહીં હોય તેમ ધ્રુજતા હતા.

"સર લારેન્સની તરફથી હું શા માટે આવ્યો !" મેં આવેશ સાથ પોકાર્યું. "કારણ કે, સર લારેન્સ એસ્ટ-મ્યિર અને મારા બાવા બંધે એકજ પુરૂષ છે—કારણકે, હું તમારો બેટો છેઉં ! ઓ માં ! મારી પ્યારી માં ! યાદ કરો કે, મારાં ઉગતાં બાળપણમાં પણ એક માતાની પ્રિત મેં જાણી નથી. મને છાતીસે દાબો—મને વાહાળથી પાસાં-માં લેવો, અને આશીશ દેવો !"

એમ બોલતાં મારા બંધે હાથ મેં તેમની અતરાફ વિં-ટાલ્યા અને હેતથી બાઝી પડયો. કેટલીક પળ વીત્યા કેડે મને ખબર પડી કે, મેં તો એક નિર્જીવ ખોખાંને છાતીસે ધર્યું છે; તેણીની બેશુદ્ધ થઈ ગઈ હતી. મેં તેવણને કોચ પર લેટાડયાં અને કપાળ ઉપર પાણી છાંટવા લાગ્યો; મેં કોઇની મદદ માંગી નહીં. કોઇનો નહીં, પણ **મારોજ** હાથ તેણીને અડકવો જોઇયે. થોડીજ વારમાં તેણીને એક ઉંડી નિસોસ મેલતી મેં સાંભળી, અને પછી આંખ ઉઘડી.

હવે તે રાતની વિગત આપવાની થોડીજ અગત છે. કલાકનાં કલાક અમો માંયે દીકરાં એક મેકને બાઝીને બેઠાં. થોડાજ અને છુટા છુટા શબ્દો કાંઈ અદલબદલ થતા હતા. આપણાં જીગરોમાં વ્યાપી રહેલી ખુશી, એવી મહાન અને અસ્ત કરનારી હતી, કે આપણાંથી વાત થઇ શકાતીજ નહીં

હતી. એવી અજબ રીતની, કે મારી પેહેલી હર્ષ નિમગ્નતામાં હું લગભગ વિસરીજ ગયો, કે આપણાંથી થોડીજ વેગલાઇએ પૃથવિનાં એક ભાગ ઉપર એક પુરૂષ પડેલો છે, જેનો જીવડો કદાચિત મારી માતાની ક્ષમા ઉપર ટિંગાઈ રહયો હશે.

"માંયે," હું ધીરેથી બોલ્યો. "મારાં પ્યારાં માંયે, તમો મારી સાથ આવજો. મારા બાવા સોડે આવજો."

"નહીં; હું નહીં આવી શકું; હું નહીં આવી શકુ; તેવણુને મારા પાસ આવવું ઘટેચ."

"તમે આવશો મારાં માંયે. હું શી રીતે તેવણુને છોડી આવ્યોચ, તે કહું? જે ઘરમાંથી તમોને હાંકી કાઢયાં હતાં, તેજ ઘરમાં તેવણુ છે. તેવણુ સનેપાત ઉપર ગયા છે—રાત ને દાહાડો તમોને—અને તમોનેજ માત્ર તેડે છે. તમે આવો અને તેવણુને બચાવો." "માંદો; મારો ભરથાર માંદો છે! મને સઘળું કહો. જે કંઈ હશે તે હું સહન કરી શકીશ."

હું તેવણુને સઘળું કહી નહીં શકયો. ઇનસાફનું પ્રાણહારી કર્મ તેનાં નજર— શાક્ષિયો સિવાય બીજાં કોઈની જાણુમાં આવવું ન જોઇયે. પણ એટલું તો મેં કહયું કે, ખરો ભેદ બાહાર પડતાંજ— તેવણુના જાણુમાં આવતાંજ ભેજું ખીસી ગયુંચ, એવો ડર મને ઉત્પન્ન થયોચ; તેવણુ શી રીતે રાતો રાત ઘરથી નાંહસી ગયા; કેઈ રીતે લાર્ડ રાયવેલને અને મને છેવટે ડાવર—હાઉઝમાં એવણુ ભેજાંની

તાપે પડેલા, અને જે પત્નીને તેઓએ હાંકી કાઢી હતી, તે પત્નીને નિરંતર તેડતા પડેલા હમોને જડયા; એ સઘળુ કહ્યું.

એ પુરતું હતું; કોઈ દલીલ કે વિનંતીની અગત્ય નહીં હતી. રાથવેલે ખરૂં ભવિષય વરતયું હતું. જે ચિત્ર તેઓની આંખો સામે મેં ચિતાર્યું તે તેણીનાં ભિતરમાંથી, આજ લગીનું વેઠેલું સઘળું દુ:ખ, નુકસાન અને વેદનાં ઝટકી કાઢી. જો બનવા જોગું હતે તો, તેવણ તેજ પળે, પોતાનાં કંથ સોડે જવા ત્યાંથી ઉપડતે; પણ તેમ નહીં હોવાનાં સબબે, પ્રભાતે એ મુસાફરી શુરૂ કરવાની તેવણે ગોઠવણ કરી. એ પછી, અગરજો, આ નવળા–જડેલું–સુખના ઉપભોગમાંજ રાત પુરી કરતે, પણ મેં આગ્રહથી હઠ લીધી, કે મારાં માંયે પોતાની પથારીયે પાછાં ફરે અને આરામ લીગે. ફરીથીને ફરીથી આપણુ એક બીજાંને જેગોપાળ કરતાં, અને પાછાં અમો વાતે વળગતાં. આપણાં હાથ અને હોઠ હેતથી પાછા ને પાછા મલતા—ભેટતા, અને વળી આપણે ઠંબી જતાં. જ્યાં લગી આપણને નક્કિ દિસ્યું કે, સીવાય આપણો હર્ષ-નિમગ્નતા સહવાર લગી મુલતવી નહીં રાખશું તો આપણે આખ્ખી રાત જાગૃત રહીશું અને આપણાંમાંનાં એકુને પણ વિસામો નહીં મલશે. છેવટે મારો હાથ ધરી, મારી માતા મારે સારૂં તૈયાર કરાવેલા ઓરડામાં લઈ ગયાં અને પથારી આગલ ગુંઠણ મરડીયે પડી મિઠ્ઠા શબ્દોમાં પ્રભુનો આભાર માન્યો કે, તેણીનો વડો પુત્ર—પેહેલે ખોલેનો પુત્ર તેણીને પાછો આપ્યો—આભાર માન્યો કે **તેની** કૃપાથી

તેણીનાં ભરથારની આંખો ખુલી, અને પ્રાર્થનાં કરી દુવા માંગી કે, સુખનાં દિવસ હવે લંબાય.

"તમોએ ક્ષમા કર્યું, માંયે?" તેવણ પ્રાર્થનાંથી ઉઠતાંજ હું બોલ્યો.

"ક્લારેન્સ, મારા બેટા, મેં ક્ષમાં કરી—ક્ષમાં કરી. હું એકવાર આગમજ તેને ચાહતી હતી, અને આજે તેને પાછો ચાહુંચ." એ પછી અમો છુટાં પડયાં ઘણાંક વિચાગો મારાં ભેજાંમાં ભમવા લાગા અને મારા ધ્યાનને ઘેરતા હતા તે છતાં થાકે મને જેર કર્યો અને હું ઉંઘી ગયો. તે ટુંક રાતમાં મારી માતા શું ઉંઘાયાં હશે? સહવારૂં પોતાની સામે પડેલું છતાં તેવણ ઉંઘ કાઢી શકયાં હશે? જે સહવારે કે, તેણી તે પુરૂષ ને પાછી જોનાંર હતી, જે પુરૂષનાં વિચિત્ર આજ્ઞાએ તેણીને પોતાનાં ઘરથી, અને અજવાળાં અને ખુશીને, તેની જીંદગીમાંથી હાંકી કાઢી હતી. નહીં! ઉંઘ નાહાસી ગયલી હોવી જોઇયે. તેણીની, હવે પછીનાં આવતા મેલાપનો ચિત્ર પાડતી, અને ચિત્રનો આગળો ભાગ પાછો સ્મરણ કરતી પડી રહેલી હોવી જોઇયે. જ્યાં લગી કે, તેનાં મનથી દેખાતી સુખી દુન્યા ઉપર પ્રોઢ ફાટી અને સૂર્યે તાજ પેહેડયું. સહવારનાં મને પેહેલો અવકાર દેનાંર એવણજ હતાં. તેવણે પોતાની યજમાની સાથ પોતાનાં વડા દીકરા તરીકેની ઓળખાણ કરાવી. ઓળખાણનાં શબ્દો ગર્વ અને હેત-પ્રિત સાથ બોલતાં જોઈ મારૂં હૃદય હર્ષથી ઉછળવા લાગ્યું. સંક્ષેપ ખોલાસો કરવામાં આવ્યો, અને અમો ત્યાંથી ઉપડયાં.

એ ભેગી મુસાફ્રરીનાં અરસામાં આપણે સારી સમજથી વાત કરી શકયાં. એ માઠા બનાવનું મુળ ચેસ્સામનું કાવતરૂં હતું કરી મને વેહેમ શી રીતે પેહેલ વેહેલો ઉત્પન્ન થયો, તે સઘળું મેં તેવણુને કહયું. કેવા અચાનક બનાંવે મેં મીસીસ મરટનની નિશાણુ શોધી કાઢી; ત્યાર પછી, એ મીસીસ મરટન શી રીતે આગમજની દાસી મેરી વિલયમ્સ સાબેત થઇ, તે સઘળું કહયું. તેણીનાં ભયાનક મોહોતનું અને તેણીનાં સઘળા બુરા ખવાસોમાંનો એકજ ભલો ખવાસ તેણીનો પોતાનાં બાળકો તરફ્નો,–હેતે—તેણીનાં મોંહથી તેણીનું પાપ કબુલ કરાવ્યું, તેનું વર્હુન કર્યું, અને એમાં અજબ નથી કે, મારી બાજુએ તે મધુર લાંબી મુદ્દતથી દુ:ખ વેઠેલી સ્ત્રીને દેખતાં મેં તેવા એક પુરૂષ, જેને સઘળી તેની કસુરીયો છતાં હમેશાં મારી ઉપર વાહાળ રાખ્યો હતો, તેવા પુરૂષ—મારા બાવા ઉપર, કોઇ કઠોર સખ્ત શબ્દો ઓચર્યા હોય. તેવણે મને ધમકાવ્યો, અને ચુપ કીધો કે, "નિંદાનો એક હું ફ્રાલો પણ સાંભળનાર નથી"; એમ તેવણ કેહતાં. ઓ! સ્ત્રીની પ્રિતિની અદભુત શક્તિ! તેવણે અંકુશ વિના કે વાંધા વિનાં છુટા દિલ સાથ સઘળું ક્ષમા કર્યું. તેવણુને નુકસાન પોહોંતું, ગેરઇનસાફ્ર પોંહોંતું—બળકે પોતા કરતાં પણ વધુ તેવણુ બોલવા લાગ્યાં. મારા બાવાયે એઓનાં કરતાં વધુ ખમ્યું, તેવણ ઉપર વધુ પડયું. એક જયકારી, બળકે કિર્તિવાન ઝિંદગીની ડોરની પ્રારંભમાંજ એ બનાવ ખાતર તેવણે સઘળું ત્યાગ નહીં કર્યું શું? પ્રતિષ્ઠા અને કિર્તિ મેલવવાનાં સ્વપના એકદમ છોડી નહીં

દીધા શું ? તેવણે પોતાને દાટયો અને પૃથવિ ઉપર ખોટું નામ ધારણ કરી સંતાઈ રહયા નહીં શું ? અને તે સઘળું એટલાજ ખાતરની ? તેવણુનાં દુઃખ સાથ સરખાવતાં તેણીનું વેઠેલું શો હિસાબમાં ! તેવણ ધનવાન, બુદ્ધિવાન, માન પામેલા; તેવણે પોતાની ખીલતી ઝિંદગી ઉજ્જડ, વેરાન જંગલમાં ખોઇ ! તેવણુનાં જેવા ઉમદા મહાન વાહાણુનાં ખરાબા સાથ સરખાવતાં એણીનો નાહાનો સરખો મછવો ડુબે, તે શું બિસાત ! **એવા, મારી માતાનાં શબ્દો હતા.**

હા; મારી માતાએ ક્ષમા કર્યું. હવે જે વેળા, એવણુને પત્ની તરીકે જીતી પોતાની કરવા આવ્યા, તે કાળની વાત કરવા લાગ્યાં. તેવણુનાં સઘળા ઓળખીતાઓમાં સૌથી સોહામણા, અતિ તેજસ્વી અને અતિ હુશ્યાર પુરૂષ હતા. તેવણુ અદરાયાં તે દાહાડાની, અને પછી એવણુનાં હાથ, લગનમાં જોડાયા તે દિનની વાત કરવા લાગ્યાં. મારા જનમ–વેળાની પસરી રહેલી ખુશી–તેમજ વાલેનટાઈનનાં જનમ—વખતની ખુશીનું વર્ણન આપ્યું, અને જો આવો માંઠો બનાવ નહીં બનતે તો, કેવી સુખી જીંદગી ગુજરતે, તે યાદ કરતાં આંસુ પણ ટપકાવ્યાં.

તેણીયે સઘળું ક્ષમા કર્યું; પણ એક સરતથી, કે વાલેનટાઈનને તરત તેડાવે. જો તેનું આવવું તેનાં બાપનાં ઘરમાં મુબારક નહીં હોયું તો, માંયે દીકરાં પાછાં તે ઘરથી નીકલી આવશે, અને પાછાં નહીં ફરશે.

“ હું ચાહેનાત રાખીશ; તમો ઉપર હમેશાં વાહાળ રાખીશ લારેન્સ,” તેવણુ બોલ્યાં. “ પણ વાલેનટાઈન મારે-

અને મારોજ આજ લગી રહેલો છે. તે કદી મારાથી વેગળો નહીં ગયો હતો."

મેં વચન આપ્યા કે, બીજે દિને વાલેનટાઇનને તેડી લાવીશ. ખરેખર જોતાં, આ નવો પ્રગટ થયલો સગાઇનો ગાંઠ તેને જાહેર કરતાં જે હર્ષ ઉત્પન્ન થશે, તેની તર્ક હું જે બાંધતો હતો, તેજ મને જલદીથી તેહની સોડે મોકલવાને પુરતું હતું. કોઈનાં આગ્રહની અગત્ય નહીં હતી.

રેલવેથી ડાવર—હાઉઝ તરફ હંકારી જઈ પોહોતાં આગમચનુંજ અંધારૂં થઈ ગયું હતું. મુસાફરીનાં છેલ્લા ભાગ ઉપર મારાં માંયે મુગાં બેઠાં હતાં. તેવણે મારો હાથ ઝાલેલો હતો, અને પ્રત્યેક અસલ યાદ રહેલી જગ્યાઓ ઉપરથી પાસ થતાં, મારો હાથ તેવણ દાબતાં હતાં, એ મને કહી આપતું હતું કે, એવણને અસલી વખત યાદ આવતો હતો. હું જાણુતો હતો કે, તેવણ રોતાં હતાં. એ કોણુને અજબ લાગે? પણ તેવણ શાંત હતાં. હું હતો તે કરતાં પણ વધુ શાંત હતાં. શેવટે આપણે ડાવર—હાઉઝ જઇ પોંહોતાં દ૯ પગલે એવણ ગાડી પરથી ઉતર્યા. હું તેવણને ફરીથી બાઝી પડયો, તેવણે મારૂં હેત તેવીજ રીતે પાછું વાલ્યું, અને અમો બંધે સાથે ઘરમાં દાખલ થયાં.

સ્ટેશનથી ડાવર—હાઉઝ આવતાં મારા બાવાની તબીયત કેમ હતી તેની પુછપરછ રસ્તામાંજ કરી હતી, અને આપણુને જણાયું કે, તેવણની હાલત ખચિત વધુ બિગડી નહીં હતી, તેથી તે બાબદની આપની ફિકર તો ઓછી થઈ. લાર્ડ

રાથવેલ આપણુને અવકાર દેવા બારણાં આગળ ઉભા હતા. મારાં માંએ મારો હાથ મેલી દીધો અને તેવણુ તરફ લંબાવ્યો. તેવણે તે હાથ ઝાલી પોતાની આંખોમાં દાબ્યો.

"જુનાં મિત્ર!" તેવણુ બોલયાં. "તમારી અગમચેતી શેવટે પાર પડી ખરી." તેવણુ વાંકા વળી, એક ભાઇ, બેહેનને કરે તેમ, મારી માતાને કપાળ ઉપર 'કિસ' કરી કાંઇ ધીમે સાહાદે બોલ્યા, જે મને સંભાળાયું નહીં. મારી માંયે પોતાનાં ખભાં ઉપરતું ઓઢતું અને ટોપી કાઢી નાંખી, પોતાનાં સુંદર બાલ બરાબર કર્યા.

"મારા ભરથાર આગળ હવે મને લઇ જાવો." તેવણુ બોલ્યાં. હું ધસી સામે ગયો, પણ મને હાથનાં ઈશારાથી બાજુએ કર્યો. "નહીં; તમો મારા જુનાં ખરા મિત્ર! તમો મને મારા કંથ આગળ પાછા લઈ જાવો?" રાથવેલ અસલી દરબારી ઢબે તેવણુને મારપર લઈ ગયા. એ પ્રસાદની મને અદેખાઈ નહીં લાગી. એ પુરૂષનાં ચેહેરા ઉપર હું વાંચી શકતો હતો કે, વર્ષોથી રાખેલા વિશ્વાસ અને ઇમાનદારીનો આજે ફળ પામતા હતા. એ પુરૂષ, આજે પોતાનાં જીવલગ પ્યારા મિત્ર સોડે પોતે માન સહિત ચાહતો હતો તે સ્ત્રીને લઈ જતો હતો—એ બંધેને પાછાં ભેગાં કરી સુખ જોતાં કરતો હતો.

હું તે લોકની પાછળ ગયો. બારણું ઉંઘડયું. તેઓ માંહે પેઠા; મારી માતા લાર્ડ રાથવેલની બાજુએથી નીસરી જઇ પથારી સોડે ગયા. મારા બાપ ત્યાં પડેલા શાંતીથી ઉંઘ લેં-

ચતા હતા. મારી માતાએ પોતાનાં બંધે હાથ જોડયા, અને તેવણુને ટીકવા લાગ્યાં; પછી પાછળ ફરી આતુર પુછતી નજરે લાર્ડ રાથવેલ ભણી જોયું. તેવણે ઉત્તરમાં પોતાની ડોક હળાવી. એ ઉપરથી મારી માં, ઉંઘાયેલાની ઉપર વાંકા વળી પોતાનો હોઠ તેવણુનાં કપાલ ઉપર મેલ્યો.

તેવણુની આંખો તરત ખુલી. તેવણે પોતાનું માંથુ ઉંચકયું અને જોશભેર હર્ષ સાથ બાઝી પડયા.

"મારગ્રેટ, મારી વાહલી! મારાં જીગર! કેટલાં વર્ષ—અંધકાર, દુઃખી અને ઉજ્જડ વર્ષો! બહુ નિર્દય! બહુ નિર્દય!"

એવા ઉપલા ભાગા તુટા ઉદગારો આપરે કાંને પડયા; પણ અજબ વાત, કે ક્ષમાની માંગણી કેવળ નહીં; જે સ્ત્રીને તેવણુ આવાં પ્રેમથી ચાહતાં હતા, તે સ્ત્રીને પોંહોંચેલા નુકસાનનું રિપકાર નહીં, કાંઈ માફીની યત્ન નહી; માત્ર, આવેશ ભર્યા પ્રેમ સાથે, નસીબે અથવા સેતારાયે, એ બંધેને એવાં દુઃખી કીધાં, તેનું ભારી દુઃખ મલેલું હતું. અને મારી માતા? મારી માતાને વધુ જોઈતું નહીં હતું. તેણીનાં કોમળ હાથ તેવણુનાં ગળાં અતરાફ વિંટલાયા, અને પ્રેમનાં અને શાંત પાડતા મધુર શબ્દો, મેં તેવણનાં મોંહથી પડતા સાંભલ્યા.

રાથવેલે મારો હાથ ધર્યો. આંસુની નેહેર તેવણુની આંખોમાંથી વેહતી હતી, અને તેવણનો સાહાદ મનોવિકારથી ભાગો તુટો નીકળતો હતો.

"એ બસછે;" તેવણુ બોલ્યા. "એમને એજ રીતે છોડી-આપણુ ચાલી જઇયે." આપણે હળવેથી ઓરડામાંથી નીકલી પડયા, અને આપણી પાછળ બારણું બંધ કર્યું.

એવો મેલાપ, એક બેટાની નજર માંટે પણુ પવિત્ર હતો, પણુ મને તે ઘડીયે લાગું કે, જીંદગીનાં છેડા સુધી હવે કોઇ ચીજ સર લારેન્સને અને તેની પત્નીને છુટાં નહીં પાડી શકશે. રૅાથવેલ સાથ્ર એખલો વાત કરવાને અને મારા બાવાની તબિયત વિષેનું તેવણુનું મત્ત પુછવા હું તલપી રહયો હતો. કેટલીક હકીકતથી મારા મનને એ બાબેનો સંતોષ થયો; પણુ તેમ કેટલીક વિગતે મને બેચેન પણુ કર્યા હતો.

"શરિરની બાબદમાં પુછો તો, કાંઈ વધુ નુકસાન નથી થયું" તેવણુ બોલ્યા. "એકુ બે દિવસમાં, હું આશા રાખુંચ કે હમેશ મુજબનાં સાજા અને જોરાવર થશે. મારી નજરે તો ધ્યાનની બાબદમાં કાંઇ વિચિત્રપણું દીસેછે. એવો કાંઇ ધકારો ભેજાંમાં પેઠો હોય તેવું લાગેચ, કે જે દિનથી તમારી માતાથી એવણુ વિખુટા પડયાચ, તે દિનથી કોઈએ એવણુને પોતાની મરજી વિરૂદ્ધ વેગળા રાખ્યા હતા. કોઇ કોઇ વાર એવું બોલેચ કે, હમણું લગી જાણે તેવણુ કેદ પડેલા હતા—જ્યાંથી હમણુંજ છુટી આવ્યા. અંધકાર ભુતકાળ, જે અરસામાં એવણુ એવા દુઃખી હતા, તે દિવસ યાદ નહીં દેવાડવાનાં અને તે કાળની વાત નહીં છેડવાનાં મને કાલાવાલા કરેચ અને વિનવેચ. તેવણુ કોઈને દોષ દેવા ચાહતા નથી—તેવણુ કેહેચ,—પણુ બહુ નિર્દય રીતે એવણુ વપરાયલ છે—બહુ દુઃખ દેવામાં આવ્યુંચ, પણુ પોતાની બૈરી પોતા સોડે પાછી ફર-

તાં સઘળું તેવણુ વિસરી જશે–એવું એવું બોલેછે. કેમથી આપણુને થોડા દાહાડામાં જે હશે તે જણાશે.''

"પણ ચેશ્શામ–મોનાકો–દ્વંદ્વયુદ્ધ—એ સઘળાં વીશે એવણુ કાંઇ કેહતા નથી?" મેં પુછયું.

"એક શબ્દ પણ નહીં. હું એમ માનુંચકે એક પ્રકારનાં સ્વપનાંમાં તે સઘળુ એવણે કર્યું, અને સઘળું હવે વિસરી ગયાચ. જે કાંઈ ખરે ખરૂં બન્યુંચ, તેની યાદી, મને નિશ્ચે છે કે, તદ્દન ફેરવાઈ ગઈચ."

"તેટલું બેહતર હું ધારૂંચ." હું બોલ્યો.

"આપણે એટલુંજ ઇચ્છયેચ કે, લાંબી મુદ્દતની માંદગીમાંથી જાણે એવણુ બાહાર નીકલ્યા હોય તે મિસાલે એવણુ આગલી જીંદગી પાછી માંડે. કેમએ પણુ ખોદા કરેને સઘળું શારૂં થાય! તમારી માતા એવણુને સઘળું ક્ષમા કરે, અને એવણુની મરજી મુજબજ સઘળું થાય!"

આપરે એકુ બે કલાક એમજ વાત કરતા બેઠા હતા તેટલામાં મારાં માંયે આવી અમોમાં હુમેરાયાં.

"તેવણુ હુંઘાયલાછે," માંયે બોલ્યાં. "તેથી જે ગોપાળ કરવા હું હળવેથી તમો સોડે આવીછું."

વર્ણુનાયે નહીં તેવું હર્ષ અને આનંદ તેઓનાં મધુર સોહામનાં મુખડા ઉપર વ્યાપી રહયો હતો. બેમારને કેવી હાલતમાં મેલી આવ્યા તેની પુછપરછ રાથવેલે કરી.

"તેવણુ શાંત અને મધન છે," તેવણુ બોલ્યાં. પછી મારાભણી ફરી મને ભેટી પડયાં અને ધીમે સાહાડે બોલ્યાં.

"મારા દીકરા, તેવણુ, તારા બાપ અને ફરી એકવાર મારા કંથ છે."

"કાલે વાલેનટાઇનને હું તેડી લાવીશ." તેવણુનું હેત પાછું તેમજ વાલતાં હું બોલ્યો. એક હેતભરી દૃષ્ટિથી મારો પાડ માન્યો, અને જે ઓરડો એક પળવાર પણ છોડી આવવા નારાજ હતાં, તે ઓરડા તરફ ઉતાવળે એવણુ પાછાં ફર્યા.

---

## પ્રકરણ—૨૯ મું

### ભાઈયો.

ડાવર—હાઉઝ. એસ્ટમિયર—કોર્ટ, અને રાયવેલનું સ્થળ, એ ત્રણુકે એક સરખી વેગલાઇયે ત્રીકોણુ ગોઠવાયલાં હતાં, તેથી વાલેનટાઇન હતો તે જગ્યા ઉપર ત્યાંથી સેહેલાઇયે સ્વારી કરી જવાય તેવું હતું. સર કલારેન્સ પાછા ઘર ફર્યા તે દિનથીજ મી૦ બ્લાકે એક ઘોડો અને એક માણુસ અતરે મોકલાવી દીધું હતું, કે જે ઘરમાં બેમારી હોય, ત્યાં એવી ચીજોની જરૂર ખપ પડેછે તેથી સવાર પડતાંજ, હું ઘોડા ઉપર સવાર થઇ. મારા ભાઇની શોધમાં નિકલી પડયો. હું જેવારે વાલેનટાઈનને વિસમ્ય પડાવનારા સમાચાર કહીશ, તે વેળાનું તેને ઉપજનારા ઓચંબાનું ચિત્ર પાડવાનું કાંમ બહુ મનરંજન અને પૂર્ણુ આનંદકારી હતું, અને તેનો ઉપભોગ કર-

વાને આતુર બની, બનતી ઝડફથી ઘોડો ડપટાવી ચાલ્યો, અને બપોર પડતાંજ મીરશીલ્ડ પોંહોંતો. વાલેનટાઈન અને લાર્ડ રાથવેલનાં બીજા પરોણાઓ ઘર બાહર શેકારે ગયા હતા, પણ નાંસ્તા સારૂં કેઈ જગ્યા ઉપર તેઓ ભેગા મલનાર હતા, તે પુછી નક્કી કરી લીધાથી, તેમને શોધી કાહાડતાં બહુ અઘરૂં નહીં પડયું. તે સ્થળ કાંઇ ઘેરથી બહુ આઘે નહીં હતું, તેથી મી૦ બ્લાકનાં ઘોડાને તબેલામાં મોકલી, હું ચાલતોજ તે સ્થળે જઇ લાગો.

તેઓ સઘળા ત્યાં હતા. વાલેનટાઇન, સ્ટાનટન, અને વિગર સહવારની શેકારની કસરતથી ઉત્પન્ન થયલી તંદરૂસ્તી ભરી ભૂખ છીમાવામાં બહુ ઉત્સાહથી રોકાયલા હતા. એ ટાળકીની મધ્યમાં, હું જઇ ઉભો ત્યાંલગી કોઈએ મને જોયો નહીં હતો. પછી, જોતાંજ સર્વે ઉઠી ઉભા થયા અને કુલાહોલભર્યો, ઉલટભર્યો, પણ અચરતી સાથનો અવકાર દીધો, પણ મેં પેહેલ્લાં વાલેનટાઈન સાથ હસ્તાલિંગન કર્યો, અને ઘણો લાંબો વખત સુધી તેનો હાથ ઝાલી રાખ્યો, અને હું જાણી આનંદ પામ્યો કે, જે મિત્ર ભાવ એને મને દેખાડાવ્યો, અને જે જોશથી મારા હાથને ભેટયો હતો, તે આગળનાં જેવોજ દીલદારી અને હેત ભર્યો હતો. કદાચિત મારા એકાએક આવી લાગાથી ભુલી ગયો હશે, કે, આપણે છેલ્લે છુટા પડયા તે દોસ્તીથી છુટા નહીં પડયા હતા. કદાચ એવો પણ વિચાર આવ્યો હોય, કે જે કાંમ થોડા દિવસ પર અજબ અને વિચિત્ર લાગ્યું હતું, તેનો ખોલાસો કરવા આવ્યોછું.

"ફીલીપ નૉરીસ! કાપટન ફીલીપ!" સ્ટાનટન અને વિગર બંધે સાથે પોકારી ઉઠયા. "તમો હયાં કેમ આવ્યા?"

"ફીલીપ," સ્ટાનટને બોલવું જારી કર્યું, "આપણા ઉમદા, નામવર યજમાનની કાંઈ ખબર આપી શકશો? જો તેવણ પાટોગોનીયા કે આફ્રીકા ગયા હશે તો કાંઈ કેહવડાવ્યું તો હશે, કે આ તેવણનાં સ્સંથાન ઉપર, કેટલાક દિવસ અમો એમ મઝા માર્યે, અને છેવટે કોણને હકમાઇ સોંપી જેયે? હું તો એની દેખરેખ માંથે નથી લેનાંર, કારણકે ઘરબાર શી રીતે ચલાવવું તેની મને સમજ નથી."

"જયાં લગી આપણની શેકારની રમત પુરી થાય, ત્યાં લગી આપરે આ ધરની દેખરેખ રાખશું અને સંભાળ લઈશું પછી તેનાં નસીબ ઉપર સોંપી ચાલ્યા જઈશું" વિગર બોલ્યો.

"તેવણથી કંઈ ખબર તમે સાંભળી નથી?" મેં પુછયું.

"એક ચીટી પણ નહીં; એક ટેલીગ્રામ પણ નહીં. તેવણ ઉતાવળે ચાલી ગયા હતા. શેહેરમાં જવાની અગત પડીચ કરી બોલ્યા હતા. કેટલા દાહાડા ત્યાં ટોબવું પડશે, એ કેહેવું અસંભવિત હતું. હયાંજ રહી, ગમે એમ કરવાની અમેને રજા આપી ગયા. એ સ્થાપનાંની પરિમિત કરેલી પુંજી સઘળી હમારા સામે મેલી ગયાચ. મારી સાથ હસ્તાલિંગન કરવાની પણ જાણે એવણને અવકાશ નહીં હતો, જોકે, વાલેનટાઈનને ભેટવા, કે આષીશ દેવા, કે એવુંજ કાંઇ કરવા બહુ ઇચ્છતા હોય એવું દિસ્તુ હતું. જે છોકરો પાધરો તીર નહીં

ફેંકી શકે, તેવા છોકરામાં શું વિષેશ જાતિની મોહીણી એ-વણુ જોતા હશે, તે મને જણાતું નથી."

"શું એવકુફીભરી વાતો કરોચ, વિગર," વાલેનટાઈન બોલ્યો. "પણ તેવણુ કયાં છે, ફીલીપ. તેવણુ તમો સાથ ઘર આવ્યાચ શું ?"

"નહીં; પણ મેં તેવણુને થોડા દિવસ ઉપર શેહેરમાં દિ-ઠા હતા."

"તેવણુ સારી પેઠે હતા ?"

"કેવળ સારી પેઠે; તમારી સંભાળ લેવા મને હયાં મોકલ્યોચ".

"તેવણુ સારી પેઠે હોય તો બસ; આપણુ સંતોષ પામ્યે. હું ગઈ કાલે ભોંયરામાં ગયો હતો. આવતી મોસમ લગી આપણુને જવાબ આપે તેટલો 'પોમેરી' ભરેલોછે. આપણે સારી પેઠે રહી શકશું. હવે બેસી જાવો, ફીલીપ, અને કાંઈ ખોરાક લેવો."

જોકે હું લાવેલો સમાચાર, વાલેનટાઇનને કેહવા સારૂં હું તપતો હતો, તો પણ નાંસ્તો પુરો થાય ત્યાં લગી મુલ્તવી રા-ખવું સારૂં છે, એમ મેં ધાર્યું. હું બેઠો, અને તે ખુશમિ-જાજી ટોળકીમાં ભેગો થયો. ત્યાંની હસાહસ અને મશ્કે-રીયો મને બહુ ખુશ લાગતી હતી–કાંઈ પણ પ્રકારની ખુ-શીમાં ભેગો મલીને વર્ષો વીતી ગયાં હોય એવું મને લા-ગતું. સઘળા એમજ સમજયા, કે હું શેકારે ઉતરી પ-ડયોચ, અને સ્ટાનટન ખુશી થવા લાગ્યો કે, હવે સાંહાં-

જ—સાંહાંજનાં ' રબર ' ની રમત પણ સારી રીતે ચાલશે. વાલેનટાઇને કલાડીનની ખબર—અંતર પુછી, અને ઘણાં દિવસથી હું તેણીને મલ્યો નથી, એમ સાંભળી અજબ થયો.

નાંસ્તો પુરો થયો ; ચીરૂટો સળગાવી, અને લોકો શેકારમાં ગુંતાવા આગમચ વિસામો લેવાને અર્થે અલેટા મારવા લાગ્યા.

" વખત થઇ ગયો. " એક જણ તેટલાં બોલ્યું, " ચાલો પાછાં આપરે કાંમપર મંડયે. "

" તમારી બંદુક કયાં છે, ફીલીપ. " સ્ટાનટને પુછયું.

" હું શેકાર કરવા નથી આવ્યો. હું વાલેનટાઇનને મલવા આવ્યોચ. "

"વારૂં; હવે તો તમોએ તેને જોયો. હમેશનાં કરતાં વધુ સોહામણોછે. સઘળા ખેડુતોની બાઈડીયો અને છોકરીયો એણી મેર પેલી મેર એનો ચેહરો જોવા ભમતાં ફરેચ. એક સ્ત્રીની ટોપીનાં પિછાં ઉપર, એક દિને સહવારે મેં મારી તીર ફેંકી. ઝાડોની અંદરથી તેણીની છુપાઈને જોતી હતી, તેણીની પીછાંવાળી ટોપીને તુર્કી મરઘો હું સમજયો અને હું ભુલ્યો. "

" જમાનો જોતાં, તમારૂં પાપ—સ્વીકાર દેખડાવી આપેચ, કે તમો શેકારનાં કાયદા ઉપર દયાનતદારીની નજર રાખીચ " વાલેનટાઈન બોલ્યો.

મેં કહ્યું કે, કંઈ કામસર હું વાલેનટાઈનને મલવા આ- વ્યોચ, અને મારી સાથ ઘર ભણી આવવા મેં વાલેનટાઈનને કહ્યું. તે ખુશીથી રાજી થયો, અને આપરે હાથમાં હાથ ભેરવી આપરા દોસ્તોને બબડતા મેલી ચાલ્યા. વાલેનટાઈન બહુજ ખુશીમાં હતો. તે હસવા અને મશ્કેરી કરવા લા- ગ્યો. હું ક્યાં હતો અને આજ લગી શું કરતો હતો તે બાબેનાં સવાલોની રેલજ નીકલી. સરબેરી જેવાં મંદ સ્થળ ઉપર, મેં આટલા દિવસ કાઢ્યા તે સાંભળી બહુ અચેત થયો. થોડાજ દિવસ થયા, હું મોનાકોથી આવ્યો એમ સાંભળતાં ચેતવણી આપતો હોય તેમ માંથું ધુધનાંવા લાગ્યો. " તમારી જુગારની રમત બાબેનું સાંભળવા હું ધિક્કારૂંચ, ફીલીપ. " તે બોલ્યો.

" પણ હું જીત્યો.—વીસ હજાર ફ્રાંક જીતી આવ્યો. " હું બોલ્યો. " તેની કાંઈ હું દરકાર નથી કરતો. જુગારી થવા લાયકનાં તમો નથી. "

વાલેનટાઈન સર્વદા એ વિષયો ઉપર ગંભાર બનતો. એમાં સંદેહ નહીં, કે મારા પ્રાક્રમોનાં વિચારે, તેનાં શત્રુ સાથની હરકતભરી મિત્રાચારીની યાદી તેનાં મનમાં તાજી કીધી.

હું આશા રાખુંચકે, ચેશ્શામ તમો સાથ નહીં આવ્યો હતો, " તે બોલ્યો.

" નહીં, હું રાથવેલ સાથ ગયો હતો. " હું બોલ્યો.

" રાથવેલ સાથ ! રાથવેલને ત્યાં શું કાંમ પડયું હતું ? "

"હું ધારૂંચ કે કાંઈ ફાંટો. આપરે, ત્યાંની ખેલની ટેબલ ઉપર ચેશ્શામની ખબર સાંભળી."

"અલબત, ત્યાં સંભળાએ ખરી. હું આશા રાખુંચ કે, ત્યાં પાયમાલ થયો!"

"હા, તે કેવળ પાયમાલ થઈ ગયો હતો. એકુ બે દાહાડા પછી તેની લાસ દર્રાયા ફીનારે લોકોને જડી. તેના બિત્તરમાં ગોળી વાગવાથી તે મરણ પામ્યો હતો."

"એમ તમો બોલોચ! ને તે છતાં, તમો તેને તમારો મિત્ર લેખતા હતા?" વાલેનટાઈન મરડાટથી બોલ્યો.

હું તેનો મિત્ર છેઉં કરી કદી બોલ્યો નથી. કેટલાક અમુક કારણુસર, અગરજો એકવાર હું ઘણો તેની સાથેને સાથે રેહતો હતો—જે કારણો કે તમો તર્ફથી સહમજવા જોઈતાં હતાં. જે કારણુસર હું હયાં આવ્યોછું, તેમાંનું એક કાંમ તો એ છે કે, પ્રત્યેક તે વેળાની ભેદ ભરી વિષયોનો ખોલાસો તમોને આપવો અને તમારૂ હેત અને મિત્રાચારી પાછી મેલવવી." એ ઉપર તેને પોતાનાં હાથ લંબાવ્યા.

"મારૂં હેત તમો ઉપરથી કદી ગયું ન હતું, ફીલીપ. મેં તમોને એક કોરે ફેંકી દેવાની યત્ન કરી ખરી, પણ મારાથી તેમ બની શકયું નહીં. આપણે એક બીજાને બહુ વાંહાલા છૈયે."

તમો મને એક ભાઈ તરીકે ચાહોચની, વાલેનટાઇન?"

"એક ભાઇની પેઠે! એતો એક કંગાળ પ્રશંસા થાય, ફીલીપ! હું ભાઇયો વિષતું કસ્સું જાણતો નથી. હું તમોને ડેવીડ, પેલાને–તેનું નામ શું?–ચાહતો હતો તેમ ચાહુંચ."

"હવે તમારૂં કાંમ કહો." થોડી મીનીટની ચુપકીદી પછી તેને બોલવું પાછું જારી કર્યું.

"આપરે ઘરની અંદર જૈયે તેટલાં ઠોબો. હું ત્યાં જઇશ ત્યારે વધુ સારી રીતે કહી શકીસ."

આપરે ઘેર પુગાં. વાલેનટાઇન મને ચીરૂટ પીવાનાં ઓરડામાં લઈ ગયો. તેને દેખતાં મને લાગું કે, મારી મગરૂરીને લાયકનો ભાઇ છે, અને બાપ મોટાઈ લીયે તેવો બેટોછે. તેનું ઉંચું સારી બાંધણીનું શરિર, ચાલાક અને ઝડફ્દાર પગલાં તેનાં ચલકતા કેશ અને આંખો, તેનો સામટો ખુશ પ્રકાશિત દેખાવ, તે સાથ તેની બોલચાલની અનિવાર્ય મોહીણી, એ સઘળું જોતાં હું અજાયબી સાથ વિચાર કરવા લાગ્યો, કે મારા બાપની હેત–પ્રિતમાં, આટલાં વર્ષ લગી, જે પેહેલ્લી અને મુખ્ય જગ્યાનો હું ઉપભોગ કરતો હતો, તે હવે પછી આ નવા બેટાને આપી દેવી પડશે કે?

તે આવી ખુરશી ઉપર બેઠો, અને એક ચીરૂટ કાઢી! "હવે, ફીલીપ, સળગાવો. હું પુરતું ધ્યાન આપીશ. અગરજો તમે શું કેહવા આવ્યાચ તે હું પામી ગયોચ–નિર્ણય બાપો છતાં, તમે અને કલાડીનને લગનનો દિવસ નકિ કરવાનો કાળ આવ્યોચ. હું ખરૂં બોલુંચની?"

"તમો ખરી વાતથી બહુજ વેગળા છેઓ. તમારી ચીરૂટ નાં સળગાવશો; તમારાથી હજી બીડી નહીં પીવાશે." તે અજબ થઈને મને જોવા લાગ્યો. તેને સહમજ પડી કે, હું મશ્કરી નથી કરતો.

"કોઈ વજનદાર વાત તમારે કરવી છે?" તેને છેવટે પુછ્યું. "હા; એવી વજનદાર કે શી રીતે કેહવા માંડુ તેની મને સહમજ નથી પડતી." તે મુગે મોડે મારી વાટ જોતો ઠાભ્યો.

"વાલેનટાઇન," મેં કેહવા માંડયું. "હું તમારી માતા તરફથી આવ્યો છેઉં."

"મારી માતા. તેવણુ માદાં તો નથી?"

"નહીં; કેવળ સારી પેઠે છે. તેવણે મને તમારા કણે મોકલ્યોચ."

"તેવણુની ખબર-અંતર પુછવાનો ખ્યાલ મને તદન નહીં આવ્યો હતો. એકુ બે દિવસ ઉપર તેવણુ ડારસેટશાયરમાં હતાં. તમો તેવણુને મલી શકો, એવો સંભવ મેં જોયો નહીં. તેવણુ શું કેહેચ?"

તમો તતકાળ તેવણુ કણે જાઓ, એમ તેવણુ ઈચ્છેછે."

"અલબતાં હું જઇશ, મારી પ્યારી માં, તેવણુને છેલ્લા જોઈને જુગ વીતી ગઈચ. આપરે આવતી કાલે ઉપડશું."

"નહીં; આજેજ. મારે કેહવું જોઇયે કે, ગઇ કાલે એવણુ મારી સાથે ડારસેટશાયર છોડી આવયાંછે."

" તમો મને હેબતાવોચ, ફીલીપ. તમો બહુ ગંભીર અને ભેદ ભર્યા દીસોછો. મને ફરીથી કહો કે, મારી માં સાજી અને ખુશીથી છે."

" હા; તેઓ તનદરૂસ્ત અને ખુશી, બેહુ છે. "હું બોલ્યો.

" તેવણુ કયાં છે-લનડનમાં છે ?"

" નહીં; તેવણુ માત્ર હયાંથી વીસજ માઈલ આઘેછે. કયાં છે તે તમો તર્ક નહીં બાંધી શકો ?"

ખરી બિનાંનો કાંઇ વેહેમ તેનાં મનમાં ઉત્પન્ન થયો. જોશાવાળા ઉદ્દેશનાં ચિન્હો તેનાં ચેહરા ઉપર દિસવા લાગ્યા. જાણે પોતાના છુપા વિચારો શબ્દોમાં કેવા આગમજ ખ-રાછે કે, તે ચોકસ કરવા ઈચ્છતો હોય તેમ તેની આંખો મારી આંખો ઉપર ચોંટી રહી.

" એસ્ટમિયર-કોર્ટમાં છે ?" તેણે જીને સહાદે પુછ્યું.

" નહીં; પણુ, તેની સોડેનીજ બીજી જગ્યામાં. ડાવર-હાઉઝમાં."

" ત્યારે સર લારેન્સ મરણુ પામ્યા ?" તેને પુછ્યું.

" નહીં; તમારાં માયે અને બાવા બંધે સાથે છે." એ ઉપરની અજાયબી પાર વિનાંની હતી.

" મને સઘળું કહો-સઘળું !" તે પોકારી ઉઠયો. " સર લારેન્સ તેડતાંજ મારાં માંયે એકદમ જાય તેટલાં તો એવણુ હલકાં પોતાને નહીં પાડયાં હોય, તે મુજને નિશ્ચે છે. ક્સ્સો અવેજ કે પ્રાયશ્ચિત વિનાં તો ગયા નહીં હોય. એવણુને પોંહોંચેલો ગેરઇન્સાફ અને દુઃખ, એમ કરવા-યોગ્ય નથી."

" તેઓ બન્ને વચ્ચે શું બન્યું, તે હું થોડુંજ જાણુંચ, પણ એટલું તો હું જાણુંચ કે તેવણુની નિરદોષતા પૂર્ણ સાબેત થઇ."

" તેની સાબેતીની જરૂરજ ન હતી." તિરસ્કારથી વાલેનટાઇન બોલ્યો. " પણ મને સઘળું કહેો."

" હું હાલતો ટુંકમાંજ કહી શકીશ. આપણે સાથે જે દિને એસ્ટમિયર–કોર્ટ જોઈ આવ્યાં તે દિને મેં સોગંદ લીધા હતા કે જે માંઠે બનાંવે સર લારેન્સને તેની ધણીયાણીથી વિખોટો પાડયો, તે બનાંવનો ખરો ભેદ શોધી કાઢું. એજ માટે ચેસ્શામ સાથે મેં મિત્રાચારીનાં ઢોંગ કર્યા હતા. એ પત્તો અકસ્માતિક હાથ લાગ્યો. હું તેની પાછળ અંતનાં છેડા લગી જઇ પોંહોતો, અને એવો પુરાવો લાઈ રાથવેલ કણે લાવ્યો કે, તેવણુ તમારા બાવા સામે તે મેલી શકે, અને અચુક રીતે તેવણુનાં મનની પ્રત્યેક ભ્રાંતીયો ઝટકી કાઢે. હાલ હું વધુ કહી શકતો નથી. તમારાં માંયે ડાવર–હાઉઝમાં છે, અને તમારે તત્કાળ ત્યાં જવું જોઇયે."

તેને કાંઈ ઉત્તર દીધો નહીં. કંઇ પોતાનાં આંગળા અતરાફ વિંટાલતો કેટલોક વાર લગી ઉંડી ચુપકીદીમાં બેસી રહયો.

" તેવણુ—મારા બાવા, હું આઉં કરી ઇચ્છે છે?" તે બોલ્યો.

" બચિત, તેવણુ તેમ ચાહેચ" મેં હિમ્મતથી કહયું. " તેવણુ માંદા છે, અને તમારાં માયે તેવણુની સારવાર કરે છે."

"ત્યારે તો હું મારી માયેને તાબે થઈશ. પરંતું, મેં થોડુંજ વિચાર્યું હતું, કે તે પુરૂષ તેડતાંજ હું જઈશ."

"અલબત, તમારે જવુંજ પડશે. સુખનાં દાહાડા અમો સઘળાં સારૂં આવેચ, વાલેનટાઇન." તેણે જરા ઠોબી પુછયું:—

"તેવણુ કેવા છે? તમોએ તેવણુને જોયાચ?"

"મેં તેવણુને ઘણી વાર જોયાચ. વાલેનટાઈન, હું માંગી લેઉંછું કે, તેવણુની વિરૂદ્ધનાં સઘળા વિચારો તમારા મનમાંથી કાઢી નાંખો. તમો તમારા પિતાને મલો ત્યાં લગી ઠોબો. એક અઠવાડયાંમાં તમો તેવણુને ઘણાં હેતથી ચાહતા થશો."

"હું બીહુંચ કે, તેમ કદી નથી બનનાંર; પણ હું મારી ફરજ અદા કરીશ. પણ સઘળું કેવું વિચિત્ર દિસેછે! "કેવું અજબ, કે તમો, ફીલીપ, એ સઘળું કરો! મેં તમોને પેહેલ વેહેલ્લા જોયા, તે ભાગ્યશાળી દિન હતો!"

"પણ જે દિને સઘળો ભેદ ખુલ્લો પડયો તે દિન મારા માટે વધુ ભાગ્યશાળી હતો! જો મેં તમોને કાંઈ બક્ષયું હોય તો, તમો મુજને તે કરતાં વધુ બક્ષોછો." મારા છેલ્લા શબ્દોમાં છુપેલો અર્થ તે સહમજી ન શકયો, કારણ કે તેનું મન બહુ અસ્વસ્થ અને બેચેન હતું.

"કયારે આપરે ઉપડયે? શી રીતે આપણુ ત્યાં જઇશું?"

"મારી પાસ એક ઘોડો છે; હવે તમારે સારૂં કાંઈ ગોઠવણુ કરવી જોઈયે. રાથવેલ મને કહેતા હતા કે, હયાં ઘોડા છે."

"રાથવેલ, શું મારાં માયે સાથે છે?"

"હા, તમારી આવવાની વાટ જુવે છે. પણ વાલેનટાઈન," હું બોલ્યો. "બીજું પણ કોઈ છે, જેનાં વીશે તમારે પુછપરછ કરવી જોઈતી હતી. તમારા ભાઈ માટે કાંઈ પુછવાનું નથી?"

તેનું કપાળ ઘેરાયું. "કાંઇજ નહીં; હું મારા બાપને માફ કરી શકીશ, કારણ કે તેવણ મારા પિતાછે, અને મારાં માંયે તેવણુને માફ કરેછે. હું તેવણુને ચાહવાની યત્ન કરીશ. પણ મારા ભાઈ અને મારા વચ્ચે કોઇ પણ વેહવાર નથી રેહનાંર. હું નહીં તેને જોઇશ, કે નહીં તેની સાત વાત કરીશ."

"એમાં તમારો ચારો નથી. તમો કેદાહાડનાં તેને જોઈ ચુકાછો, અને વાત પણ કરી ચુકાછો."

"ત્યારે જાણુયા વિનાં ભુલથી કરી હશે."

"હા; કાંઈ વધુ તમોને કહું, વાલેનટાઇન? તમોએ તમારા બાપને પણ જોયલાછે, અને વાત પણ કરીછે."

"ક્યાં? કહો મને, ફીલીપ. ભરમમાં હવે વાત નાં કરો." વાલેનટાઇનને મારા ભેદનો કગરસ પણ ખ્યાલ ન હતો. તે એમ ધારવા લાગ્યો કે, કેથે મંડલીમાં બાપને અને ભાઇને તેને દિઠા હશે. ટાર-ઉડનાં ભોજણુનાં ઓરડામાં તે દિને રાત્રે એ ભેદ મને જાહેર કરવા રાથવેલ આવ્યા, તે વેળા હું જે રીતે અસિદ્ધ હતો, તેજ મીસાલે વાલેનટાઇન પણ હમણાં મારી વાત સારૂં અસિદ્ધ હતો.

"તમો ટાર-ઉડ છોડી આવ્યા, તે દિને સ્હવારે, તમો લીલોતરી ઉપર ચિત્રો ચિતરતા બેઠા હતા, તે વેળા તમારા બાપને તમોએ દિઠા અને તેવણ સાથ વાત કરી હતી."

હજી પણ તે સહમજી ન શકયો. વાલેનટાઇન એટલો બોથડ હતો એમ મેં કદી ધાર્યું ન હતું.

"એ તમે શું કરોચ, ફીલીપ! તે તો મેં તમારા બાપને દિઠા હતા."

હા; તેવણ મારા અને તમારા બાવા હતા, વાલેનટાઈન! વાલેનટાઇન, હમો ભાઈયો છીયે, તેથી ઓછી મિત્રાચારી હમો નહીં રાખીશું!" એમ કેહતાં મેં તેનાં બંધે હાથ લીધા, આવેશ સાથ ભેટયો અને હળાવ્યા.

"પણ, તમે તો, ફીલીપ નૉરીસ છેઓ!" તે પોકારી ઉઠયો.

"આજ પછી નહીં; વિલીયમ નૉરીસને નાંમે જો સર લારેન્સ એસ્ટમિયર પોતાને વર્ષો સુધી છુપા રાખવાનું પસંદ કરે, અને હવે પાછું એકવાર તેવણ પોતાનું ખરૂં નામ ધારણ કરે તો, મારેથી પણ મારૂં નાંમ-લારેન્સ એસ્ટમિયર—ધારણ કરાયે. હું, તમારો ભાઈ છું, વાલેનટાઈન!"

એ પછી શું બન્યું, તેની સ્પષ્ટ યાદી મને નથી; એટલુજ મને યાદ છે, કે વાલેનટાઈન મારા હાથ હળાવતો મારી અતરાફ કુદકા મારતો, અને મને અંગીકાર કરતો.

"ભાઈયો!" તે પાછું ને પાછું વિસ્મય થઈ પોકારતો. "તમે અને હું. ભાઈયો! ફીલીપ, એ બહુજ હર્ષકારક

છે! તમારાં માંયે મારાં—અને મારા બાપ, તે તમારા બાપ! શા માટે તમોએ એ સઘળું મારાથી છુપું રાખ્યું? તમારે મુજ ઉપર વિશ્વાસ રાખવો ઘટતો હતો!"

થોડાજ દાહાડા આગમજ એ વાસ્તવિક ભેદથી તેનીજ મીસાલે હું પણ અંધકારમાં હતો, એમ વાલેનટાઈનને સહમજ પાડતાં થોડો વખત લાગો. આપણો મેલાપ આપણી મિત્રાચારી, ચેશ્શામનું દુષ્કર્મનું તરકટ શોધી કાઢવું, એ સઘળું બનતી વેળા, મને એક લેશભાર ખ્યાલ ન હતો, કે કોઈ પણ રીતે હું એસ્ટમિયરનાં કુટુંબ સાથ જોડાયલો છેઉં, અથવા પેલા વડવાઓની લાંબી પેઢી, જેમની છબીયો કોર્ટમાં જોતી વેલા, મને વાલેનટાઈન ઉપર ઈર્ષા રાખતો કર્યો હતો, તે પેઢી ઉપર મારો પણ હકછે, તેઓ મારાં પણ વડવાં છે, એવું કસ્સું નહીં જાણતો હતો, એમ સહમજ પાડતાં વિલંબ લાગો. આખ્ખી કાંહણી મારે પેહેલ્લેથી તે છેલ્લે લગી કેહવી પડી. તે સાંભળતો ગયો, અને વિસ્મય પામતો ગયો. પછી તેને મારો હાથ ધર્યો.

"આપણા માંયે બાપ વચ્ચે સલાહ અને સમજુતી થઈ. જે ભાઈને હું ધિક્કારતો અને વેગળો રેહવા ઈચ્છતો હતો, તે ભાઈ, ફીલીપ નૅારીસ! ચેસ્શામ મરણ પામ્યો! તમો મોનાકો હતા ફીલીપ— **તમોએ** તેની ઉપર ગોળી ફોડી શું?" છેલ્લો સવાલ તેને જોશભેર પુછયો.

"નહીં; હું તેમ કરવા ગયો હતો, પણ મારી જગ્યા, બીજાએ આગમજથી લીધી."

"તમો એમ કરવા ગયા તે સાંભળી હું ખુશી થયો; અને તેમ કરવાની તમોને અગત્ય નહીં પડી, એમ પણ જાણી હું ખુશી છેઉં. હા, ફીલીપ—લારેન્સ, ભાઈ અને મિત્ર, સુખનાં દિવસ આવેછે. ચાલો, આપરે ઘર તરફનો માર્ગ લઇજીયે."

ઘર છોડી આપણે તબેલા તરફ ચાલ્યા. ત્યાં એક 'ડાગ-કાર્ટ' ની ગાડી અને ઘોડાનું એક ચોકત્ર હતું. એ ગાડી સાથે આપરે મી૦ બ્લાકનો ઘોડો જોતરયો અને થોડીજ મીનીટમાં આપણું ઘર તરફ ઉપડયા. બે માઈલનો રસ્તો કાપ્યા પછી સ્ટાનટન અને વિગર સામે આવી લાગ્યા. તે લોકે હમોને ઠોબાવ્યા.

"એ તમો છોકરાઓ કયાં જાવોછો ?" સ્ટાનટને પુછયું. "ફીલીપ, જો તમે એમ સહમજતા હોવો કે એમ વાલેન-ટાઈનને લઇને નીકલી જઇ શકશો, તો તમો ભુલ કરોછો."

"આપણી વાત શું છુપી રાખવાની છે?" વાલેનટાઇને મને ધીમે અવાજે પુછયું.

"લેશ ભાર પણ નહીં." મેં જવાબ દીધો. વાલેનટાઇન પોતાના મિત્રો ભણી ફર્યો અને બોલ્યો.

"સ્ટાનટન, વિગર, તમો સાથ એક નવી ઓળખાણ કરાવાની રજા આપો. આ, મારા વડા ભાઇ લારેન્સ છે."

પેલા બે જણાં એકેકને ટીકવા લાગ્યા. "સૂર્યે કાંઈ બહુ ગરમ તપતો નહીં હતો." વિગર બોલ્યો. "પણ સૂર્યની લૂખ કોઇ કોઇ હલકાં માથાં ઉપર સેહેલાઇથી અસર કરી શકે છે. થોબશો ના, ફીલીપ, બનતી ઉતાવળે, ડાકટરને ત્યાં ગાડી હંકારી જાઓ."

"એ દારૂની પણ અસર હોય." સ્ટાનટને સુચવ્યું. "આવા બે પોર્યાઓને એખલા મેલી ભગેશો નહીં રખાય."

"આ, મારો ભાઇ લારેન્સ છે." વાલેનટાઇન દબદબાથી બોલ્યો. "આપરાં માંયે બાવા આગળ, ડાવર–હાઉઝ જૈયે છૈયે." સ્ટાનટન સીપટી વગાડવા લાગ્યો. વિગરે પોતાનો હાથ લંબાવી વાલેનટાઇનનો હાથ ઝાલ્યો.

"એ વાત ખરી ?" તેને મારા ભણી ફરી પુછ્યું.

"કેવળ ખરૂં; મારા બાવા, જેવણ આટલી લાંબી મુદ્દત લગી વિલીયમ નૅારીસને નાંમે ઓળખાતા હતા, તેવણ ગુમ થયલા સર લારેન્સ નીકળી આવ્યાચ. હું ધારૂંચ જે, આપણાં દુ:ખનાં દાહાડા પુરા થયા. રાથવેલ હમણાં હમારે ત્યાં છે—હું કહી શકુંચ કે, તેવણ કાલે અતરે આવશે અને તમોને મલશે. તેવણ સઘળો ખોલાસો કરશે. સાહેબ સલામ—વખત બહુજ ટુંક રહેલો છે."

બંધે જણે હમોને ઉલટભેર મુબારકબાદી આપી. આપરી કથા, એ લોક એટલા હદ લગી જાણુતા હતા, કે સઘળું ચોકઠું ગોઠવી, છેવટે ખરો અંત પામી જાયે અને સમજી શકે. આપણે ત્રણી ખુશીભરી સલામ કરી આગળ ચાલવા માંડ્યું.

"એક પળ થોભો." વિગર બોલ્યો. "શેકાર કરેલા પરીંદાઓનો થેલો પેલો છોકરો લઇ આવે છે, ગાડીમાં ખોશી દેવો. વીસ વર્ષથી બંધ પડેલાં ઘરમાં જેવારે એક કુટુંબ પાછું ફરે ત્યારે મોદીખાનું ગુચવણમાં રેહે છે; તે વેળા આ પક્ષિયો ઉપયોગી થઇ પડશે."

"અને વળી, વાલેનટાઇનને શેતાની ભુખ છે." સ્ટાનટને હુમેર્યું. વાલેનટાઇન રાબેતાનાં રંગીલાંપણાં સાથ હસવા લાગ્યો, અને ભલા આશીશો સાથ આપણાં મિત્રોને આપણાં વિષેની વાત કરતા મેલી આપરે હંકારી ચાલ્યા.

આપણને અવકાર દેવા માટે આપણાં માંયે બારણાં ઉપર આવ્યાં હતાં. પેહલાં પોતાનાં વડા પુત ભણી ફરી, ભેટવામાં, હું ધારૂંચ કે, તેવણની જાતિ મયા અને અંતરની ખુબી હોવી જોઇયે.

"નિદાંને!" તેવણ ધીમેથી બોલ્યાં, "પતી, પત્ની, અને છોકરાં એકજ છાપડાં તળે! ઓ મારા પ્રમેશ્વર! હું કેવી સુખી છેઊં!"

---

## પ્રકરણ—૩૦ મું.

## બહુ લાંબી મુદ્દતે!

મારા બાવાની માંદગી, શરિરને લગતી હોય, કે પછી હૃદયને લગતી હોય, પણ તેઓ ઉતાવળે આરોગ્ય થતા ગયા. થોડા દિવસમાં, એઓ વિષેની સર્વ ફીકર ચિંતા આખર થઇ. ઓરડામાંથી બાહાર નીકળવાને, અને ઘર બાહારની કસરત લેવાને એઓ શક્તિવાન થયા. ખરેખર, હું મારી માતાને પૂર્ણ ખાતરી આપવા લાગ્યો કે, વર્ષોથી એવણને એવી સારી તબિયતનાં મેં દીઠા નથી.

મારા બાપે વાલેનટાઇનની પેહેલી ભેટ લીધી તે વેળા હું હાજર નહીં હતો. પણ મારા ભાઇયે મને કહ્યું કે, તેવણે

તેને પોતાની સોડે તેડયો, અને પોતાનો હાથ આપતાં પોતા-નાં બેટાને, આવો, પોતાની પેઢીને પ્રતિષ્ઠા આપવા જેવો નીકળેલો જાણુવા ઉપર, પોતાને ઉપજેલો હર્ષ પ્રગટ કર્યો. તેવણે બહુ મયા અને હેતથી વાતો કરી, અને નિર્દય દુર્ભાગ્યે તે લોકોને એકેકથી અંજાણ્યા રાખ્યા હતા, તે ઉપર ઘણો બળાપો અને ગમી કીધી. ભવિષ્ય, ભુતકાળનો અવેજ વાળશે, તેવણુ બોલ્યા. તેવણુનાં શબ્દો તો મધુર અને હેત ભર્યા હતા, પણુ કંઇક દબદબા સાથનાં હતા, જે દબદબો તેવણુનાં નાંનાં બેટાને, વીતેલા બનાવ ઉપર પોતાની પરિક્ષા ચલાવવાથી દુર રાખતો હતો. વાલેનટાઇન તેવણુથી રાજી થયલો, પણુ ગુચવાયલો બાહાર આવ્યો.

"એવું મને દિસે છે," તે બોલ્યો, "કે ભુતકાળમાં બનેલું કાંઈ પણુ પાછું સ્મરણુ કરી શકતા નથી અથવા કરવા ઈછ્ચ્તા નથી. પણુ, તેવણે મુજપર બહુ મેહેરબાની દેખાડાવી, અને અલબત તેવણુ એવા પુરૂષ તો છેજ, કે જેને એક પુત્ર ખુશીથી બાપ કહે."

હાલ જ્યારે એવણુ ધીમે ધીમે તંદરૂસ્ત થતા જતા હતા, તે વેળા વાલેનટાઈનને તેવણુની સોડે રેહવાની બહુ તક મળતી હતી. મારાં માંયે વતરોગે, એજ ઘણો ખરો બાવા આગળ રેતો હતો. માંયે કદી બાવા સોડેથી ખસતાં નહીં હતાં, પણુ વાલેનટાઈન ઘણો ખરો બાવાની બીજી બાજુયે રેહતો હતો. થોડા દાહાડા સુધી મને થંડાઇથી એક કોરેજ મેલી દીધો હતો. પણુ હું તે પર નારાજીથી બડબડયો નહીં. હું એવો સુખી હતો કે, નાંરાજ નહીં થઇ શકતો હતો.

મેં અગમચેતી કરી હતી તે મુજબ મારા બાવાએ પોતાનો નાંનાં બેટાને જીતી લીધો હતો. જે કંઇ જરા રતી ગુચવણ કે ધભરાટ એઓ બંધે વચ્ચે પેહેલાં હતો, તે થોડાજ વખતમાં ગુમ થઈ ગયો. બહુજ ટુંક વખતમાં વાલેનટાઇનને નિરાંતી વળી, અને વાલેનટાઈન, લોકો, અને વસ્તુઓ ઉપરના પોતાનાં હવાઇ મત્તો ખોલાસેથી આપતો થયો.

મને લાગતું કે, મારા બાવાનાં મનમાં જે કંઇ ગમી ભર્યા વિચારો રહી ગયા હોય, તે હાંકી કાઢવાને, વાલેનટાઇનનાં કરતાં સારો સોબતી એવણને જડી શકે નહીં.

રાથવેલ ચાલી ગયા હતા—વિગર અને સ્ટાનટનનાં દિલ ખુશ કરવાને, અને પોતાની અસભ્ય ગેરહાજરીની માફી ચાહવાને, અને તે નુકસાન બનતી રીતે સુધારવા ચાલી ગયા. મેં પણ થોડાજ દિવસમાં તેવણનો દાખલો લેવાનું દુરૂસ્ત ધાર્યું અને એક અપસ્વાર્થી અગત્યનું કાંમ, જેની તરફ આજ લગી મેં શરમ ભરી ગફલતી દેખડાવી હતી, તે કાંમ પાર ઉતારવાનો વિચાર કર્યો. મેં કલાડીનને એક પત્ર લખ્યો હતો, અને આ આશ્ચર્યકારક બનાંવો બન્યા તેની જાણ કરી હતી. હું તે પત્ર અને તેનાં ઉત્તરની નકલ અતરે આપવાથી અટકું છું, કારણ કે મેં આગમજ કહ્યા મુજબ, આ કંઇ પ્રિતિ—કથા નથી. હું એટલુંજ કહી શકું છું, કે જે રીતે તેણીએ મારી ફતેહ અને નવી ઉમેદો ઉપર મને મુબારકબાદી આપી, અને મારી ચતુરાઇ, હુશયારી ઇત્યાદી ઉપર વખાણ ગાઇ, તે રીતે તે મનરંજન વાકગો અને શબ્દો તેનાં મોંહથી બોલાતા સાંભળવાને હું

આતુર થયો. મારા માંયે કંઇ હરકત ન લેવાથી, હું મારા આનંદદાયક કાંમ ઉપર નીકલી પડયો.

કલાડીન હજી પણ, તેણીનાં અસલી લશ્કરી વાલી અને તેવણનાં બેહેનપણી સાથેજ રહેલી હતી. હું સ્ટેશન ઉપરથી તે ઘર તરફ ચાલતો જતાં મારા મનસે હસ્વા લાગ્યો, અગરજો, પેલા જનરલનો ભયંકર ચશ્મો રખે મને ફરીથી દેખવો પડે કરી માંહેથી ઘભરાતો હતો. આગલા વખતની મારી બેઅદબી માટે મેં એક યોગ્ય માફી ગોઠવી રાખી, અને ભરોસો રાખવા લાગ્યો કે, તે વૃદ્ધ સોલજર મને માફ કરશે, અને તે વેળાની મારી વર્તણુક વિસરી જશે.

મેં મીસ નેવીલને મલવા ચાહી, અને સુખડની પેટીઓ અને બીજા અજબ સુગંધી સણગારની વસ્તુઓથી મઘમઘતા દેવાનખાનાંમાં દાખલ કર્યો. એક મીનીટમાં કલાડીન આવી મને ભેટી. આપણા પેહેલા અતિ હર્ષ ભર્યા મેલાપ પછી, બહુ મેહેનતનાં સોહામણુ કોતરનીનાં, મુંબઇનાં સોફાઓમાંનાં એક સોફા ઉપર આપરે બંધે ગોઠવાયાં. અને મારી લાંબી મુદ્દત લગીની ગેરહાજરી માટે મને પેટ પૂર વખાણુ પણ મલી. વીનવવામાં આવ્યો, અને ઠપકા પણ મલ્યા. એ પછી આખ્ખી કથા મારા મોહથી કહાવી.

કલાડીન, પોતાની ફુઇને તેણીનાં ધણી સાથે આવી પૂર્ણ સુલેહ—સમજુતી પાછી થઇ, તે સાંભળી, ખુશીનાં આંસુ વરસાવા લાગી. વાલેનટાઇન અને તેનાં બાપ અરસપરસ

જીવલગ મિત્રો થવાનો સંભવ છે, એમ જાણી તેણી બહુ હર્ષ પાંમી. મારી પોતાની ઝિંદગીનાં ફેરફારોની બાબદમાં તો——

"એમાં કાંઇ ઝાઝો દમ નથી," તેણીની બોલી. "હું ફિલીપ નૅારીસને ચાહતી હતી—હવે હું લારેન્સ એસ્ટમિયરને ચાહીશ." જે પ્રતિજ્ઞા માટે, મેં તેણીનો યોગ્ય રાતે પાડ માન્યો.

"હવે," તેણીની બોલી. "મારાથી વધુ વાર તમો સોડે થોબાએ નહીં; અગરજો તમો મારા પેહેલા પિત્રાઇ છેઓ, પરંતુ મારે જનરલને તેડવા જોઇએ."

હું અફ્સોસ કરવા લાગ્યો. "હું કેમ કરીશ હવે?" મેં પુછ્યું. "કરવાનું! કાંઇજ નહીં; પણ તેવણુની મુબારકબાદી સ્વીકારવી. મેં થોડાજ દિવસ ઉપર જનરલને કહ્યું કે, ફિલીપ નૅારીસ સાથની મારી સગાઇ તુટી ગઇ, અને હું મારા પિત્રાઈ, વાલેનટાઇનનાં ભાઇ સાથ પરણુનાર છેઉં. જાણે હું એક ખરાબીમાંથી છુટી હોઉં તેમ મને દેખે છે, અને તમોને મારા રક્ષણ કરનાર લેખે છે!"

જનરલ અને તેવણુનાં બેહેન આવ્યાં, અને શિરસ્તા પ્રમાણે મારી ઓળખાણ આપવામાં આવી. પેલો ભયંકર ચશ્મો મને દેખવાની મદદે આવતાં હું ધ્રુજવા લાગ્યો; પણ ગરમ દેશનાં એ મદદનીશોને કપાળ ઉપર ચઢાવનાર, મારા ભણી મિત્રભાવ ભર્યા હોવાથી, આગળી પિછાણુતથી બચી જવાની ઉમેદ રાખવા લાગ્યો. તેમજ થયું. સેલીનાંએ

તો મને પાછો ઓળખ્યો. તેણીનાં ચેહેરા ઉપરથી એ વાત હું પામી ગયો, પણ મને પાછળથી માલમ પડયું કે, કલાડીને પોતીકા વિશ્વાસમાં તેવણુને લીધાં હતાં, અને એ ભેદ કહ્યો હતો, તેથી એ વિષેની ફિકર રહી નહીં. જનરલ ગોરે, તેવણુ સાથે ભોજણ લેવાનું મને નોતરૂં દીધું! કેટલીક તેમાંની વાણીઓનાં તિખાસ સિવાએ બાકીનું સઘળું બહુ ખુશી સાથ પાર ઉતર્યું. કેઇ કેઇ વાંણીઓથી વેગળું રેહવું, તેની મને કલાડીને ચેતવણી આપી હતી, અને મારી સોડેનું પાણીનું ગલાસ ખાલી કરતાં મને લાગ્યું કે, આવી તીખ્ખી મરચાંની વાંણીઓનો, જો હું થોડાં વર્ષ અણભોગ કરૂં તો, જનરલનીજ પેઠે હું પણ કાલજાં વિનાંનો, અને અંતઃકરણ વિનાંનો થઇ જાઊં. એક પુરૂષ, જયારે લાલ અને લીલાં મરચાં ખાવાપર પડે, તયારે ઉમેદ ભંગ.

ભોજણ પછી જનરલ મુજને મુબારકબાદી આપવા લાગ્યા. એક વાર આગમજ તેવણુ મારા પિતાને ઓળખતા હતા, અને તેવણુ ભેદ ભર્યા એકાંતવાસથી અને ખુણાંમાંથી પાછા એક વાર બાહાર નીકલ્યા, તે સાંભળી તેવણુને બહુ હર્ષ પેદા થયો. પછી, પરણેતર જિંદગી માટેની થોડીક સલાહ મને આપી. જે સલાહો, એવણુ કુમારા રહી ગએલાં પુરૂષ છે, એમ વિચારતાં બેશક બહુ કિમતિ લાગી. એવણુ, પત્નીને પલટણ સાથ સરખાવતા હતા; કે તેણી ઉપર દ્રઢ પણ નમ્ર હાથે હકુમત ચલાવવી જોઇએ; તેણીને હાથ ધરી ચલાવવી, પણ પોતે તેણીની પાછળ નહીં ચાલવું. નિયમને હરકત નહીં કરે તેવી ઝીણી ઝીણી માંગણીઓ માન્ય કરવી.

એવી ઘણી વિષયો હોએ છે, જે કરનલનાં મનસે બહુ અલ્પ જેવી લાગે છે, પણ તે વિષયો પલટણને બહુ અવશ્યની હોએ છે. તેમજ ધણી અને ધણીયાણી વચ્ચે છે. કેટલીક ચીજો ભરથારનાં મનસે બહુ અલ્પ લાગે છે, પણ તે, બાર-જાને બહુજ અવશ્યની હોએ છે. તેથી, નાંહની નાંહની વિષયોમાં તેણીની મરજી સાચવવી પણ ભારી વિષયોમા દ્રઢ રેહવું.

એ સલાહ પણ સારી હતી; પણ કમભાગ્યે, જનરલ પોતાનાં વખતમાં, અતિશય કરડો અને બહુ સખ્ત અમલદાર હતો એમ જાહેર હતું! જેમ બન્યું તેમ, હું તેવણનો આભારી છેઉં એવો દેખાવ આપ્યો: પણ હવે, બાંનુઓ હતાં તે ઓરડામાં જવાની મરજી દેખડાવી, ત્યારે મેં માનેલો આભાર બાહારનો નહીં હતો. ભિત્તરથી આભાર માનતો ઉઠ્યો.

"પછી, મી૦ એસ્ટમિયર," આપણે ઉઠતાં, તેવણ બોલ્યા. "કલાડીન કોઇ બીજી સગાઇમાં ગુચવાએલી હતી, જે દૈવ-જોગે, હવે તુટી ગએલી છે, એ વાત તો અલબત તમારેથી છુપી નહીં હશે? તે જુવાન્યો કોઇ ગરજાઉ લુચ્ચો હતો, સાહેબ!——એક લુચ્ચોજ!"

મેં તેવણને ઉત્તર વાલ્યો કે, કલાડીને મન સઘળું કહ્યું હતુ.

"એક જુવાન્યો, જેને માતાજ નહીં——જેનો બાપ પ્રદેશ—નારીસ કરી નાંમ આપતો હતો——કોઇ ડેવનશાય-

યરનો નૉરીસ! તમો કાઇ દિને ડાવેનશાયરનાં નૉરીસ વિષે કાંઇ સાંભલ્યુંચ?"

"મને કંઈ યાદતો નથી!"

"નહીં—તેમજ કાઇએ પણ નથી સાંભળ્યુ. હામ્પશાયર નૉરીસો છે;—મિડલ-સેકસ નૉરસો પણ છે; પણ ડેવનશાયરનાં નૉરીસો તો કદી નથી થયા."

મેં એવણુની કોઈ વાત નાં નહીં પાડવાથી, એવણુ દેવાનખાંને મારી સાથ આવતાંજ બોલ્યા :——

"મી૦ એસ્ટમિયરને હુ પુછતો હતો, સેલીનાં" તેવણુ બોલ્યા "કે, કદી પણ એવણે ડેવનશાયરનાં નૉરીસો વિષેનું કાંઇ સાંભળ્યુંચ. એવણુ મારી સાથ એક મત્ત થાએ છે કે, એવાં કોઈ નથી.

"કલાડીનને છેલ્લી વાર આ રીતે ફજેત પાડવાનું વિચારી, તેવણે ઉપલો સવાલ કર્યો હતો. પણ તેટલાં કલાડીનની આંખ ઉપર મારી નજર પડી, અને મોટે હસી પડવાથી મને પોતાને અટકાવામાં મારી આત્મસંયમની સઘળી શક્તિઓ બાહાર ઉપયોગમાં લાવવાની મને જરૂર પડી.

મેં એક અઠવાડયું ચેટલહામમાં ગુજાર્યું; જે અરસામાં કલાડીને અને મેં, ગરચે દાહાડો નહીં, તો પણ, મહીનો તો નક્કિ કર્યો. એ પછી, હું પાછો ડરબીશાયર ગયો.

ત્યાં મારાં માંયે—બાવા સાથે થોડાજ દાહાડા રહી શકયો. હું ગેરહાજર હતો તેટલાં, બે ત્રણુ માસ બાહાર—ગામ જવા-

નું એ લોકે નક્કિ કર્યું. એઓ એખલાજ જનાંર હતા. વાલેનટાઇન પણ તેમની સાથે નહીં જવાનો હતો, પણ ઘર પાછાં ફરતાં તે લોક એસ્ટમિયર–કોર્ટમાં ઉતરનાર હતાં.

કલાડીનને અને મેં આપણાં પોતા વિષે જે નક્કિ કર્યું હતું, તે મેં તેમને જણાવ્યું. બાવાએ, જાણે એ સઘળાંની આગમચેતી કરી રાખી હોએ, તેમ મારી સઘળી ઇચ્છાઓ માન્ય કીધી. તેવણે માત્ર એટલોજ ઠરાવ પોતા તરફથી કર્યો, કે આપણું ઘર એસ્ટમિયર–કોર્ટમા થશે. જો હું જુદું ઘર માંડવાનું પસંદ કરતે તો પણ, એવો ઇશારો આપવાની મારી હિમ્મત નહીં ચાલતે—મારી બાબતમાં, મારી માતાની કાકલુદી કરતી આંખ્યોજ કાંટો ફેરવી નાંખતે.

એ રીતે તેઓ હમોને છોડી ગયાં. મારી માતા, તેવણનાં બર્ફ સરીખા મનમોહન કેશ છતાં, આજનાં સંધાએલાં જોડાં મિસાલે સુખી અને હર્ષિત દિસ્તાં હતાં. મેં એ વાત તેવણને કહી અને એક છોડીની પેઠે શરમનાં રતાસથી તેઓનો સોહામણો મુખડો દીપવા લાગ્યો.

એઓ પાછાં ફરે તેટલાં એસ્ટમિયર–કોર્ટ સઘળી રીતે તૈયાર કરવાનું કાંમ વાલેનટાઇનને અને મને સંપોરત કરવામાં આવ્યું. આપણાં એ ભવિષયનાં ઘરમાં ઘણાંક હર્ષિત દિવસો હમો ભાઇઓએ ગુજાર્યા. લાંબી મુદ્દતથી સાંતી રાખેલો ખજાંનો બાહાર અજવાળાંમાં કાઢ્યો, તે જોવામાં, મી૦ એસે એક લાંબી પટી મોકલી હતી તે સાથ સઘળું સરખાવામાં બહુ મોજ મેળવતા હતા. અતિ નાંદેર

સોહામણાં ચીનાંઇ કબાટો, તેવીજ સુંદર અસલી જમાંનાંની ચીનાંઇ પેટીઓ, અને શોખીલા પુરૂષોથી લાંબી મુદ્દતથી, વંશપરંપરા એકઠા કરતા આવેલા અમુલ્ય ખજાણાં અને સણગાર; એ સઘળું તેમની છુપી જગ્યાઓમાંથી બાહાર કાઢતાં જવું, અને ગોઠવણી કરવાનાં હેતુથી લનડનથી મોકલાએલા ગ્રહસ્થની મરજી મુજબ, તેમની યોગ્ય જગ્યાઓ ઉપર ગોઠવવું, એ પરિશ્રમ મારા અને વાલેનટાઈનનાં મનસે પ્રિતિની પરિશ્રમ હતી.

એસ્ટમિયર-કોર્ટ, પોતાનાં ધણીને અવકાર આપવા લાયકનું ઠીકઠાક કરવાને, બેહદ મેહનત અને આશ્રમની જરૂર હતી; પણ નાણાંની લેશભાર પણ વાણ્ કરવાનું અવસ્ય ન હોવાથી, આપણે આશા રાખવા લાગ્યા કે, તે ભટકતું જોડુ પ્રદેશથી પાછું ફરશે તેટલાં સઘળું તૈયાર થઇ રેહેશે. તેઓ એ માસ વિતા કેડે પાછાં ફર્યાં પણ માત્ર બેજ દિવસ લનડનમાં થોબયાં. મારા વિવાહનાં દિવસ ઉપર તેવણ્ ઘેર પાછાં ફરેલાં હતાં.

કલાડીન અને હું, શાંતીથી, હોહો વિનાં, ચેટલહામમાં પરણયાં, અને પછી આનંદદાયક ભટકવાસની લાંબી મુસાફ્રીએ નીકલી પડયાં. એક સ્થળથી બીજે સ્થળ, એક ગામથી બીજે ગામ આપણી પોતાનીજ ખુશ મરજીનાં આધાર ઉપર સેહેલ કરતાં રહ્યાં, અને આપણાં પોતાનાં ખુશ ભોગવટા વિનાંનો બીજો કસ્સો વિચાર આપણુને નહીં હતો. જ્યારે ઘર તરફનાં આપણાં મિત્રોભણી ગફલતી રાખી બહુ

દિવસ થયા એમ વિચાર આવતાંજ, આપણું નવાં ઘર એસ્ટમિયર-કોર્ટભણી આપરે મોંહ ફેરવ્યું.

આપણને પેહેલો અવકાર આપનાર વાલેનટાઈન હતો. તે આપણને વાટમાં મલેચ, અને આપરી ગાડીની બાજુએ સ્વારી કરતો ચાલેચ. આપરે કોર્ટ જઈ લાગ્યેચ, અને તેનાં વિશાળ ઓટલા ઉપર મારા માન-પિતા, અઘોર ઉમ્મરનાં ઉમદા, પ્રશ્સ્ત ઈંગલીશ ગ્રહસ્થ અને બાનુનાં દેખાવે ઉભેલાં છે. મારી માતાનો એક હાથ મારા બાવાનાં ખભાં ઉપર ટેકેલો છે, અને મારા બાવા તેવણની તરફ જોતાં, તેવણનાં સોહામણાં મુખડા ઊપર ઊંડી માનભરી પ્રિતિનો છાપ દીપે છે. વાલેનટાઈન, જે આપણી અગાઉ જઇ લાગો; તે જેવો પોતાનાં ઘોડા ઉપરથી કુદી પડી મારા પિતાની બાજુએ જઇને ઊભો રહેછે તેવીજ મારા પિતાની ચશ્મો ચળકે છે; પણ તેવણ મારા હાથને આવેશથી ભેટે છે, અને પોતાની મધુર ગંભીર ઢબે મને અને મારી વહુને ઘર આવવા ઉપર મુબારકબાદી આપે છે, તેમાં મને ખુલ્લુ જણાય છે કે, પેલા જંગલી ડેવનશાયરનાં ડોંગરા ઉપરનાં અસલી એકાંત ઘરમાં જે વેળા હું એખલોજ એવણનો સાથી હતો, ત્યારે જેવો હું એ બાપને વાહાળો હતો, તે કરતાં આજે વધુ પ્યારો છેઉં.

* * * * * *

મારી કથાનો મેં છેડો આણ્યો. ત્યાર પછી જે કાંઈ બન્યું તે નોંધ લેવા લાયકનું નથી. મારા માયને તેવણનાં વાહાલા કંથ સાથે મેં મેલાપ કરાવ્યાને આજ કેટલાંક વર્ષ

વીટી ગયાં છે. વાલેનટાઇન પરણ્યોછ, અને બહુ સુખી છે. જો કે આગમચ મુજબ ચિતારની પીછી તેવી તીવ્રપણે ઉપયોગમાં નથી લેતો, પરંતુ હુંનરની દુન્યામાં આજે તેનું નામ વિખ્યાતી પામેલું છે. તે અસલનાં જેવોજ મધુર, રમુજી અને રગીલો છે, અને એસ્ટમિયર-કોર્ટને જલદી ભેટ આપનાર છે, એવા મલેલા સમાચાર કોર્ટમાંનાં સઘળા રેહવાસીઓને હર્ષ ઉપજાવે છે. હવે જ્યારે ઘરેણાંઓ ઉપરનો પોતાનો જાતી ઉભરો તૃપ્ત કરવાની પુરતી તક છે, ત્યારે એ તેનો શોખ ઘટતો જાય છે. જે વીટીઓ આગલ તેનાં આંગલાંઓ ઉપર ઝગઝગતી હતી તેમાંની ઘણીએક આજે તેની પત્નીને આંગળે ચળકે છે. "લુટ તેનાં વિજયને અપાઇ," તે કેહે છે. હું જાણુંછું તેટલા હદ લગી તો તેને એકુ ફિકર નથી. સઘળી પાંતીની સગવડ પુરાયલી, અને કાળ રમણુય રીતે નીસરે તેવાં કામમાં ગુંતાયેલો, સૌને વાહાળો અને સૌને ચાહતો વાલેનટાઇન, એક પૂર્ણ સુખી પુરૂષની જીંદગી ગુજારશે કરી સ્પષ્ટ દેખાઇ આવે છે.

રાથવેલે એકજ બીજી સફર કરી, અને એકજ બીજું ગ્રંથ પ્રગટ કર્યું; એ પછી પોતે મેળવેલી પ્રતિષ્ઠા અને ફતેહનો ઉપભોગ કરતા ઘર બેઠા છે. તેવણે મીર ફીલ્ડીડ પાછું નવી રૂઢી ઉપર ગોઠવી તૈયાર કર્યુચ, પણ ઘણોખરો પોતાનો કાળ **પોતાના** ઘરનાં કરતાં **એસ્ટમિયર-કોર્ટમાં** વધુ ગાળે છે. એવણુ સ્વભાવિક રીતે આપણાં કુટુંબ—મંડળનાં એવા મિત્ર થયા છે, જે એવણુ આવે છે ત્યારે સઘળાં મઘન થાય છે, અને જાય છે ત્યારે સઘળાં દલગીર થાયે છે.

કોઇ લાર્ડ રાથવેલ બીજું નથી, અને મને નિશ્ચે છે કે તેવું કોઇ થનાર પણ નથી. તેવણનું ખાનદાન અને ખેતાબ, તેવણની સાથેજ મરણ પામશે, અને તેવણ પોતાની વિશાળ મિલકત વાલેનટાઈનને સ્વાધિન કરી જશે; પણ પ્રમેશ્વર કરેને તે દિવસ બહુ આઘો હોયે!

મારી અને કલાડીનની વિષયમાં, મારે થોડું કેહવાનું છે. આપણે એકમેકને ખરા અંતર:ભાવથી ચાહીયેચ, અને આપણને પ્રમેશ્વરથી બાલકોની કિમતિ બક્ષેશ થઇ છે. મને પણ કોઈક કિર્તિસ્પૃહાઓ છે—કોઈ કોઇમાં મને જય મલી છે, અને વધું જયની આશા રાખુંછું; પણ તે સઘળું આ મારી કથા સાથે કાંઇ વળગાણ ધરાવતું નથી.

પેલી મરણ પામેલી સ્ત્રી મીસીસ મરટનને મેં જે કબુલાત આપી હતી તે મેં પાળી કરી કેહવાનું મારે વિસરવું નહીં જોઇયે; અગરચે તે છોકરાંવોને ફરીથી જોવાની મેં ઝાઝી દરકાર નહીં કરી, અને તે લોકને પોંહોંચાડતો હતો તે મદદ મેં છુપી રાખી હતી, તોપણ જ્યાં લગી તે બંધે છોકરાં બરાબર વયે પુગાં, છોડી સારે ઘર પરણી ગઈ, અને છોકરો કમાઇયે લાગ્યો ત્યાં લગી મેં તે લોકની સંભાળ રાખ્યા કીધી હતી.

હવે સેવટે મારા બાવા અને માયે વિષે મારે તેમનું બંધેનું સામટું કેહવું જોઇયે. તેમને જુદાં પાડવાનું ન બને એવું છે. જ્યારે પણ મારી તરફની કંથ તરીકેની ફરજમાં ગફલત થઈ કે કલાડીન મારાં માયે તરફની મારા બાપની

હેત–પ્રિત અને મમતાનો પુરાવો મારી સામે ફતેહથી ધરે છે. જો બીજી ફસલ પેહલી ફસલની ખરાબીનુ નુકસાન વાળી શકતી હોયે તો, મારી માયેની જીંદગી સુખી ગણાયે. એક કલાકની પણ તેણીની ગેરહાજરી મારા બાવા સહન કરવાને અશ્કય દિસે છે. જ્યારે મારી માતા તેવણુની સોડે હોય છે ત્યારેજ માત્ર તેવણુનાં મોંહ ઉપર ખરો સુખી ચલકાટ દિસે છે. મારી માતાની પ્રત્યક ઈચ્છાવો આગમચેતીથી, તર્કથી પરખાય છે, પુરી પડાયે છે, અને તેણીનાં અણેક વિચારો આગમચથી સમજાયે છે. **તેણીનાં સુખ અને શાંતાને માટે પ્રત્યેક યત્ન કરવીજ જોઇયે, અને તેણીને સઘળાં પાંતાયે હર્ષિત રાખવીજ જોઇયે.** એવો મારા બાવાનો નિયમ છે. મારા બાવા રાજદુવારી જીંદગીમાં દાખલ થવા નહીં ચાહતા, કારણુક તેની ફરજો પોતાને મારી મા સોડેથી વેગળો રાખે. એવી કિર્તી મેળવવાની પ્રયત્નમાં તો હુ તેવણુનો પ્રતિનિધિ છેઊં, પણ એમ છતાં તેવણુ સઘળે પ્રખ્યાત છે. તેવણુને પોતાની પત્નીની સોડેથી ખસેડયા વિનાં પોતાની કલમને સારી રીતે ઉપયોગમાં લાવી શકે છે. તેમનાં તીવ્ર અને ઝટકો લગાડનાંરા નિબંધોને, ગુણદોષ વિવેચન કરનાર મોટા વિખ્યાતી પામેલા ચોપાન્યાંઓમાં માનભરી જગ્યાઓ અપાયે છે. તેવણુની શાસ્ત્રાનુસારી શોધો ચોપાન્યાંઓમાં સમાયે છે, જે ઉપરથી એ શોધોનું વજન સાબેત થાયે છે. જો એવણુ કદી લનડન શેહેરની ઝિંદગીમાં દાખલ થાયે તો એવણુ પોતાને માન પામેલા, અને સઘળે ઠેકાંણે વિખ્યાતી પામેલા જોશે.

અગરજો પોતાની પત્નીને ખરા અંતરઃભાવ અને જોસ્સા ભેર અર્પણ થયેલા છે, તથાપી, હું જાણુંછું કે ભુતકાળને લગતો એકુ પણ ખોલાસાનો, કે કાંઇ કારણનો, કે ક્ષમાની માંગણીનો શબ્દ પણ તેવણનાં હોઠથી પડયો નથી. એ શું અભિમાનથી, કે શરમથી, કે કોઇવાર હું બીહુંચ તેમ એવણનાં મનનું વ્યવસ્થાનું કારણ છે, તે હું કહી શકતો નથી. એવણનાં મનની વ્યવસ્થાએ એવણની જીંદગીનાં ઘણાં વર્ષોને કાંઇ ભયંક ડાઘયેલ સ્વપનાં જેવા કરી નાખ્યા હશે શું ! તે હું કહી શકતો નથી. વાલેનટાઇનને કે રાથવેલને તેવણે એક શબ્દ પણ કહયો નહીં હતો. જે વર્ષો— આપણે બાપ દીકરા—એખલા સાથે ગુજાર્યા હતા તે વર્ષો વીશે મારી સાથ પણ કાંઇ દિને વાત નહીં કરી હતી, તે છતાં સઘળા દેખાવે તેવણની મન-બુદ્ધિ તેવીજ તીવ્ર અને તેવણની યાદી અસલ જેવીજ વિશિષ્ટ અને દ્રઢ હતી. ચેશ્શામનું નામ કદી એવણ મોંહ ઉપર નહીં લેતા હતા. પેલા ઇનસાફનું ભયંક કર્મ મેં અને રાથવેલે નજરે દીઠું હતું, એમ એવણ જાણતા નથી. હું ખચિત માનુંછું કે, એવણ કોનો લેતા હતા તે અરસામાં એવણ કસ્સું જાણતા નહીં હતા, અને એક નિંદ્રમાં ચાલનાર પુરૂષ કરે તેમ સઘળું એવણે કર્યું, અને તે કરૂણરસ બનાવ અથવા તો તેવણની યાદીમાંથી ગુમ થઇ ગયોચ, કે યાતો પૂરતું ઠસેલુંજ ન હતું. રાથવેલે અને મેં એ બાબેની ફરીથી વાત કરી, અને આપણે એવા નિંદાન ઉપર આવ્યા કે ચેશ્શામનાં મરણની વિશેષ વિગતોથી પૃથવિ ઉપર અમો બેજ જાણીતા

